ૐ નમઃ

સર્વે જૈન જ્ઞાનાભ્યાસી, વિદ્યાવિલાસી, આત્માર્થી, સુજ્ઞ જનો માટે અપૂર્વ ગ્રંથ.

નામે

# સજ્જન સન્મિત્ર

યાને

## ચિત્ત વિશુદ્ધિ રસાયણ દ્રહ.

**ભક્તિ, વૈરાગ્ય, અને જ્ઞાન વિષયિક, અનેક મહાત્માકૃત, લગભગ એકસોથી પણ વધારે આત્મબોધક ગ્રંથોનો સંગ્રહ.**

દુહો—ભક્તિ, વૈરાગ્ય જ્ઞાને કરી, પૂર્ણ રસાયણ દ્રહ;
ઝીલે તસ ચિત્ત મળ તજે, ઝળહળે આતમ ગૃહ.


સંગ્રાહક.

શા૦ જૈ૦ માસ્તર.



છપાવી પ્રસિદ્ધ કરનાર

શા૦ અંબાલાલ ગોવર્ધનદાસ

**ઠે૦ મંગલદાસ મારકીટ ચોથી ગલી,—મુંબઇ.**

ઇ. સ. ૧૯૧૩ આવૃત્તિ પહેલી, પ્રત ૧૦૦૦ સંવત્ ૧૯૬૯




**કિમ્મત અમૂલ્ય.**


મુંબઇ પાયધુની ધર્મ વિજય પ્રા. પ્રેસમાં હરજીવન ભગવાને છાપ્યું.

# અર્પણ પત્રિકા.

સમસ્ત આત્માર્થી, સુજ્ઞ, વિવેકી, સરળ, માર્ગાનુસારી, આજ્ઞારંગી, સમકિત સંગી, વિવિધભંગે વૃતધારક, શુદ્ધ દયાધર્મ પ્રતિપાલક, જીન શાસન પ્રભાવક, વિનય મૂળ ધર્મ આરાધક, શ્રદ્ધા વિવેક અને ક્રિયાવંત, શુદ્ધ રત્નત્રયીના સેવક, ઈત્યાદિ અનેક સુગુણ સંપન્ન, સર્વોત્તમ, સર્વોત્કૃષ્ટ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી ચતુર્વિધ જૈન સંઘ સમસ્ત, જેને વિષે શ્રી પુંડરિક સ્વામી, ગૌતમ પ્રભુ આદિ મહા શાન્ત, દાન્ત, વિશુદ્ધ જ્ઞાન ધ્યાન ચારિત્રમય શુદ્ધ સ્યાદવાદ માર્ગ વહન કરવામાં ધુરંધર ધોરી સમાન અનેક યોગીશ્વર મહાત્માઓ શ્રી જીન શાસનનો ઉદ્યોત કરતા થકા પરમ જ્યોતિરૂપ પ્રકટયા છે; વળી જેને વિષે શ્રી ચંદન બાળા પ્રમુખ મહા ગુણવાન સતી સાધ્વીજીઓ શાસનમાં દૃષ્ટાંતરૂપ થઇ ચારિત્ર ગુણ ને અત્યંત શોભા પમાડેલ છે; તેમજ શ્રી ભરત મહારાજા આદિ અસંખ્ય સુશ્રાવકો, શ્રી કુમારપાળ મહારાજા પ્રમુખ મહા ભક્તિવંત, સમ્યક્ત્વ ગુણ દીપાવક, શાસન પ્રભાવક નરરત્નો પ્રકાશ્યાં છે; વળી જેને વિષે શ્રી સુલસાજી આદિ મહા શીલવાન, પરમ ધર્મજ્ઞ મહા સત્ત્વવંત શ્રાવિકાઓરૂપે નારીરત્નો ઝળકયાં છે; વળી જે સકળગુણ સંપન્ન અનંત આણંદ કલ્યાણમૂર્તિ છે, એવા શ્રી સંઘના શુદ્ધ આરાધન થકી અનેક ભવ્ય પ્રાણીઓ તીર્થંકર નામ કર્મરૂપ સર્વોત્કૃષ્ટ પરમોપગારી પુન્ય પદવી પામીને કૃતકૃત્ય થયા છે; એવા અનંત ગુણધારી, સ્વપર હિતેચ્છુ, સદા જીનાજ્ઞાકારી શ્રી ચતુર્વિધ સંઘ સમસ્તને અમો નમ્ર કિંકરો શ્રી સંઘના દાસાનુદાસો, તેમના અપાર ગુણોએ આકર્ષાઇ આ ગ્રંથ બહુ માનપૂર્વક, આદર સહિત, ભકત્યુલ્લાસ આણીને, અતિ નમ્રપણે, એક માત્ર તેમના ગુણાનુરાગે, તે જિનાજ્ઞાકારી શ્રી સંઘનેજ અર્પણ કરવા રજા લઇયે છીએ.

લી૦ શા૦ જે૦ માસ્તર.

ગો૦ લ૦ કાપડીયા.

# માહરા દાદા ગુરૂની પ્રશસ્તિ.

## સવૈયા એકવીસાની દેશી.

બેહદ ઉપકાર તણા કરનાર, સદાગમ ધ્યાને સદા રમતા;
હેમ તણી પરે તત્ત્વ પરિક્ષામાં દૂપણ એકે નહિ ખમતા;
ચકચુર અજ્ઞાન દશા કરતા, મગરૂર અધ્યાતમ ચિંતનમાં;
રતિ અરતિ સહુમાં સમતા, મમતા લવલેશ નહિ મનમાં.
દાન જ્ઞાન શીલ તપ ભાવે ભલા, તનમને એકાગ્રપણું ધરતા;
સમ્યક્ત્વ સ્વરૂપે મહા દ્રઢતા, વિપરીતપણાને પરિહરતા;
ભક્તિ વૈરાગ્યને જ્ઞાન અનોપમ, હેતુ દ્રષ્ટાંતે ચમત્કરતા;
ગવેષિ ક્ષયોપશમાદ્ભૂતતા, વડવીર ધીર ગુણ ગંભીરતા.
વાત ન કો પરમાર્થ વિના, જૈન માર્ગને શોભવા સ્થંભ હતા;
નહિ પરવા લોક સંજ્ઞા તણી, નિજ તત્ત્વે સ્વાભાવિક સરળતા;
દાસની દાઝ હિયે ધરતા, ભવ તપ્તને ચંદન સિતળતા;
સહુ બાળ વૃદ્ધને અતિ ગમતા, સદા શાંતિ લહો ગુરૂ પૂજ્ય પિતા.
શામળ શ્યામતા દૂરે કરી, ગુણ લેશ દેખીને અતિ રીઝતા;
હતી વ્યવહારે વિચક્ષણતા, અનુભવ જ્ઞાનમાં મહા દક્ષતા;
સંત મહંત અનંતુપકારી, સંભારચે જાયે ચિત્તની શ્યામતા;
તત્ત્વજ્ઞાને રસિક અગ્રેસરતા, મુજ ભલો ભૂંડો પણ નિર્વહતા.



# પ્રસ્તાવના.

૧ પ્રયોજન—સંગ્રાહક તથા પ્રસિદ્ધ કર્તાએ પોતાને તથા પરને હિત થાય એવા હેતુથી, તેમજ ઘણાં પુસ્તકો પ્રસંગોપાત કરેલા અભ્યાસના પરાવર્તન સમયે આધાર માટે ફેરવવાં પડે તેની અગવડ તળે, અને સુગમતાથી જ્ઞાનાભ્યાસ પઠન પાઠન કે મનન, મુખ્યત્વે એક ગ્રંથના આશ્રયથી થઇ શકે, તે માટે મહાન્. બોધવાન્, મહાત્માઓના કરેલ અનેક સુવિહિત સાહિત્ય રત્નોમાંથી પોતાને સુગમ હોય તેવી સાર સાર વસ્તુઓનો સંક્ષિપ્ત સંગ્રહ કરીને આ ગ્રંથ સ્વાત્મવિશુદ્ધિને અર્થે, સદ્‌ગુરૂના પ્રસાદ થકી તૈયાર કરવામાં આવ્યો છે.

૨ નમ્ર ભલામણ—માટે સુજ્ઞ, વિવેકી સજ્જનો જેમને આ ચિત્ત વિશુદ્ધિ રસાયણનું પાન કરવાની ભાગ્યશાળી ઈચ્છા સ્ફુરે, તેમણે કૃપા કરીને સદ્‌ગુરૂગમ્યજ, ભક્તિ સહિત, બહુ માનપૂર્વક, અર્થ યુક્ત આ ગ્રંથના વિષયોનો, ચિત્તની સ્થિરતાએ ઉલ્લાસથી અભ્યાસ કરવાનો પ્રયત્ન કરવો; કે જેથી કરીને આ ભયંકર ભવ દાવાનલના તાપવડે તપ્ત થયેલ, અને અજ્ઞાન, મોહ, અને મિથ્યાત્વરૂપી, ત્રિવિધ દોષમય, મહા કલુષિત વિષથી મિશ્રીત થયેલ મલીન ચિત્તવૃત્તિની, આ જીન વાણીનાં અમૃત પાનરૂપ ચિત્ત વિશુદ્ધિ રસાયણ વડે નિર્મલતા થાય; આ રસાયણ, સમ્યગ્ દ્રષ્ટિ, ગવેષક આત્માને કર્મ નિર્જરાને અર્થે થવા સાથે સંવર ભાવની વૃદ્ધિ કરાવે છે; જ્યારે સામાન્ય ભદ્રિક, ગુણાનુરાગી, શ્રદ્ધાવંત, ભવ્ય પ્રાણીઓને પુન્યાનુબંધી પુન્યના રસ બંધની પ્રાપ્તિ થાય છે; જે અનુક્રમે આત્માને ઉંચો ચઢાવી પરંપરાએ શુદ્ધ પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે; માટે સદાચારી, વિનીત, આત્માર્થી જનોએ કોઈપણ પ્રકારનો અભ્યાસ ગુરૂગમ્ય વિના કરવો નહિ પણ સદ્‌ગુરૂનો વિનય તથા આદર ચિત્તમાં દ્રઢપણે ધારણ કરીને, જો આ રસાયણનું વિધિપૂર્વક પાન કરવામાં આવે, તો નિશ્ચે ચિત્તની શુદ્ધિ થાય, અને સર્વ

પ્રકારની બાહ્ય અને અભ્યંતર મલીનતા નાશ પામે, તેમાં કાંઇ પણ સંદેહ નથી, એવી ગુરૂ મહારાજની હિતશિક્ષા મળેલ છે; માટે સદ્દભક્તિ, સદ્દવૈરાગ્ય અને શુદ્ધ નિર્વિકારી જૈનજ્ઞાનની પ્રાપ્તિ આત્માને અર્થેજ જો કરવી હોય તો ગુણગ્રાહક દૃષ્ટિએ ખંતથી સદ્દગુરૂની સેવા એકાગ્ર ચિત્તે કરવાનો પ્રયાસ કરવો; સુજ્ઞેષુ કિં બહુના.

૩ વિજ્ઞપ્તિ—અમારો આ પ્રથમજ પ્રયાસ હોવાથી, બિન અનુભવ, પરવશતા, અસમર્થતા અને અજ્ઞાનાદિ દોષોને લીધે આ પુસ્તકમાં સ્થળે સ્થળે પંડિત પુરૂષોને અનેક પ્રકારની ખામીઓ દૃષ્ટિગોચર થશે, તો પણ તેઓએ અમારા ઉપર મહેર આણી, હંસની દૃષ્ટિએ લાભાલાભ જોઇને, તે ખામીઓને સુધારીને વાંચવાની કૃપા કરવી, એજ અરજ.

૪ ક્ષમાપના—આ ગ્રંથમાં સૂક્ષ્મ, બાદર, જાણતાં, અજાણતાં કાંઇપણ શ્રી જીનવચન થકી વિપરીત, કાનો, માત્ર, અક્ષરાદિક ન્યૂનાધિક લખાઇ ગયું હોય, તેની શુદ્ધ અંતઃકરણપૂર્વક સમસ્ત સંઘની સાક્ષીએ ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં દઇએ છીએ.

૫ આભાર—આ ગ્રંથ લખવા લખાવવામાં માનવંતાં કચ્છીબાઈ શ્રીકુરબાઇ તે શેઠ ડુંગરસી ખેતસીનાં ધર્મ પત્ની, અન્ય બંધુઓ તથા જે જે નિઃસ્વાર્થ મિત્રોએ ધર્મબુદ્ધિથી સહાયતા કરી છે તે ઘણીજ પ્રશંસનીય છે તથા તેઓનો અત્રે અંતઃકરણપૂર્વક, તેમના અપૂર્વ ગુણને સંભરતા થકા, આ સ્થળે ઉપકાર માનવાની રજા લઇએ છીએ.

લી૦ શ્રી સંઘના નમ્ર સેવકો,

**શા૦ જે૦ માસ્તર, ગોવર્ધનદાસ લક્ષ્મીચંદ**

**તથા અન્ય બંધુઓ.**

૬ આશિષ—સંગ્રાહકમાં જો કોઇને કાંઇપણ ગુણ કે બુદ્ધિ વિશેષ જણાય તો તે સર્વ મહાન્, આત્માર્થી, સ્વરૂપ મગ્ન, મુજ સદ્-ગુરૂ તથા દાદા ગુર્વાદિક મહાત્માઓનોજ પસાય છે, જેઓનો પ્રત્યુપકાર કોઇ પણ રીતે વાળવાને હું સંપૂર્ણ અશક્ત છું; તો પણ શુદ્ધ મને ચાહું છું કે તેઓ સ્વપર હિત કરવાના પાર-માર્થિક કાર્યો જેમ હંમેશાં કરતા આવ્યા છે તેમ ઉપકાર કરવા માટે ક્રોટાન્ કોટી વર્ષો સુધી પરમ સમાધિમાં ચિરંજીવો; તથાસ્તુ.

લી૦ સદ્ગુરૂ ચરણાવિંદમાં
રસિક ભ્રમર થવાને ઇચ્છક
શા. જે.



# અનુક્રમણિકા.

ષડાવશ્યક સ્તવન. છ૦ શ્રી પુન્ય પ્રકાસ, (આરાધનાનું) સ્તવન. જ૦ ૨૭ ભવનું ૬ ઢાળનું સ્તવન. ઝ૦ પચ કલ્યાણકનું ૧૨ ઢાળનું સ્તવન. ઞ૦ શ્રી ન્યાય સાગરજીકૃત અષ્ટમીનું સ્તવન. ટ૦ શ્રી યશોવિજયજીકૃત માૈન એકાદશીનું દોઢસો કલ્યણાકનું સ્તવન. ઠ૦ શ્રી ગૌતમ સ્વામીનો રાસ. ડ૦ શ્રી જ્ઞાન પંચમી સ્તવન.

## ખંડ ૬ ઠો.



ક૦ શ્રી યશો વિજયજીકૃત ૩૫૦ ગાથાનું, ખ૦ ૧૫૦ ગાથાનું, ગ૦ ૧૨૫ ગાથાનું મલીને મ્હોટાં ત્રણ સ્તવનો છે. ઘ૦ નિશ્ચય વ્યવહારનું ૬ ઢાળનું સ્તવન. ચ૦ નિશ્ચય વ્યવહારનું ૪ ઢાળનું સ્તવન. છ૦ શ્રી વિજય લક્ષ્મી સૂરિકૃત જ્ઞાનાદિ નય ગર્ભિત શ્રી વીર જીન સ્તવન. જ૦ શ્રી વિનય વિજયજી કૃત પાંચ સમવાયનું વીર જીન સ્તવન. ઝ૦ શ્રી વિનયવિજયજીકૃત સંસ્કૃત નયકર્ણિકા અર્થ સહિત. ઞ૦ દ્રવ્ય ગુણ પર્યાય સંબંધી ટુંક વિવક્ષા. ટ૦ સર્વ નયાશ્રિત કથન સ્વરૂપ ઠ૦ નય, પ્રમાણ, નિક્ષેપ સપ્તભંગી ષટ્કારક ચક્રાદિનું સરળ ટુંક સ્વરૂપ.

## ખંડ ૭ મો.



ક૦ શ્રી હેમાચાર્યજી કૃત અયોગ્ય વ્યવચ્છેદ નામક સંસ્કૃત વર્ધમાન સ્તુતિ બત્રીસી, શ્રી આત્મારામજી (વિજયાનંદ સૂરી) કૃત ટીકા અર્થ સહિત. ખ૦ શ્રી યશોવિજયજી કૃત પરમાત્મદર્શન પચ્ચીસી (સંસ્કૃત) ગ૦ તેજ કર્તાકૃત પરમાત્મ જ્યોતિ પચ્ચીસી (સંસ્કૃત) અર્થ સહીત. ઘ૦ રત્નાકર પ-

## ખંડ ૮ મો.



## ખંડ ૯ મો.

## ખંડ ૧૦ મો.





# મંગળાચરણ પ્રવેશિકા.

## ૧ શ્રી આત્મરક્ષા નવકાર મંત્ર.

ॐ परमेष्ठि नमस्कारं, सारं नव पदात्मकं;
आत्मरक्षाकरं वज्र-पंजरायं स्मराम्महं. १

ॐ नमो अरिहंताणं, शिरस्कं शिरसि स्थितं;
ॐ नमो सव्वसिद्धाणं, मुखे मुख पटंवरं. २

ॐ नमो आयरियाणं, अंगरक्षाति शायिनी;
ॐ नमो उवज्झायाणं, आयुधं हस्तयो र्दृढं. ३

ॐ नमो लोए सव्वसाहूणं, मोचके पादयोः शुभे;
एसो पंच नमुक्कारो, शिलावज्रमयी तले. ४

सव्व पावप्पणासणो, वप्रो वज्रमयो बही;
मंगलाणं च सव्वेसिं, खादीरंगारघातका. ५

स्वाहा तं च पदं ज्ञेयं, पढमं हवइ मंगलं;
वप्रोपरि वज्रमयं, पिधानं देहरक्षणे. ६

महा प्रभाव रक्षेयं, क्षुद्रोपद्रव नाशनी;
परमेष्ठि पदोद्भूता, कथिता पूर्व सूरिभिः ७

यश्चैनं कुरुते रक्षां, परमेष्ठिपदैः सदा;
तस्य न स्याद् भयं व्याधि-राधिश्चापि कदाचन ८

અર્થ.—નવ પદનો શ્રીપંચ પરમેષ્ઠિરૂપ નમસ્કાર મંત્ર સર્વોત્તમ છે, જે આત્મરક્ષા કરવામાં વજ્ર પંજર તુલ્ય છે તેનું હું સ્મરણ કરૂં છું; "ૐ નમો અરિહંતાણું" એ પદ મસ્તકને વિષે મુકુટ સમાન છે, "ૐ નમો સવ્વસિદ્ધાણું" એ પદ મુખને વિષે મુખ વસ્ત્રિકા સમાન છે, ૨ "ૐ નમો આયરિયાણું" એ પદ અંગ રક્ષાર્થે વજ્ર બખતર સમાન છે, "ૐ નમો ઉવઝ્ઝાયાણું" એ પદ હસ્તને વિષે

દ્રઢ શસ્ત્ર સમાન છે; ૩ "ૐ નમો લોએ સવ્વસાહૂણં" એ પદ ચરણો વિષે ઉત્તમ પગ રક્ષક સમાન છે, "એસો પંચ નમુક્કારો" એ પદ વજ્ર શિલામય ભુમિતલ રૂપ છે. ૪ "સવ્વ પાવપ્પણાસણો" એ પદ ફરતો વજ્રમય કોટ સમાન છે, "મંગલાણં ચ સવ્વેસિં" એ પદ શત્રુઘાતક ખેરના અંગારાથી ભરેલી ફરતી ખાઈ સમાન છે; ૫ સ્વાહા એ પદ કાર્ય પુર્ણતાર્થે મંગલીક જાણવું, "પઢમં હવઇ મંગલ" એ પદ દેહ રક્ષણાર્થે કોટ ઉપર વજ્રમય છત્ર કે ઢાંકણ સમાન છે. ૬ આ આત્મ રક્ષા વજ્ર પંજરરૂપ નમસ્કાર મંત્ર ક્ષુદ્ર ઉપદ્રવોનો નાશક, મહા પ્રભાવક અદ્દ્ભૂત પરમેષ્ઠિ પદોથી નિષ્પન્ન થયેલ, અને પૂર્વાચાર્યોએ કહેલ; એવા આ આત્મરક્ષક મહામંત્રનું જે યત્નાપૂર્વક સ્મરણ કરે છે તે પ્રાણીને કોઇ પણ પ્રકારનો ભય, શારિરીક વ્યાધિ કે માનસિક આધિ વિગેરે કોઈપણ પીડા થતી નથી. ૮ ઇતિ. ભાવઃ

## ૨ પરમ મંગલોચ્ચાર મંત્ર.

धम्मो मंगल मुक्किट्ठं, अहिंसा संजमो तवो;
देवावि तं नमंसंति, जस्स धम्मे सयामणो. १

અર્થ:—અહિંસા, સંજમ અને તપમય ધર્મ જે છે તે સર્વોત્કૃષ્ટ મંગલ છે, માટે જેના ચિત્તમાં નિરંતર તે ધર્મ વસે છે તેને દેવો પણ ભાવથી નમે છે

## ૩ શ્રી દેવગુરૂ સરસ્વતીની નમસ્કાર પુર્વક સ્તુતિ.

### ૬૦ ઇષ્ટ દેવને નમસ્કાર; ૐકાર મહિમા.

ॐकारं बिंदु संयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः;
कामदं मोक्षदं चैव, ॐकाराय नमोनमः. ॥ १ ॥

### ( સવૈયા એકવીશા. )

ૐકાર ઉદાર અગમ્મ અપાર, સંસારમેં સાર પદારથ
નામી; સિદ્ધિ સમૃદ્ધિ સરૂપ અનૂપ, ભયો સબહી

સિરભૂપ સુધામી; મંત્રમેં યંત્રમેં ગ્રંથકે પંથમેં, જાકું
કિયો ધુર અંતરજામી; પંચહી ઇષ્ટ વસે પરમિષ્ટ, સદા
ધર્મસી કરે તાહિ સિલામી. ॥૨॥ દેવ મહિમાઃ- નમો નિસદીસ
નમાવકે શીશ, જપો જગદીસ સહી સુખદાતા; જાકી જગતમેં
કિરતી જાગત, ભાગતિહે સબ ઇતિ અસાતા; ઈંદ નરિંદ
દિણિંદ ફણિંદ, નમાયેહે વૃંદ આનંદ વિધાતા; ધોરી ધરમ્મકો
ધીર ધરાધર, ધ્યાન ધરે ધર્મસી ગુણધ્યાતા. ॥ ૩ ॥

## ખ૦ ગુરૂ મહિમા વર્ણવક નમસ્કાર.

सर्वारिष्ट प्रणाशाय; सर्वाभीष्टार्थ दायिने;
सर्व लब्धि निधानाय; गौतम स्वामिने नमः ॥ ४ ॥

## ( સવૈયા એકત્રીસા. )

મહિમા જિણકી મહિમેં મહિમેં, જિણે દીનો મહા ઇક જ્ઞાન નગીનો;
દૂરભગ્યો ભ્રમ સોંતમ દેખત, પૂર જગ્યો પરકાશ નવીનો;
દેતહિ દેતહિ દૂનો વધે અરૂ, ખાયોહિ ખૂટત નાહિં ખજીનો; એસો
પસાય કિયો ગુરૂરાય, તિણે ધર્મસી પદપંકજ લીનો. ॥ ૫ ॥

अज्ञान तिमिरान्धानां, ज्ञानांजन शलाकया;
नेत्रोन्मीलितं येन, तस्मै श्रीगुर्वे नमः ॥ ६ ॥

## ગ૦ શ્રી સરસ્વત્યૈ નમઃ ( સરસ્વતી નમસ્કાર )

## શ્રી શારદાયૈ નમઃ

सरस्वती महा भागे, वरदे काम रुपिणी;
विश्वरुपी विशालाक्षी. दे विद्या परमेश्वरी. ॥ ७ ॥
सरस्वती मयाद्रष्टा, वीणा पुस्तक धारिणी;
हंस वाहन संयुक्ता, विद्यादान वरप्रदा. ॥ ८ ॥

## દીર્ઘાક્ષરે સરસ્વતી નમસ્કાર.

( સવૈયા એકત્રીસા )

સિદ્ધારૂપી સાચીદેવા, સારેજીકી નીકી સેવા,
રાગે આએ લાગે પાએ, જાગે મોટી માઈ હે;
ચંગી રંગી વીણા વાવે, રાગે સારે રાગે ગાવે,
હાવે ભાવે સોભા પાવે, ગ્યાતા જાકું ગાઇ હે;
હંસી કૈસી ચાલી ચાલે, પૂજી વંદી પીડા ટાલે.
લીલા સેતી લાલી પાલે, સુદ્ધી બુદ્ધી દાઇ હે;
સોહેવાની નીકી બાની, જાકું ગ્યાની પ્રાણી જાની;
ઐસી માતા શાતા દાની, ધર્મસીહે ધ્યાઇ હે. ૯

## ચાર મંગલ.

સિદ્ધાર્થ ભૂપતિ શોહે ક્ષત્રિયકુંડે, તસ ઘર ત્રીશલા કામિની એ;
ગજવર ગામિની પોઢિય ભામિની, ચઉદ સુપન લહે જામિની એ.
જામિની મધ્યે સોભતાં રે, સુપન દેખે બાલ;
મયગલ વૃષભ ને કેસરી, કમલા કુસુમની માલ.
ઇંદુ દિનકર ધ્વજા સુંદર, કલશ મંગલ રૂપ;
પદ્મસર જલનિધિ ઉત્તમ, અમર વિમાન અનૂપ.
રત્નનો અંબાર ઉજ્જવલ, વન્હિ નિર્ધૂમ જ્યોત,
કલ્યાણ મંલગકારી મહા, કરત જગ ઉદ્યોત.
એ ચઉદ સુપન સૂચિત વિશ્વપૂજિત, સકલ સુખ દાતાર;
મંગલ પેહેલું બોલીએ, શ્રી વીર જગદાધાર. ૧
મગધ દેશમાં નયરી રાજગૃહી, શ્રેણિક નામે નરેશરૂ એ;
ધનવર ગુવ્વર ગામ વસે તિહાં, વસુભૂતિ વિપ્ર મનોહરૂ એ.
મનોહરૂ તસ માનિની, પૃથવી નામે નાર;
ઇંદ્રભૂતિ આદેય છે, ત્રણ પુત્ર તેહને સાર.
યજ્ઞકર્મ તેણે આદર્યું, બહુ વિપ્રને સમુદાય;
તેણે સમે તિહાં સમોસર્યા, ચોવીશમા જિનરાય.
ઉપદેશ તેહનો સાંભલી, લીધો સંજમ ભાર;
અગીયાર ગણધર થાપીયા, શ્રી વીરે તેણીવાર.

ઇંદ્રભૂતિ ગુરૂ ભગતે થયો, મહા લબ્ધિ તણો ભંડાર;
મંગલ બીજું બોલીયે, શ્રી ગૌતમ પ્રથમ ગણધાર. ૨

નંદ નરિંદનો પાડલી પુરવરે, સકડાલ નામે મંત્રી સરૂ એ;
લાછલદે તસ નારી અનુપમ, શીયલવતી બહુ સુખકરૂ એ.
સુખકરૂ સંતાન નવ હોય, પુત્ર પુત્રી સાત;
શીયલવંતમાં શિરોમણિ, થૂલિભદ્ર જગ વિખ્યાત.
મોહવશે વેશ્યામંદિર, વસ્યા વર્ષજ બાર;
ભોગ ભલી પેરે ભોગવ્યા, તે જાણે સહુ સંસાર.
શુદ્ધ સંજમ પ મી વિષય વામી, પામી ગુરૂ આદેશ;
કોશ્યા વાસે રહ્યા નિશ્ચલ, ડગ્યા નહીં લવલેશ.
શુદ્ધ શીયલ પાલે, વિષય ટાલે, જગમાં જે નરનાર;
મંગલ ત્રીજું બોલીએ, શ્રી થૂલિભદ્ર અણગાર ૩

હેમ મણિ રૂપમય ઘડિત અનુપમ, જડિત કોશીસાં તેજે ઝગે એ:
સુરપતિ નિર્મીત ત્રણ ગઢ શોભિત, મધ્યે સિંહાસન ઝગમગે એ.
ઝગમગે જિન સિંહાસને, વાજિત્ર કોડા કોડ;
ચાર નિકાયના દેવતા, તે સેવે બેહુ કર જોડ.
પ્રાતિહારજ આઠશું, ચોત્રીશ અતિશયવંત;
સમવસરણમાં વિશ્વનાયક, શોભે શ્રી ભગવંત.
સુર અસુર કિન્નર માનવી, બેઠી તે પર્ષદા બાર;
ઉપદેશ દે અરિહંતજી, ધર્મના ચાર પ્રકાર.
દાન શીયળ તપ ભાવનાએ, ટાલે સઘલાં કર્મ;
મંગલ ચોથું બોલીયે, જગમાંહે શ્રી જિન ધર્મ.
એ ચાર મંગલ નિત્ય ગાવશે જે, પ્રભાતે ધરી પ્રેમ;
તે કોડિ મંગલ નિત્ય પામશે, ઉદય રતન ભાંખે એમ. ૪

## શ્રી નવકાર મંત્રનો છંદ.

દુહા—વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિન શાસન સાર;
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જય જયકાર. ૧

અડસઠ અક્ષર અધિક ફલ, નવપદ નવે નિધાન;
વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ટિ પ્રધાન. ૨

એકજ અક્ષર એક ચિત્ત, સમરયા સંપત્તિ થાય;
સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ૩

સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્‌ગુરૂ ભાષિત સાર;
સોભવિયાં મન શુદ્ધશું, નિત્ય જપીયે નવકાર. ૪

છંદ—નવકાર થકી શ્રીપાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ;
શમશાન વિષે શિવનામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ;
નવલાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર;
સોભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્યે જપીયે નવકાર.૫
બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાશ;
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઊડયો તે આકાશ;
વિધિ રીતે જપતાં વિષધર વિષ ટાલે, ઢાલે અમૃતધાર. સો० ૬

બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ;
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ;
નવલાખ જપંતાં થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર. સો० ૭
પલ્લીપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ;
પરભવતે રાજસિંહ પ્રથિવીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ.
એ મંત્ર થકી અમરાપુર પહોતો, ચારૂદત્ત સુવિચાર. સો० ૮

સન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે;
દીઠા શ્રી પાસ કુમારે પન્નગ, અધબલતો તે ટાલે;
સંભલાવ્યો શ્રીનવકાર સ્વયંમુખ, ઈંદ્રભુવન અવતાર. સો० ૯

મન શુધ્ધે જપતાં મયણા સુંદરી, પામી પ્રીય સંયોગ;
ઇણે ધ્યાન થકી કુષ્ઠ ટલ્યો ઊંબરનો, રક્તપિત્તનો રોગ;
નિશ્ચેંશું જપતાં નવ નિધિ થાયે, ધર્મ તણો આધાર. સો० ૧૦
ઘટ માંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ધરણી કરવા ઘાત;
પરમેષ્ટિ પ્રભાવે હાર ફુલનો, વસુધા માંહિ વિખ્યાત.
કમલાવતિએ (કલાવતિએ) પિંગલ કીધો, પાપતણો
પરિહાર. સો० ૧૧
ગયણાં ગણુ જાતિ રાખી અહીને, પાડી બાણ પ્રહાર;
પદ પંચ સુણંતાં પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર;
એ મંત્રઅમુલખ મહિમા મંદિર, ભવ દુઃખ ભંજણહાર. સો० ૧૨

કંબલ સંબલે કાદવ કાઢયા, સકટ પાંચશેં માન;
દીધે નવકારે ગયા દેવ લોકે, વિલસે અમર વિમાન;
એ મંત્ર થકી સંપત્તિ વસુધા લહી, વિલસે જૈન વિહાર. સો૦ ૧૩

આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત;
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમરયા સંપત્તિ સાર. સો૦ ૧૪

પરમેષ્ટિ સુરપદ તે પણ પામે જે કૃત કર્મ કઠોર;
પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખો, મણિધર ને એક મોર;
સદ્‌ગુરૂ સન્મુખ વિધિયે સમરંતાં, સફળ જનમ સંસાર. સો૦ ૧૫

શુલિકારોપણ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ;
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ;
શેઠને ઘર આવી વિઘ્ન નિવારયાં, સુરે કરી મનોહાર. સો૦ ૧૬

પંચ પરમેષ્ટિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર;
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત;
પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર. સો૦ ૧૭

કલશ—છપ્પય—નિત્ય જપીયે નવકાર, સાર સંપત્તિ સુખદાયક;
સિદ્ધ મંત્ર એ શાશ્વતો, એમ જંપે શ્રી જગનાયક;
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણી જે;
શ્રી ઉવજ્ઝાય સુસાધુ; પંચ પરમેષ્ટિ થુણી જે;
નવકાર સાર સંસાર છે, કુશલ લાભ વાચક કહે;
એક ચિત્તે આરાધતાં, વિવિધ રીદ્ધિ વાંછિત લહે. ૧૮

## સોલ મહા સતીનો માંગલિક છંદ.

આદિનાથ આદે જિનવર વંદી, સફલ મનોરથ કીજિયે એ;
પ્રભાતે ઉઠી માંગલિક કામે, સોલ સતીનાં નામ લીજિયે એ. ૧

બાલ કુમારી જગ હિતકારી, બ્રાહ્મી ભરતની બેહેનડી એ;
ઘટ ઘટ વ્યાપક અક્ષરરૂપે, સોલ સતીમાંહિ જે વડી એ. ૨

બાહુબલ ભગિની સતીય શિરોમણિ, સુંદરી નામે ઋષભ સુતા એ.
અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુપમ ગુણ જુતા એ. ૩

ચંદનબાલા બાલપણાથી, શીયલવતી શુદ્ધ શ્રાવિકા એ;
અડદના બાકુલા વીર પ્રતિ લાભ્યા, કેવલ લહી વ્રત ભાવિકા એ. ૪
ઉગ્રસેન ધુઆ ધારિણી નંદની, રાજીમતી નેમ વલ્લભા એ;
જોબન વેશે કામને જીત્યો, સંયમ લેઇ દેવ દુલ્લભા એ; ૫
પંચ ભરતારી પાંડવનારી, દ્રુપદ તનયા વખાણીએ એ;
એકસો આઠે ચીર પૂરાણાં, શીયલ મહિમા તસ જાણીએ એ. ૬
દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુલચંદ્રિકા એ;
શીયલ સલુણી રામ જનેતા, પુણ્યતણી પ્રણાલિકા એ. ૭
કોશંબિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ;
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભુવને જસ ગાજીયો એ. ૮
સુલસા સાચી શીયલે ન કાચી, રાચી નહી વિષયારસે એ;
મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯
રામ રઘુવંશી તેહની કામિની, જનક સૂતા સીતા સતી એ;
જગ સહુ જાણે ધીજ કરંતાં, અનલ શીતલ થયો શીયલથી એ. ૧૦
કાચે તાંતણે ચાલણી બાંધી, કૂવા થકી જલ કાઢીયું એ;
કલંક ઉતારવા સતી સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૧
સુરનર વંદિત શીયલ અખંડિત, શિવા શિવપદ ગામિની એ;
જેહને નામે નિર્મલ થઇએ, બલિહારી તસ નામની એ. ૧૨
હસ્તિનાગપુરે પાંડુ રાયની, કુંતા નામે કામિની એ;
પાંડવ માતા દસે દસારની, બેહેન પતિવ્રતા પદ્મિની એ. ૧૩
શીયલવતી નામે શીલવ્રત ધારિણી, ત્રીવિધે તેહને વંદિયે એ;
નામ જપંતા પાતક જાયે, દરિસણ દૂરિત નિકંદીયે એ. ૧૪
નિષિધા નગરી નલહ નરિંદની, દમયંતિ તસ ગેહિની એ;
સંકટ પડતાં શીયલજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫
અનંગ અજીતા જગજન પૂજીતા, પુષ્ફચૂલાને પ્રભાવતી એ;
વિશ્વ વિખ્યાતા કામિતદાતા, સોલમી સતી પદ્માવતી એ. ૧૬
વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરતન ભાખે મુદા એ;
વાહાણું વાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ. ૧૭

ઇતિ મંગલાચરણ પ્રવેશિકા.

# સજ્જન સન્મિત્ર

યાને

# ચિત્ત વિશુદ્ધિ રસાયણ.

## પ્રથમ ભાગ.

## ખંડ પહેલો.

## જીન દર્શન તથા પૂજા ભાવના સ્વરૂપ.

### ૧. દર્શન ભાવના.

દુહા.

આતમ રૂપ નીહાલવા, જીનબિંબ અનુપ નિદાન;
આતમ દરિશન આરિસો, પ્રતિમાજી ભગવાન. ૧

જીનપ્રતિમા જીન સારીખી, ભેદ નહિ લવલેશ;
દર્શન પૂજા ભક્તિથી, ટાળે ભવ ભય કલેશ. ૨

જીનપ્રતિમા અવલંબને, તરીઆ જીવ અનેક;
મ્હોટે પુન્યે પામીયે, દર્શન શુદ્ધ વિવેક. ૩

શ્લોક.

દર્શનાત્ દુરિતધ્વંસ:, વંદનાત્ વંછિતપ્રદ:;
પૂજનાત્ પુરૂપ શ્રીદ:, જીન:સાક્ષાત્ સુરદ્રુમ:. ૪

દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં;
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં. ૫

દુહા.

પ્રભુ દરિશન સુખ સંપદા, પ્રભુ દરિશન નવનિધ;
પ્રભુ દરિશનથી પામીયે, સકલ પદારથ સિદ્ધ. ૬
ભાવે જીનવર પૂજીયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીયે, ભાવે કેવળ જ્ઞાન. ૭
જીવડા જીનવર પૂજીયે, પૂજાના ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૮
ફુલાં કેરાં બાગમાં, બેઠા શ્રી જીનરાજ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૯
પ્રભુ નામકી ઔષધિ, ખરે મનશું ખાય;
રોગ પીડા વ્યાપે નહિ, મહા દોષ મીટ જાય. ૧૦
કુંભે બાંધ્યું જલ રહે, જલવિણ કુંભ ન હોય;
જ્ઞાને બાંધ્યું મન રહે, ગુરૂ વિના જ્ઞાન ન હોય. ૧૧
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર;
જે ગુરૂવાણીથી વેગળા, તે રવડયા સંસાર. ૧૨
જ્ઞાન સમું કોઈ ધન નહિ, સમતા સમુ નહિ સુખ;
જીવિત સમી આશા નહિ, લોભ સમુ નહિ દુઃખ. ૧૩
જે દર્શન દર્શન વિના, તે દર્શન નિર્પેક્ષ;
જે દર્શન દર્શન હુવે, તે દર્શન સાપેક્ષ. ૧૪
દર્શન દર્શન રટતો ફીરૂં, તો રણ રોઝ સમાન;
દર્શન શુદ્ધ સ્વભાવનું, અનુભવ મન વિશ્રામ. ૧૫

શ્લોક.

સરસ શાંતિ સુધારસ સાગરં, શુચિતરં ગુણ રત્ન મહાગરં;
ભવિક પંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જીનેશ્વરં. ૧૬

દુહા.

ખખ્ખા કર્મજ ક્ષય કરે, ખંત ધરી દિલમાય;
ક્ષમા સહિત જીન પૂજતાં, મન વંછિત ફળ થાય. ૧૭

હથ્થા તે સુલખ્ખણા, જે જીનવર પૂજેય;
જે તે પુન્યથી બાહીરા, પર ઘર કામ કરેય. ૧૮

વાડી વેલો મોરીયો, સુવર્ણ કુંપલીયાં;
પાસ જીનેસર પૂજીએ, પાંચે અંગુલીઆં. ૧૯

પુન્યે હોય પરિણતિ ભલી, પુન્યે સુગુણ ગરિષ્ટ;
પુન્યે અલિય વિઘન ટળે, પુન્યે થાએ ઈષ્ટ. ૨૦

કવણે વાડી વાવીઆં, કવણે ગુંથ્યાં ફૂલ;
કવણે જીનવર ચડાવીયાં, ભાવ સરીખા મૂલ. ૨૧

પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ દેદાર;
તોપણ તેહના નામનો, છે મ્હોટો આધાર. ૨૨

વળી તસ થાપના વાણીનો, જગત પરમ ઉપકાર;
ભાવ સહિત આરાધતાં, લહીયે ભવનો પાર. ૨૩

શ્લોક.

નમસ્કાર: સમોમંત્ર:, શત્રુંજય સમો ગિરિ;
વીતરાગ સમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ. ૨૪

પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતળે;
સ્વર્ગેપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરં. ૨૫

અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ;
તસ્માત્ કારૂણ્ય ભાવેન, રક્ષરક્ષ જીનેશ્વર. ૨૬

## ૨ દેવ સ્તુતિ.

સકલ કર્મ વારી, મોક્ષ માર્ગાધિકારી;
ત્રિભુવન ઉપકારી, કેવલજ્ઞાન ધારી. ૧

ભવિજન નિત સેવો, દેવ એ ભક્તિ ભાવે;
એહીજ જીન ભજંતા, સર્વ સંપત્તિ પાવે. ૨

જીનવર પદ સેવા, સર્વ સંપત્તિ દાઇ;
નિશદિન સુખદાઇ, કલ્પવલ્લિ સહાઇ. ૩

નમિ વિનમિ લહીજે, સર્વ વિદ્યા વડાઈ;
રિખભ જીનહ સેવા, સાધતાં તેહ પાઈ. ૪

શ્લોક

ચિદાનંદ સ્વરૂપાય, રૂપાતીતાય તાયિને;
પરમજ્યોતિષે તસ્મૈ, નમઃ શ્રી પરમાત્મને. ૫

શ્લોક.

અશોકવૃક્ષઃ સુર પુષ્પ વૃષ્ટિ, ર્દિવ્ય ધ્વનિ શ્ચામર માસનં ચઃ
ભામંડલં દુંદુભિ રાતપત્રં, સત્પ્રાતિહાર્યાણિ જીનેશ્વરાણામ. ૬

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

દેવોનેક ભવાર્જિતોર્જિત મહા, પાપ પ્રદીપાનલોઃ
દેવઃ સિદ્ધિવધુ વિશાલ હૃદયા, લંકાર હારોપમ.
દેવોષ્ટાદશ દોષ સિંધુર્ઘટા, નિર્ભેદ પંચાનનો;
ભવ્યાનાં વિદધાતુ વાંછિત ફલં, શ્રી વીતરાગો જીન. ૭

## વસંત તિલકા છંદ.

બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિત બુદ્ધિ બોધાત,
ત્વં શંકરોસિ ભુવન ત્રય શંકરત્વાત;
ધાતાસિ ધીર શિવમાર્ગ વિધે ર્વિધાનાત,
વ્યક્તં ત્વમેવ ભગવન્ પુરૂષોત્તમોસિ. ૮
તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિ હરાય નાથ,
તુભ્યં નમઃ ક્ષિતિતલામલ ભૂષણાય;

તુભ્યં નમસ્ત્રિ જગત: પરમેશ્વરાય,
તુભ્યં નમો જીન ભવોદધિ શોષણાય. ૯

નમો દુર્વાર રાગાદિ, વૈરિવાર નિવારણે;
અર્હતે યોગિનાથાય, મહાવીરાય તાયિને. ૧૦

ઓંકારં બિંદુ સંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિન:
કામદં મોક્ષદં ચૈવ, ઓંકારાય નમો નમ: ૧૧

યસ્ય સંકલેશ જનનો, રાગો નાસ્ત્યેવ સર્વથા;
ન ચ દ્વેષોપિ સત્વેષુ, શમેન્ધન દવાનલ. ૧૨

ન ચ મોહોપિ સજ્જ્ઞાન, ચ્છાદનોશુદ્ધ વૃત્તકૃત;
ત્રિલોક ખ્યાત: મહિમા, મહાદેવ: સ ઉચ્યતે. ૧૩

એવંભૂતાય શાંતાય, કૃતકૃત્યાય ધીમતે;
મહાદેવાય સતતં, સમ્યગ્ ભક્ત્યા નમોનમ: ૧૪

શાર્દૂલ વિક્રીડિત છંદ.

નેત્રાનન્દકરી ભવોદધિ તરી, શ્રેયસ્તરોર્મંજરી,
શ્રીમદ્ ધર્મ મહા નરેંન્દ્રનગરી, વ્યાપલ્લતા ધૂમરી;
હર્ષોત્કર્ષ શુભ પ્રભાવ લહરી, રાગ દ્વિપાંજીત્વરિ,
મૂર્તિ: શ્રીજીન પુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્. ૧૫
ઐંદ્ર શ્રેણીનતા પ્રતાપભવનં, ભવ્યાંગી નેત્રામૃતં,
સિદ્ધાંતોપનિષદ્ વિચાર ચતુરૈ, પ્રીત્યા પ્રમાણિકૃતા;
મૂર્તિ: સ્ફુર્તિ મતિ સદા વિજયતે જૈનેશ્વરી વિસ્ફુરન્,
મોહોન્માદ ઘન પ્રમાદ મદિરા, મત્તૈરનાલોકિતા. ૧૬

૩. પૂજા ભાવના.

પ્રભુ પૂજન હું ચલ્યો, કેશર ચંદન ઘનસાર;
નવ અંગે પૂજા કરી, સફલ કરૂં અવતાર. ૧

પાંચ કોડીને ફુલડે, પામ્યા દેશ અઢાર;
કુમારપાળ રાજા થયા, વર્ત્યો જયજયકાર. ૨

શ્રી જીનેશ્વર પૂજના, ઉત્કૃષ્ટે પરિણામ;
કરતાં કેઇ જીવ પામીઆ, સ્વર્ગ મોક્ષના ધામ. ૩

સમકિત અજુવાલવા, ઉત્તમ એહ ઉપાય;
પૂજાથી તમે પ્રીછજો, મનવંછિત સુખ થાય. ૪

ભવદવ દહન નિવારવા, જલદઘટા સમ જેહ;
જીન પુજા જુગતે કરી, ત્રિવિધે કીજે તેહ. ૫

પુજા કુગતિની અર્ગલા, પુન્ય સરોવર પાળ;
શિવગતિની સાહેલડી, આપે મંગલ માળ. ૬

જીન દર્શન પુજા વિના, જેહના દહાડા જાય;
તે સર્વ વાંઝીયા જાણીયે, વળી જન્મ અકારથ થાય. ૭

નવ અંગ પૂજાના દુહા.

જલ ભરી સપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;
રિખભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત. ૧

જાનુ બલે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨

લોકાંતિક વચને કરી, વરસ્યા વરસીદાન;
કર કાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુ માન. ૩

માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત;
ભુજા બલે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪

સિદ્ધશિલા ગુણ ઉજલી, લોકાંતે ભગવંત;
વસીયા તેણે કારણ ભવિ, શિરશિખા પૂજંત. ૫

તીર્થંકર પદ પુણ્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬

સોળ પહોર પ્રભુ દેશના, કંઠ વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ. ૭

હૃદય કમલ ઉપશમ બલે, બાળયા રાગને રોષ;
હીમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૮

રત્નત્રયી ગુણ ઉજલી, સકલ સુગુણ વિશ્રામ;
નાભી કમળની પૂજના, કરતાં અવિચલ ધામ. ૯
ઉપદેશક નવ તત્વના, તીણે નવઅંગ જીણંદ;
પૂજો બહુવિધ રાગથી, કહે શુભ વીર મુણીંદ. ૧૦

### શ્રી આદીશ્વર સ્તુતિ કાવ્ય.

પૂર્ણાનંદમયં મહોદયમયં, કૈવલ્ય ચિદ્દગમયં;
રૂપાતીતમયં સ્વરૂપ રમણં, સ્વાભાવિકી શ્રીમયં;
જ્ઞાનોદ્યોતમયં કૃપા રસમયં, સ્યાદ્વાદ વિદ્યાલયં;
શ્રી સિદ્ધાચળ તીર્થરાજ મનિશં, વંદેહ માદીશ્વરં. ૧

### પ્રદક્ષિણાના દુહા.

કાલ અનાદિ અનંતથી, ભવ ભ્રમણનો નહિ પાર;
તે ભ્રમણા નિવારવા, પ્રદક્ષિણા દઉ ત્રણ સાર. ૧
ભમતીમાં ભમતા થકાં, ભવ ભાવઠ દૂર પલાય;
દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ, પ્રદક્ષિણા ત્રણ દેવાય. ૨
જન્મમરણાદિ સવિ ભય ટળે, સીઝે જો દર્શન કાજ;
રત્નત્રય પ્રાપ્તિ ભણી, દર્શન કરો જીનરાજ. ૩
જ્ઞાન વડુ સંસારમાં, જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાન વિના જગજીવડા, ન લહે તત્વ સંકેત. ૪
ચયતે સંચય કર્મનો, રિક્ત કરે વળી જેહ;
ચારિત્ર નામ નિર્યુકતે કહ્યું, વંદો તે ગુણ ગેહ. ૫
દર્શન જ્ઞાન ચારિત્રએ, રત્નત્રયી નીરધાર;
ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવ દુઃખ ભંજન હાર. ૬

### સાથીયો કરતી વેળા ભાવવાના દુહા.

તેમાં પ્રથમ ત્રણ ઢગલી અને સિદ્ધ શિલા કરતી વખતે ભાવવું કે:

દર્શન જ્ઞાન ચારિત્રના, આરાધનથી સાર;
સિદ્ધ શિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર. ૧

## હવે સાથીયો કરતી વખતે.

અક્ષત પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર;
ફલ માગું પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧

## ફળ મૂકતી વખતે.

ફળ પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર;
ફલ માગું પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧
સંસારીક ફળ માગીને, રવડયો બહુ સંસાર;
અષ્ટ કર્મ નિવારવા, માગું મોક્ષ ફળ સાર. ૨
ચીહું ગતિ ભ્રમણ સંસારમાં, જન્મ મરણ જંજાલ;
પંચમ ગતિ વિણ જીવને, સુખ નહી ત્રિહું કાલ. ૩

# જિન દર્શન મહિમા ફળ.

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

યાસ્યામ્યાયતનં જિનસ્ય લભતે, ધ્યાયં શ્ચતુર્થં ફલં;
ષષ્ઠં ચોત્સ્થિત ઉદ્યતોઽષ્ટમમથો, ગંતું પ્રવૃત્તો ધ્વનિ;
શ્રધ્ધાલુ ર્દશમં બહિર્જિન ગૃહા, ત્પ્રાપ્તસ્તતો દ્વાદશં;
મધ્યે પાક્ષિક મીક્ષિતે જિનપતૌ, માસોપવાસં ફલં; ૧

અર્થ:—"હુ જિન મંદિરમાં જઈશ." એહવું ચિંતવતાં થકાં પુરૂષને એક ઉપવાસનું ફળ મળે છે; અને ત્યાં જવાને ઉઠે ત્યારે છઠ્ઠ તપનું ફળ મળે છે. જ્યારે તે પ્રત્યે માર્ગે ચાલવા માડે ત્યારે અઠ્ઠમનું ફળ મળે છે. જિનગૃહની બાહેર નજીક આવે ત્યારે ચાર ઉપવાસનું ફળ મળે છે. ચૈત્યમા આવે ત્યારે પાચ ઉપવાસનું ફળ મળે છે; ચૈત્યની મધ્યે આવે ત્યારે પંદર ઉપવાસનું ફળ મળે છે. અને જિનેશ્વરના દર્શન કરે ત્યારે માસોપવાસનું ફળ મળે છે. ઇત્યાદિક શુદ્ધ ભાવ પૂર્વક એકાંત પ્રભુના ગુણ વિષેજ એકાગ્રતાએ દર્શન પૂજા કરનાર ભવ્ય પ્રાણીને વ્યવહારે ઉપર જણાવેલું ફળ નીશ્ચે થાય છે અને ભાવની વિશેષતાએ વિશેષ ફલનું તો માપજ નથી.

# ખંડ બીજો.



## ચૈત્યવંદનો તથા છંદો.



### મંગલાચરણ ચૈત્યવંદન.

સકલ કુશલ વલ્લિ:, પુષ્કરાવર્ત મેઘો:
દુરિત તિમિર ભાનું, કલ્પવૃક્ષોપમાન:;
ભવ જલનિધિ પોત:, સર્વ સંપત્તિ હેતુ:;
સ ભવતુ સતતં વ:, શ્રેયસે શાંતિનાથ:.

### ૧. આદિનાથ ચૈત્યવંદન.

આદિ દેવ અરિહંત નમું, ધનુષ પાંચશેં કાયા;
નહીં કામ ક્રોધ માન, મૃષા નહીં માયા. ૧
નહીં રાગ નહીં દ્વેષ, નામ નિરંજન તાહરૂં;
વદન દીઠું વિશાલ તીહાં, સવિ પાપ ગયું માહરૂં. ૨
નામે હું નિર્મલ થયો, જપું જાપ જિનવર તણો;
કવિ ઋષભ એમ ઉચ્ચરે, આદિદેવ મહિમા ઘણો. ૩

### ૨. ચોવિશ જિન ચૈત્યવંદન.

નમો આદિ અરિહંત, દેવ દેવન પતિ રાયા;
જાસ ચરણ અવલંબ, ગણાધિપ ગુણ નિજ પાયા. ૧
ધનુષ પંચ શત માન, સપ્ત કર પરિમિત કાયા;
વૃષભ આદિ અરૂ અંત, મૃગાધિપ ચરણ સુહાયા. ૨
આદિ અંત અરૂ મધ્ય, જીન ચોવિશ ઇમ ધ્યાઇએ;
ચિદાનંદ તસ ધ્યાનથી, અવિચલ લીલા પાઇએ. ૩

## ૩. શ્રી સિદ્ધચક્ર નમસ્કાર ચૈત્યવંદન.

જો ધુરી સિરિ અરિહંત, મૂલ દઢ પીઠ પઇટ્ઠિયો;
સિદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાહુ, ચીહું પાસ ગરીટ્ઠિયો;
દંસણ નાણ ચરિત્ત તવ હી, પડિસાહા સુંદરૂ;
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂ પયદલ દુંબરૂ.
દિસીપાલ જખ્ખ જખ્ખીણિ પમુહ, સુર કુસુમેહિં અલંકિયો;
સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ, અમ મન વંછિય ફલ દીયો. ૧

## ૪. શ્રી પરમાત્મા ચૈત્યવંદન.

પરમાનંદ પ્રકાશ ભાસ, ભાસિત ભવ કીલા;
લોકાલોક લોકવે, નિત એહવી લીલા. ૧
ભાવ વિભાવ પણે કરી, જેણે રાખ્યો અલગો;
તક્રપરે પય મેળવી, તેહ થકી નવિ વળગો. ૨
તેણી પરે આતમ ભાવને એ, વિમળ કર્યો જેણે પુર;
તે પરમાતમ દેવનું, દિન દિન વધતું નુર. ૩
નામે તો જગમાં રહ્યો, થાપના પણ તિમહી;
દ્રવ્યે ભવ માંહે વસે, પણ ન કળે કિમહી. ૪
ભાવ થકી સવી એકરૂપ, ત્રિભુવનમેં ત્રિકાળે;
તે પારંગને વંદીએ, ત્રિહું યોગે સ્વભાલે. ૫
પાળે પાવન ગુણ થકી એ, યોગ ખેમંકર જેહ;
જ્ઞાન વિમલ દર્શન કરી, પૂરણ ગુણ મણિ ગેહ. ૬

## ૫. શ્રી સિદ્ધાચળજીનું ચૈત્યવંદન.

સિદ્ધાચલ શિખરે ચઢી, ધ્યાન ધરો જગદીશ;
મન વચ કાય એકાગ્રશું, નામ જપો એકવીશ. ૧
શત્રુંજય ગિરિ વંદીએ, બાહુબલી શિવઠામ;
મરૂદેવ પુંડરીકગિરિ, રેવતગિરિ વિશ્રામ. ૨

વિમલાચલ સિદ્ધરાજજી. નામ ભગીરથ સાર;
સિદ્ધક્ષેત્ર ને સહસ્રકમલ, મુક્તિનિલય જયકાર. ૩

સિદ્ધાચળ શતકૂટ ગિરિ, ઢંક ને કોડીનિવાસ;
કદંબગિરિ લોહિત નમું, તાલધ્વજ સુખવાસ. ૪

મહાબલ દ્દઢશક્તિ સહી, એ એકવીશે નામ;
સાતે શુદ્ધિ સમાચરી, નિત્ય કીજે પરણામ. ૫

દગ્ધ શૂન્ય ને અવિધિ દોષ, અતિ પરિણતિ જેહ;
ચાર દોષ છંડી ભજો, ભક્તિ ભાવ ગુણ ગેહ. ૬

માનવ ભવ પામી કરીએ, સદ્દગુરૂ તીરથ જોગ;
શ્રી શુભ વીરને શાસને, શિવરમણી સંજોગ. ૭

## ૬. શ્રી મહાવીર સ્વામીનું ચૈત્યવંદન.

પરમાનંદ વિલાસ ભાસ, શાસન છે જેહનું;
વરસ સહસ એકવીશ, વહાલું છે તેહનું. ૧

શ્રી મહાવીર મહિયલ કરૂં. પણ સમતા ધારી;
જોશ ન કમહુ ન લેખવે, સહુને હિતકારી. ૨

બહુ અતિશય લીલા વતી. કરતાં જન પ્રસન્ન;
બ્રહ્મચારી ચૂડામણિ. જસ નહિં વિષયનો સંગ. ૩

ગુરૂ પાસે ભણીયા નહીં, પણ સઘળું જાણે;
નિંદ વિના પરમેશ્વરા, સુખ સઘળાં માણે. ૪

રજત મણિ હેમ ગઢ વસે. નહીં પરિગ્રહ પાસ;
ચામર છત્ર વિંઝાવતા, નિસપરિસતા ભાસ. ૫

સેવા કરાવે સહુ ભણી, નામ ધરાવે સાધુ;
સાધ ધરામણ કો નહીં, સૂક્ષ્મ નિરાબાધુ. ૬

રાગ નહીં પણ રીઝવે. સવી ભવિના ચિત્ત;
દ્વેષ નહીં પણ ટાળીયા, મોહાદિક અમિત્ત. ૭

કામ નહીં પણ ભોગવે, સવી વસ્તુના મર્મ;
કર્મ નહીં પણ સવી તણા, કહે કર્મના મર્મ. ૮

નિર્મોહિક લીલા નહીં, શર્મ તણો નહીં પાર;
તસ ગુણ દાખવી નવી શકું, જો હોય જીભ અપાર. ૯

જિનવર બિંબને પૂજતાં, હોય શતગણું પુન્ય;
સહસ ગણું ફલ ચંદને, જે લેપે તે ધન્ય. ૧૦

લાખ ગણું ફલ કુસુમની, માલા પહેરાવે;
અનંત ગુણ ફલ તેહથી, ગીત ગાન કરાવે. ૧૧

તીર્થંકર પદવી વરે, જિન પૂજાથી જીવ;
પ્રીતિ ભક્તિ એમ લેખવે, સ્થિરતા પણ અતીવ. ૧૨

જિન પ્રતિમા જિન સારીખી, સિદ્ધાંતે ભાખી;
નિક્ષેપા સહુ સારીખા, થાપના તેમ દાખી. ૧૪

ત્રણ કાલ ત્રિભુવન માંહે એ, કરતે પૂજન જેહ;
દરીશન કેરૂં બીજ છે, એહમાં નહીં સંદેહ. ૧૪

જ્ઞાનવિમલ પ્રભુ તેહને, હોય સદા સુપ્રસન્ન;
એહા જીવિત ફલ જાણીયે, તેહીજ ભવિજન ધન્ય. ૧૫

## ૭. અન્તરિક્ષ પાર્શ્વનાથ સ્તુતિ છંદ.

પ્રભુ પાસજી તાહરૂં નામ મીઠું, તીહું લોકમાં એટલું સાર દીઠું;
સદા સમરતાં સેવતાં પાપ નીઠું, મન માહરે તાહરૂં ધ્યાન બેઠું. ૧

મન તુમ પાસે વસે રાત દીસે, મુખ પંકજ નીરખવા હંસ હીસે;
ધન્ય તે ઘડી જે ઘડી નયણ દીસે, ભલી ભક્તિ ભાવે કરી વિનવી જે. ૨

અહો એહ સંસાર છે દુઃખ દોરી, ઇંદ્ર જાલમાં ચિત્ત લાગ્યું ઠગોરી;
પ્રભુ માનીયે વિનતિ એક મોરી, મુજ તાર તું તાર બલીહારી તોરી. ૩

સહિ સ્વપ્ન જંજાલને સંગ મોહ્યો, ઘડીયાલમાં કાલ રમતો ન જોયો;
મુધા એમ સંસારમાં જન્મ ખોયો, અહો ધૃત તણે કારણે જળ વિલોયો. ૪

એતો ભમરલો કેસુઆ ભ્રાંતિ ધાયો, જઇ શુકતણી ચંચુ માંહે ભરાયો;
શુકે જંબુ જાણી ગલે દુઃખ પાયો, પ્રભુ લાલચે જીવડો એમ વાહ્યો. ૫
ભમ્યો ભર્મ ભૂલ્યો રમ્યો કર્મ ભારી, દયા ધર્મની શર્મ મેં ન વિચારી;
તોરી નર્મ વાણી પરમ સુખકારી ત્રીહું લોકનાનાથ મેં નવી સંભારી. ૬
વિષય વેલડી શેલડી કરીઅ જાણી, ભજી મોહ તૃષ્ણા તજી તુજ વાણી;
એહવો ભલો ભુંડો નિજ દાસ જાણો, પ્રભુ રાખીયે બાંહીની છાંય પ્રાણો. ૭
મોરા વિવિધ અપરાધની કોડિ સહીએ, પ્રભુ શરણે આવ્યા તણી લાજ વહીએ;
વલી ઘણી ઘણી વિનતિ એમ કહીએ, મુજ માનસ સરે પરમ હંસ રહીએ. ૮

## કલશ.

એમ કૃપા મૂરત પાર્શ્વ સ્વામી, મુગતિગામી ધ્યાઇએ;
અતિ ભક્તિ ભાવે વિપત્તિ જાવે, પરમ સંપત્તિ પાઇએ;
પ્રભુ મહિમા સાગર ગુણ વૈરાગર, પાસ અન્તરિક્ષ જે સ્તવે;
તસ સકલ મંગલ જય જયારવ, આનંદવર્દ્ધન વિનવે. ૯

## ૮. શ્રી પરમાત્મા ચૈત્યવંદન.

જગન્નાથને તે નમું હાથ જોડી, કરૂં વિનતિ ભક્તિશું માન મોડી;
કૃપાનાથ સંસારકું પાર તારો, લહ્યો પુન્યથી આજ દેદાર સારો. ૧
સોહીલા મલે રાજ્ય દેવાદિ ભોગો, પરમ દોહીલો એક તુજ ભક્તિ જોગો;
ઘણા કાલથી તું લહ્યો સ્વામી મીઠો. પ્રભુ પારગામી સહુ દુઃખ નીઠો. ૨
ચિદાનંદ રૂપી પરબ્રહ્મ લીલા, વિલાસી વિભો ત્યક્ત કામાગ્નિ કીલા;
ગુણાધાર જોગી શનેતા અમાઇ, જય ત્વ વિભો ભૂતલે સુખદાઇ. ૩
ન દીઠી જેણે તાહરી યોગ મુદ્રા, પડયા રાત દીસે મહા મોહ નિદ્રા;
કિસી તાસ હોશે ગતિ જ્ઞાન સિંધો, ભમંતા ભવે હે જગ જીવ બન્ધો. ૪
સુધાસ્યંદિ તે દર્શન નિત્ય દેખે, ગણું તેહનો હું વિભો જન્મ લેખે;
ત્વદાજ્ઞા વશી જે રહ્યા વિશ્વ માંહે, કરે કર્મની હાણ ક્ષણ એક માંહે. ૫

જિનેશાય નિત્યં પ્રભાતે નમસ્તે, ભવિ ધ્યાન હોજો હૃદયં સમસ્તે;
સ્તવી દેવના દેવને હર્ષ પૂરે, મુખાંભોજ ભાળી ભજે હેજ ઉરે. ૬
કહે દેશના સ્વામી વૈરાગ્ય કેરી, સુણે પર્ષદા બાર બેઠી ભલેરી;
સુધાંભોધ ધારા સમી તાપ ટાલે, બેહુ બંધવા સાંભલે એક હાલે. ૭

## ૯. શ્રી કેવલજ્ઞાની ચૈત્યવંદન.

શ્રી જિન ચઉ નાણી થઇ, શુક્લ ધ્યાન અભ્યાસે;
અતિશય અતિશય આત્મરૂપ, ક્ષણ ક્ષણ પ્રકાશે. ૧
નિદ્રા સ્વપ્ન જાગર દશા, તે સવિ દૂરે હોવે;
ચોથી ઉજાગર દશા, તેહનો અનુભવ જોવે. ૨
ક્ષપક શ્રેણિ આરોહિયાએ, અપૂર્વ શક્તિ સંયોગે;
લહી ગુણ ઠાણું બારમું, તુરીય કષાય વિયોગે. ૩
નાણ દંસણ આવરણ મોહ, અંતરાય ઘનઘાતી;
કર્મ દુષ્ટ ઉચ્છેદીને, થયા પરમાતમ જાતી. ૪
દ્રાય ધર્મ સવિ વસ્તુના, સમયાંતર ઉપયોગ;
પ્રથમ વિશેષ પણે ગ્રહે, બીજે સામાન્ય સંયોગ. ૫
સાદિ અનત ભાંગે કરીએ, દર્શન જ્ઞાન અનંત;
ગુણ ઠાણું લહી તેરમું, ભાવ જિણંદ જયવંત. ૬
મૂલ પયડિનો એક બંધ, સત્તા ઉદયે ચાર;
ઉત્તર પયડિનો એક બંધ, તેમ ઉદયે રહે બાયાલ. ૭
સત્તા પંચાશી તણીએ, કર્મ જેહવાં રજ્જુ છાર;
મન વચ કાયા યોગ જાસ, અવિચળ અવિકાર. ૮
સયોગી કેવલી તણી એ, પામી દશાએ વિચરે;
અક્ષય કેવલ જ્ઞાનના, વિજય લક્ષ્મી ગુણ ઉચ્ચરે. ૯

## ૧૦. શ્રી વીતરાગ ચૈત્યવંદન.

અજ અવિનાશી અકલ જે, નિરંકાર નિરધાર;
નિર્મમ નિર્ભય જે સદા, તાસ ભક્તિ ચિત્ત ધાર. ૧

જન્મ જરા જાકું નહીં, નહીં શોક સંતાપ;
સાદિ અનંત સ્થિતિ કરી, સ્થિતિ બંધન રૂચિ કાપ. ૨
તીજે અંશ રહિત શુચિ, ચરમ પિંડ અવગાહ;
એક સમે સમ શ્રેણીએ, અચળ થયો શિવ નાહ. ૩
સમ અરૂ વિષમ પણે કરી, ગુણ પર્યાય અનંત;
એક એક પરદેશમેં, શક્તિ સુજગ મહંત. ૪
રૂપાતીત વ્યતીત મલ, પૂર્ણાનંદી ઈશ;
ચિદાનંદ તાકું નમત, વિનય સહિત નિજ શિષ. ૫

## ૧૧. સંસ્કૃત તીર્થવંદના.

### સ્રગ્ધરા વૃત્તમ.

સદ્ભકત્યા, દેવલોકે, રવિ શશિ ભુવને, વ્યતરાણાં નિકાયે;
નક્ષત્રાણાં નિવાસે, ગ્રહગણ પટલે, તારકાણાં વિમાને;
પાતાલે પન્નગેંદ્રે, સ્ફુટમણિ કિરણે, ધ્વસ્ત સાંદ્રાંધકારે;
શ્રીમત્ તીર્થંકરાણાં, પ્રતિ દિવસમહં, તત્ર ચૈત્યાનિ વંદે. ૧
વૈતાઢયે, મેરૂ શ્રૃંગે, રૂચકગિરિવરે, કુંડલે હસ્તિદંતે;
વક્ષારે, કૂટ નંદી, શ્વર કનકગિરૌ, નૈષધે નીલવંતે;
ચિત્રે, શૈલે વિચિત્રે, યમક ગિરિવરે, ચક્રવાલે હિમાદ્રૌ; શ્રીમત્૦ ૨
શ્રી શૈલે, વિંધ્ય શ્રૃંગે, વિમલગિરિવરે, હ્યર્બુદે પાવકે વા;
સમ્મેતે, તારકે વા, કુલ ગિરિશિખરે, પ્ટાપદે સ્વર્ણ શૈલે;
સહ્યાદ્રૌ, વૈજયંતે, વિપુલ ગિરિવરે, ગુર્જરે રોહણાદ્રૌ; શ્રીમત્૦ ૩
આઘાટે, મેદ પાટે, ક્ષિતિતટ મુકુટે, ચિત્ર કૂટે ત્રિકૂટે;
લાટે, નાટે ચ ઘાટે, વિટપિ ઘન તટે, દેવકૂટે વિરાટે;
કર્ણાટે, હેમકૂટે, વિકટ તરકટે, ચક્ર કૂટે ચ ભેટે; શ્રીમત્૦ ૪
શ્રીમાલે, માલવે વા, મલયિનિ નિષધે, મેખલે પિચ્છલે વા;
નેપાલે, નાહલે વા, કુવલય તિલકે, સિંહલે કેરલે વા;
ડાહાલે, કોશલે વા, વિગલિત સલિલે, જંગલે વા તમાલે; શ્રીમત્૦ ૫

અંગે, વંગે કલિંગે, સુગત જનપદે, સત્પ્રયાગે તિલંગે;
ગૌડે, ચૌડે મુરંગે, વરતર દ્રવિડે, ઊદ્રિયાણે ચ પૌંડ્રે;
આદ્રે, માદ્રે પુલિંદ્રે, દ્રવિડ કુવલયે, કાન્ય કુબ્જે સૌરાષ્ટ્રે; શ્રીમત૦ ૬
ચંપાયાં, ચંદ્રમુખ્યાં, ગજપુર મથુરા, પત્તને ચોજ્જયિન્યામ;
કૌશાંબ્યાં, કોશલાયાં, કનક પુરવરે, દેવગિર્યાં ચ કાશ્યામ;
નાશિક્યે, રાજગેહે, દશપુર નગરે, ભદ્દિલે તામ્રલિપ્ત્યામ; શ્રીમત૦ ૭
સ્વર્ગે, મર્ત્યન્તરિક્ષે, ગિરિશિખર દ્રહે, સ્વર્ણદી નીરતીરે;
શૈલાગ્રે, નાગલોકે, જલનિધિ પુલિને, ભૂરૂહાણાં નિકુંજે;
ગ્રામ્યે, રણ્યે વને વા, સ્થલ જલ વિષમે, દુર્ગ મધ્યે ત્રિસંધ્યમ; શ્રીમત૦ ૮
શ્રીમત, મેરૌ કુલાદ્રૌ, રૂચક નગવરે, શાલ્મલે જંબુવૃક્ષે;
ચૌજાન્યે, ચૈત્યનંદે, રતિકર રૂચકે, કૌંડલે માનુષાંકે;
ઇક્ષુ, કારે જિનાદ્રૌ, દધિ મુખ ચ ગિરૌ, વ્યંતરે સ્વર્ગ લોકે;
જ્યોતિ, ર્લોકે ભવન્તિ, ત્રિભુવન વલયે, યાનિ ચૈત્યાલયાનિ. ૯
ઇત્થં, શ્રી જૈન ચૈત્ય, સ્તવન મનુદિનં, યે પઠન્તિ પ્રવીણાઃ;
પ્રોદ્યત, કલ્યાણ હેતું, કલિ મલ હરણં, ભક્તિ ભાજ સ્ત્રિ સંધ્યમ;
તેષાં, શ્રી તીર્થયાત્રા, ફલ મતુલમલં, જાયતે માનવાનામ;
કાર્યાણાં, સિદ્ધિ રૂચ્ચૈઃ, પ્રમુદિત મનસાં, ચિત્ત માનંદકારિ. ૧૦

## ૧૨. શ્રી સિદ્ધચક્ર સ્તુતિ કાવ્ય છંદ. (પ્રાકૃત).

### ઉપજાતિ વૃત્તમ.

ઉપન્ન સન્નાણ મહો મયાણં, સપ્પાડિ હેરાસણ સંઠિયાણં;
સદ્દેસણાણં દિય સજ્જણાણં, નમો નમો હોઉ સયા જિણાણં. ૧
સિદ્ધાણમાણં દરમાલયાણં, નમો નમો ણંત ચઉક્કયાણં;
સૂરીણ દૂરિકય કુગ્ગહાણં, નમો નમો સૂર સમ પ્પહાણં. ૨
સુતત્થ વિત્થારણ તપ્પરાણં, નમો નમો વાયગ કુંજરાણં;
સાહૂણ સંસાહિઅ સંજમાણં, નમો નમો સુદ્ધ દયા દમાણં. ૩
જીણુત્ત તત્તે રૂઈ લક્ખણસ્સ, નમો નમો નિમ્મલ દંસણસ્સ;
અન્નાણ સંમોહ તમો હરસ્સ, નમો નમો નાણ દિવાયરસ્સ. ૪

આરાહિઅ ખંડીઅ સક્કિઅસ્સ, નમો નમો સંજમ વીરિઅસ્સ;
કમ્મદ્દુ દુમો મ્મૂલણ કુંજરસ્સ, નમો નમો તિવ્વ તવો ભરસ્સ. ૫

માલિની વૃત્તમ.

ઇય નવ પય સિદ્ધં, લદ્ધિ વિજ્જા સમિદ્ધં;
પયડિય સુર વગ્ગ, હીંતિ રેહા સમગ્ગ;
દિસવઇ સુર સારં, ખોણિ પીઢાવયારં;
તિજય વિજય ચક્કં, સિદ્ધચક્કં નમામિ. ૬

## ૧૩. શ્રી નવપદ સ્તોત્ર છંદ. (પ્રાકૃત)

ઇંદ્રવજ્રા વૃત્તમ.

જીયંત રંગારિ જણે સુનાણે, સપ્પાડિ હેરાઇ સય પ્પહાણે;
સંદેહ સંદોહ રયં હરંતે, ઝાએહ નિચ્ચં પિ જિણે રિહંતે. ૧
દુઠ્ઠ કમ્માવરણ પ્પમુક્કે, અનંત નાણાઇ સીરી ચઉક્કે;
સમગ્ગ લોગગ્ગ પય પ્પસિદ્ધે, ઝાએહ નિચ્ચં પિ મણસ્સુ સિદ્ધે. ૨
ન તં સુહં દેઈ પીયા ન માયા, જં દિંતિ જીવાણીહ સૂરીપાયા;
તમ્હા હુ તે ચેવ સયા મહેહ, જં મુખ્ખ સુખ્ખાઇ લહું લહેહ. ૩
સુત્તત્થ સંવેગ મયસ્સુ એણં, સંખીર નીરામય વિસ્સુએણં;
પીનંતિ જે તે ઉવઝાય રાએ, ઝાએહ નિચ્ચં પિ કય પ્પસાએ. ૪
ખંતે ય દંતે ય સુગુત્તિ ગુત્તે, મુત્તે પસંતે ગુણ જોગજુત્તે;
ગય પ્પમાએ ગય મોહ માયે, ઝાએહ નિચ્ચં મુણિરાય પાએ. ૫
જં દવ્વ છક્કાય સુસદ્દહાણં, તં દંસણં સવ્વ ગુણ પ્પહાણં;
કુગ્ગાહિ વાહી ઉવયંતિ જેણ, જહા વિધેણ રસાયણેણ. ૬
નાણં પહાણં નય ચક્ક સિદ્ધં, તત્તાવ બોહીક્કમયં પસિદ્ધં;
ધરેહ ચિત્તાવસએ ફુરંતં, માણિક્ક દિવોવ્વ તમો હરંતં. ૭
સુસંવરં મોહ નિરોહ સારં, પંચ પ્પયારં વિગયાઈ યારં;
મુલોત્તરાણેગ ગુણે પવિત્તં, પાલેહ નિચ્ચં પિ હુ સચ્ચરિત્તં. ૮

બજ્ઝં તહા ભિંતર ભેય મેયં, કયાય દુબ્ભેય કુકમ્મ ભેયં;
દુખ્ખ ખયત્થં કય પાવ નાસં, તવં તવેહા ગમિયં નિરાસં. ૯

## ૧૪. પંચમી તપ ચૈત્યવંદના.

યુગલા ધર્મ નિવાર આદ્ય, આદિમ અરિહંત;
શાંતિ કરણ શ્રી શાંતિનાથ, જય કરૂણાવંત. ૧
નેમિનાથ બાવીશમાં, બાળ થકી બ્રહ્મચારી;
પ્રગટ પ્રભાવિ પાર્શ્વદેવ, રત્ન ત્રય ધારી. ૨
વર્ત્તમાન શાસન ધણીએ, વર્દ્ધમાન જગદીશ;
પંચે જિનવર પ્રણમતાં, વાધે જગમાં જગીશ. ૩
જન્મ કલ્યાણક પંચ રૂપ, સોહમ પતિ આવે;
પંચ વર્ણ કલશે કરી, સુરગિરિ નવરાવે. ૪
પંચ સાખ અંગુઠડે, અમૃત સંચારે;
બાલપણે જિનરાજ કાજ, એમ ભક્તિશું ધારે. ૫
પંચ ધાવ પાલી જતે, જોવન વય પાવે;
પંચ વિષય વિષ વેલી તોડી, સંજમ મન ભાવે. ૬
છંડી પંચ પ્રમાદ પંચ, ઇંદ્રિય બળ મોડી;
પંચ મહાવ્રત આદરે, દેઈ ધન કોડી. ૭
પચાચાર આરામમાં, પામ્યા પંચમ જ્ઞાન;
પંચ દેહ વર્જિત થયા, પંચ હ્રસ્વાક્ષર માન. ૮
પંચમી ગતિ ભરતાર તાર, પૂરણ પરમાનંદ;
પચમી તપ આરાધતાં, ક્ષમા વિજય જિનચંદ. ૯

## ૧૫. શ્રી વિચરતા જિન ચૈત્યવંદન.

સીમંધર પ્રમુખ નમું, વિહરમાન જિન વિશ;
ઋષભાદિક વલી વંદીયે, સંપ્રઇ જિન ચોવિશ. ૧
સિદ્ધાચળ ગિરનાર આબુ, અષ્ટાપદ વલી સાર;
સમેત શિખર એ પંચ તીર્થ, પંચમી ગતિ દાતાર. ૨

ઊર્ધ્વ લોકે જિનવર નમું, તે ચોરાશી લાખ;
સહસ સતાણું ઉપરે, ત્રેવીશ જિનવર ભાખ. ૩
એકસો બાવન કોડ વલી, લાખ ચોરાણું સાર;
સહસ ચુમ્માલી સાતસેં, સાઠ જિન પડિમા ઉદાર. ૪
અધો લોકે જિન ભવન નમું, સાત કોડ બોંહોતેર લાખ;
તેરસેં કોડ નેવ્યાશી કોડ, સાઠ લાખ ચિત્ત રાખ. ૫
વ્યંતર જ્યોતિષિમાં વલી એ, જિન ભવન અપાર;
તે ભવિ નિત્ય વંદન કરો, જેમ પામો ભવ પાર. ૬
તિર્છા લોકે શાશ્વતાં, શ્રી જિન ભવન વિશાળ;
બત્રીશસેં ને ઓગણસાઠ, વંદુ થઈ ઊજમાળ. ૭
લાખ ત્રણ એકાણું સહસ, ત્રણસેં વિશ મનોહાર;
જિન પડિમા એ શાશ્વતા, નિત્ય નિત્ય કરૂં જુહાર. ૮
ત્રણ ભૂવન માંહે વલી એ, નામાદિક જિન સાર;
સિદ્ધ અનંતા વંદીયે, મહોદય પદ દાતાર. ૯

## ૧૬. શ્રી પર્યુષણ ચૈત્યવંદન.

પર્વ પર્યુષણ ગુણ નીલો, નવ કલ્પ વિહાર;
ચાર માસાન્તર થીર રહે, અહીંજ અર્થ ઉદાર. ૧
આષાઢ શુદ ચઉદશ થકી, સંવત્સરી પંચાસ;
મુનિવર દિન સિત્તરમે, પડિક્કમતાં ચોમાસ. ૨
શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂના બહુમાન;
કલ્પ સૂત્ર સુવિહિત મુખે, સાંભલે એક તાન. ૩
જિનવર ચૈત્ય જુહારીયે, ગુરૂ ભક્તિ વિશાલ;
પ્રાયેં અષ્ટ ભવાંતરે, વરીયે શિવ વરમાલ. ૪
દર્પણથી નિજ રૂપનો, જુવે સુદૃષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણે, જ્ઞાન રમણ મુનિ ભૂપ. ૫
આતમ સ્વરૂપ વિલોકતાં એ, પ્રગટ્યો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વ પર્યુષણ દાવ. ૬

નવ વખાણુ પૂજી સુણો, શુક્લ ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરાધી નિમા. ૭
એ નહીં પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવ ભીરૂ મુનિ માનસે, ભાખ્યું અરિહા નાથે. ૮
શ્રુત કેવલી વયણા સુણી, લહી માનવ અવતાર;
શ્રી શુભ વીરને શાસને, પામ્યા જય જયકાર. ૯

## ૧૭. શ્રી નેમિનાથ ભગવાનનું ચૈત્યવંદન.

સમુદ્ર વિજય શિવા તણો, અંગજ ઘન સરીખો;
જદુ કુલ અંબર દિનમણી, રાજુલ વર નિરખો. ૧
વરસ એક સહસ આય માન, દશ ધનુષ એ પરખો;
સૌરીપુર શંખ લંછને, નેમિ નમી મન હરખો. ૨
ગઢ ગિરનાર સહેસા વને એ, જ્ઞાન અને નિરવાણ;
કહે કવિયણ પદ પદ્મને, આપો પંચમ નાણ. ૩

## ૧૮. શ્રી ચોવિશ જિન લંછન ચૈત્યવંદન.

ઋષભ લંછન ઋષભ દેવ, અજિત લંછન હાથી;
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી. ૧
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ;
પદ્મ લંછન પદ્મ પ્રભુ, વિશ્વદેવા સુમતિ. ૨
સુપાર્શ્વ લંછન સાથિયો, ચંદ્ર પ્રભુ લંછન ચંદ્ર;
મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ લંછન શીતલ જિણંદ. ૩
લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ;
સૂવર લંછન પાયે વિમલ દેવ, ભવિયા તે નામો શિષ. ૪
સિંચાણો જિન અનંતને એ, વજ્ર લંછન શ્રી ધર્મ;
શાંતિ લંછન મૃગલો, રાખે ધર્મનો મર્મ. ૫
કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત;
મલ્લિ કુંભ વખાણીયે, સુવ્રત કચ્છપ વિખ્યાત. ૬

નમિ જિનને નીલો કમલ, પામીયે પંકજ માંહિ;
શંખ લંછન પ્રભુ નેમજી, દીસે ઉંચે આંહિ. ૭
પાર્શ્વનાથજીને ચરણ સર્પ, નીલ વરણ શોભિત;
સિંહ લંછન કંચન તણું, વર્દ્ધમાન વિખ્યાત. ૮
એણીપરે લંછન ચિંતવી એ, ઓલખીયે જિનરાય;
જ્ઞાન વિમલ પ્રભુ સેવતા, લક્ષ્મી રતન સૂરિ રાય. ૯

## ૧૯. શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

શત્રુંજય ગિરિ વંદીએ, સકલ તીરથ જગ સાર;
આતમ પાવન કારણે, એહીજ તીર્થ નિરધાર. ૧
શિવગિરિ સેવી શિવ વરયા, મહાત્મા નંતા નંત;
એહ તીર્થની ફરસના, અમ હોજો સુખવંત. ૨
તીર્થનામ યથાર્થ તે, જેહથી ભવ તરાય;
વિષય કષાય મૂલ ભવતણા, તીર્થ ભક્તે છેદાય. ૩
થાવર જંગમ ભેદથી દુવિધ તીર્થ જણાય;
જિન ગણધરાદિ મુનિવરા, જંગમ તીર્થ કહાય. ૪
સિદ્ધાચળ અષ્ટાપદગિરિ, આબુ સમેત સાર;
રૈવતગિરિ આદે સવે, થાવર તીર્થ અવધાર. ૫
ચિત્ત ચોખે શુદ્ધ સાધ્યશું, તન્મય સ્વરૂપાધાર;
એકજ વાર એમ સેવતાં, આપે ભવનો પાર. ૬
સેવના જોગ અસંખ્ય છે, પણ ભક્તિ અંગ બળવાન;
તે માટે રૂપ ઓલખી, શામળ કરે ગુણ ગાન. ૭

## ૨૦. શ્રી પુંડરિક સ્વામીનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય મહાત્મ્યની, રચના કીધી સાર;
પુંડર ગિરિના સ્થાપનાર, પ્રથમ જિન ગણધાર. ૧
એક દિન વાણી જિનની, શ્રવણી થયો આનંદ;
આવ્યા શેત્રુંજાગિરિ, પંચ ક્રોડ સહ રંગ. ૨

ચૈત્રિ પૂનમને દિને એ, શિવશું કીયો યોગ;
નમીયે ગિરિને ગણધરૂં, અધિક નહીં ત્રિલોક. ૩

## ૨૧. શ્રી પુંડરિકજીનું ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત;
પ્રગટ નામ પુંડરિક જાસ, મહી માંહે મહંત. ૧
પંચ ક્રોડ સાથે મુણીંદ, અણસણ જીહાં કીધ;
શુક્લ ધ્યાન ધ્યાતા અમૂલ, કેવલ તીહાં લીધ. ૨
ચૈત્રિ પૂનમને દીન એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરિક ગિરિ, નામ દાન સુખકંદ. ૩

## ૨૨. શ્રી સીમંધર જિન ચૈત્યવંદન.

વંદુ જિનવર વિહરમાન, સીમંધર સ્વામી;
કેવલ કમલા કાંત દાંત, કરૂણા રસ ધામી. ૧
કંચનગિરિ સમ દેહકાંત, વૃષ લંછન પાય;
ચોરાશી લખ પૂર્વ આય, સેવિત સુર રાય. ૨
છઠ્ઠ ભક્ત સંયમ લીયો એ, પુંડરગિણિ ભાણ;
પ્રભુ દ્યો દરિસણ સંપદા, કારણ પરમ કલ્યાણ. ૩

## ૨૩. શ્રી ગોડી પાર્શ્વનાથ પ્રભાતિ છંદ.

શ્રી મુખ પંકજ વાસવતિ, સમરૂ શ્રુતદેવી ઉલ્લસતિ;
ઉપદેશ કહું તે ભાવ સુણો, પ્રભાતે ગોડીપાસ થુણો. ૧
થાનક જે વિશ કહ્યા જિનના, તે તત્ત્વ કહીજે પ્રવચનમાં;
તે માંહે ધુરલું એહ નમો, પ્રભાતે ગોડીપાસ થુણો. ૨
ત્રણ વર્ગ કહ્યા છે જે જનને, તેહનો સાધક ન ગણે સુરને;
તે વર્ગ તણું જે બીજ મુણો, પ્રભાતે ગોડીપાસ થુણો. ૩
પહેલું પાવન તુમે ચિત્ત કરો, ઉપશમ પમુહા ગુણ રંગ ધરો;
ક્રોધાદિક વૈરી સર્વ હણો, પ્રભાતે ગોડીપાસ થુણો. ૪

ચક્રી પ્રમુખે જે ઋદ્ધિ લહી, તેહને ધર્મે તે સર્વ કહી;
તે માટે મંગલ એહ મુણો, પ્રભાતે ગોડીપાસ થુણો. ૫
આપદ સવિ તુમથી દૂર ટળે, સઘળી સંપત્તિ આવી મલે;
મહિમા પણ હોવે સહસ ગુણો, પ્રભાતે ગોડીપાસ થુણો. ૬
વિજય દેવ સૂરીસર ગચ્છ ધણી, વિજય સિંહ મુનીસર ઋદ્ધિ ઘણી;
ઉદય સુસેવક તેહ તણો, પ્રભાતે ગોડીપાસ થુણો. ૭

## ૨૪. શંખેશ્વર પાર્શ્વજિન ચૈત્યવંદન. (હરિગીત છંદ)

સકલ ભવિ જન ચમત્કારી, ભારી મહિમા જેહનો;
નિખિલ આતમ રમા રાજીત, નામ જપીએ તેહનો;
દુષ્ટ કર્માષ્ટક ગંન્જરી જે, ભવિક જન મન સુખ કરો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૧
બહુ પુન્ય રાશિ દેશ કાશી, તથ્થ નયરી વણારસી;
અશ્વસેન રાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારીખી;
તસ કુખે સુપન ચૌદ સુચિત, સ્વર્ગથી પ્રભુ અવતર્યો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૨
ત્રણ લોક તરૂણી મન પ્રમોદી, તરૂણ વય જબ આવીઆ;
તવ માત તાતને પ્રસન્ન ચિત્તે, ભામિની પરણાવીઆ;
કમઠ શઠ કૃત અગ્નિ કુંડે, નાગ બલતો ઉદ્ધર્યો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૩
પોસ માસે કૃષ્ણ પક્ષે, દશમી દિન પ્રભુ જનમિયો;
સુરકુમરી સુરપતિ ભક્તિ ભાવે, મેરૂશ્રૃંગે સ્થાપિયો;
પ્રભાતે પૃથ્વીપતિ પ્રમોદે, જન્મ મહોચ્છવ અતિ કર્યો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૪
પોસ વદિ એકાદશી દિને, પ્રવ્રજ્યા જિન આદરે;
સુર અસુર રાજ ભક્તિ સાજ, સેવના ઝાઝી કરે;
કાઉસ્સગ્ગ કરતાં દેખી કમઠે, કીધ પરિગ્રહ આકરો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૫

તવ ધ્યાન ધારા દૃઢ જિનપતિ, મેઘધારે નવિ ચડ્યો;
તિહાં ચલિત આસન ધરણ આયો, કમઠ પરિસહ અટકલ્યો;
દેવાધિદેવની કરે સેવા, કમઠને કાઢી પરો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૬

ક્રમે પામી કેવળજ્ઞાન કમળા, સંઘ ચઉવિહ સ્થાપીને;
પ્રભુ ગયા મોક્ષે સમેત શિખરે, માસ અણસણ પાળીને;
શિવ રમણી રંગે રમે રસીયો, ભવિક તસ સેવા કરો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૭

ભૂત પ્રેત પિશાચ વ્યંતર, જલણ જલોદર ભય ટળે;
રાજ રાણી રમા પામે, ભક્તિ ભાવે જો મળે;
કલ્પતરૂથી અધિક દાતા, જગત ત્રાતા જય કરો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૮

જરા જર્જરીભૂત યાદવ, સૈન્ય રોગ નિવારતા;
વઢીયાર દેશે નિત બિરાજે, ભવિક જીવને તારતા;
એ પ્રભુ તણાં પદ પદ્મ સેવા, રૂપ કહે પ્રભુતા વરો;
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૯

## ૨૫. શ્રી વણારસી પાર્શ્વનાથ છંદ.

આપણ ઘર બેઠા લીલ કરો, નિજ પુત્ર કલત્રશું પ્રેમ ધરો;
તમે દેશ દેશાંતર કાંઈ દોડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો. ૧

મનો વંછિત સઘળાં કાજ સરે, શિર ઉપર ચામર છત્ર ધરે;
કલમલ ચાલે આગળ ઘોડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો. ૨

ભૂત ને પ્રેત પિશાચ વળી, ડાકીણિ શાકીણિ જાય પલળી;
છલ છિદ્ર ન કોઇ લાગે ગુડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો. ૩

એકાંતર તાવ સીયો દાહ, ઔષધ વિણ જાયે ક્ષણ માંહ;
નવી દુખે માથું પગ ગુડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો. ૪

કંઠમાળા ગડ ગુંબડ નાળાં, તસ ઉદર રોગ ટળે સઘળાં;
પીડા ન કરે ખીલ ગલ ગોડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો. ૫
જાગતો તીર્થંકર પાસ બહુ, એમ જાણું સઘળો જગત સહુ;
તતક્ષણ અશુભ કર્મ તોડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો. ૬
શ્રી પાસ વણારસી નરવરો, તિહાં ઉદયો જિનવર ઉદય કરો;
સમય સુંદર કહે કર જોડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો. ૭

## ૨૬. પાંચે બોલે ચોવિશ જિન છંદ. (રાગ ચોપાઇ.)

સયલ જિણેસર પ્રણમું પાય, સરસતી સ્વામિની દ્યો મતિ માય;
હૈડે સમરૂં શ્રી ગુરૂ નામ, જેમ મન વંછિત સિજે કામ. ૧
ચોવિશ જિનવર માય પિતા, નામ ઠામ લંછન જે હુતા;
પાંચે બોલે કરીશ પ્રણામ, કરીશ સ્તવન મુકી અભિરામ. ૨
પહેલા પ્રણમું ઋષભ જિણંદ, નાભિરાય મરૂદેવી નંદ;
ઉંચી કાયા ધનુષ પાંચશે, વૃષભ લંછન વિનીતા વસે. ૩
બીજો અજિત અજોદ્ધા ઠામ, ગજ લંછન પ્રણમું અભિરામ;
જીત શત્રુ વિજયા રાણી પુત્ત, જેણે જીત્યાં સઘળા શત્રુ. ૪
ત્રીજા સંભવ સુખ દાતાર, સાવથ્થિ નયરી અવતાર;
પિતા જીતારિ સેના માય, હય લછન સોવનમય કાય. ૫
ચોથો ચિહુ ગતિ ગંજન સ્વામ, વિનીતા નગરી જેહનું નામ;
સંવર પિતા સિદ્ધારથા માય, કપિ લંછન અભિનંદન રાય. ૬
સમરૂં સુમતિ જિણેસર દેવ, લંછન કોંચ કરે જસુ સેવ;
નયરી જસુ ભલી કોશલ્લા, મેઘ પિતા માતા મંગલા. ૭
કોસંબી નયરી ધર રાય, રાણી સુસીમા જેહની માય;
પદ્મ પ્રભુ છઠ્ઠા જિનરાય, પદ્મ લંછન રક્તોત્પલ કાય. ૮
સ્વસ્તિક લંછન સ્વામી સુપાસ, સૂધો ટાળે ગરભા વાસ;
સુપ્રતિષ્ઠ નરેસ પુહવી માય, વણારસી નયરી વર રાય. ૯
શશિ લંછન ચંદા પ્રભુ દેવ, ચોસઠ ઇંદ્ર કરે જસ સેવ;
મહસેન પિતા માતા લક્ષ્મણા, નયરી જેહની ચંદ્રાયણા. ૧૦

કાકંદી નયરી અભિરામ, લંછન મગર સુવિધિ જિન નામ;
પિતા સુગ્રીવ રામા માય નામ, પુષ્પદંત બીજું તસ નામ. ૧૧
શીતલ સહુજે સુખ દાતાર, ભદ્દીલ પુર સ્વામી અવતાર;
દઢરથ રાજા નંદા માય, શ્રીવચ્છ લંછન પ્રણમું પાય. ૧૨
શ્રેયાંસ મુણીજે ઇગ્યારમો, ખડ્ગી લંછન ભાવે નમો;
સિંહપુરી રાજા શ્રી વિષ્ણું, માતા સુણીયે તેહની વિષ્ણું. ૧૩
ચંપા નયરી વસુપૂજ્ય જસ તાય, જય દેવી રાણી જેહની માય;
વાસુપૂજ્ય જિનવર બારમો, મહિષ લંછન ભાવે નમો. ૧૪
કંપિલપુર રાજા કૃતવર્મ, શ્યામા રાણી છે સુધર્મ;
સુવર લંછન સ્વામી વિમલ, તુઠો આપે પદવી અમલ. ૧૫
અજોધ્યા નયરી ઉત્તમ ઠામ, અનંતનાથ સ્વામીનું નામ;
સિંહસેન પિતા સુજસા જસ માય, સીંચાણો લંછન તસ પાય. ૧૬
રત્નપુરી રાજા શ્રી ભાણુ. સુવ્રતા રાણી માયનું નામ;
મુક્તિપુરીનો સૂધો સાથ, વજ્ર લંછન પ્રણમું ધર્મનાથ. ૧૭
શાંતિનાથ સોલમો જિણંદ, જાસ પ્રશંસા કરે સુરિંદ;
મૃગ લંછન હસ્થિણા પુર સ્વામ, વિશ્વસેન અચિરા માયનું નામ. ૧૮
કુંથુનાથ પુહવી પરસિદ્ધ, સૂધો આપે પદવી સિદ્ધ;
સુરરાય માતા જસ શ્રી, લંછન છાગ નયર ગજપુરી. ૧૯
ગજપુર નયર સુદર્શન રાય, દેવી રાણી અરજિન માય;
લંછન નંદાવર્ત પ્રધાન, વિશ ધનુષ સ્વામીનું માન. ૨૦
મિથિલા નયરી મહિમા ઘણો, રાજા કુંભ પિતા તે તણો;
પ્રભાવતી રાણી માતા અંગજાત, કલશ લંછન પ્રણમું મલ્લિનાથ. ૨૧
રાજગૃહી રાજા સુમિત્ર, પદ્માવતી રાણીનો પુત્ર;
મુનિસુવ્રત લંછન કાચબો, ભાવે વાંદુ જિન વિશમો. ૨૨
વિપ્રા રાણી રાજા વિજે, મિથિલા નગરી રિપુ ગંજે;
નીલોત્પલ લંછન જસ ચંગ, નમિ જિણેસર પ્રણમું રંગ. ૨૩

સોરીપુર સ્વામી શ્રી નેમ, મુક્તિ વધુ જેણે પરણી પ્રેમ;
પ્રમુદ્ર વિજય શિવાદેવી નંદ, શંખ લંછન પ્રણમું આણંદ. ૨૪
અશ્વસેન વામા જસ માય, વણારસી લંછન નાગ રાય;
ત્રવિશમા જિણેસર પાસ, પ્રગટ પ્રભાવે પૂરે આશ. ૨૫
શ્રી સિદ્ધારથ ત્રિશલા માય, કુંડલપુર લંછન મૃગ રાય;
વર્દ્ધમાન જિન ચોવિશમો, કર જોડીને ભાવે નમો. ૨૬
એ ચોવિશે જિનવર નામ, બોલ્યાં સદા સમરણને કામ;
ભવ ભવ માગો એહીજ દેવ, બોધ બીજ સાચી જિન સેવ. ૨૭
ઇંદુ બાણ રસ નયણ પ્રમાણ, એહ સંવત્સર સંખ્યા જાણ;
કોટિક ગયણ વિભાસણ ભાણ, શ્રી હેમ વિમલ સ્વામી જગ પ્રધાન. ૨૮
પૂજ્ય શિરોમણિ પંડિત રાય, સાધુ વિજય ગિરૂઆ ગુણ ગાય;
કમલ સાધુ જયવંત મુણીંદ, તાસ શિષ્ય ભણે આનંદ. ૨૯

## ૨૭. શ્રી ઋષભ જિન ચૈત્યવંદન.

જય જય નાભિ નરિંદ નંદ, સિદ્ધાચલ મંડણ;
જય જય પ્રથમ જિણંદ કંદ, ભવદુઃખ વિહુંડણ. ૧
જય જય સાધુ સુરિંદ વૃંદ, વંદિઅ પરમેસર;
જય જય જગદાનંદ કંદ, શ્રી ઋષભ જિનેસર. ૨
અમૃત સમ જિન ધર્મનો એ, દાયક જગમાં જાણ;
તુજ પદ પંકજ નિત્ય નમું, નિશ દિન નમત કલ્યાણ. ૩

## ૨૮. શ્રી આદિ જિન ચૈત્યવંદન.

સર્વાર્થ સિધ્ધે થકી, ચવિયા આદિ જિનંદ;
પ્રથમ રાય વિનીતા વસે, માનવ ગણ સુખકંદ. ૧
જોનિ નકુલ જિણંદને, હાયન એક હજાર;
મૌનાતીતે કેવલી, વડ હેઠે નિરધાર. ૨
ઉત્તરાષાઢા જન્મ છે એ, ધન રાશિ અરિહંત;
દશ સહસ પરિવારશું, વીર કહે શિવ કંત. ૩

## ૨૯. શ્રી શાંતિ જિન ચૈત્યવંદન.

જય જય શાંતિ જિણંદ દેવ, હથિણાઉર પુર સ્વામી;
વિશ્વસેન કુલ ચંદ સમ, પ્રભુ અંતરજામી. ૧
અચિરા ઉર સર હંસ જિમ, જિનવર જયકારી;
મારી રોગ નિવારીને, કીર્ત્તિ વિસ્તારી. ૨
શોલમ જિનવર પ્રણમીયે એ, નિત ઉઠી નામી શિષ;
સુર નર ભૂપ પ્રસન્ન મન, નમતાં વાધે જગીશ. ૩

## ૩૦. શ્રી જિન દર્શન મહિમા ચૈત્યવંદન.

અદ્યાભવત્ સફલતા નયન દ્વયસ્ય, દેવ ત્વદીય ચરણાંબુજ વીક્ષણેન;
અદ્ય ત્રિલોક તિલક: પ્રતિભાસતે મે, સંસાર વારિધિ રયં ચલુક: પ્રમાણમ. ૧
કલેવ ચંદ્રસ્ય કલંક મુક્તા, મુક્તાવલી ચારૂ ગુણ પ્રપન્ના;
જગત્રય સ્યાભિમતં દદાના, જૈનેશ્વરી કલ્પલતેવ મૂર્ત્તિ:. ૨
ધન્યોહં કૃત પુણ્યોહં, નિસ્તીર્ણોહં ભવાર્ણવાત્;
અનાદિ ભવ કાંતારે, દૃષ્ટો યેન શ્રુતો મયા. ૩
અદ્ય પ્રક્ષાલિતં ગાત્રં, નેત્રે ચ વિમલી કૃતે,
મુક્તોહં સર્વ પાપેભ્યો, જિનેંદ્ર તવ દર્શનાત્. ૪
દર્શનાત્ દુરિત ધ્વંસ:, વંદનાત્ વંછિત પ્રદ:;
પૂજનાત પુરૂપ શ્રીદ:, જિન: સાક્ષાત્ સુરદ્રુમ:. ૫

## ૩૧. શ્રી પાર્શ્વ જિન ચૈત્યવંદન.

પુરિસા દાણી પાસ નાહ, નમીયે મન રંગ;
નીલ વરણ અશ્વસેન નંદ, નિર્મલ નિ:સંગ. ૧
કામિત દાયક કલ્પ સાખ, વામા સુત સાર;
શ્રી ગવડી પુર સ્વામ નામ, જપિયે નિરધાર. ૨
ત્રિભુવન પતિ ત્રેવીશમો એ, જાસ અખંડિત આણ;
એક મને આરાધતાં, લહિયે કોડ કલ્યાણ. ૩

## ૩૨. શ્રી નેમિ જિન ચૈત્યવંદન.

સમુદ્ર વિજય કુલ ચંદ નંદ, શિવા દેવી જાયા;
યાદવ વંશ નભો મણિ, સૌરીપુર ઠાયા. ૧
બાલથકી બ્રહ્મચર્ય ધર, ગત માર પ્રચાર;
ભોક્તા નિજ આત્મિક ગુણ, ત્યાગી સંસાર. ૨
નિઃકારણ જગજીવનો એ, આશાનો વિશ્રામ;
દીન દયાલ શિરોમણિ, પૂરણ સુરતરૂ કામ. ૩
પશુઆં પુકાર સુણી કરી, છાંડી ગૃહ વાસ;
તત્ક્ષણ સંયમ આદરી, કરી કર્મનો નાશ. ૪
કેવલ શ્રી પામી કરી એ, પહોતા મુક્તિ મઝાર;
જન્મ મરણ ભય ટાલવા, જ્ઞાન સદા સુખકાર. ૫

## ૩૩. શ્રી નેમિ જન ચૈત્યવંદન.

બાવીશમા શ્રી નેમિ નાથ, નિત્ય ઉઠી વંદો;
સમુદ્ર વિજય સુત ભાનુ સમ, ભવિ જન સુખ કંદો. ૧
સઘન શ્યામ દ્યુતિ દેહની, દશ ધનુષ્ય શરીર;
અમિત કાંતિ યાદવ ધણી, ભાંજે ભવ તીર. ૨
રાજિમતી રમણી તજી એ, બ્રહ્મચર્ય ધર ધીર;
શિવ રમણી સુખ વિલસતા, ભૂપ નમે ધરી ધીર. ૩

## ૩૪. શ્રી વર્દ્ધમાન જિન ચૈત્યવંદન.

વર્દ્ધમાન જિનવર ધણી, પ્રણમુ નિત્યમેવ;
સિદ્ધારથ કુલ ચંદલો, સુર નિર્મિત સેવ. ૧
ત્રિશલા ઉદર સર હંસ સમ, પ્રગટયો સુખ કંદ;
કેશરી લંછન વિમલ તનુ, કંચનમય વૃંદ. ૨
મહાવીર જગમાં વડો એ, પાવા પુરિ નિર્વાણ;
સુર નર ભૂપ નમે સદા, પામે અવિચલ ઠાણ. ૩

## ૩૫. બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
એમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવીયા બીજ દિન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીયે;
મુજપરે શીતલ જિન કહે, બીજ દિન શિવ ભજીયે ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવલ નાણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહિએ;
અર જિન બીજ દિને ચવી, એમ જિન આગલ કહીયે. ૫
વર્ત્તમાન ચોવિશી એ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઇ પામિયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવિશી એ, હુઆ બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭

## ૩૬. શ્રી ઇંદ્રભૂતિજીનું ચૈત્યવંદન.

બિરૂદ ધરી સર્વજ્ઞનું, જિન પાસે આવે;
મધુર વયણશું વીરજી, ગૌતમ બોલાવે. ૧
પંચભૂત માંહે થકી, એ ઉપજે વિણસે;
વેદ અર્થ વિપરીતથી, કહો કેમ ભવ તરશે. ૨
દાન દયા દમ ત્રિહું પદ એ, જાણે તેહજ જીવ;
જ્ઞાન વિમલ ઘન આત્મા, સુખ ચેતના સદૈવ. ૩

## ૩૭. શ્રી અગ્નિભૂતિજીનું ચૈત્યવંદન.

કર્મતણો સંશય ધરી, જિન ચરણે આવે;
અગ્નિભૂતિ નામે કરી, તવ તે બોલાવે. ૧

એક સુખી એક છે દુઃખી, એક કિંકર સ્વામી;
પુરૂષોત્તમ એકે કરી, કિમ શક્તિ પામી. ૨
કર્મતણા પ્રભાવથી એ, સકલ જગત મંડાણ;
જ્ઞાન વિમલથી જાણીયે, વેદારથ સુ પ્રમાણ. ૩

## ૩૮. શ્રી વાયુભૂતિજીનું ચૈત્યવંદન.

વાયુભૂતિ ત્રીજો કહ્યો, તસ સંશય એહ;
જીવ શરીર બેહુ એક છે, પણ ભિન્ન ન દેહ. ૧
બ્રહ્મજ્ઞાન તપે કરી, આતમ નિર્મલ લહીયે;
કર્મ શરીરથી વેગલો, એમ વેદ સદ્દહિયે. ૨
જ્ઞાન વિમલ ગુણ ધન ધણી એ, જડમાં કિમ હોય એક;
વીર વયણથી તે લહ્યો, આણી હૃદય વિવેક. ૩

## ૩૯. શ્રી વ્યક્તજીનું ચૈત્યવંદન.

પંચભૂતનો સંશયી, ચોથા ગણી વ્યક્ત;
ઇંદ્રજાલ પરે જગ કહ્યો, તો કિમ તસ સક્ત. ૧
પૃથિવી પાણી દેવતા, ઇમ ભૂતની સત્તા;
પણ અધ્યાત્મ ચિત્તને, નહિ તેહની મમતા. ૨
એમ સ્યાદ્વાદ મતે કરી એ, ટાલ્યો તસ સંદેહ;
જ્ઞાનવિમલ જિન ચરણશું, ધરતો અધિક સનેહ. ૩

## ૪૦. શ્રી સુધર્માજીનું ચૈત્યવંદન.

સોહમ સ્વામીને મને, છે સંશય એહવો;
જે ઇહાં હોયે જેહવો, પરભવે તે તેહવો. ૧
શાલિ થકી શાલિ નીપજે, પણ ભિન્ન ન થાય;
સુણ એહવો નિશ્ચય નથી, એમ કહે જિનરાય. ૨
ગોમયથી વીંછી હોવે એ, ઇમ વિષ સદૃશ પણ હોય;
જ્ઞાન વિમલ મતિશું કહે, વેદારથ શુદ્ધ જોય. ૩

## ૬૬. શ્રી સુમતિનાથની સ્તુતિ.

( આર્યાગીતિ વૃત. )

મદમદનરહિતનરહિતસુમતે સુમતેનકનકતારેતારે;
દમ દમપાલયપાલયદરાદરા તિક્ષતિક્ષપાતઃપાતઃ. ૧
વિધુતારાવિધુતારાસદાસદાનાજિનાજિતાધાતાધાઃ;
તનુતાપાતનુતાપાહિતમાહિતમાનવનવવિભવાવિભવાઃ. ૨
મતિમતિજિનરાજિનરાહિતેહિતેરૂચિતરૂચિતમોહેમોહે;
મતમતનૂનંનૂનંસ્મરાસ્મરાધીરધીરસુમતઃસુમતઃ. ૩
નગદામાનગદામામહોમહોરાજિરાજિતરસાતરસા;
ઘનઘનકાલીકાલીઅતાઅતાહૂનહૂનસત્રાસત્રા. ૪

## ૬૭. શ્રી પદ્મપ્રભુ સ્તુતિ.

( વસંત તિલકા વૃત. )

પાદદ્વયીદલિતપદ્મમૃદુઃપ્રમોદ,
મુન્મુદ્રતામરસ દામલતાંતપાત્રી;
પાદ્મપ્રભીપ્રવિદધાતુસતાં વિતીર્ણ,
મુન્મુદ્રતામરસદામલતાંતપાત્રી. ૧
સામેમતિં વિતનુતાહિનપંક્તિરસ્ત,
મુદ્રાગતામર સભાસુરમધ્યગાધાં;
રત્નાંશુભિર્વિદધતી ગગનાંતરાલ,
મુદ્રાગતામરસભાસુરમધ્યગાધાં. ૨
ભ્રાંતિચ્છિદંજિનવરાગમમાશ્રયાર્થ,
મારામમાનમ લસંતમસંગમાનાં;
ધામાશ્રિમંભવસરિત્પતિસેતુમસ્ત,
મારામમાનમલસંતમસંગમાનાં. ૩

ગાંધારિવિજમુસલેજયત:સમીર,
પાતાલસત્કુવલયા વલિનીલભેતે;
કીર્તી:કર પ્રણયિની તવયે નિરૂદ્ધ,
પાતાલસત્કુવલયાવલિનીલભેતે. ૪

## ૬૮. શ્રી સુપાર્શ્વનાથ સ્તુતિ.

( માલિની વૃત. )

કૃતનતિકૃતવાન્યોજંતુજાતંનિરસ્ત,
સ્મરપરમદમાયામાનબાધાયશસ્તં;
સુચિરમવિચલત્વંચિત્તવૃત્તે: સુપાર્શ્વં,
સ્મરપરમદમાયામાનબાધાયશસ્તં. ૧
વ્રજતુજિનતતિ: સાગોચરેચિત્તવૃત્તે:,
સદમરસહિતાયાબોધિકામાનવાનાં;
પદમુપરિદધાનાવારિજાનાં વ્યહાર્ષીત્,
સદમરસહિતાયાબોધિકામાનવાનાં. ૨
દિશદુપશમસૌખ્યંસંયતાનાંસદૈવો,
રૂજિનમતમુદારંકામમાયામહારિ;
જનનમરણરીણાન્વાસયન્ સિદ્ધિવાસે,
રૂજિનમતમુદારંકામમાયામહારિ. ૩
દધતિ રવિસપત્નંરત્નમાભાસ્તભાસ્વ,
ન્નવઘનતરવારિં વારણારાવરીણાં;
ગતવતિવિકિરત્યાલીંમહામાનસીષ્ટા,
નવઘનતરવારિંવારણારાવરીણાં. ૪

---

## ૬૯. શ્રી ચંદ્રપ્રભુ સ્તુતિ.

( મંદાક્રાંતા વૃત. )

તુભ્યંચંદ્રપ્રભજિનનમસ્તામસોજૃંભિતાનાં,
હાનેકાંતાનલ સમદયાવંદિતાયાસમાન;
વિદ્વત્પંક્ત્યાપ્રકટિતપૃથુસ્પષ્ટદષ્ટાંતહેતુ,
હાનેકાંતાનલસમદયાવંદિતાયાસમાન. ૧
જીયાદ્રાજીજનિતજનનજ્યાનિહાનિર્જિનાનાં,
સત્યાગારંજય દમિતરુક્સારવિંદાવતારં;
ભવ્યોવૃત્યાભુવિકૃતવતીયાવહદ્ધર્મચક્રં,
સત્યાગારંજયદમિતરુક્સારવિંદાવતારં. ૨
સિદ્ધાંતસ્તાદહિતહિતયેખ્યાપયદ્યંજિનેંદ્ર:,
સદ્રાજીવ:સકવિધિષણાપાદનેકોપમાન:;
દક્ષ:સાક્ષાછ્રવણચુલકૈર્યંચમોદાદ્ધિહાય:,
સદ્રાજીવ:સકવિધિપણાપાદનેકોપમાન:. ૩
વજ્રાંકુશ્યંકુશકુલિશભૃત્વંવિધત્સ્વપ્રયત્નં,
સ્વાયત્યાગેતનુમદવનેહેમતારાતિમત્તે;
અધ્યારૂઢેશશધરકરશ્વેતભાસિદ્વિપેંદ્રે,
સ્વાયત્યાગેતનુમદવનેહેમતારાતિમત્તે. ૪

## ૭૦. શ્રી સુવિધિનાથ સ્તુતિ.

( ઉપજાતિ વૃત. )

તવાભિવૃદ્ધિંસુવિધિર્વિધેયાત્, સભાસુરાલીનતપાદયાવન્;
યોયોગિપંક્ત્યાપ્રણુતોનભ:સત્, સભાસુરાલીનતપાદયાવન્. ૧
યાજંતુજાતાયહિતાનિરાજી, સારાજિનાનામલપદ્મમાલં;
દિશ્યાન્મુદંપાદયુગંદધાના, સારાજિનાનામલપદ્મમાલં. ૨

જિનેંદ્રભંગૈઃપ્રસભંગભીરા, શુભારતીશસ્યતમસ્તવેન;
નિર્નાશયંતીમમશર્મદિશ્યાત્, શુભારતીશસ્યતમસ્તવેન. ૩
દિસ્યાત્તવાશુજ્વલનાયુધાલ્પ, મધ્યાસિતાકંપ્રવરાલકસ્ય;
અસ્તેંદુરાસ્યસ્યરુચોરુપૃષ્ઠ, મધ્યાસિતાકંપ્રવરાલકસ્ય. ૪

## ૭૧. શ્રી શીતલનાથ સ્તુતિ.

(દ્રુતવિલંબિત વૃત.)

જયતિશીતલતીર્થકૃતઃસદા, ચલનતામરસંસદલંઘનં;
નવકમંબુરુહાંપથિસંસ્પૃશ, ચ્ચલનતામરસંસદલંઘનં. ૧
સ્મરજિનાન્પરિનુન્નજરારજો, જનનતાનવતોદયમાનતઃ;
પરમનિર્વૃત્તિશર્મકૃતોયતો, જનનતાનવતોદયમાનતઃ. ૨
જયતિકલ્પિતકલ્પતરુપમં, મતમસારતરાગમદારિણા;
પ્રથિતમત્રજિનેનમનીષિણા, મતમસારતરાગમદારિણા. ૩
ઘનરુચિર્જયતાભુવિમાનવી, ગુરુતરાવિહતામરસંગતા;
કૃતકરાબ્જવરેફલપત્રભા, ગ્ગુરુતરાવિહતામરસંગતા. ૪

## ૭૨. શ્રી શ્રેયાંસનાથ સ્તુતિ.

(હરિણી વૃત.)

કુસુમધનુષાયસ્માદન્યનમોહવશંવ્યધુઃ,
કમલસદૃશાં ગીતારાવાબલાદયિ તાપિતં;
પ્રણમતતરાંદ્રાક્શ્રેયાંસંન ચાહૃતયન્મનઃ,
કમલસદૃશાંગીતારાવાબલાદયિતાપિતં. ૧
જિનવરતતિર્જીવાલીનામકારણવત્સલા,
સમદમહિતામારાદિષ્ટાસમાનવરાજયા;
નમદમૃતભુક્પંક્ત્યાનૂતાતનોતુમતિંમમા,
સમદમહિતામારાદિષ્ટાસમાનવરાજયા. ૨

ભવજલનિધિભ્રામ્યજ્જંતુત્રજાયતપોતહે,
તનુમતિમતાંસન્નાશાનાંસદાનરસંપદં;
સમભિલષતામર્હન્નાથાગમાનતભૂપતિં,
તનુમતિમતાંસન્નાશાનાંસદાનરસંપદં. ૩

ધૃતપવિફલાક્ષાલીઘંટૈ:કરૈ:કૃતબોધિત,
પ્રજયતિમહાકાલીમર્ત્યાધિપંકજરાજિભિ:;
નિજતનુલતામધ્યાસીનાંદધત્યપરીક્ષિતાં,
પ્રજયતિમહાકાલીમર્ત્યાધિપંકજરાજિભિ:. ૪



મૂળ નાયક નામની, સર્વે જિનની, આગમની, તથા શાસન દેવતાની, એમ એ ચારેનું સ્વરૂપ ચારે પદે કરીને એકંદર એકજ થોયમાં ચારે વખત બોલાય છે તેવી ન્હાની થોયો.



## ૭૩. શ્રી મહાવીર સ્વામીની થોય.

ભવા મહાવીર મતે સદાના, નતાર તારા જિનવર વામે;
ગાવો નરામા કરતારકેશા, નયાતુ મારા સુ કૃતાન્ત કાન્ત. ૧

## ૭૪. શ્રી સિદ્ધાચલજીની થોય.

પુંડરીક ગણધર પાય પ્રણમીજે, આદીશ્વર જિન ચંદાજી,
નેમિ વિના ત્રેવિશ તીર્થંકર, ગિરિ ચઢીયા આણંદાજી;
આગમ માંહે પુંડરીક મહિમા, ભાખ્યો જ્ઞાન દિણંદાજી,
ચૈત્રી પૂનમ દિન દેવી ચક્રેસરી, સૌભાગ્ય દીઓ સુખ કંદાજી. ૧

## ૭૫. શ્રી જિન પંચક થોય.

( હરિગીત છંદ. )

શ્રી આદિ શાન્તિ નેમિ પાસ વીર શાસનપતિ વલી,
નમો વર્ત્તમાન અતીત અનાગત ચોવિશે જિન મન રળી;
જિનવરની વાણી ગુણની ખાણી પ્રેમે પ્રાણી સાંભળી,
થયા સમકિતધારી ભવ નિઠારી સેવે સુરવર લળી લળી. ૧

## ૭૬. શ્રી ભીડ ભંજન પાર્શ્વનાથની થોય.

ભીડ ભંજન પાસ પ્રભુ સમરો, અરિહંત અનંતનું ધ્યાન ધરો;
જિનાગમ અમૃત પાન કરો, શાસન દેવિ સવિ વિઘ્ન હરો. ૧

## ૭૭. શ્રી નેમનાથજીની થોય.

ગીરનારે ગીરવો, વ્હાલો નેમ જીણંદ,
અષ્ટાપદ ઉપર, પૂજી ધરો આણંદ;
સિદ્ધાંતની રચના, ગણધર કરે અનેક,
દીવાળી દિવસે, ઘો અંબાઈ વિવેક. ૧

## ૭૮. શ્રી સુમતિનાથજીની થોય.

સુમતિ સુમતિ દાયી, મંગલા જાસમાઇ,
મેરૂને વલી રાઇ, ઓર એહને તુલાઈ;
ક્ષય કીધાં ઘાઇ, કેવલ જ્ઞાન પાઇ,
નાહિં ઊણિમ કાંઇ, સેવિયે તે સદાઇ. ૧

## ૭૯. શ્રી શીતલનાથજીની થોય.

શીતલ જિન સ્વામી, પુણ્યથી સેવ પામી,
પ્રભુ આતમ રામી, સર્વ પર ભાવ વામી;

જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી,
ભવિ શિવ સુખ કામી, પ્રણમીયે શિશ નામી. ૧

## ૮૦. શ્રી અનંતનાથજીની થોય.

અનંત અનંત નાણી, જાસ મહિમા ગવાણી,
સુરનર તિરિ પ્રાણી, સાંભલે જાસ વાણી;
એક વચન સમજાણી, જેહ સ્યાદવાદ જાણી,
તર્યા તે ગુણ ખાણી, પામીયા સિદ્ધિ રાણી. ૧

## ૮૧. શ્રી મલ્લિનાથજીની થોય.

મલ્લિ જિન નમીયેં, પૂરવલા પાપ ગમીયેં,
ઇંદ્રિય ગણ દમિયેં, આણ જિનની ન ક્રમીયેં;
ભવમાં નવિ ભમીયેં, સર્વ પર ભાવ વમીયેં,
નિજ ગુણમાં રમીયેં, કર્મ મલ સર્વ ધમીયેં. ૧

# ખંડ ચોથો.



## વિવિધ સ્તવનાલહરી રસકુંડ.

### ક૦ વિભાગ છુટક સ્તવનો.



### ૧. શ્રી ચોવિશ જિન સ્તવન.

ભવિ તુમે વંદોરે, ચોવિશે જિન ચંદા,
ગુણ ગણ કંદોરે, નમતાં જાય ભવ ફંદા;
ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિનાથ સુખ કંદા. ૧

પદ્મપ્રભુ સુપાર્શ્વ ચંદ્રપ્રભુ, સુવિધિ શીતલ સ્વામી,
શ્રેયાંસ વાસુપૂજ્ય વિમલ અનંત પ્રભુ, ધર્મનાથ સુખધામી. ભવિ૦ ૨

પાંચમા છઠ્ઠા સાતમા ચક્રી, શાન્તિ કુંથુ અર દેવા;
એકણ ભવ માંહે દોય પદવી, એ પુણ્ય પ્રકૃતિના મેવા. ભવિ૦ ૩

મલ્લિ મુનિસુવ્રત નમિ નેમિ, પુરૂષા દાણી પાસ;
વર્દ્ધમાન જિનવરને નામે, વર્દ્ધમાન સુખવાસ. ભવિ૦ ૪

પુંડરીક પમુહા ગણધારી, ચૌદ સયા બાવન્ન;
લાખ અઠ્ઠાવીશ સહસ અડયાલીસ, મુનિવર પાવન મન્ન. ભવિ૦ ૫

એક લાખ હજાર છોંહોતેર, એકસો કેવલ નાણી;
એક લાખને તેત્રીશ સહસા, ચઉ સય અવધિ વરનાણી. ભવિ૦ ૬

મન પર્યવ નાણી એક લાખને, અધિકા સહસ પણીયાલા;
પાંચશે એકાણું નિત નમીએ, ચરણ કમલ સુંહાલા. ભવિ૦ ૭

તેત્રીશ સહસ નવસે અઠ્ઠાણું, ચૌદહ પૂરવ ધારી;
દો લખ સહસ પણીયાલ બસેં અડ, વૈક્રિય લબ્ધિ ભંડારી. ભવિ૦ ૮
એક લખ છત્રીશ ને દો સય, વાદી સુત વિસ્તારી;
જિન મત સ્થાપન કુમતિ ઉત્થાપન, મય ગલ જેમ મદ ધારી. ભવિ૦ ૯
ઓગણીશ લાખ ને છયાશી સહસા, એકાવન અધિકેરા;
સવી જિનના સામાન્ય મુનીશ્વર, ટાળ્યા ભવ ભય ફેરા. ભવિ૦ ૧૦
લાખ ચુમ્માલીશ સહસ છેંતાલીશ, ચઉ સયા ષટ્ વંદો;
સાધવીનો પરિવાર મનોહર, પ્રણમી પાપ નિકંદો. ભવિ૦ ૧૧
લાખ પંચાવન સહસ અડયાલીશ, શ્રાવક સમકિતધારી;
એક ક્રોડ પણ લખ અડત્રીશ સહસા, શ્રાવિકા શુદ્ધ વિચારી. ભવિ૦ ૧૨
ચોવિશે જિનનો પરિકર, પ્રહ ઉઠી પ્રણમી જે;
ખીમાવિજય પંડિત ગુણ ઠાણે, જિન પદ રંગ નમી જે. ભવિ૦ ૧૩

## ૨. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

"આવો આમ પધારો પૂજ્ય." એ દેશી.

આપો આપોને લાલ મુંઘાં મૂલાં મોતી;
લાવો લાવોને રાજ મુંઘાં મૂલાં મોતી. (ટેક)
શ્રી સિદ્ધાચલ નિરખી વધાવું, પૂરણ પુન્ય પનોતી. આપો૦ ૧
પ્રથમ જિનેશ્વરને જઇ પૂજું, પહેરી નિર્મલ ધોતી;
હરખી હરખી જિન મુખ નિરખી, સુખને મટકે જોતી. આપો૦ ૨
પૂર્વ સંચિત જે બહુ પાતીકડાં, દુઃખ દોહગડાં ખોતી;
પ્રભુ ગુણ ગણ મોતનકી માલા, ભાવના ગુણમાં પરોતી. આપો૦ ૩
અનુભવ લીલા એૈસી પ્રગટી, પહેલાં કદીય ન હોતી;
ધ્યાયી ધ્યાન ક્રિયાનો અનુભવ, પ્રગટી નિરંજન જ્યોતિ. આપો૦ ૪
પૂજા વિવિધ પ્રકારે વિરચિત, મણિમય ભૂષણ ઘોતિ;
નાટક ગીત કરતાં મોહંતી, વંછિત આશા ફલન્તિ. આપો૦ ૫

સિદ્ધાચલ નિરખી ભવ ભવની, અલચ્છી ગઇ રોવંતી;
ઋદ્ધ સિદ્ધ લીલા સર્વ સવાઈ, હૃદયે હેજ હસંતિ. આપો૦ ૬
શિવ સુંદરી વરવા વરમાલા, કંઠ ઠવે વશ હોતી;
જ્ઞાનવિમલ સૂરિની સેવા, કામ ગવી દોહન્તિ. આપો૦ ૭

## ૩. શ્રી શાન્તિ જિનેશ્વર સ્તવન.

"આપો આપોને રાજ, મુધાં મૂલનાં મોતી." એ દેશી.

સેવો સેવોને રાજ, શાંન્તિ જિનેશ્વર સ્વામિ;
સોલમ જિનવર સોલમ સોવન, વરણે શિવ ગતિ ગામિ. સેવો૦ ૧
જગગુરૂ જગલોચન જગદાયક, જગતારણ હિતકારી;
જગજીવન જગબંધવ જિનવર, વંદો સવિ નરનારી. સેવો૦ ૨
નિજ નિર્વાણ સમય પ્રભુ જાણી, બહુ સાધુ પરિવારે;
સમેતશિખરે પઉધાર્યા પ્રભુજી, આપ તરે પર તારે. સેવો૦ ૩
માનુ શિવ ચઢવાની નિસરણી, સમેતશિખર ગિરીંદા;
આરોહે અલવેસર જિનવર, અચિરા રાણીનંદા. સેવો૦ ૪
પદ્માસન પૂરી પરમેશ્વર, બેઠા ધ્યાન સમાધિ;
સુરવર સમવસરણ તીહાં વિરચે, હેજસું હીયડું વાધે. સેવો૦ ૫
તીહાં બેસી ઉપદેશ દીયે પ્રભુ, નિસુણે અસુર સુરીંદા;
ભાવ અનિત્ય સકલ ભવ માંહે, દીસે એ સવી ફંદા. સેવો૦ ૬
મમ કરશો મમતા મન માંહે, સહુ સંબંધે મલીયું;
રાખે ભવ માંહે રોકીને, કર્મ કટક એ બલીયું. સેવો૦ ૭
તું કોણ ઘરનો ચેતન તાહરી, સમતા સુંદરી નારી;
શું લાગ્યો મમતા ગણિકાશું, હોય રહ્યો ભિખારી. સેવો૦ ૮
ચેતન સંગ તજો મમતાનો, કરો સમતાશું યારી;
જાતે જાતિ મીલે હોય જુગતું, અસરિખ સંગ નિવારી. સેવો૦ ૯
કામ કરો કોઇ એહવું ધારી, બંધનો હેતુ નિવારી;
જેમ ભવસ્થિતિ છાંડી અતિ ભારી, વરીયે મુક્તિ સુનારી. સેવો૦ ૧૦

## ૪. શ્રી જિનેશ્વર ગુણ કિર્તન.

"લાવો લાવોને રાજ, મુઘાં મૂલાં મોતી." એ દેશી.

ભવિ તુમે વંદોરે, અરિહા દેવ જિણંદા,
ગુણ ગણ કંદોરે, નમતાં જાયે ભવ ફંદા એ આંકણી.
જય પરમેશ્વર જગદાનંદન, જય જગ વલ્લભ નાથ;
જય ત્રિભુવન એક મંગલ રૂપી, જય તું શિવપુર સાથ ભવિ૦ ૧
જય જોગીસર સેવિત પદકજ, જય ઇંદ્રિય ગજ સિંહ;
જય દૂર્જય નિર્જિત કંદર્પ્પહ, જય તું અકલ અબીહ. ભવિ૦ ૨
જય ભવિકમલ વિકાશન દિનકર, જય સુરનર નતપાય;
જય મંન વંછિત પૂરણ સુર ગવી જય તું અમલ અપાય. ભવિ૦ ૩
જય પારંગત જય નિકલંકી, જય સ્યાદ્વાદ સ્વરૂપ;
જય ગુણ રહિત ગુણાકર સ્વામિ, જય અશરિર અરૂપ. ભવિ૦ ૪
જય પરિસહ ફોજેં એરાવણ, જય અજરામર દેવ;
જય ભવ ભય ભંજન અવિનાશી, જય સુરતરૂ સમસેવ. ભવિ૦ ૫
જય ગત રાગદ્વેષ ગતવેદા, જય ગત રોગ ને શોગ;
જય ગત માન મત્સર રતિ અરતિ, જય ગત ભોગ વિજોગ. ભવિ૦ ૬
જય સર્વજ્ઞ તથા સવિદર્શી, જય તું ચરણ અનંત;
જય અપુન ભવિ જય જય નિરૂપમ, જય ભગવંત ભદંત. ભવિ૦ ૭
જય તું અચલ અનંત અખડંહ, જય અક્ષય અવિકાર;
જય નિજ ભોગીને અયોગી, જય તું માર્ગ દાતાર. ભવિ૦ ૮
જય જગ બંધવ જય જગ રક્ષક, જય નિરીહ નિઃસંગ;
જય શાશ્વત સુખ અવ્યા બાધહ, જય નિજ આતમ રંગ. ભવિ૦ ૯
જય પૂર્ણાનંદ પરમાતમ, જય ચિદ્ર અમૃત પાની;
જય નિજ ગુણ કર્ત્તા તહભોક્તા, જય તુજ અકહ કહાની. ભવિ૦ ૧૦
જય ગુણનંત અલપ મુજ બુદ્ધિ, જય જિનવર કિમ કહીએ;
તુમ ગુણ જો પદ્મવિજય કહે, પ્રગટે તો સવિ લહીયે. ભવિ૦ ૧૧

## ૫. શ્રી નવપદ મહિમા સ્તવન.

ચૌદ પૂરવનો સાર, મંત્ર માંહે નવકાર,
જપતાં જય જયકાર, એ સમરો, હૃદય ધરો નવકાર. ૧
અડસઠ અક્ષર ઘડીઆ, ચૌદ રતનસું જડીઆ,
શ્રાવકને ચિત્ત ચડીઆ, એ. સમરો૦ ૨
અક્ષર પંચ રતન્ન, જીવદયા સુજતન્ન;
જે પાળે તેને ધન્ય, એ. સમરો૦ ૩
નવપદ નવસરો હાર, નવપદ જગમાં સાર,
નવપદ દોહીલો આધાર, એ. સમરો૦ ૪
જે નરનારી જાણશે, તે સુખ સંપદ લહેશે,
સેવકને સુખ થાશે, એ. સમરો૦ ૫
હિરવિજયનિ વાણી, સુણતાં અમિય સમાણી,
મોક્ષ તણી નિસરણી, એ. સમરો૦ ૬

## ૬. શ્રી પરમાત્મ સ્તવન.

"દેવ તુજ સિદ્ધાન્ત મીઠો." એ દેશી.

સકલ સમતા સુર લતાનો, તુંહી અનોપમ કંદરે;
તુંહી કૃપારસ કનકકુંભો, તુંહી જીણંદ મુણીંદરે. ૧
પ્રભુ તુંહી, તુંહી, તુંહી, તુંહી, તુંહી ધરતા ધ્યાનરે;
તુજ સ્વરૂપી જે થયા, તેણે લહ્યું તાહરૂં તાનરે. પ્રભુ૦ ૨
તુંહી અલગો ભવ થકી પણ, ભવિક તાહરે નામરે;
પાર ભવનો તેહ પામે, એહ અચરીજ ઠામરે. પ્રભુ૦ ૩
જન્મ પાવન આજ માહરો, નિરખીઓ તુજ નુરરે;
ભવો ભવ અનુમોદનાજી, હુઓ આપ હજુરરે. પ્રભુ૦ ૪
એહ માહરે અખય આતમ, અસંખ્યાત પ્રદેશરે;
તાહરા ગુણ છે અનંતા, કીમ કરૂં તાસ નિવેશરે. પ્રભુ૦ ૫

એક એક પ્રદેશ તાહરે, ગુણુ અનંતનો વાસરે;
એમ કરી તુજ સહજ મીલત, હુએ જ્ઞાન પ્રકાશરે. પ્રભુ૦ ૬

ધ્યાન ધ્યાતા ધ્યેય એકે, એકી ભાવ હોયે એમરે;
એમ કરતાં સેવ્ય સેવક, ભાવ હોએ ક્ષેમરે. પ્રભુ૦ ૭

શુદ્ધ સેવા તાહરી જે, હોય અચલ સ્વભાવરે;
જ્ઞાનવિમલ સુરીંદ પ્રભુતા, હોય સુજસ જમાવરે. પ્રભુ૦ ૮

## ૭. શ્રી આદિનાથ સ્તવન.

"કપૂર હોયે અતિ ઉજલો રે." એ દેશી.

જ્ઞાન રયણ રયણાયરૂ રે, સ્વામિ ઋષભ જિણંદ;
ઉપગારી અરિહા પ્રભુ રે, લોક લોકોત્તરાનંદ રે;
ભવિયા ભાવે ભજો ભગવન્ત, મહિમા અતુલ અનંત રે.
ભવિયા. એ આંકણી૦ ૧

તિગ તિગ આરક સાગરૂ રે, કોડા કોડિ અઢાર;
યુગલા ધર્મ નિવારીયો રે, ધર્મ પ્રવર્તન હાર રે. ભવિયા૦ ૨

જ્ઞાનાતિશયે ભવ્યના રે, સંશય છેદન હાર;
દેવ નરા તિરિ સમઝીયા રે, વચનાતિશય વિચાર રે. ભવિયા૦ ૩

ચાર ધને મઘવા સ્તવે રે, પૂજાતિશય મહંત;
પંચ ધને યોજન ટલે રે, કષ્ટ એ તુર્ય પ્રસંત રે. ભવિયા૦ ૪

યોગ ક્ષેમંકર જિનવરૂ રે, ઉપશમ ગંગા નીર;
પ્રીતિ ભક્તિ પણે કરી રે, નિત્ય નમો શુભ વીર રે. ભવિયા૦ ૫

## ૮. શ્રી પંચાસરા પાર્શ્વનાથનું સ્તવન.

"પ્રથમ જિનેશ્વર પ્રણુમીએ." એ દેશી.

પરમાતમ પરમેશ્વરૂ, જગદીશ્વર જિનરાજ;
જગ બંધવ જગ ભાણુ બલીહારી તુમ તણી,
ભવ જલધિમાં રે જહાજ. પરમા૦ ૧

તારક, વારક મોહનો, ધારક નિજ ગુણ ઋદ્ધિ;
અતિ શયવન્ત ભદંત રૂપાળી શિવવધૂ,
પરણી લહિ નિજ સિદ્ધિ. પરમા૦ ૨

જ્ઞાન દર્શન અનંત છે, વલી તુજ ચરણ અનંત,
એમ દાનાદિ અનંત ક્ષાયિક ભાવે થયા,
ગુણ તે અનંતા અનંત. પરમા૦ ૩

બત્રીશ વરણ સમાય છે, એકજ શ્લોક મઝાર;
એક વર્ણ પ્રભુ તુજ ન માયે જગતમાં,
કેમ કરી થુણીએ ઉદાર. પરમા૦ ૪

તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલ હોય;
આવિર્ભાવે તુજ સયલ ગુણ માહરે,
પ્રચ્છન્ન ભાવથી જોય. પરમા૦ ૫

શ્રી પંચાસરા પાર્શ્વજી, અરજ કરૂં એક તુજ;
આવિર્ભાવથી થાય દયાલ કૃપા નિધિ,
કરૂણા કીજેજી મુજ. પરમા૦ ૬

શ્રી જિન ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ;
પદ્મવિજય કહે એમ લહું શિવ નગરીનું,
અક્ષય અવિચલ રાજ. પરમા૦ ૭

## ૯. શ્રી ગોડી પાર્શ્વનાથનું સ્તવન.

( ભુજંગી છંદ. )

તજો માન માયા ભજો ભાવ આણી,
વામા નંદને સેવીએ સાર જાણી;
જુઓ નાગ ને નાગણી નાથ ધ્યાને,
પામ્યા શક્રની સંપદા બોધિદાને. ૧

વસ્યા પાટણે કાલ કેતો ધરામાં,
પધાર્યા પછી પ્રેમ શું પાર કરમા;

થલીમાં વલી વાસ કીધો વિચારી,
પૂરે લોકની આશ ત્રૈલોક ધારી. ૨
ધરી હાથમાં લાલ કબાંણ રંગે,
ભીડી ગાતડી રાતડી નીલ અંગે;
ચઢી નીલડે તેજી એ વિઘ્ન વારે,
ધાઇ વહારે પંથ ભૂલા સુધારે. ૩
જેણે પાસ ગોડી તણો રૂપ જોયો,
તેણે કર્મના પાસનો જોર ખોયો;
જેણે પાસ ગોડી તણા પાય પૂજયા,
શત્રુ સર્વથા તેહના સર્વ ધ્રુજ્યા. ૪
સહુ દેવ દેવી હુઆ આજ ખોટા,
પ્રભુ પાસના એકલા કર્મ મોટા;
ગોડી આપ જોરે નવ ખંડ ગાજે,
જેથી શાકીણિ ડાકીણિ દૂર ભાજે. ૫
પૂરે કામના પાસ ગોડી પ્રસિદ્ધો,
હેલા મોહ રાજા જેણે જેર કીધો;
મહા દુષ્ટ દૂર્દન્ત જે ભૂત ભુંડા,
પ્રભુ નામે પામે સવે વાસ ગૂડા. ૬
જરા જન્મ મહા રોગના મૂલ કાપે,
આરાધ્યો સદા સંપદા શુદ્ધિ આપે;
ઉદય રત્ન ભાખે નમો પાસ ગોડી,
નાખો નાથજી દુઃખની જાલ તોડી. ૭

## ૧૦ શ્રી સિદ્ધગિરિનું સ્તવન.

અબ તો પાર ભયે હમ સાધુ,
સિદ્ધ ખેત્ર હમ જાય લહ્યો રે;
પશુ પંખી જીહાં છિનકમેં તરીઆ,
તો હમ દ્રઢ વિશ્વાસ ગ્રહ્યો રે. અબ૦ ૧

શ્રી જિન ગણધર નહિ મુનિ અવધિ,
કોણ આગે હું પોકાર કરૂં રે;
જેમ તેમ કરી વિમલાચલ ભેટ્યો,
ભવ સાયરથી નાહિ ડરૂં રે. અબ૦ ૨

દૂર દેશાન્તરમેં હમ ઉપના,
કુગુરૂ કુપંથ કુજાલ હર્યો રે;
શ્રી જિન આગમ હમ મન માન્યો,
તબ હિ કુપંથ જાલ જર્યો રે. અબ૦ ૩

તો તુમ શરણ બિચારી આયો,
દીન અનાથકું શરણ દીયો રે;
તું વિમલાચલ પૂરણ સ્વામી,
જન્મ મરણ દુઃખ દૂર ગયો રે. અબ૦ ૪

દૂર્ભવિ અભવ્ય ન દેખે,
સૂરિ ધનેશ્વર એમ કહ્યો રે;
જો વિમલાચલ ફરસે પ્રાણી,
મોક્ષ મહેલ તેણે વેગે લહ્યો રે. અબ૦ ૫

તું જગદીશ તું વિમલેસર,
પૂરવ નવાણું વાર થયો રે;
સમવસરણ રાયણ તલે તેરો,
નિરખી મમ અઘ દૂર ગયો રે. અબ૦ ૬

જો વિમલાચલ મુજ મન વસીયો,
માનું સંસારનો અંત થયો રે;
જાત્રા કરી સંતોષ ભયો અબ,
જનમ જનમકો દુઃખ ગયો રે. અબ૦ ૭

નિર્મલ મુનિજન જે તેં તાર્યાં,
તે તો પ્રસિદ્ધ સિદ્ધાન્તે કહ્યો રે;
મુજ સરીખા નિંદક જો તારે,
તારક બિરૂદ એ સાચ લહ્યો રે. અબ૦ ૮

જ્ઞાન હીન ગુણ રહિત વિરોધી,
લંપટ ધીઠ કસાઇ ખરો રે;
તો બિન શરણ કોઇ ન દીસે,
તું જગદીસર સિદ્ધ વરયો રે. અબ૦ ૯
નરક તિર્યંચ ગતિ દૂર નિવારી,
ભવ સાયરની પીડ હરી રે;
આતમરામ અનઘ પદ પામીને,
મોક્ષ વધુ અબ વેગે વરી રે. અબ૦ ૧૦

## ૧૧. શ્રી અરિહંતનું સ્તવન.

શ્રી અર્હન્ સ્વામી મેરા, ક્ષણ નાહિ ભુલાના રે;
તુમે પૂજો ભવિ મનરંગે, ભલા તુમે પૂજો ભવિ મન રંગે;
ભવ ભયહી મીટાના, શ્રી અર્હન્ સ્વામી મેરા. ૧
ભવ ત્રીજે વર તપ કરકે, સેવે નિદાના રે;
જિનનામ કરમ શુભ બાંધી, હુવે ત્રિભુવન રાના. શ્રી૦ ૨
જિનકે કલ્યાણક દિવસે, નરકે સુહાના રે;
ઉદ્યોત હુવે ત્રિભુવનમેં, અતિશય ગુણ ગાના. શ્રી૦ ૩
પ્રભુ તીન જ્ઞાન લઇ ઉપને, જગમે સુભાના રે;
લહી દીક્ષા ભવિ જન તારે, હુવે કેવલજ્ઞાના. શ્રી૦ ૪
મહા ગોપ સથ્થ નિર્યામક, વલી મહા મહાના રે;
એ ઉપમા જિનકો છાજે, તે ત્રિભુવન ભાના. શ્રી૦ ૫
પ્રાતિહારજ આઠ જસ શોભે, ગુણ પાંત્રીશ વાના રે;
પ્રભુ ચોત્રીશ અતિશય ધારી, મહાનંદ ભરાના. શ્રી૦ ૬
ભવિ અરિહંત પદકો પૂજો, નિજ રૂપ સમાના રે;
જિન આતમ ધ્યાને ધ્યાવે, તદ રૂપ મીલાના. શ્રી૦ ૭

## ૧૨. શ્રી સમ્મેત શિખરજીનું સ્તવન.

આજ સફલ દિન ઉગ્યો હો, શ્રી સમ્મેત શિખર ગિરિ ભેટીયો રે;
કાંઈ જાગ્યા પુન્ય અંકુર, ભૂલ અનાદિની ભાંગી હો;
અબ જાગી સમકિત વાસના રે, કાંઇ પ્રગટ્યો આનંદ પૂર.
આજ૦ ૧

વિષમ પહાડની ઝાડી હો, નદી આડી ઓલંધી ઘણી રે;
કાંઈ ઓલંઘ્યા બહુ દેશ, શ્રી ગિરિ રાજને નિરખી હો;
મન હરખી દુઃખડા વિસર્યા રે, કાંઇ પ્રગટ્યો ભાવ વિશેષ.
આજ૦ ૨

વિશ ટુંકે ભગતે હો, વલી વિશે જિન પતિ રે;
મેં ભેટ્યા ધરી બહુ ભાવ, શામલા પાસજી હો;
તવ ધ્રુજ્યા મોહાદિક રિપૂ રે, એ તીરથ ભવ જલ નાવ.
આજ૦ ૩

તીરથ સેવા મેવા હો, મુજ હેવા લેવાને ઘણું રે;
તે પૂરણ પામ્યો આજ, તીન ભુવન ઠકુરાઇ હો;
મુજ આશ સઘળી હાથમાં રે, કાંઇ સિધ્યા સઘળાં કાજ. આજ૦ ૪
આસ પાસ મુજ પૂરે હો, દુઃખ ચૂરે શામલીયો સદા રે;
ત્રેવીશમો જિનરાજ, એ પ્રભુના પદ પદ્મે;
સુખ પદ્મે મુજ મન મોહીયું રે, કવિ રૂપવિજય કહે આજ. આજ૦ ૫

## ૧૩ શ્રી મંડોવરા પાર્શ્વનાથ જિન સ્તવન.

( કડખાની દેશી. પ્રભાતિ ચાલમાં. )

તાર મુજ તાર મુજ તાર ત્રિભુવન ધણી,
પાર ઉતાર સંસાર સ્વામી;
પ્રાણ તું ત્રાણ તું શરણ આધાર તું,
આતમારામ મુજ તુંહિ સ્વામી. તાર૦ ૧

તુંહિ ચિન્તામણિ તુંહિ મુજ સુરત્તરૂ,
કામઘટ કામધેનુ વિધાતા;
સકલ સંપત્તિ કરૂ, વિકટ સંકટ હરૂ,
પાસ મંડોવરો મુક્તિ દાતા. તાર૦ ૨

પુન્ય ભરપૂર અંકૂર મુજ જાગીઓ,
ભાગ્ય સૌભાગ્ય મુખ નૂર વાધ્યો;
સકલ વંછિત ફ્લ્યો માહરો દિન વળ્યો,
પાસ મંડોવરો દેવ લાધ્યો. તાર૦ ૩

ધન્ય મરૂ દેશ મંડોવરા નરવરી,
ધન્ય ધના યોધા નયરી નોકા;
ધન્ય તે ધન્ય તે ધન્ય કૃત પુન્ય તે,
પાસ પૂજે સદા દેવ લોકા. તાર૦ ૪

પાસ મુજ તું ધણી પ્રીતિ તુજ બની ઘણી,
વિબુધવર કહાનજી ગુરૂ વખાણી;
મુક્તિ પદ આપજો આપ પદ થાપજો,
કનકવિજય આપણો ભક્ત જાણી. તાર૦ ૫

## ૧૪ શ્રી સિમંધરજિન વિનતિ સ્તવન.

પ્રભુ નાથ તું તિય લોકનો, પ્રત્યક્ષ ત્રિભુવન ભાણ;
સર્વજ્ઞ સર્વદર્શી તુમે, તુમે શુદ્ધ સુખની ખાણ.
જિનજી વિનતી છે એહ. ૧

પ્રભુ જીવ જીવન ભવ્યના, પ્રભુ મુજ જીવન પ્રાણ;
તાહરે દર્શને સુખ લહું, તુંહિ જગત સ્થિતિ જાણ. જિનજી૦ ૨

તુજ વિના હું બહુ ભવ ભમ્યો, ધર્યા વેશ અનેક;
નિજ ભાવને પરભાવનો, જાણ્યો નહી સુવિવેક. જિનજી૦ ૩

ધન્ય તેહ જે નિત્ય પ્રહસમે, દેખે જે જિન મુખચંદ;
તુજ વાણી અમૃત રસ લહી, પામે તે પરમાનંદ. જિનજી૦ ૪

એક વચન શ્રી જિનરાજનો, નયગમ ભંગ પ્રમાણ;
જે સુણે રૂચિથી તે લહે, નિજ તત્વ સિદ્ધિ અમાન. જિનજી૦ ૫
જે ક્ષેત્ર વિચરો નાથજી, તે ક્ષેત્ર અતિ સુપસથ્થ;
તુજ વિરહ જે ક્ષણ જાય છે, તે માનીયેં અકયથ્થ. જિનજી૦ ૬
શ્રી વીતરાગ દર્શન વિના, વિત્યો જે કાલ અતીત;
તે અફળ મિચ્છા દુક્કડં, તિવિહં તિવિહની રીત. જિનજી૦ ૭
પ્રભુ વાત મુજ મનની સહુ, જાણોજ છો જિનરાજ;
સ્થિર ભાવ જો તુમચો લહું, તો મિલે શિવપુર સાત. જિનજી૦ ૮
પ્રભુ મિલે હું સ્થિરતા લહું, તુજ વિરહ ચંચળ ભાવ;
એકવાર જો તન્મય રમું, તો કરૂં અચળ સ્વભાવ. જિનજી૦ ૯
પ્રભુ વસો ક્ષેત્ર વિદેહમાં, હું રહું ભરત મઝાર;
તો પણ પ્રભુના ગુણ વિષે, રાખું સ્વચેતન સાર. જિનજી૦ ૧૦
જો ક્ષેત્ર ભેદ ટલે પ્રભુ, તો સરે સઘળાં કાજ;
સન્મુખ ભાવ અભેદતા, કરી વરૂં આતમરાજ. જિનજી૦ ૧૧
પર પુંઠ ઇહાં જેહની, એવડી જે છે સ્વામ;
હાજર હજૂરી તે મલે, નીપજે તે કેટલો કામ. જિનજી૦ ૧૨
ઇંદ્ર ચંદ્ર નરેંદ્રનો, પદ ન માગું તિલ માત્ર;
માગું પ્રભુ મુજ મન થકી, ન વીસરો ક્ષણ માત્ર. જિનજી૦ ૧૩
જ્યાં પૂર્ણ સિદ્ધ સ્વભાવની, નવી કરી શકું નિજ રિદ્ધ;
ત્યાં ચરણ શરણ તુમારડો, એહિજ મુજ નવનિધ. જિનજી૦ ૧૪
મ્હારી પૂર્વ વિરાધના, યોગે પડયો એ ભેદ;
પણ વસ્તુ ધર્મ વિચારતાં, તુજ મુજ નહિં છે ભેદ. જિનજી૦ ૧૫
પ્રભુ ધ્યાન રંગ અભેદથી, કરી આત્મભાવ અભેદ;
છેદી વિભાવ અનાદિનો, અનુભવું સ્વસંવેદ. જિનજી૦ ૧૬
વિનવું અનુંભવ મિત્રને, તું ન કરીશ પર રસ ચાહ;
શુદ્ધાત્મ રસ રંગી થઇ, કર પૂર્ણ શક્તિ અવાહ. જિનજી૦ ૧૭
જિનરાજ સિમંધર પ્રભુ, તેં લહ્યો કારણ શુદ્ધ;

હવે આત્મ સિદ્ધિ નિપાવવી, શી ઢીલ કરી એ બુદ્ધ. જિનજી૦ ૧૮
કારણે કાર્ય સિદ્ધિનો, કરવો ઘટે ન વિલંબ;
સાધવી પૂર્ણાનંદતા, નિજ કર્તૃતા અવલંબ. જિનજી૦ ૧૯
નિજ શક્તિ પ્રભુ ગુણમાં રમે, તે કરે પૂર્ણાનંદ;
ગુણગુણી ભાવ અભેદથી, પીજીએ શમ-મકરંદ. જિનજી૦ ૨૦
પ્રભુ સિદ્ધ બુદ્ધ મહોદયી, ધ્યાને થઇ લયલીન:
નિજ દેવચંદ્ર પદ આદરે, નિત્યાત્મ રસ સુખ પીન. જિનજી૦ ૨૧

## ૧૫ શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

ગઝલની દેશી.

વહેલા ભવિ જઇએ રે,
તુમે વહેલા વહેલા જઇએ;
વિમલ ગિરિ ભેટવા. એ આંકણી.
હાંરે કાંઇ ભેટતાં ભવ દુ:ખ જાય,
હાંરે કાંઇ સેવતાં શિવ સુખ થાય; વહેલા૦ ૧
હાંરે કાંઇ જન્મ સફલ તુજ થાય,
હાંરે કાંઇ નરક તિર્યંચ મીટ જાય;
હાંરે કાંઇ તન મન પાવન થાય,
હાંરે કાંઇ સકલ કરમ ક્ષય થાય, વહેલા૦ ૨
હાંરે કાંઇ પાંચમે ભવ શિવ રાય,
હાંરે કાંઈ ઇનમે શંકા ન કાંય;
હાંરે કાંઈ વિમલાચલ ફરસાય,
હાંરે કાંઇ ભવિને નિશ્ચય થાય. વહેલા૦ ૩
હાંરે કાંઈ નાભિનો નંદન ચંદ,
હાંરે કાંઈ છહરી પાલી જિન વંદ;
હાંરે કાંઇ દૂર હોવે અઘ વૃંદ,
હાંરે કાંઈ પ્રગટે નયના નંદ. વહેલા૦ ૪

હાંરે કાંઇ ચઉ મુખ ચઉ સુખ રાશ,
હાંરે કાંઇ મોક્ષ મહેલ કીનો વાસ;
હાંરે કાંઇ ભવ વન થયો સહુ નાશ,
હાંરે કાંઇ કોઇની ન રહે ફિરઆશ. વહેલા૦ ૫
હાંરે કાંઇ મ્હોટા પુન્ય અંકૂર,
હાંરે કાંઇ ચિન્તા ગઇ સબ દૂર;
હાંરે કાંઇ કુમતિ કદાગ્રહ ચૂર,
હાંરે કાંઈ આવ્યા નાથ હજૂર. વહેલા૦ ૬
હાંરે કાંઈ આપણો ખરો ઉદ્ધાર,
હાંરે કાંઇ અમ આતમ આધાર;
હાંરે કાંઇ મુજને તું અબ તાર,
હાંરે કાંઇ અવર ન શરણ આધાર. વહેલા૦ ૭
હાંરે કાંઇ મુજને મતિ સુવિચાર,
હાંરે કાંઇ કર્મ કરે સબ છાર;
હાંરે કાંઇ આતમ આનંદકાર,
હાંરે કાંઇ ભવસાગર પામ્યો પાર. વહેલા. ૮

## ૧૬. શ્રી પાર્શ્વજિન સ્તવન. ( આનંદ ઘનજી કૃત. )

" શ્રી રે શીતલ જિન સેવીએ. " એ દેશી.

પ્રણમુ પદ પંકજ પાસના, જસ વાસના અગમ અનુપરે;
મોહ્યા મન મધુકર જેહથી, પામે તસ શુદ્ધ સ્વરૂપ રે. પ્રણમું૦ ૧
પંક કલંક શંકા નહિ, નહિ ખેદાદિક દુઃખ દોપરે;
ત્રિવિધ અવંચક યોગથી, લહે અધ્યાતમ રસ પોષરે. પ્રણમું૦ ૨
દુર્દશા દૂરે કરી, ભજે મુદીતા મૈત્રિ ભાવરે;
વર્તે નિજ ચિત્ત મધ્યસ્થતા, કરૂણા મય શુદ્ધ સ્વભાવરે. પ્રણમું૦ ૩
નિજ સ્વરૂપ કર થીર ધરે, ન કરે પુદ્દગલની ખંચરે;
શાખી હુઇ વરતે સદા, ન કદા પરભાવ પ્રપંચરે. પ્રણમું૦ ૪

સહજ દશા નિશ્ચય જગે, ઉમગે અનુભવ રસ રંગરે;
રાચે નહિ પરભાવમાં, નિજ ભાવમાં રંગ અભંગરે. પ્રણમું૦ ૫
નિજ ગુણ સબ નિજમાં લખે, ન ચખે પરગુણની રેખરે;
નીર ખીર વિવરો કરે, એ અનુભવ હંસસુ પેખરે પ્રણમું૦ ૬
નિર્વિકલ્પ જે અનુભવે, અનુભવે અનુભવની રીતરે;
ઓર ન કબહુ લખી શકે, આનંદઘન પ્રીત પ્રતીનરે. પ્રણમું૦ ૭

## ૧૭. શ્રી મહાવીર સ્વામી સ્તવન. (શ્રી આનંદ ઘનજી કૃત.)

"અભિનંદન જિન દરિસણુ તરસીએ." એ દેશી.

વીર જિનેશ્વર પરમેશ્વર જયો, જગ જીવન જિન ભૂપ;
અનુભવ મિત્તેરે ચિત્તે હિતકરી, દાખ્યુ તાસ સ્વરૂપ. વીર૦ ૧
જેહ અગોચર માનસ વચનને, તેહ અતીંદ્રિય રૂપ;
અનુભવ વ્યક્તેરે શક્તે ભક્તિ શું, ભાખ્યું તાસ સ્વરૂપ. વીર૦ ૨
નય નિક્ષેપેરે જેહ ન જાણીએ, નવી જીહાં પસરે પ્રમાણ;
શુદ્ધ સ્વરૂપેરે અનુભવ દાખવ્યો, અનુભવ કેવલ ભાણ. વીર૦ ૩
અગમ અગોચર અનુપમ અર્થનો, કોણ કહી જાણે રે ભેદ;
સહજ વિશુધ્ધેરે અનુભવ વયણ જે, શાસ્ત્ર તે સઘલારે ખેદ. વીર૦ ૪
દિશિ દાખીરે શાસ્ત્ર સવી લહે, ન લહે અગોચર વાત;
કારજ સાધક બાધક રહિત જે, અનુભવ ત્રીજગ વિખ્યાત. વીર૦ ૫
અહો ચતુરાઇરે અનુભવ મિત્તની, અહો તસ મિત્ત પ્રતીત;
અંતરજામીરે સ્વામી સમીપ તે, દાખી મિત્ર સુ રીત. વીર૦ ૬
અનુભવ સંગેરે રંગે પ્રભુ મળ્યા, સફલ ફલ્યા સવી કાજ;
નિજ પદ સંપદ જે તે અનુભવે, આનંદઘન મહારાજ. વીર૦ ૭

## ૧૮. શ્રી પાર્શ્વનાથજીનું દીક્ષા કલ્યાણકનું સ્તવન.

સોના રૂપાકે સોગઠે, સાંયાં ખેલત બાજી;
ઇંદ્રાણી મુખ દેખતે, હરિ હોત હે રાજી. ૧

એક દિન ગંગા કે બિચે, સુર સાથ બહોરા;
નારી ચકોરા અપ્સરા, બહોત કરત નિહોરા. ૨

ગંગાકે જલ ઝીલતે, છાંહી બાદલીયાં;
બાવન બેલ બેલાય કે, સવિ મંદિર વલીયાં. ૩

બેઠ મંદિર માલીયે, સારી આલમ દેખે;
હાથ પૂજાપા લે ચલે, ખાન પાન વિશેષે. ૪

પૂછયા પદુત્તર દેત હે, સુનો મોહન મેરે;
તાપસકું બંદન ચલે, ઉઠી લોક સવેરે. ૫

કમઠ યોગી તપ કરે, પંચ અગ્નિકી જવાલા;
હાથે લાલક દામણી, ગલે મોહનમાલા. ૬

પાસ કુંઅર દેખણ ચલે, તપસીપેં આયા;
ઓહી નાણે દેખકે, પીછે યોગી બોલાયા. ૭

સુણ તપસી સુખ લેનકુ, જપે ફોકટ માલે;
અજ્ઞાનસે અગનિ બિચે, યોગકું પરજાલે. ૮

કમઠ કહે સુણ રાજવી, તુમ અશ્વ ખેલાઓ;
યોગીકે ઘર હે બડે, મત કો બતલાઓ. ૯

તેરા ગુરૂ કોન હે બડા, જિનેં યોગ ધરાયા;
નહિ ઓલખાયા ધર્મકું, તનુ કષ્ટ બતાયા. ૧૦

હમ ગુરૂ ધર્મ પિછાનતે, નહિ કવડી પાસે;
ભૂલ ગયે દુનિયા દિશા, રહેતે વનવાસે. ૧૧

વનવાસી પશુ પંખિયા, એસે તુમ યોગી;
યોગી નહિ પણ ભોગીયા, સંસારકે સંગી. ૧૨

સંસાર બૂરા છોરકે, સુણ હો લઘુ રાજા;
યોગી જંગલ સેવતે, લેઇ ધર્મ અવાજા. ૧૩

દયા ધર્મકો મૂલ હે, કયા કાન ફુકાયા;
જીવ દયા નહુ જાનતે, તપ ફોકટ માયા. ૧૪

બાત દયાકી દાખીયે, ભૂલ ચૂક હમારા;
બેર બેર કયા બોલણા, એસા ડાક ડમાલા. ૧૫
સાંઇ હુકમસે સેવકે, બડા કાષ્ટ ચીરાયા;
નાગ નિકાલા એકીલા, પરજલતી કાયા. ૧૬
સેવક મુખ નવકારસે, ધરણેંદ્ર બનાયા;
નાગકુમારે દેવના, બહુ ઋદ્ધિ પાયા. ૧૭
રાણી સાથ વસંતમે, વન ભીંતર પેઠે;
પ્રાસાદ સુંદર દેખીને, ઉહાં જાકર બેઠે. ૧૮
રાજિમતિકું છોડકે, નેમ સંજમ લીના;
ચિત્રામણ જિન જોવતે, વૈરાગે ભીના. ૧૯
લોકાન્તિક સુર તે સમે, બોલે કર જોડી;
અવસર સંજમ લેનકા, અબ બેર હે થોરી. ૨૦
નિજ ઘર આયે નાથજી, પિયા ખિણ ખિણ રોવે;
માતા પિતા સમજાયકે, દાન વરસી દેવે. ૨૧
દીન દુઃખી સુખીયા કીયા, દારિદ્રકું ચૂરે;
શ્રી શુભ વીર હરિ તીહાં, ધન સઘલો પૂરે. ૨૨

## ૧૯. શ્રી પાર્શ્વજિન મોક્ષ કલ્યાણકનું સ્તવન.

રંગ રસીયા રંગ રસ બન્યો, મન મોહનજી;
કોઇ આગલ નવિ કહેવાય, મનડું મોહ્યું રે, મન મોહનજી;
વેધકતાં વેધક લહે, મન૦; બીજા બેઠા વા ખાય, મન૦ ૧
લોકોત્તર ફલ નિપજે, મન૦; મ્હોટો પ્રભુનો ઉપકાર, મન૦;
કેવલ નાણ દિવાકરૂ, મન૦; વિચરંતા સુર પરિવાર, મન૦ ૨
કનક કમલ પગલાં ઠવે, મન૦; જલ બુંદ કુસુમ વરસાત, મન૦;
શિરછત્ર વલી ચામર ઢલે, મન૦; તરૂ નમતા મારગ જાત, મન૦ ૩
ઉપદેશી કેઇ તારીયા, મન૦, ગુણ પાંત્રીશ વાણી રસાલ, મન૦;
નર નારી સુર અપ્સરા, મન૦; પ્રભુ આગલ નાટક સાલ, મન૦ ૪

અવનિ તલ પાવન કરી, મન૦; અંતિમ ચોમાસુ જાણ, મન૦;
સમેતશિખર ગિરિ આવીયા. મન૦; ચડતા શિવઘર સોપાન, મન૦ ૫
શ્રાવણ શુદિ આઠમ દિને, મન૦; વિશાખાયે જગદીશ, મન૦;
અણસણ કરી એક માસનું, મન૦; સાથે મુનિવર તેત્રીશ, મન૦ ૬
કાઉસ્સગ્ગમાં મુક્તિ વર્યા, મન૦; સુખ પામ્યા સાદિ અનન્ત, મન૦;
એક સમય સમ શ્રેણીએ, મન૦; નિઃકર્મા ચઉ દ્રષ્ટાંત, મન૦ ૭
સુરપતિ સઘલા તીહાં મલે, મન૦; ક્ષીરોદધિ આણે નીર, મન૦;
સ્નાન વિલેપણ ભૂષણે, મન૦; દેવ દુષ્યે સ્વામિ શરિર, મન૦ ૮
શોભાવી ધરી શીબિકા, મન૦; વાજિત્ર ને નાટક ગીત, મન૦;
ચંદન ચય પરજાલતા, મન૦; સુર ભક્તિ શોક સહિત, મન૦ ૯
થુભ કરે તે ઉપરે, મન૦; દાઢાદિક સ્વર્ગે સેવ, મન૦;
ભાવ ઉદ્યોત ગયે થકે, મન૦; દીવાલી કરતા દેવ, મન૦ ૧૦
નંદીશ્વર ઉત્સવ કરે, મન૦; કલ્યાણક મોક્ષાનંદ, મન૦;
વર્ષ અઢીશે આંતરૂં, મન૦; શુભ વીર ને પાસ જિણંદ, મન૦ ૧૧

## ૨૦. શ્રી આંબિલની ઓળીનું સ્તવન.

અવસર પામીને રે, કીજે નવ આંબિલની ઓલી;
ઓલી કરતાં આપદ જાયે, ઋદ્ધિ સિદ્ધિ લહીએ બહુલી. અવસર૦ ૧

આશો ને ચૈત્રે આદરશું, સાતમથી સંભાલી રે;
આલસ મ્હેલી આંબિલ કરશે, તસ ઘર નિત્ય દીવાલી. અવસર૦ ૨

પૂનમને દિન પૂરી થાતે, પ્રેમશું પખાલી રે;
સિદ્ધ ચક્રને શુદ્ધ આરાધી, જાપ જપે જપમાલી. અવસર૦ ૩

દેહરે જઈને દેવ જુહારો, આદીશ્વર અરિહંત રે;
ચોવિશે ચાહીને પૂજો, ભાવશું ભગવંત. અવસર૦ ૪

બે ટંકે પડિક્કમણું બોલ્યું, દેવ વંદન ત્રણ કાલ રે;
શ્રી શ્રીપાલ તણી પરે સમજી, ચિત્તમાં રાખો ચાલ. અવસર૦ ૫

સમકિત પામી અંતરજામી, આરાધો એકાંત રે;
સ્યાદ્વાદ પંથે સંચરતાં, આવે ભવનો અનંત. અવસર૦ ૬
સત્તર ચોરાણુંયે શુદિ ચૈત્રીયે, બારસે બનાવી રે;
સિદ્ધ ચક્ર ગાતાં સુખ સંપત્તિ, ચાલીને ઘેર આવી. અવસર૦ ૭
ઉદય રત્ન વાચક એમ જંપે, જે નર નારી ચાલે રે;
ભવની ભાવઠ તે ભાંજીને, મુક્તિ પુરીમાં મ્હાલે. અવસર૦ ૮

## ૨૧. શ્રી શાંતિ જિન સ્તવન.

મ્હારો મુજરો લ્યોને રાજ, સાહિબ શાંતિ સલુણા.

અચિરાજીના નંદન તોરે, દર્શન હેતે આવ્યો;
સમકિત રીઝ કરોને સ્વામિ, ભગતિ ભેટણું લાવ્યો મ્હારો૦ ૧
દુ:ખ ભંજન છે બિરૂદ તુમારો, અમને આશ તુમારી;
તુમે નિરાગી થઇને છૂટો, શી ગતિ હોશે અમારી. મ્હારો૦ ૨
કહેશે લોક, ન તાણી કહેવું, એવડું સ્વામી આગે;
પણ બાલક જો બોલી ન જાણે, તો કેમ વ્હાલો લાગે. મ્હારો૦ ૩
મ્હારે તો તું સમરથ સાહિબ, તો કેમ ઓછું માનું;
ચિન્તામણિ જેણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિશ્યાનું. મ્હારો૦ ૪
અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહ તિમિર હર્યું જુગતે;
વિમલ વિજય વાચકનો સેવક, રામ કહે શુભ ભગતે. મ્હારો૦ ૫

## ૨૨. શ્રી શાંતિનાથનું સ્તવન.

( રાગ ચોપાઇની ચાલમાં. )

સુણો શાન્તિ જિણંદ સોભાગી, હું તો થયો છું તુજ ગુણ રાગી;
તુમે નિરાગી ભગવંત, જોતાં કેમ મલશે તંત. સુણો૦ ૧
હું તો ક્રોધ કષાયનો ભરીયો, તું તો ઉપશમ રસનો દરીયો;
હું તો અજ્ઞાને આવરીયો, તું તો કેવલ કમલા વરીયો. સુણો૦ ૨

હું તો વિષયા રસનો આશી, તેં તો વિષયા કીધી નિરાશી;
હું તો કર્મને ભારે ભાર્યો, તેં તો પ્રભુ ભાર ઉતાર્યો. સુણો૦ ૩
હું તો મોહ તણે વશ પડીયો, તું તો સઘલા મોહને નડીયો;
હું તો ભવ સમુદ્રમાં ખુંતો, તું તો શિવ મંદિર પહોતો. સુણો૦ ૪
મારે જન્મ મરણનો જોરો, તેં તો તોડ્યો તેહનો દોરો;
મારો પાસો ન મેલે રાગ, તમે પ્રભુજી થયા વીતરાગ. સુણો૦ ૫
મુને માયાએ મુકયો પાશી, તું તો નિરબંધન અવિનાશી;
હું તો સમકિતથી અધૂરો, તું તો સકલ પદારથે પૂરો. સુણો૦ ૬
મ્હારે છો તુંહિ પ્રભુ એક, ત્હારે મુજ સરીખા અનેક;
હું તો મનથી ન મુકું માન, તું તો માન રહિત ભગવાન. સુણો૦ ૭
મારૂં કીધું તે શું થાય, તું તો રંકને કરે રાય;
એક કરો મુજ મહેરબાની, મ્હારો મુજરો લેજો માની. સુણો૦ ૮
એકવાર જો નજરે નીરખો, તો કરો મુજને તુમ સરીખો;
જો સેવક તુમ સરીખો થાશે, તો ગુણ તમારા ગાશે. સુણો૦ ૯
ભવો ભવ તુજ ચરણની સેવા, હું તો માગું દેવાધિ દેવા;
સામું જુઓને સેવક જાણી, એવી ઉદયરત્નની વાણી. સુણો૦ ૧૦

## ૨૩. શ્રી અભિનંદન જિન વાણી મહિમા સ્તવન.

તુમે જોજો જોજો રે, વાણીનો પ્રકાશ, તુમે જોજો જોજો રે.
ઉઠે છે અખંડ ધ્વનિ, જોજને સંભલાય;
નર તિરિય દેવ આપણી, સહુ ભાષાયે સમજાય. તુમે૦ ૧
દ્રવ્યાદિક દેખી કરીને, નય નિખેપે જુત્ત;
ભંગ તણી રચના ઘણી, કાંઈ જાણે સહુ અદ્ભુત. તુમે૦ ૨
પય સુધા ને ઇક્ષુ વારિ, હારી જાયે સર્વ;
પાખંડી જન સાંભળીને, મૂકી દીયે ગર્વ. તુમે૦ ૩
ગુણ પાંત્રીશે અલંકરી, કાંઇ અભિનંદન જિન વાણ;
સંશય છેદે મન તણા, પ્રભુ કેવલ જ્ઞાને જાણ. તુમે૦ ૪

વાણી જે જન સાંભળે, તે જાણે દ્રવ્ય ને ભાવ;
નિશ્ચય ને વ્યવહાર જાણે, જાણે નિજ પર ભાવ. તુમે૦ ૫

સાધ્ય સાધન ભેદ જાણે, જ્ઞાન ને આચાર;
હેય જ્ઞેય ઉપાદેય જાણે, તત્વાતત્વ વિચાર. તુમે૦ ૬

નર્ક સ્વર્ગ અપવર્ગ જાણે, થિર વ્યય ને ઉત્પાદ;
રાગ દ્વેષ અનુબંધ જાણે, ઉત્સર્ગ ને અપવાદ. તુમે૦ ૭

નિજ સ્વરૂપને ઓલખીને, અવલંબે સ્વરૂપ;
ચિદાનંદ ઘન આતમા તે, થાયે નિજ ગુણ ભૂપ. તુમે૦ ૮

વાણીથી જિન ઉત્તમ કેરા, અવલંબે પદ પદ્મ;
નિયમા તે પર ભાવ તજીને, પામે શિવપુર સદ્મ. તુમે૦ ૯

## ૨૪. શ્રી કેવલ જ્ઞાન મહિમા સ્તવન.

"કપુર હોયે અતિ ઉજલો રે." એ દેશી.

શ્રી જિનવરને પ્રગટ થયું રે, ક્ષાયિક ભાવે જ્ઞાન;
દોષ અઢાર અભાવથી રે, ગુણ ઉપન્યા તે પ્રમાણ રે;
ભવિયા વંદો કેવલ જ્ઞાન, પંચમી દિન ગુણ ખાણ રે. ભવિયા૦ ૧

અનામીના નામનો રે, કીશ્યો વિશેષ કહેવાય;
એ તો મધ્યમ ભાવે કરી રે, વચન ઉલ્લેખ ઠરાય રે. ભવિયા૦ ૨

ધ્યાન ટાણે પ્રભુ તું હોયે રે, અલખ અગોચર રૂપ;
પરા પશ્યન્તી પામીને રે, કાંઈ પ્રમાણે મુનિ રૂપ રે. ભવિયા૦ ૩

છતી પર્યાય જે જ્ઞાનના રે, તે તો નવિ બદલાય;
જ્ઞેયની નવી નવી વર્તના રે, સમયમાં સર્વ જણાય રે. ભવિયા૦ ૪

બીજા જ્ઞાન તણી પ્રભા રે, એહમાં સર્વ સમાય;
રવિ પ્રભાથી અધિક નહિ રે, નક્ષત્ર ગુણ સમુદાય રે. ભવિયા૦ ૫

ગુણ અનંતા જ્ઞાનના રે, જાણે ધન્ય નર તેહ;
વિજયલક્ષ્મી સૂરિ તે લહે રે, જ્ઞાન મહોદય જેહ રે. ભવિયા૦ ૬

## ૨૫. શ્રી સીમંધર જિન સ્તવન.

ધન ધન ક્ષેત્ર મહા વિદેહજી, ધન્ય પુંડરગિણી ગામ;
ધન્ય તીહાંના માનવીજી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ;
સીમંધર સ્વામી કૈયે રે, હું મહાવિદેહ આવીશ,
જયવંતા જિનવર, કૈયે રે હું તમને વાંદીશ. ૧
ચાંદલીયા સંદેશડોજી, કહેજો સીમંધર સ્વામ;
ભરતક્ષેત્રના માનવીજી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ. સીમંધર૦ ૨
સમવસરણ દેવે રચ્યું તીહાં, ચોશઠ ઇંદ્ર નરેશ;
સોના તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સીમંધર૦ ૩
ઈંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીના ચોક પૂરેશ;
લળિ લળિ લીયે લુછણાંજી, જિનવર દીયે ઉપદેશ. સીમંધર૦ ૪
એહવે સમે મેં સાંભળ્યુંજી, હવે કરવાં પચ્ચક્ખાણ;
બારે પરષદા સાંભળેજી, અમૃત વાણી વખાણ. સીમંધર૦ ૫
રાયને વ્હાલા ઘોડલાજી, વેપારીને વ્હાલા છે દામ;
અમને વ્હાલા સીમંધર સ્વામી, જેમ સીતાને શ્રીરામ. સીમંધર૦ ૬
નહિ માગું પ્રભુરાજ ઋદ્ધિજી, નહિ માગું ગરથ ભંડાર;
હું માગું પ્રભુ એટલુંજી, તુમ પાસે અવતાર. સીમંધર૦ ૭
દૈવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવું હજૂર;
મુજરો મ્હારો માનજોજી, પ્રહ ઉગમતે સૂર. સીમંધર૦ ૮
સમય સુંદરની વિનતિજી, માનજો વારંવાર;
બેહુ કર જોડી વિનવુંજી, વિનતડી અવધાર. સીમંધર૦ ૯

## ૨૬. શ્રી પાર્શ્વજિન સ્તવન.

" ભવિ તુમે વંદો રે, સૂરીશ્વર ગચ્છ રાયા. ' એ દેશી.

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહીશું,
વામા નંદન જગત વંદન, જેહ સુધારસ ખાણી;
મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઈંદ્રાણી. મોહન૦ ૧

ભવ પટ્ટણ ચીહું દિશિ ચારે ગતિ, ચોરાશી લાખ ચઉટા;
ક્રોધ માન માયા ને લોભાદિક, ચોવટીઆ અતિ ખોટા. મોહન૦ ૨
મિથ્યાત્વ મહેતો કુમતિ પુરોહિત, મદન સેનાને તોરે;
લાંચ લઈ લાખ લોક સંતાપે, મોહ કંદર્પને જોરે. મોહન૦ ૩
અનાદિ નિગોદનો અંધીખાણો, તૃષ્ણા તોપે રાખ્યો;
સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક વાંકો. મોહન૦ ૪
ભવ સ્થિતિ કર્મ વિવર લઇ નાઠો, પુન્ય ઉદય પણ વાધ્યો;
સ્થાવર વિગલેંદ્રિપણું ઓલંધી, પંચેંદ્રિપણું લાધો. મોહન૦ ૫
માનવ ભવ આરજ કુલ સદ્ગુરૂ, વિમલ બોધ મળ્યો મુજને;
ક્રોધાદિક રિપુ શત્રુ વિમાસી, તેણે ઓળખાવ્યો તુજને. મોહન૦ ૬
પાટણ માંહે પરમ દયાલુ, જગત વિભૂષણ ભેટ્યા;
સત્તર બાણુ શુભ પરિણામે, કર્મ કઠીન બળ મેટ્યા. મોહન૦ ૭
સમકિત ગજ ઉપશમ અંબાડી, જ્ઞાન કટક બળ કીધું;
ખિમાવિજય જિન ચરણ રમણ સુખ, રાજ પોતાનું લીધું. મોહન૦ ૮

## ૨૭. શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

જિનંદા તોરે ચરણ કમલકી રે,
હું ચાહું સેવા પ્યારી, તો નાશે કર્મ કઠારી;
ભવ ભ્રાંતિ મીટ ગઇ સારી. જિનંદા૦ ૧

વિમલગિરિ રાજે રે, મહિમા અતિ ગાજે રે;
વાજે જગ ડંકા તેરા, તુ સચ્ચા સાહિબ મેરા;
હું બાળક ચેરા તેરા. જિનંદા૦ ૨

કરૂણા કર સ્વામી રે, તું અંતરજામી રે;
નાભિ જગ પુનમ ચંદા, તું અજર અમર સુખ કંદા;
તું નાભિ રાયા કુલ નંદા. જિનંદા૦ ૩

ઇણ ગિરિ સિદ્ધા રે, મુનિ અનંત પ્રસિદ્ધા રે;
શ્રી પુંડરીક ગણધારી, પુંડરીકગિરિ નામ કહારી;
એ સહુ મહિમા તારી. જિનંદા૦ ૪

તારક જગ દીઠા રે, પાપ પંક સહુ નિઠા રે;
ઇચ્છા મો મનમેં ભારી, મેં કીધી સેવા તારી;
હું માસ રહી શુભ ચારી. જિનંદા૦ ૫

બિરૂદ નિહારો રે, અબ મોહે તારો રે;
તીર્થ જિનવર તો ભેટી, જન્મ જરા દુઃખ મેટી;
હું પાયો ગુણની પેટી. જિનંદા૦ ૬

દ્રાવિડ વાલિખિલ્લા રે, દશ ક્રોડી મુનિ મીલ્લા રે;
હુઆ મુક્તિ રમણી ભરતારા, કાર્તિક પુનમ દિન સારા;
જિન શાસન જગ જયકારા. જિનંદા૦ ૭

સંવત શશિ આગ રે, નિધિ ઇન્દુ ઉદાગ રે;
આતમકો આનંદકારી, જિન શાસનકી બલીહારી;
પામ્યા ભવજલ પારી. જિનંદા૦ ૮

## ૨૮. શ્રી સંભવ જિન સ્તવન.

" એડલે ભાર ઘણો છે રાજ, થાંસુ પ્રેમ બન્યો છે રાજ " એ દેશી.

સમકિત દાતા સમકિત આપો, મન માગે થઇ મીઠું;
છતી વસ્તુ દેતા શું શોચો, મીઠું તે સહુએ દીઠું;
પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનવર મુજને. ૧

એમ મત જાણો જે આપે લહીએ, તો લાધ્યું શું લેવું;
પણ પરમારથ પ્રીછી આપે, તેહજ કહીએ દેવું. પ્યારા૦ ૨

એહ અર્થી હું અર્થ સમર્પક, એમ મત કરજો હાંસું;
પ્રગટ ન હતું તુમને પણ પહેલા, જોઇ હાંસાનું ખાંસું. પ્યારા૦ ૩

પરમ પુરૂષ તમે પ્રથમ ભજીને, પામ્યા એ પ્રભુતાઇ;
તેણે રૂપે તુમને ભજીએ, તેણે તુમ હાથે વડાઇ. પ્યારા૦ ૪

તુમે સ્વામી હું સેવા કામી, મુજરે સ્વામી નિવાજો;
નહિ તો હઠ માંડી માંગતા, સેવક કીણ વિધ લાજે પ્યારા૦ ૫

જ્યોતે જ્યોત મીલે મત પ્રીછો, કોણ લેશે કોણ વરસે;
સાચી ભક્તિને હંસ તણી પરે, ખીર નીર મથ કરશે. પ્યારા૦ ૬
ઓલગ કીધી લેખે આવી, ચરણ ભેટ પ્રભુ દીધી;
રૂપ વિબુધનો મોહન પભણે, રસના પાવન કીધી. પ્યારા૦ ૭

## ૨૯. શ્રી આગમની પૂજાનું સ્તવન.

"તીરથની આશાતના નવી કરીયે." એ દેશી.

આગમની આશાતના નવિ કરીએ, હાંરે નવી કરીએ રે નવી કરીએ;
શ્રુત ભક્તિ સદા અનુસરીયે, શક્તિ અનુસાર. આગમ૦ ૧
જ્ઞાન વિરાધક પ્રાણીઆ મતિહીના, તે તો પરભવ દુ:ખિઆ દીના;
ભરે પેટ તે પર આધીના, નીચ કુલ અવતાર. આગમ૦ ૨
અંધા લુલા પાંગુલા પિંડ રોગી, જન્મ્યા ને માત વિયોગી;
સંતાપ ઘણો ને શોગી, યોગિ અવતાર. આગમ૦ ૩
મૂંગા ને વલી બોબડા ધન હીના, પ્રિયા પુત્ર વિયોગે લીના;
મૂરખ અવિવેકે ભીના, જાણે રણનું રોઝ. આગમ૦ ૪
જ્ઞાન તણી આશાતના કરી દૂરે, જિન ભક્તિ કરો ભરપૂરે;
રહો શ્રી શુભવીર હજુરે, સુખ માંહે મગન. આગમ૦ ૫

## ૩૦. શ્રી આદીનાથનું સ્તવન.

સમકિત દ્વાર ગભારે પેસતાજી, પાપ પડલ ગયા દૂર રે;
માતા મરૂ દેવીનો લાડલોજી, દીઠો મીઠો આનંદ પૂર રે.
સમકિત૦ ૧
આયુ વર્જીત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીન કીધ રે;
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂર્વ મોઘર લીધ રે. સમકિત૦ ૨
ભૂગલ ભાંગી આધ કષાયનીજી, મિથ્યા મોહની સાંકલ સાથ રે;
બાર ઉઘાડ્યાં સમ સંવેગનાજી, દીઠા શ્રી અનુભવ ભુવન નાથ રે.
સમકિત૦ ૩

તોરણ બાંધ્યું જીવ દયા તણુંજી, સાથિયો પૂર્યો શ્રદ્ધા રૂપ રે;
ધૂપ ઘટા પ્રભુ ગુણ અનુમોદનાંજી, દીપ મંગલ આઠ અનુપ રે.
સમકિત૦ ૪

સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાન રે;
આતમ રૂચી મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાન રે.
સમકિત૦ ૫

ભાવ પૂજારે પાવન આત્માજી, પૂજો પરમેશ્વર પુણ્ય પવિત્ર રે;
કારણ જોગે કારજ નિપજેજી, ખિમાવિજય જિન આગમ રીત રે.
સમકિત૦ ૬

## ૩૧ શ્રી નેમિનાથ સ્તવન.

( અજીત જીણંદ શુ પ્રીતડી, એ દેશી. )

પરમાતમ પૂરણ કલા, પૂરણ ગુણ હો પૂરણ જન આશ;
પૂરણ દ્રષ્ટિ નિહાલીયે, ચિત્ત ધરિયે હો અમચી અરદાસ પ૦ ૧
સર્વ દેશ ઘાતી સહુ, અઘાતી હો કરી ઘાત દયાળ;
વાસ કીયો શિવ મંદિરે, મોહે વીસરી હો ભમતો જગજાળ. પ૦ ૨
જગતારક પદવી લહી, તાર્યા સહી હો અપરાધી અપાર;
તાત કહો મોહે તારતાં, કિમ કીની હો ઇણ અવસર વાર. પ૦ ૩
મોહ મહા મદ છાકથી, હું છકીયો હો નહિં શુદ્ધ લગાર;
ઉચિત સહી ઇણું અવસરે, સેવકની હો કરવી સંભાળ. પ૦ ૪
મોહ ગયા જો તાર શો, તિણુવેળા હો કહા તુમ ઉપગાર;
સુખ વેળા સજ્જન ઘણાં, દુઃખ વેળા હો વિરલા સંસાર. પ૦ ૫
પણ તુમ દરિસન જોગથી, થયો હૃદયે હો અનુભવ પરકાશ;
અનુભવ અભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ; પ૦ ૬
કર્મ કલંક નિવારીને, નિજ રૂપે હો રમે રમતા રામ;
લહત અપૂરવ ભાવથી, ઇણ રીતે હો તુમ પદ વિશ્રામ. પ૦ ૭

ત્રિકરણ જોગે વિનવું, સુખદાયી હો શિવાદેવી નંદ;
ચિદાનંદ મનમેં સદા, તુમે આવો હો પ્રભુ નાણદિણંદ. પ૦ ૮

## ૩૨ શ્રી અજીતનાથ સ્તવન.

( દેશી ઉપર પ્રમાણે. )

અજિત અજિત જિન ધ્યાઇયે,ધરી હિરદે હો ભવિ નિર્મળ ધ્યાન;
હૃદય સરોજમેં રેચો, સુરભિ સમ હો લહિ તાસ વિજ્ઞાન. અ૦ ૧
કીટ ધ્યાન ભૃંગી તણો, નિજ ધરતાં હો તે ભૃંગી નિદાન;
કલ ધૌત સ્વરૂપતા, લોહ ફરસત હો પારસ પાષાન. અ૦ ૨
પુન પિચુમંદાદિક સહિ, હોય ચંદન હો મલયાગરૂ સંગ;
સિંધવ કયારીમેં પડયો, જિમ પાલટે હો વસ્તુનો રંગ. અ૦ ૩
ધ્યેય રૂપની એકતા, કરે ધ્યાતા હો ધરે ધ્યાન સુજાન;
કરે કતક મલ ભિન્નતા, જિમ નાસે હો તમ ઉગતે ભાન. અ૦ ૪
પુષ્ટ આલંબન યોગથી, નિરાલંબતા હો સુખ સાધન જેહ;
ચિદાનંદ અવિચળ કળા, ક્ષણમાંહે હો ભવિ પાવે તેહ. અ૦ ૫

## ૩૩ ન્હવણ પૂજાનું સ્તવન.

અને હાંરે ન્હવણ કરો જિનરાજને રે, એતો શુદ્ધ આલંબન દેવ;
પરમાતમ પરમેસરૂ રે, જસ સુર નર સારે સેવ. ન્હવણ૦ ૧
અને હાંરે માગધ તીર્થ પ્રભાસના રે, સુરનદી સિંધુના લેવ;
વરદામ ક્ષીર સમુદ્રના રે, નીરે ન્હવરાવે જેમ દેવ. ન્હવણ૦ ૨
અને હાંરે તેમ ભવિ ભાવે તીર્થંદકે રે, વાસો વાસ સુવાસ;
ઔષધિયો પણ ભેલી કરો રે, અનેક સુગંધિત ખાસ. ન્હવણ૦ ૩
કાલ અનાદિ મલ ટાલવા રે. ભાલવા આત્મ સ્વરૂપ;
જલ પૂજા યુક્તે કરી રે, પૂજો શ્રી જિન ભૂપ. ન્હવણ૦ ૪
વિપ્ર વધૂ જલ પૂજથી રે, જેમ પામી સુખ સાર;
તેમ તમે દેવાધિ દેવને રે, અર્ચી લહો ભવ પાર. ન્હવણ૦ ૫

## ૩૪ શ્રી પર્યુષણ સ્તવન.

આંખડીએ, મે, આજ શેત્રુજો દીઠો રે, એ દેશી.

સુણજો સાજન સંત, પજોસણ આવ્યાં રે,
તુમે પુન્ય કરો પુન્યવંત, ભવિક મન ભાવ્યાં રે. એ આંકણી—
વીરજીણેસર અતિ અલવેસર, વાલા મારા, પરમેશ્વર એમ બોલેરે,
પર્વમાંહે પજોસણ મોટા, અવર ન આવે તોલે રે. પજો૦ ૧
ચોપગ માંહે જેમ કેસરી મોટો, વા૦ ખગમાં ગરૂડ તે કહિએરે;
નદી માંહે જેમ ગંગા મોટી, નગમાં મેરૂ લહિએ રે. પજો૦ ૨
ભૂપતિમાં ભરતેસર ભાખ્યો, વા૦ દેવમાંહે સુર ઇંદ્રરે;
સકલ તીરથ માંહે શેત્રુંજો દાખ્યો, ગ્રહગણમાં જેમ ચંદ્રરે. પજો૦ ૩
દસરા દીવાળી ને વળી હોળી, વા૦ અખાત્રીજ દીવાસો રે;
બલેવ પ્રમુખ બહુલાં છે બીજાં, પણ એ મુક્તિનો વાસો રે. પજો૦ ૪
તે માટે અમાર પળાવો, અઠ્ઠાઇ મહોચ્છવ કીજે રે;
અઠ્ઠમ તપ અધિકાઇએ કરીને, નરભવ લાહો લીજે રે. પજો૦ ૫
ઢોલ દદામાં ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્ર જગાવો રે.
ઝાંઝરનો ઝમકાર કરીને, ગોરીની ટોળી મળીને આવો રે. પજો૦ ૬
સોના રૂપાને ફુલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજો રે;
નવ વખાણ વિધિએ સાંભળતાં, પાપ મેવાસી ધ્રૂજો રે. પજો૦ ૭
એ અઠ્ઠાઇનો મહોચ્છવ કરતાં, વા૦ બહુ જન જગ ઉદ્ધર્યા રે;
વિબુધ વિનીત વર સેવક એહથી, નવનિધિ રિદ્ધિસિદ્ધિ વર્યા રે. પજો૦ ૮

## ૩૫. શ્રી વીરજિન સ્તવન.

નારે પ્રભુ નહી માનું નહી માનું રે અવરની આણ. નારે૦
મારે તાહરૂં વચન પ્રમાણ નારે પ્ર૦ એ આંકણી.
હરિહરાદિક દેવ અનેરા, તે દીઠા જગ માંહી રે;
ભામીની ભરમ ભૃકુટીએ ભૂલ્યા, તે મુજને ન સુહાય. નારે૦ ૧

કેઇક રાગી કેઇક દ્વેષી, કેઇક લોભી દેવ રે;
કેઇક મોહ માયામાં પડીયા, કેમ કરીએ તસુ સેવ. નારે૦ ૨

મુદ્રા પણ તેહમાં નવિ દીસે, તુજ માંહેલી તિલ માત્ર રે;
જે દીઠે દિલડું નવિ રીઝે, શી કરવી તસુ વાત. નારે૦ ૩

તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, જીવ જીવન આધાર રે;
રાત દિવસ સ્વપ્નાંતર તુંહિ, તું માહરે નિરધાર. નારે૦ ૪

અવગુણ સર્વ ઉવેખીને પ્રભુ, સેવક કરિને નિહાળ રે;
જગબંધવ એ વિનતી મોરી, માહરાં જન્મ મરણ દુઃખ ટાળ. નારે૦ ૫

ચોવીસમા પ્રભુ ત્રિભુવન સ્વામિ, સિદ્ધારથના નંદ રે;
ત્રિશલાજીના નાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિહિ આનંદ. નારે૦ ૬

સુમતિવિજય કવીરાયનો રે, રામવિજય કર જોડ રે;
ઉપગારી અરિહંતજી મારા, ભવ ભવના બંધ છોડ. નારે૦ ૭

## ૩૬. શ્રી પાર્શ્વનાથ સ્તવન પદ.

મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ પાસ જિણંદા;
ખિજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા. મે૦ ૧

મેં ચકોર કરૂં ચાકરી, જબ તુમહિ ચંદા;
ચક્ક વાક મેં હુઈ રહું, જબ તુમહિ દિણંદા. મે૦ ૨

મધુકર પરે મેં રણજણું, જબ તુમ અરવિંદા;
ભક્તિ કરૂં ખગપતિ પરે, જબ તુમહિ ગોવીંદા. મે૦ ૩

તુમ જબ ગર્જિત ઘન ભયે, તબ મેં શિખિનંદા;
તુમ સાયર જબ મેં તદા, સુર સરિતા અમંદા. મે૦ ૪

દૂર કરો દાદા પાસજી, ભવ દુઃખકા ફંદા;
વાચક જશ કહે દાસકું, દીજે પરમાનંદા. મે૦ ૫

———

## ૩૭. શ્રી આદિનાથ સ્તવન પદ.

(રાગ ધનાશ્રી)

રૂષભદેવ હિતકારી, જગત ગુરૂ રૂષભદેવ હિતકારી;
પ્રમથ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ બ્રહ્મચારી. રૂ૦ ૧
વરસી દાન દેઇ તુમ જગમેં, ઇલતિ ઇતિ નિવારી;
તૈસી કાહી કરતુ નાહી કરૂના, સાહિબ બેર હમારી. રૂ૦ ૨
માંગત નાહિ હમ હાથી ઘોરે, ધન કન કંચન નારી;
દિયો મોહિ ચરન કમલકી સેવા, યાહિ લગત મોહે પ્યારી. રૂ૦ ૩
ભવ લીલા વાસિત સુર ડારે, તુંપર સબહી ઉન્વારી;
મેં મેરો મન નિશ્ચલ કીનો, તુમ આણા સિર ધારી. રૂ૦ ૪
એસો સાહિબ નહિં કોઉ જગમેં, યાસું હોય દિલદારી;
દિલહિ દલાલ પ્રેમકે બીચે, તિહાં હઠ ખેંચે ગમારી. રૂ૦ ૫
તુમહિ સાહિબ મેં હું બંદા, યા મત દેઓ વિસારી;
શ્રી નયવિજય વિબુધ સેવક કે, તુમ હો પરમ ઉપકારી. રૂ૦ ૬

## ૩૮. શ્રી પાર્શ્વનાથ સ્તવન પદ.

(અરજી એક ગોડીચા સ્વામી એ દેશી.)

જય જય જય જય પાસ જિણંદ, અંતરીક પ્રભુ ત્રિભુવન તારન;
ભવિક કમલ ઉલ્લાસ દિણંદ. જય૦ ૧
તેરે ચરન શરન મેં કીને, તુ બિનુ કુન તોરે ભવ ફંદ;
પરમ પુરૂષ પરમારથ દરશી, તું દિયે ભવિકકું પરમાનંદ. જ૦ ૨
તું નાયક તું શિવ સુખ દાયક, તું હિત ચિંતક તું સુખ કંદ;
તું જન રંજન તું ભવભંજન, તું કેવલ કમલા ગોવીંદ. જ૦ ૩
કોડિ દેવ મિલિકે કર ન શકે, એક અંગુઠ રૂપ પ્રતિબિંબ;
એસો અદ્‌ભુત્ત રૂપ તિહારો, વરષત માનુ અમૃતકો બુંદ. જ૦ ૪

મેરે મન મધુકરકે મોહન, તુમ હો વિમલ સદલ અરવિંદ;
નયન ચકોર વિલાસ કરતુ હે, દેખત તુમ મુખ પૂરનચંદ. જ૦ ૫
દુર જાવે પ્રભુ તુમ દાસન તેં, દુઃખ દોહગ દાલિદ્ર અઘ દંદ;
વાચક જસ કહે સહસ ફલતેં તુમ હો, જે બોલે તુમ ગુનકે વૃંદ. જ૦ ૬

## ૩૯. શ્રી સુવિધિનાથ સ્તવન પદ.

મેં કીનો નાંહી તોબીન ઓરસું રાગ. (ટેક.)

દિન દિન વાન ચઢે ગુન તેરો, જયું કંચન પર ભાગ;
ઓરન મેંહે કષાયકી કાલિપ, સો કયું સેવા લાગ. મેં૦ ૧
રાજહંસ તું માન સરોવર, ઓર અશુચિ રૂચિ કાગ;
વિષય ભુજંગ ગરૂડ તું કહિયે, ઓર વિષય વિષ નાગ. મે૦ ૨
ઓર દેવ જલ છીલર સરિખે, તું તો સમુદ્ર અથાગ;
તું સુરતરૂ મનવંછિત પૂરન, ઓર તો સુકે સાગ. મે૦ ૩
તું પુરૂષોત્તમ તુંહિ નિરંજન, તું શંકર વડ ભાગ;
તું બ્રહ્મા તું બુદ્ધિ મહાબલ, તુંહિ દેવ વીતરાગ. મે૦ ૪
સુવિધિનાથ તુજ ગુન ફૂલનકો, મેરો દિલ હે બાગ;
જસ કહે ભમર રસિક હોઈ તામેં, લીજીયે ભક્તિ પરાગ. મે૦ ૫

## ૪૦. શ્રી સુરત મંડણ પાર્શ્વનાથ સ્તવન.

સુરત મંડન પાસ જિણંદા, અરજ સુણો ટાલો દુઃખ દંદા;
સાહેબા રંગીલા હમારા, મોહના રંગીલા;
તું સાહેબ હું છું તુજ બંદા, પ્રીતિ બની જૈસી કૈરવ ચંદા. સા૦ ૧
તુજશું નેહ નહિ મુજ કાચો, ઘણહી ન ભાંજે હીરો જાચો;
દેતાં દાન તે કાંઈ વિમાસો, લાગે મુજ મન એહ તમાસો. સા૦ ૨
કેડ લાગા તે કેડ ન છોડે, દીયો વંછીત સેવક કર જોડે;
અખય ખજાનો તુજ નવી ખૂટે, હાથ થકી તો શું નવી છૂટે. સા૦ ૩

જો ખિજમતમાં ખામી દાખો, તો પણ નિજ જાણી હિત રાખો;
જેણે દીધું છે તેહજ દેશે, સેવા કરશે તે ફલ લેશે. સા૦ ૪
ધેનુ કૂપ આરામ સ્વભાવે, દેતાં દેતાં સંપત્તી પાવે;
તિમ મુજને તમો જો ગુણ દેશો, તો જગમાં જસ અધિક વહેશો. સા૦ ૫
અધિકું ઓછું કિશું રે કહાવો, જિમ તિમ સેવક ચિત્ત મનાવો;
માગ્યા વિણુ તો માય ન પિરસે, એ ઉખાણો સાચો દીસે. સા૦ ૬
ઇમ જાણીને વિનતી કીજે, મોહનગારા મુજરો લીજે;
વાચક જસ કહે અમિયે આસંગા, દિયો શિવ સુખ ધરી અવિહડ
રંગા. સા૦ ૭

## ૪૧. શ્રી દીવાલીનું સ્તવન.

મારે દીવાલી થઇ આજ, પ્રભુ મુખ જોવાને. એ આંકણી.

શાસન નાયક વીરજી એ, પામ્યા પદ નિરવાણ;
ધન્ય દીવાલી જેહ પ્રભાતે, ગૌતમ કેવલ જ્ઞાન. પ્રભુ મુખ૦ ૧
મન વચન કાયા થીર કરીને, ધ્યાન ધરો તસ સાર રે;
મહા ઉપગારી ચર્મ તીર્થંકર, તેમ ગૌતમ ગણધાર. પ્રભુ મુખ૦ ૨
જીભલડીએ પ્રભુ ગુણ ગાવો, પાવો સુખ શ્રીકાર રે;
દીવાલી દીન ધર્મના ધારો, ટાલો વિરય વિકાર. પ્રભુ મુખ૦ ૩
જેણે દેશના દેઇને તાર્યા, કેઇ ભવી નરનાર રે;
જેહ તણા કલ્યાણક દીવસો, જગ જંતુ સુખકાર. પ્રભુ મુખ૦ ૪
ચંદન સમ શીતલતા પામે, નારકી પણ ક્ષણવાર રે;
ચવન જન્મ વ્રત જ્ઞાનને મોક્ષ, પંચ કલ્યાણક ધાર. પ્રભુ મુખ૦ ૫
દર્શન પૂજા દાન દયાથી, દીવાલી અજવાલો રે;
શામલ પ્રભુ ગુણ જ્ઞાન ધ્યાનમાં, ભાવ દીવાલી મ્હાલો. પ્રભુ મુખ૦ ૬

---

## ૪૨. શ્રી પાર્શ્વનાથ સ્તવન.

આજની કાંઇ શોભાનો તો    એ રાગ.

રાતાં જાસુલ ફુલડાંને, શામલ તોરો રંગ;
આજની કાંઇ આંગીનો તો, અજબ બન્યો રંગ;
પ્યારા પાસજી હો રાજ, દીન દયાલ મુને નયણે નીહાલ. ૧
જોગી વાડે જાગતો ને, માતો ધીંગડ મલ્લ;
શામલો શોહામણો કાંઇ, જીત્યા આઠે મલ્લ. પ્યારા૦ ૨
તું છો મોરો સાહીબો ને, હું છું તોરો દાસ;
દાસની કાંઇ આશ પુરો, સાંભળો અરદાસ. પ્યારા૦ ૩
દેવ સઘળામાં દીપતો, કાંઇ દીસે છે અવલ્લ;
લાખેણો તોરો મુખનો, મટકો દેખી રીઝે દલ્લ. પ્યારા૦ ૪
કોઇ માને પીરને ને, કોઈ માને રામ;
ઉદયરત્ન એમ કહે પ્રભુ, મારે તુજ સાથે કામ. પ્યારા૦ ૫

## ૪૩. શ્રી ધર્મનાથ સ્તવન.

( મુખને મટકલડે.    એ દેશી. )

શ્રી ધર્મ જિણંદ દયાલજી, ધર્મ તણો દાતા;
સવિ જંતુ તણો રખવાલજી, ધર્મ તણો ત્રાતા;
જસ અમિય સમાણી વાણીજી, ધ૦ જેહ નિસુણે ભવિ પ્રાણીજી. ધ૦ ૧
તેહના ચિત્તનો મલ જાયજી, ધ૦ જિમ કતક ફળે જલ થાયજી; ધ૦
નિર્મળતા તેહજ ધર્મજી, ધ૦ કલુશાઇ મેટ્યાનો મર્મજી. ધ૦ ૨
નિજ ધર્મ તો સહજ સ્વભાવજી, ધ૦ તોએ તુજ નિમિત પ્રભાવજી; ધ૦
વનરાજી ફૂલન શક્તિજી, ધ૦ પણ રિતુરાજે હોઇ વ્યક્તિજી. ધ૦ ૩
કમળાકરે કમળ વિકાસજી, ધ૦ સોરંભતા લક્ષ્મી વાસજી; ધ૦
તે દિનકર કરણી જોયજી, ધ૦ ઈમ ધર્મ દાયક તું હોયજી. ધ૦ ૪

તે માટે ધર્મના રાગીજી, ધ૦ તુજ પદ સેવે વડભાગીજી; ધ૦
કહે માનવિજય ઉવઝાયજી, ધ૦ નિજ અનુભવ જ્ઞાન પસાયજી. ધ૦ ૫

## ૪૪. શ્રી પાર્શ્વનાથ સ્તવન.

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતી મુજ મન ભાવી રે;
મનમોહનાં જિનરાયા, સુરનર કિન્નરગુણ ગાયા રે. મ૦ ટેક
જે દિનથી મૂરતી દીઠી, તે દિનથી આપદ નીઠી રે. મ૦ ૧
મુખ મટકાળું સુપ્રસન્ન, દેખી રીઝે ભવિ મન્ન રે; મ૦
સમતા રસ કેરાં કચોળાં, નયણાં દીઠે રંગ રોળાં રે. મ૦ ૨
હાથે ન ધરે હથિયાર, નહી જપ માળાનો પ્રચાર રે; મ૦
ઉત્સંગે ન ધરે વામા, તેહથી ઉપજે સવિ કામા રે. મ૦ ૩
ન કરે ગીત નૃત્યના ચાળા, એતો પ્રત્યક્ષ નટના ખ્યાલા રે; મ૦
ન વજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાં રે. મ૦ ૪
એમ મૂરતિ તુજ નિરૂપાધિ, વીતરાગ પણે કરી સાધી રે; મ૦
કહે માનવિજય ઉવઝાયા, મેં અવલંબ્યા તુજ પાયા રે. મ૦ ૫

## ૪૫. શ્રી આદીનાથ સ્તવન.

માતા મરૂદેવીનો નંદ, દેખી તાહરી મૂરતી મારૂં મન લોભાણુંજી;
મારૂં ચીત્ત લોભાણુંજી, દેખી તાહરી મૂરતી મારૂં દીલ લોભાણુંજી.
એ ટેક.

કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચન વાણ;
ધોરી લંછન પાઉલે, કાંઇ ધનુષ પાંચશે માન. માતા૦ ૧
ત્રીગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ખદા બાર;
યોજન ગામિની વાણી મીઠી, વરસંતી જલધાર. માતા૦ ૨
ઉર્વશી રૂડી અપછરા ને, રામા છે મન રંગ;
પાયે નેઉર રણઝણે કાંઇ, કરતી નાટા રંભ. માતા૦ ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણહાર;
તુંજ સરિખો નહી દેવ જગતમાં, અડવડીયા આધાર. માતા૦ ૪

તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ;
સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. માતા૦ ૫

શ્રી સીદ્ધાચલ તીરથ કેરો, રાજા રીષભ જીણંદ;
કીર્તિ કરે માણેકમુની તાહરી, ટાલો ભવના ફંદ. માતા૦ ૬

## ૪૬. શ્રી સીદ્ધાચલજીનું સ્તવન.

સાભલજો તુમે અદ્‌ભુત વાતો. એ દેશી.

આપલડાં રે પાતિકડાં તુમે, શું કરશો હવે રહીને;
શ્રી સિદ્ધાચલ નયણે નિરખ્યો, દૂર જાઓ તમે વહીને રે. આપલડાં૦ ૧

કાલ અનાદિ તણી તુમ સાથે, પ્રીત કરી નિર વહીને;
આજ થકી પ્રભુ ચરણે રહેવું, એમ શિખવીયું મનને રે. આપલડાં૦ ૨

દુસમ સમએ ઇણે ભરતે, મૂક્તિ નહી સંઘયણને;
પણ તુમ ભક્તિ મૂક્તિને ખેંચે, ચમક ઉપલ જેમ લોહને રે. આપલડાં૦ ૩

શુદ્ધ સુવાસન ચૂરણ આપ્યું, મિથ્યા પંક શોધનને;
તેહથી આતમ થયો મુજ નિર્મલ, આણંદ તુજ ભજનનેરે. આપલડાં૦ ૪

અખય નિધાન તુજ સમકિત પામી, કુણ વંછે ચલ ધનને;
શાંત સુધારસ નયણ કચોલે, સીંચો સેવક તનને રે. આપલડાં૦ ૫

આજ અભ્યંતર શત્રુ કેરો, ભય નહી મુજ મનને;
સેવક સુખીઓ સુજસ વિલાસી, એ મહિમા સવી તુજનેરે. આપલડાં૦ ૬

નામ મંત્ર તુમારો સાધ્યો, એ થયો જગ મોહનને;
તુજ મુખ મુદ્રા નિરખી હરખું, ચાતક જેમ જલધરને રે. આપલડાં૦ ૭

તુજ વીણ અવર દેવ ન ધ્યાવું, ફરી ફરી આ મનને;
જ્ઞાનવિમલ કહે ભવજલ તારો, સેવક બાંહી ગ્રહીને રે. આપલડાં૦ ૮

---

## ૪૭. શ્રી અજિતનાથજી સ્તવન.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ દેશી

પ્રીતલડી બંધાણી રે અજિત જીણંદ શું,
કાંઇ પ્રભુ પાખે ક્ષણ એક મન ન સુહાયજો;
ધ્યાનની તાલી રે લાગી નેહ શું,
જલદ ઘટા જીમ શિવસુત વાહન દાયજો. પ્રીતલડી૦ ૧

નેહ ઘેલું મન મારૂં રે પ્રભુ અલજે રહે,
તન મન ધન એ કારણથી પ્રભુ મુજજો;
મારે તો આધાર રે સાહીબ રાવલો,
અંતર ગતનું પ્રભુ આગલ કહ્યું ગુજજો. પ્રીતલડી૦ ૨

સાહેબ તે સાચો રે જગમાં જાણીએ,
સેવકના જે સહેજે સુધારે કાજ જો;
એહવેને આચરણે કેમ કરીને રહું,
બિરૂદ તુમારો તારણ તરણ જહાજ જો. પ્રીતલડી૦ ૩

તારકતા તુજ માંહે રે શ્રવણે સાંભલી,
તે ભણી હું આવ્યો છું દીન દયાલ જો;
તુજ કરૂણાની લહેરે રે મુજ કારજ સરે,
શું ઘણું કહીએ જાણ આગલ કૃપાલ જો. પ્રીતલડી૦ ૪

કરૂણા દ્રષ્ટિ કીધી રે સેવક ઉપરે,
ભવ ભવ ભાવઠ ભાંગી ભક્તિ પ્રસંગ જો;
મન વંછિત ફલીયાં રે જિન આલંબને,
કર જોડીને મોહન કહે મન રંગ જો. પ્રીતલડી૦ ૫

## ૪૮. શ્રી આદીશ્વર સ્તવન.

મિચ્છામિ દુક્કડં આજ. એ દેશી.

રિષભ જિણંદ શું વિનતિ રે, સાંભલો દીન દયાલ;
મહેર કરી મુજ ખોહીએ રે, મોહ મિથ્યાત્વની જાલ હો. જિનજી,
સાંભલો૦ ૧

નર્ક નિગોદની વેદના રે, મેં સહી વાર અનંત;
કષ્ટ નિવારો નાથજીરે, તુમેં છો મોટા મહંત હો જિનજી. સાંભલો૦ ૨

મરૂ દેવાજી ના લાડણા રે, નાભિરાયા કુલ ભાણ;
દરિશન પાયો તુમ તણો રે, આજ દીવસ સુ પ્રમાણ હો જિનજી.
સાંભલો૦ ૩

તારો તારો મુજ સાહેબા રે, દાસને પાર ઉતાર;
દરિશણ પાયો તુમ તણો રે, આજ દીવસ સુ પ્રમાણ હો જિનજી.
સાંભલો૦ ૪

નાગોર નગરના ચૈત્ય માંરે, કંચન મય તુજ બિંબ;
મુક્તિ એ જાતા જીવને રે, પ્રભુજી તણો આલંબ હો જિનજી.
સાંભલો૦ ૫

તુમ સરીખો મુજને કરો રે, એટલો લોભ સુજાણ;
અધિકો લોભ ન માહરે રે, તુમ ચરણાની આણ હો જિનજી. સાંભલો૦ ૬

સંવત ઓગણીશે મનોહરારે, પંચ વરસ મોઝાર;
માઘ વદી એકમ દીને રે, સફલ કીધો અવતાર હો જિનજી. સાંભલો૦ ૭

તેજવિજયજીના પાટવી રે, શાંતિવિજય ગુરૂ રાય;
તુમ ચરણના કિંકરૂ રે, રત્નવિજય ગુણ ગાય હો જિનજી. સાંભલો૦ ૮

## ૪૯. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

( લાવણી દેશી. )

રિખભજિણંદ વિમલગીરી મંડણ, મંડણ ધર્મ ધુરા કહીએ;
તું અકલ સ્વરૂપી, જારકે કરમ, ભરમ નીજ ગુણ લહીએ. રિખભ૦ ૧

અજર અમર પ્રભુ અલખ નિરંજન, ભંજન સમર સમર કહીએ;
તું અદભુત યોદ્ધા, મારકે કરમ ધાર જગ જશ લહીએ. રિખભ૦ ૨

અવ્યય વિભુ ઈશ જન રંજન, રૂપ રેખા બીન તું કહીએ;
શિવ અચર અનંગી, તારકે જગ જન નિજ સત્તા લહીએ. રિખભ૦ ૩

શાતસુત માતા સુતા સુહંકર, જગત જયંકર તું કહીએ;
નીજ જન સબતાર્યો, હમોસે અંતર રખના ના ચહીએ. રિખભ૦ ૪
મુખડા ભીચકે બેસી રહેના, દીન દયાલ કોના ચહીએ;
હમ તન મન ઠારો, બચનસે સેવક અપના કહ દઇએ. રિખભ૦ ૫
ત્રીભુવન ઈશ સુહંકર સ્વામી, અંતર જામી તું કહીએ;
જબ હમકુ તારો, પ્રભુસે મનકી બાત સકલ કહીએ. રિખભ૦ ૬
કલ્પતરૂ ચિંતામણી જાચો, આજ નિરાશે ના રહીએ;
તું ચિંતીત દાયક, દાસકી અરજ ચિત્તમેં દ્રઢ ગ્રહીએ. રિખભ૦ ૭
દીન હીન પર ગુણ રસ રાચી, શરણ રહિત જગમેં રહીએ;
તું કરૂણા સીંધુ, દાસકી કરૂણા કયું નહિ ચિત્ત ગ્રહીએ. રિખભ૦ ૮
તુમ બીન તારક કો નહી દીસે, અબે તુમકું કયા કહીએ;
ઇહ દીલમે ઠાની, તારકે સેવક જગમેં જશ લહીએ. રિખભ૦ ૯
સાતવાર તુમ ચરણે આયો, દાયક શરણ જગત કહીએ;
અબ ધરણે બેસી, ના થશે મન વંછિત સબ કુચ્છ લહીએ. રિખભ૦ ૧૦
અવગુણ માની પરીહરશો તો, આદિ ગુણી જગકો કહીએ;
જો ગુણીજન તારીએ, તો તેરી અધિકતા કયા કહીએ. રિખભ૦ ૧૧
આતમ ઘટમે ખોજ તું પ્યારે, બાહીર ભટકતા ના રહીએ;
તું અજ અવિનાશી, ધાર નિજરૂપ આનંદઘન રસ લહીએ. રિખભ૦ ૧૨
આતમાનંદિ પ્રથમ જિનેશ્વર, તેરે ચરણ શરણ રહીએ;
સિદ્ધાચલ રાજા, સબ કાજા આનંદ રસ કો પી લહીએ. રિખભ૦ ૧૩

## ૫૦. શ્રી પાર્શ્વનાથજી સ્તવન.

( આધુનિક અંગ્રેજી ચાલમાં )

બાબા પારસનાથ, બાબા પારસનાથ,
જામનગરમાં આવી આપ વસીયા છો. એ ટેક.
આંગી પૂજા નિત્ય નવીન, રચના થાયે ભારી;
સુંદર મૂરત શ્યામ વરણની, સૂરતની બલિહારી. બાબા૦ ૧

જળ ચંદન ફૂલ ધૂપ સુગંધિ, દીપક પૂજા સારી;
અક્ષત નૈવેદ્ય ફૂલને છાપી, વરખ રૂપાના ભારી. આ૦ ૨

અષ્ટ પ્રકારી પૂજા કરીને, આરતી મંગલ દીવો;
નાટક પ્રભુ આગળ કરીને, ગજી થાય બહુ જીવો. આ૦ ૩

રાવણ રાજા નૃત્ય કરીને, તીર્થંકર પદ પાયો;
હું પણ ભવભવ ભમતાં સ્વામિ, પ્રભુ ચરણે વળી આયો. આ૦ ૪

મારા જેવો દીન નહીંને, તુજ સરીખો નહી સ્વામિ;
જુગતું જોડું મલીયું તેહમાં, નથી રહી કંઈ ખામિ. આ૦ ૫

સિદ્ધ સ્વરૂપી સાહેબ સાચો, તેવીશમો જિનરાજ;
નીતિવિજયનો બાળક બોલે, તું છો ગરીબ નિવાજ. આ૦ ૬

---

## ખ૦ છૂટક રસિક પદો.

---

### ૧. શ્રી પાર્શ્વજિન પદ.

રાગ ભૈરવી ગઝલ.

વન્દેહં જિન દેવ પાર્શ્વં, ષડ્ વિધ દેવ દયાલં. ( બે વાર. )
વાણા રસ્યાં પુર્યાં યસ્ય, જાતં જન્મ વિશાલં;
અશ્વસેન તન નંદન વંદિત, વિદલિત કલિમલ જાલં. વન્દેહં૦ ૧

કમઠાસુર મદ મર્દવ ધીરં, કૃતાંત કર્માતારં;
અગ્નિ દહદહ્યાં ફણિની ફણિઆં, દત્ત નમસ્કૃતસારમ્. વન્દેહં૦ ૨

રાગાદિ રિપુમાર નિકારં, સંચિત દુર્જય ટારં;
રત્ન ત્રયાંબર ભૂષણ હૃદયં, દશ વિધ ધર્મ સુપાલં. વન્દેહં૦ ૩

સમેતાચલ પર્વત શિખરં, મુક્તિ ગતં ગુણ માલં;
જગત્ પ્રસિદ્ધા કીર્ત્તિર્યસ્યા, જાના તં જિન પાલં. વન્દેહું૦ ૪

## ૨. વૈરાગી પદ.

ગરબાની દેશી.

હું તો ભૂલી ગયો અરિહંતને જો. એ આંકણી.
તારે નારી દોલતને દીકરા જો, તારે વાડી ઘોડાને દરબાર જો. હું તો૦ ૧

તું તો ધન દેખીને નીચે નહીં નમ્યો જો,
તને આવડો શો અભિમાન જો. હું તો૦ ૨

જીરે કાયા તે કુંભ જળે ભર્યા જો,
તેને ઝરતા ન લાગે વાર જો. હું તો૦ ૩

તું તો મૂર્ખ કાંઇ નથી જાણતો જો,
આગળ ઘોર અંધારી રાત જો. હુ તો૦ ૪

તું તો હીરવિજય ગુરૂ હીરલો જો,
તારો મોહ માયા પદ છાંડ જો. હું તો૦ ૫

## ૩. સંત લક્ષણ દર્શક પદ.

ઠુમરી ગઝલ.

જાગે સો જિન ભક્ત કહાવે, સોવે સો સંસારી હે;
ત્રસ જીવકી હત્યા ન કરે, થાવર કરૂણા કારી હે. જાગે૦ ૧

થાપણ મોસો અદત્ત ન લેવે, ચોરી મારી વારી હે;
પંચની શાખે પાણી ગ્રહણ કરતા, અવર સ્ત્રિ બ્રહ્મચારી હે. જાગે૦ ૨

સ્નાન પ્રમિત જલ જિનકી સેવા, પરિગ્રહ સંખ્યા ધારી હે;
રૂપચંદ સમકિત કે લછીન, તાકું વંદના હમારી હે. જાગે૦ ૩

---

## ૪. આત્મબોધ પદ.

( પ્રભાતી દેશી. )

જ્યાં લગી આત્મા તત્ત્વ ચિન્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ હારે એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ બૂઠી. જ્યાં૦ ૧
શું થયું સ્નાન સેવાને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચની દીધે. જ્યાં૦ ૨
શું થયું તપને તીર્થ કીધા થકી, શું થયું માળા ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગ જળ પાન કીધે. જ્યાં૦ ૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણ્યે. જ્યાં૦ ૪
એ છે પ્રપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પર બ્રહ્મ ન જોયો;
ભણે નરસૈં પોકે તત્ત્વ દર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. જ્યાં૦ ૫

## ૫. વૈરાગી પદ.

ઠુમરી ગઝલ.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, હારી નજરે આગેજી. આ તન૦ ૧
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી. આ તન૦ ૨
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી. આ તન૦ ૩
મનમાં જાણે મુજ સરીખો, રસિયો કોઈ નહી રાગીજી;
મહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી. આ તન૦ ૪
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી. આ તન૦ ૫

---

## ૬. પડ્યો સ્વભાવ ન જાય તે વિષે પદ.

રાગ પ્રભાતિ.

કાહારે અજ્ઞાની જીવકું, ગુરૂ જ્ઞાન બસાવે;
કબહું ન વિષધર વિષ તજે, કાહા દુધ પિલાવે. કાહા૦ ૧
ઉખ્ખર ધખ ન નીપજે, બીજ બોહિ બોહિ જાવે;
રાસભ છાર ન છાંડ્હિ, કહા ગંગ ઝિલાવે. કાહા૦ ૨
કાલી ઉન કું માણુસા, રંગ દૂજો ન લાગે;
શ્રી જિન હર્ષ કહી કહે, બાંકો સહેજ ન જાવે. કાહા૦ ૩

## ૭. હિત શીક્ષા પદ.

રાગ પ્રભાતિ.

આજ કો લાહો લીજીએ, કાલ કેણુ દીઠી;
રહેણુ ન પાવે પાગડી, જબ આવે ચીઠી. આજ૦ ૧
મનસા વાચા કર્મણા, આલસ સર્વે છંડી;
ધ્યાન કરૂં અરિહંતનો, થાનક શીર મંડી. આજ૦ ૨
વિનય મૂલ જે પાલીયે, શ્રી જિનવર નો ધર્મ;
ભાવે શુદ્ધ આરાધતાં, છુટે નીજ કૃત કર્મ. આજ૦ ૩
દાન શીયલ તપ ભાવના, એ ચાર પ્રકાર;
દયા શુદ્ધ આરાધીએ, પામીએ ભવ પાર. આજ૦ ૪
ધર્મનો મરમ એ જાણુ જો, રાગ દ્વેષને વારો;
કેવલ જ્ઞાન પાઠને, દેવચંદ પદ સારો. આજ૦ ૫

## ૮. શ્રી વીર પ્રભુ પ્રત્યે ગૌતમ પ્રાર્થના પદ.

રાગ પ્રભાતી.

મેં નહી જાણ્યો નાથજી, મોસેં દૂર પઠાએ;
પીછેશું વર્ધમાનજી, શિવ મહેલ સધાએ. મેં૦ ૧

વચન તુમારો માન કે, મેં દીક્ષા લીની;
લોક લાજ સબ ત્યાગ કે, ઘર ઘર ભીક્ષા કીની. મેં૦ ૨

દરસ તુમારો દેખ કે, રહેતો રંગ રાતો;
વચન તુમારો શિર ધરી, ગુણ તોરા ગાતો. મેં૦ ૩

જીહાં જીહાં સંશય ઉપજે, તો શું પૂછી લીજે;
જ્ઞાન સુધારસકી કથા, કહો કોણ સું કીજે. મેં૦ ૪

સહિ સહિ તું વીતરાગ હે, નહી રાગકી રેખા;
શત્રુ મિત્ર તેરે સમ ભએ, સો મેં નજરેં દેખા. મેં૦ ૫

પૂરણ બ્રહ્મ પ્રગટ ભયા, નવિ જાય છિપાયા;
રૂપચંદ ભક્તેં કરી, ચરણે શિર લાયા. મેં૦ ૬

## ૯. શ્રી ઓંકાર મહિમા પદ.

ચાખ્યુ એક જિન નામ એ દેશી.

વાણી હે વિલાસ તેરી, અગમ અગોચરી;
દશમે દ્વાર બેસ, ઓંકાર ધ્વની ઉચરી. વાણી૦ ૧
શબ્દ એક અનેક અર્થ, બુજત હે અક્ષરી;
ચઉદ રાજ લોક માંહે, ધાર ધાર વીસતરી. વાણી૦ ૨
નગર મધ્યે નદી વહે, ભરી લીયો જલ ઘઘરી;
મત મતાંતર એસે ભયે, એક અંગ અનુસરી. વાણી૦ ૩
બિજ તેસો વૃક્ષ ભયો, બરખા બરખત જુરી;
રૂપચંદ આતમ બુદ્ધિ, તેસી સમજણ પડી. વાણી૦ ૪

## ૧૦. શ્રી જિન સમોવસરણ સ્તવન પદ.

રાગ પ્રભાતિ.

પ્રભુ તોરી ઠકુરાઇકું, ગઢ તીન બિરાજે;
રત્ન રચીત માનું દેહકી, દુંદભિ મહલ્લ છાજે. પ્રભુ૦ ૧

અલકત દહો દિશી તેજમે, બિચ કંચન કોટા;
તેરે પ્રબલ પ્રતાપકા, માનું મહલ્લ મોટા. પ્રભુ૦ ૨
અતી ઉજ્વલ રૂપે બન્યા, તીજા ગઢ તેરા;
તીન ભુવનમેં વિસ્તર્યા, જશ સુજશ ઘણેરા. પ્રભુ૦ ૩
વામાનંદ જિણંદકી, કાહા રે કહું બડાઈ;
આનંદ વદત લઘુ બુદ્ધિપેં, છબી બરની ન જાઈ. પ્રભુ૦ ૪

## ૧૧. શ્રી સુવિધિનાથ સ્તવન પદ.

પ્રભાતી રાગ.

મુજરા સાહેબ મુજરા સાહેબ, મુજરા સાહેબ મેરા રે;
સાહેબ સુવિધિ જિનેશ્વર પ્યારા, ચરણ પખાલું પ્રભુ તેરા રે. મુજરા૦ ૧
કેસર ચંદન ચર્ચું અંગે, ફૂલ ચઢાવું સેહરા રે;
ઘંટ બજાવું અગર ઉખેવું, કરૂં પ્રદક્ષિણ ફેરા રે. મુજરા૦ ૨
પંચ શબ્દ કે બાજે બજાઉં, નૃત્ય કરૂં અતિ ગહિરા રે;
રૂપચંદ ગુણ ગાવત હરખિત, દાસ નિરંજન તેરા રે. મુજરા૦ ૩

## ૧૨. શ્રી આદીશ્વર ભજન પદ.

રાગ ભૈરવ.

ઉઠત પ્રભાત નામ, જિનજીકે ગાઈયે. (બે વાર.)
નાભિજીકે નંદકે; ચરણ ચિત્ત લાઇએં. એ ટેક.

આનંદકે કંદ, જાકું પૂજિત સુરિંદ વૃંદ;
એસે જિનરાજ છોડ, ઓરકું ન ધ્યાઇએં. ઉઠત૦ ૧

નયરી અયોધ્યા ઠામ, માતા મરૂદેવા નામ;
લંછન વૃષભ જાકે, ચરણાં સુહાઇએં. ઉઠત૦ ૨

પાંચસે ધનુષ્ય માન, દીપત કનક વાન;
ચોરાશી પૂર્વ લક્ષ, આયુથિત પાઇએં. ઉઠત૦ ૩

આદીનાથ આદીદેવ, સુરનર સારે સેવ;
દેવનકે દેવ પ્રભુ, સબે સુખ દાઈયેં. ઉઠત૦ ૪
પ્રભુ કે પાદારવિંદ, પૂજત હરખચંદ;
મિટો દુઃખ દંદ, સુખ સંપદા વધાઇએં. ઉઠત૦ ૫

## ૧૩. શ્રી પાર્શ્વનાથ પ્રાર્થના પદ.

રાગ ભૈરવી.

બીના પ્રભુ પાર્શ્વકે દેખે, મેરે દીલ બે કરારી હે. એ ટેક.
ચોરાશી લાખમેં ભટક્યો, બહુતસી દેહ ધારી હે;
ઘેરા મુજે કર્મ આઠોને, ગલે ઝંઝીર ડારી હે. બીના૦ ૧
દુનીકે દેવ સબ દેખે, સબીકે લોભ ભારી હે;
કોઈ ક્રોધી કોઈ માની, કીસીકે સંગ નારી હે. બીના૦ ૨
મુસીબત જે પડી હમપે, ઉસીને ખુદ નીહારી હે;
પન્નાકું કુગતીસે તારો, એહી બીનતી હમારી હે. બીના૦ ૩

## ૧૪. શ્રી આદીજિન સ્તવના પદ.

જ્યું લ્યું તત્વ ન સુજ પડેરી. એ રાગ.

અબ મોહે તારો દીન દયાલ, મત મત મેં સબહી દેખે;
ચિત્ત ચિત્ત તુમ નામ રશાળ, અબ મોહે તારો દીન દયાળ. ૧
આદિ અનાદિ પુરૂષ હો તુમહી, તુમહી વિષ્ણુ ગોપાલ;
શિવશંકર બ્રહ્મા ઇશ્વર, તુંહી, ભાંગી ગઇ ભ્રમ જાલ. અબ૦ ૨
મોહ વિકલ ભૂલ્યો ભવ માંહિ, ફીર્યો અનંતો કાળ;
ગુણ વિલાસ શ્રી આદીજિનેશ્વર, મેરી કરો પ્રતિપાળ. અબ૦ ૩

---

## ૧૫. શ્રી જિન ભક્તી ભાવના પદ.

અરીહંત નમો ભગવંત નમો. એ દેશી.

કરે મંદોદરી રાણી નાટક, રાવણ તંત બજાવે;
માદલ વીણા તાલ તંબુરો, પગ રવ ઠમ ઠમકાવે. કરે૦ ૧
ભક્તિ ભાવ નાટક એમ કરતાં, ત્રુટી તાંત વિચાલે;
સાંધી આપ નસા નીજ કરથી, લઘુ કલા તતકાલે. કરે૦ ૨
દ્રવ્ય ભાવ ભક્તિ નવી ખંડી, તો અક્ષય પદ સાધ્યું;
સમકિત સુરતરૂ ફલ પામીને, તીર્થંકર પદ બાંધ્યું. કરે૦ ૩
એણી પરે જે ભવીજન જિનઆગે, ભલી પરે ભાવના ભાવે;
જ્ઞાનવિમલ ગુણ તેહના, અહનીશ સુરનર નાયક ગાવે. કરે૦ ૪

## ૧૬. હિત શિક્ષા પદ.

સાચું એક અલ્લ નામ. એ દેશી.

સાચું એક જિન નામ, અવર સહુ કાચું;
એમ જાણી મિથ્યા મતે, કદી નહી રાચું. સાચું૦ ૧
રાગ દ્વેષ દુર કરી, શાંત પણે માચ્યું;
શુદ્ધ દેવ ગુરૂ અને, શુદ્ધ ધર્મ જાચું. સાચું૦ ૨
ભલા ગુરૂ પાસે રહીને, ધર્મ ગ્રંથ વાંચું;
વીતરાગ પ્રભુ વિના, બીજે કયાંઇ ન નાચું. સાચું૦ ૩
મારૂં તારૂં મુકી દઇને, સંપ ત્યાં જંપ ગાશું;
નિતી ન્યાય સત્યમાં સંપ, જિન વચન છે ખાસું. સાચું૦ ૪
મારૂં એજ સાચું નહી, પણ સાચું એજ મારૂં;
વીતરાગ વચન મુજ, સત્યથી છે પ્યારૂં. સાચું૦ ૫
ડોલ ડમાક દેખી કરી, જ્યાં ત્યાં ન ધાલું ડાચું;
અંતર જ્ઞાને પરખી માનું, શામલ વચન સાચું. સાચું૦ ૬

## ૧૭. હિત શિક્ષા પદ.

પ્રભાતી રાગ.

જાગ જાગ જીવ તું, ઉઠ થયો પ્રભાત રે;
પ્રભુજીકો નામ ભજ, પાવે જયું શિવ શાત રે. જાગ૦ ૧
પુર્વ દિશી ઉદ્દીત સુર, ધરી પ્રવાળ રંગ રાત રે;
વિબુધ વૃંદ પઠત પાઠ, નામ ગઇ છે ગત રે. જાગ૦ ૨
મોહ ગહેલી નિંદ છાંડી, દૂર કરી મિથ્યાત રે;
સુગુરૂ વચન બોધ કરી, ધર્મ શું ધરી ધ્યાન રે. જાગ૦ ૩
દાન શીયલ તપો ભાવ, ભાવન શું બહુ ભાત રે;
ચાર મંગળ ચાર બુદ્ધિ, હોત નામથી વિખ્યાત રે. જાગ૦ ૪
પંચ પદકો ધ્યાન કરી, ગુણીયલ ગુણ ગાત રે;
આપહિ મેં દોષ દેખી, ટાળ પરાઈ રે તાંત રે. જાગ૦ ૫
ચરણ કરણ વિવેક શુદ્ધ, મનડું કરી થીર શાંત રે;
કહત મુનિ મલુકચંદ, હોત સદા સુખ શાત રે. જાગ૦ ૬

## ૧૮. શ્રી અધ્યાત્મિક પદ.

ગરબીની દેશી.

અવિનાશીની સેજડીયેં, રંગ લાગ્યો મોરી સજની;
કેલી કરતાં ગઇ નવ જાણી, આજની રજની. અવિનાશી૦ ૧
માન સરોવર હંસ તણી પરે, મુક્તિ તણા ગુણ ચુગતાંતાં;
જ્ઞાન ધ્યાનકી કુંજ ગલનમેં, આતમરામ રમતાંતાં. અવિનાશી૦ ૨
સાસુ દુર્મતિ કામણગારી, સસરો લોભ ધુતારોજી;
પિતા મોહ છે મહા પાપી, માયા માત ઠગારીજી. અવિનાશી૦ ૩
ક્રોધ પાડોસણ કેડ ન મેલે, કંદર્પ દેવર મીઠાજી;
વિષય વાસના ગઇ દેરાણી, તિહાં અવિનાશી દીઠાંજી. અવિનાશી૦ ૪

એટલાંને અળગાંજ કરીને, કંત તણા કર ઝાલ્યાજી;
અવિનાશી વાલા શું રમતાં, મોહ મત્સર મદ ગાલ્યાજી. અવિનાશી૦ ૫
ભાવના ચંદનથી અતિ શીતલ, નાથ નિરંજન વાણીજી;
રૂપચંદ રસ પ્રેમ પીતાં, તિહાંથી પ્રીત બંધાણીજી. અવિનાશી૦ ૬

## ૧૯ શ્રી મલ્લિનાથજી સ્તવન પદ.

ઠુમરી.

ચિત્તકો ન ગમે ચિત્તકો ન ગમે, મલ્લિનાથ વિના ચિત્તકો ન ગમે;
માતા પ્રભાવતી રાણીકો જાયો, કુંભ નૃપતિ સુત કામ દમે. મલ્લિનાથ૦ ૧
કામ કુંભ જિમ કામિત પૂરે. કુંભ લંછન સહુને ગમે મલ્લિનાથ૦ ૨
મિથીલા નગરીમેં જન્મ પ્રભુકો. દરિશન દેખી દુઃખ સમે. મલ્લિનાથ૦ ૩
ઘેવર ભોજન સરસા પીરશે, બાકશા બુકશા કોન જમે. મલ્લિનાથ૦ ૪
નીલ વરણ પ્રભુ કાંતિ અંગે, મરકત મણી છબી દૂર ભમે. મલ્લિનાથ૦ ૫
ન્યાયસાગર પ્રભુ ભક્તનો સ્વામિ. હરિહર બ્રહ્મા કોન નમે. મલ્લિનાથ૦ ૬

## ૨૦. શ્રી જિન પંચક સ્તવન પદ.

રાગ પ્રભાતી.

પંચ પરમેશ્વરા પરમ અલવેસરા, વિશ્વ વાલેસરા વિશ્વ વ્યાપી;
ભક્તિ વત્સલ પ્રભુ ભક્ત જન ઉદ્ધરી, મુક્તિ પદ જે વર્યા કર્મ કાપી.
પંચ૦ ૧
વૃષભ અંકિત પ્રભુ રૂષભ જિન વંદીયેં, નાભિ મરૂદેવીના નંદનીકો;
ભરતને બ્રાહ્મીના તાત ભુવનાંતળે, મોહમદ ગંજણો મુક્તિ ટીકો.
પંચ૦ ૨
શાંતિ પદ આપવા શાંતિ પદ થાપવા, અદ્ભુત કાંતિ પ્રભુ શાંતિ સાચો;
મૃગાંક પારાવત સેનથી ઉદ્ધરી, જગત પતિ જે થયો જગત જાચો.
પંચ૦ ૩

નેમી બાવીશમા શંખ લંછન નમું, સમુદ્રવિજય અંગજ અનંગ જીતી;
રાજ કન્યા તજી સાધુ મારગ ભજી, જીત જેણે કરી જગ વિદીતી.
પંચ૦ ૪

પાસ જિનરાજ અશ્વશેન કુલ ઉપનો, જનની વામા તણો જેહુ જાયો;
આજ ખેટકપુરે કાજ સિદ્ધાં સવે, ભીડ ભંજન પ્રભુ જે કહાયો.
પંચ૦ ૫

વીર મહાવીર સર્વ વીર શિરોમણિ, રણવટ મોહભટ માન મોડી;
મુક્તિ ગઢ વાસીઓ જગત ઉપાસીઓ, તેહ નિત્ય વંદીયે હાથ જોડી.
પંચ૦ ૬

માત ને તાત અવદાત એ જિન તણાં, ગામને ગોત્ર પ્રભુ નામ થુણતાં;
ઉદય વાચક વદે ઉદય પદ પામીયે, ભાવે જિનરાજની કીર્તિ ભણતાં.
પંચ૦ ૭

## ૨૧. અધ્યાત્મિક પદ.

રાગ મારૂ, જંગલો.

માયડી મુને નિરપખ કિણહી ન મૂકી, નિરપખ. માય૦
નિરપખ રહેવા ઘણુંહી ઝૂરી, ધીમે નિજમતિ ફૂંકી. માય૦ ૧
જોગીયેં મલીને જોગણ કીની, યતિયેં કીની યતણી;
ભગતેં પકડી ભગતાણી કીની, મતવાલે કીની મતણી. માય૦ ૨
કેણે મૂકી કેણે લુંચી, કેણે કેસેં લપેટી;
એકપખો મેં કોઇ ન દેખ્યો, વેદના કિણહી ન મેટી. માય૦ ૩
રામ ભણી રહીમાન ભણાઈ, અરિહંત પાઠ પઢાઇ;
ઘરઘરને હું ધંધે વલગી, અલગી જીવ સગાઈ. માય૦ ૪
કેણે તે આપી કેણે ઉથાપી, કેણે ચલાવી કિણ રાખી;
કેણે જગાડી કેણે સૂઆડી, કોઇનું કોઈ નથી સાખી. માય૦ ૫
ધીંગ દુર્બલને ઠેલીજે, ઠીંગે ઠીંગો વાજે;
અબલા તે કેમ બોલી શકિયેં, વડ યોદ્ધાને રાજે. માય૦ ૬

જે જે કીધું જે જે કરાવ્યું, તેહ કહેતી હું લાજું;
થોડે કહે ઘણું પ્રીછી લેજો, ઘરશું તીરથ નહીં બીજું. માય૦ ૭
આપ વીતી કહેતાં રીસાવે, તેથી જોર ન ચાલે;
આનંદઘન વાહાલો બાંહડી ઝાલે. તો બીજું સઘલું પાલે. માય૦ ૮

## ૨૨. અધ્યાત્મિક પદ.

રાગ, સોરઠ.

નિરાધાર કેમ મૂકી. શ્યામ મુને નિરાધાર કેમ મૂકી;
કોઇ નહી હું કોણશું બોલું, સહુ આલંબન ચૂકી. શ્યા૦ ૧
પ્રાણનાથ તુમેં દૂર પધાર્યા, મૂકી નેહ નિરાશી;
જણજણના નિત્ય પ્રતિ ગુણ ગાતાં, જનમારો કિમ જાસી. શ્યા૦ ૨
જેહનો પક્ષ લહીને બોલું, તે મનમાં સુખ આણે;
જેહનો પક્ષ મૂકીને બોલું, તે જનમ લગેં ચિત્ત તાણે. શ્યા૦ ૩
વાત તમારી મનમાં આવે, કોણ આગલ જઇ બોલું;
લલિત ખલિત ખલ જો તે દેખું, આમ માલ ધન ખોલું. શ્યા૦ ૪
ઘટે ઘટે છો અંતરજામી, મુજમાં કાં નવિ દેખું;
જે દેખું તે નજર ન આવે, ગુણકર વસ્તુ વિશેખું. શ્યા૦ ૫
અવધે કેહની વાટડી જોઉં, વિણ અવધે અતિ ઝૂરૂં;
આનંદઘન પ્રભુ વેગે પધારો, નિજ મન આશા પૂરૂં. શ્યા૦ ૬

## ૨૩. અધ્યાત્મિક પદ.

રાગ આશાવરી.

અવધૂ સો જોગી ગુરૂ મેરા, ઇન પદકા કરે રે નિવેરા. અવધૂ૦
એ આંકણી.

તરૂવર એક મૂલ બિન છાયા, બિન ફૂલે ફૂલ લાગા;
શાખા પત્ર નહી કછુ ઉનકૂં, અમૃત ગગને લાગા. અ૦ ૧

તરૂવર એક પંછી દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જુગ ચુણ ચુણ ખાયા, ગુરૂ નિરંતર ખેલા. અ૦ ૨
ગગન મંડલકે અધબિચ કૂવા, જહાં હે અમીકા વાસા;
સુગુરા હોવે સો ભર ભર પીવે, નગુરા જાવે પ્યાસા. અ૦ ૩
ગગન મંડલમેં ગઉઆં બિહાની, ધરતી દૂધ જમાયા;
માખન થા સો વિરલા પાયા, છાસેં જગત ભરમાયા. અ૦ ૪
થડ બિનું પત્ર પત્ર બિનું તુંબા, બિન જીવ્હા ગુણ ગાયા;
ગાવન વાલેકા રૂપ ન રેખા, સુગુરૂ સોહી બતાયા. અ૦ ૫
આતમ અનુભવ બિન નહીં જાને, અંતર જ્યોતિ જગાવે;
ઘટ અંતર પરખે સોહી મૂરતિ, આનંદઘન પદ પાવે. અ૦ ૬

## ૨૪. અધ્યાત્મિક પદ.

રાગ આશાવરી.

અવધૂ એસા જ્ઞાન બિચારી, વામેં કોણ પુરૂષ કોણ નારી. અવધૂ૦
એ આંકણી.
બમ્મનકે ઘર ન્હાતી ધોતી, જોગીકે ઘર ચેલી;
કલમા પઢ પઢ ભઇ રે તુરકડી, તોયે આપહી આપ અકેલી. અવધૂ૦ ૧
સસરો હમારો બાલો ભોલો, સાસૂ બાલ કુંવારી;
પીયુજી હમારો ઙ્હોઢે પાલણીએ, તોયે મેં હું ઝૂલાવન હારી. અવધૂ૦ ૨
નહીં હું પરણી નહીં હું કુંવારી, પુત્ર જણાવનહારી;
કાલી દાઢીકો મેં કોઈ નહીં છોડ્યો, તોયે હજુએ હું બાલ કુંવારી.
અવધૂ૦ ૩
અઢી દ્વિપમેં ખાટ ખટૂલી, ગગન ઉંશીકું તલાઇ;
ધરતીકો છેડો આભકી પીછોડી, તોય ન સોડ ભરાઇ. અવધૂ૦ ૪
ગગન મંડલમેં ગાય વીઆણી, વસુધા દૂધ જમાઈ;
સઉરે સુનો ભાઇ વલોણું વલોવે, તોયે તત્ત્વ અમૃત કોઇ પાઇ. અવધૂ૦ ૫

નહીં જાઉં સાસરીયે ને નહીં જાઉં પીયરીયે, પીયુજીકી સેજ બિછાઇ;
આનંદઘન કહે સુનો ભાઇ સાધુ, તોયે જ્યોતસે જ્યોત મિલાઇ.
અવધૂ૦ ૬

## ૨૫. હિત શિક્ષા પદ.

રાગ આશાવરી.

બેર બેર નહી આવે, અવસર બેર બેર નહી આવે;
જ્યું જાણે ત્યું કર લે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અવસર૦ ૧
તન ધન જોબન સબહી જૂઠો, પ્રાણ પલકમેં જાવે. અવસર૦ ૨
તન છૂટે ધન કૌન કામકો, કાહેકું કૃપણ કહાવે. અવસર૦ ૩
જાકે દિલમેં સાચ બસત હે, તાકૂં જૂઠ ન ભાવે. અવસર૦ ૪
આનંદઘન પ્રભુ ચલત પંથમેં, સમર સમર ગુણ ગાવે. અવસર૦ ૫

## ૨૬. અધ્યાત્મિક પદ.

રાગ વેલાવલ એકતાલી.

રે ઘરિયા રે બાઉરે, મત ઘરીય બજાવે;
નર સિર બાંધત પાઘરી, તું ક્યા ઘરીય બજાવે. રે૦ ૧
કેવલ કાલ કલા કલે, પૈ તું અકલ ન પાવે;
અકલ કલા ઘટમેં ઘરી, મુજ સો ઘરી ભાવે. રે૦ ૨
આતમ અનુભવ રસ ભરી, યામેં ઔર ન માવે;
આનંદઘન અવિચલ કલા, વિરલા કોઇ પાવે. રે૦ ૩

## ૨૭. આત્મ ધ્યાન પદ.

અબધૂ ક્યાસોવે તન મઠમેં, જાગ વિલોકન ઘટમેં. અબ૦
એ ટેક.

તન મઠકી પરતીત ન કીજે, ઢહી પરે એક પલમેં;
હલચલ મેટ ખબરલે ઘટકી, ચિન્હે રમતાં જલમેં. અબ૦ ૧

મઠમેં પંચભૂતકા વાસા, સાસા ધૂત ખવીસા;
છિન છિન તોહે છલનકું ચાહે. સમજે ન બોરા સીસા. અબ૦ ૨
શિર પર પંચ વસે પરમેશ્વર, ઘટમેં સૂછમ બારી;
આપ અભ્યાસ લખેકો વિરલા, નીરખે ધ્રુકી તારી. અબ૦ ૩
આશા મારી આસન ધર ઘટમેં, અજપા જાપ જપાવે;
આનંદઘન ચેતન મય મૂરતી, નાથ નીરંજન પાવે. અબ૦ ૪

## ૨૮. નિર્પક્ષ પુરૂષ સ્વરૂપ પદ.

રાગ આશાવરી તથા ગોડી.

અવધુ નિરપક્ષ વિરલા કોઈ, દેખ્યા જગત સહુ જોઇ. અવધુ૦
એ આંકણી.

સમરસ ભાવ ભલા ચિત જાકે, થાપ ઉથાપ ન હોઇ;
અવિનાશીકે ઘરકી બાતાં, જાનેંગે નર સોઇ. અવ૦ ૧
રાવ રંકમેં ભેદ ન જાને, કનક ઉપલ સમ લેખે;
નારી નાગણીકો નહી પરિચય, તો શિવમંદિર દેખે. અવ૦ ૨
નિંદા સ્તુતિ શ્રવણ સુણીને, હર્ષ શોક નવિ આણે;
તે જગમેં જોગીસર પૂરા, નિત્ય ચઢતે ગુણઠાણે. અવ૦ ૩
ચંદ્ર સમાન સૌમ્યતા જાકી, સાયર જેમ ગંભીરા,
અપ્રમત્ત ભારંડ પર નિત્ય, સુરગિરિ સમ શુચિ ધીરા. અવ૦ ૪
પંકજ નામ ધરાય પંકશું, રહત કમલ જિમ ન્યારા;
ચિદાનંદ ઇસ્યા જન ઉતમ, સો સાહેબકા પ્યારા. અવ૦ ૫

## ૨૯. લઘુતા ભાવના પદ.

રાગ બિહાગવા ટોડી.

લઘુતા મેરે મન માની, લઇ ગુરૂગમ જ્ઞાન નિશાની. લઘુ૦
એ આંકણી.

મદ અષ્ટ જિનોંને ધારે, તે દુર્ગતિ ગયે બિચારે;
દેખો જગતમેં પ્રાની, દુઃખ લહત અધિક અભિમાની. લઘુ૦ ૧

શશી સૂરજ બડે કહાવે, તે રાહુકે બસ આવે;
તારા ગણ લઘુતા ધારી, સ્વરભાનું ભિતિ નિવારી. લઘુ૦ ૨
છોટી અતિ જોયણગંધી, લહે ખટરસ સ્વાદ સુગંધી;
કરટી મોટાઈ ધારે, તે છાર શિશ નિજ ડારે. લઘુ૦ ૩
જબ બાલચંદ્ર હોઇ આવે. તબ સહુ જગ દેખણ ધાવે;
પૂનમ દિન બડા કહાવે, તવ ખીણકલા હોય જાવે. લઘુ૦ ૪
ગુરૂવાઇ મનમેં વેદે, નૃપ શ્રવણ નાસિકા છેદે;
અંગમાંહે લઘુ કહાવે, તે કારણ ચરણ પૂજાવે. લઘુ૦ ૫
શિશુ રાજધામમેં જાવે, સખી હિલમિલ ગોદ ખિલાવે;
હોય બડા જાન નવિ પાવે, જાવે તો શિસ કટાવે. લઘુ૦ ૬
અંતર મદ ભાવ બહાવે, તબ ત્રિભુવન નાથ કહાવે;
ઇમ ચિદાનંદ એ ગાવે, રહણી બિરલા કોઉ પાવે. લઘુ૦ ૭

## ૩૦. રહેણી કહેણી સ્વરૂપ પદ.

રાગ ટોડી

કથણી કથે સહુ કોઇ, રહણી અતિદુર્લભ હોઈ. કથ૦
એ આંકણી.

શુક રામકો નામ વખાણે, નવિ પરમારથ તસ જાણે;
યા વિધ ભણી વેદ સુણાવે, પણ અકલ કલા નવિ પાવે. કથ૦ ૧
ષટ્ત્રીશ પ્રકારે રસોઇ, મુખ ગણતાં તૃપ્તિ ન હોઇ;
શિશુ નામ નહી તસ લેવે, રસ સ્વાદત સુખ અતિ લેવે. કથ૦ ૨
બંદી જન કડખા ગાવે, સુણી સૂરા સીસ કટાવે;
જબ રૂંડમૂંડતા ભાસે, સહુ આગલ ચારણ નાસે. કથ૦ ૩
કહણી તો જગત મજૂરી, રહણી હે બંદી હજૂરી;
કહણી સાકર સમ મીઠી, રહણી અતિ લાગે અનીઠી. કથ૦ ૪
જબ રહણીકા ઘર પાવે, કથણી તબ ગિણતી આવે;
અબ ચિદાનંદ ઇમ જોઇ, રહણીકી સેજ રહે સોઇ. કથ૦ ૫

## ૩૧. ભિન્ન ભિન્ન મત સ્વરૂપ પદ.

રાગ આશાવરી.

મારગ સાચા કોઉ ન બતાવે;
જાસું જાય પૂછીયે તે તો, અપની અપની ગાવે. મારગ૦
એ આંકણી.
મતવારા મતવાદ વાદ ધર, થાપત નિજ મત નીકા;
સ્યાદવાદ અનુભવ બિન તાકા, કથન લગત મોહે ફીકા. મા૦ ૧
મત વેદાંત બ્રહ્મપદ ધ્યાવત, નિશ્ચય પખ ઉરધારી;
મીમાંસક તો કર્મ બદે તે, ઉદય ભાવ અનુસારી. મા૦ ૨
કહત બૌદ્ધ તે બુદ્ધ દેવ મમ, ક્ષણિક રૂપ દરસાવે;
નૈયાયિક નયવાદ ગ્રહી તે, કરતા કોઉ ઠેરાવે. મા૦ ૩
ચારવાક નિજ મનઃકલ્પના, શૂન્ય વાદ કોઉ ઠાણે;
તિનમેં ભયે અનેક ભેદ તે, અપણી અપણી તાણે. મા૦ ૪
નય સરવંગ સાધના જામેં, તે સરવંગ કહાવે;
ચિદાનંદ એસા જિન મારગ, ખોજી હોય સો પાવે. મા૦ ૫

## ૩૨. અધ્યાત્મિક પદ.

રાગ આશાવરી.

અવધૂ ખોલ નયન અબ જોવો; દ્રિગ મુદ્રિત કહા સોવો. અવ૦
એ આંકણી.
મોહ નિંદ સોવત તૂં ખોયા, સરવસ માલહી અપણા;
પાંચ ચોર અજહું તોય લૂંટત, તાસ મરમ નહિં જાણ્યા. અવ૦ ૧
મલી ચાર ચંડાલ ચોકડી, મંત્રી નામ ધરાયા;
પાઇ કેફ પીયાલા તોહે, સકલ મુલક ઠગ ખાયા. અવ૦ ૨
શત્રુરાય મહાબલ જોદ્ધા, નિજ નિજ સેન સજાયે;
ગુણઠાણેમેં બાંધ મોરચે, ઘેરયા તુમ પુર આયે. અવ૦ ૩

પરમાદી તૂં હોય પિયારે, પરવશતા દુઃખ પાવે;
ગયા રાજપુર સારથસેંતી, ફિર પાછા ઘર આવે. અવ૦ ૪
સાંભલી વચન વિવેક મિત્તકા, છિનમેં નિજદલ જોડ્યા;
ચિદાનંદ એસી રમત રમતાં, બ્રહ્મ બંકા ગઢ તોડ્યા. અવ૦ ૫

## ૩૩. ગુરૂગમ મહિમા સ્વરૂપ પદ.

રાગ પ્રભાતી.

વસ્તુગતે વસ્તુકો લક્ષણ, ગુરૂગમ વિણ નહી પાવે રે;
ગુરૂગમ વિન નવિ પાવે કોઉ, ભટક ભટક મરજાવે રે. વ૦ ૧
એ આંકણી.
ભવન આરીસે શ્વાન કૂકડા, નિજ પ્રતિબિંબ નિહારે રે;
અંતર રૂપ મનમાંહે બિચારી, મહા જુદ્ધ વિસ્તારે રે. વ૦ ૨
નિર્મલ ફિટક શિલા અંતર્ગત, કરિવર લખ પરછાંહિ રે;
દસન તુરાય અધિક દુઃખ પાવે, દ્વેષ ધરત દિલ માંહિ રે. વ૦ ૩
સસલે જાય સિંહકૂં પકડ્યો, દૂજો દીયો દેખાઇ રે;
નિરખ હરિ તે જાણુ દૂસરો, પડ્યો જંપ તિહાં આઈ રે. વ૦ ૪
નિજછાયા વેતાલ ભરમ ધર, ડરત બાલ ચિત્તમાંહિ રે;
રજ્જુ સર્પ કરી કોઉ માનત, જૌંલોં સમજત નાંહિ રે. વ૦ ૫
નલિની ભ્રમ મર્કટ મૂઠી જિમ, ભ્રમવશ અતિ દુઃખ પાવે રે;
ચિદાનંદ ચેતન ગુરૂગમ વિન, મૃગ તૃષ્ણા ધરી ધાવે રે. વ૦ ૬

## ૩૪ અધ્યાત્મિક જ્ઞાન પદ.

રાગ પ્રભાતી.

એસા ધ્યાન બિચારો પ્રીતમ, ગુરૂમુખ શૈલી ધારી રે. એ૦
એ આંકણી.
સ્વામિકી શોભા કરે સારી, તે તો બાલ કુમારી રે;
જે સ્વામિ તે તાત તેહનો, કહ્યો જગત હિતકારી રે. એસા૦ ૧

અષ્ટ દીકરી જાઇ બાલા, બ્રહ્મચારિણી ભોવે રે;
પરણાવી પુરણચંદાથી, એક સેજ નવિ સોવે રે. એસા૦ ૨
અષ્ટ કન્યાકા સુત વલી જાયે, દ્વાદશ તે વલી સોઇ રે;
તે જગમાંહે અજનમે કહીયેં, કરતા નવિ તસ કોઈ રે. એસા૦ ૩
માત તાત સુત એક દિન જનમે, છોટે બડે કહાવે રે;
મૂલ તિનોંકા સહુ જગ જાણે, શાખા ભેદ ન પાવે રે. એસા૦ ૪
જો કણુકે કુલ કેરી શાખા, જાણે ખોજ ગમાવે રે;
ખોજ જાય જગમે તોપણ તે, સહુથી બડે કહાવે રે. એસા૦ ૫
અથવા નર નારી નપુંસક, સહુકી એ છે માતા રે;
ષટમતબાલ કુમારી બોલત, એ અચરિજકી બાતા રે. એસા૦ ૬
લોક લોકોત્તર સહુ કારજમેં, યા બિન કામ ન ચાલે રે;
ચિદાનંદ એ નારિશું રમણ, મુનિ મનથી નવિ ટાલે રે. એસા૦ ૭

## ૩૫. વિષય વાસના ત્યાગ વિષે પદ.

રાગ પ્રભાતી.

ઉઠોને મોરા આતમરામ, જિન મુખ જોવા જઇયે રે એ દેશી.
વિષય વાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગો રે. એ આંકણી.
તપ જપ સંજમ દાનાદિક સહુ, ગિણુતિ એક ન આવે રે;
ઇંદ્રિય સુખમેં જો લૈં એ મન, વક્ર તુરગ જિમ ધાવે રે. વિષય૦ ૧
એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુઃખ પાવે રે;
તે તો પ્રગટપણે જગદીશ્વર, ઇણ વિધ ભાવ લખાવે રે. વિષય૦ ૨
મન્મથ વશ માતંગ જગતમેં, પરવશતા દુઃખ પાવે રે;
રસનાલુબ્ધ હોય જખ મૂરખ, જાલ પડ્યો પિછતાવે રે. વિ૦ ૩
ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટ માંહે બંધાવે રે;
તે સરોજ સંપુટ સંયુત ફુન, કરટીકે મુખ જાવે રે. વિ૦ ૪
રૂપ મનોહર દેખ પતંગા, પડત દીપમાં જાઇ રે;
દેખો યાકૂં દુઃખ કારનમે, નયન ભયે હૈ સહાઇ રે. વિ૦ ૫

શ્રોત્રેંદ્રિય આશક્ત મિરગલા, છિનમેં શીશ કટાવે રે;
એક એક આશક્ત જીવ એમ, નાનાવિધ દુ:ખ પાવે રે. વિ૦ ૬
પંચ પ્રબલ વર્ત્તે નિત્ય જાકૂં, તાકૂં કહા જ્યું કહીયેં રે;
ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવમેં રહીયેં રે. વિ૦ ૭

## ૩૬. શ્રી અજિતનાથ ભાવ પુજા પદ.

રાગ ભૈરવ.

અજિત જિનંદ દેવ, થિરચિત્ત ધ્યાઇયે. અ૦
થિરચિત્ત ધ્યાઇયેં, પરમ સુખ પાઇયે. અજિ૦ એ આંકણી.
અતિ નીકો ભાવ જલ, વિગત મમત મલ;
એસો જ્ઞાનસરથી, સુજલ ભર લાઇયે. અજિ૦ ૧
કેશર સુમતિ ઘોરી, ભરી ભાવના કચોરી;
કર મન ભોરી અંગ, અંગીયાં રચાઇયે. અજિ૦ ૨
અભય અખંડ ક્યારી, સીંચકે વિવેક વારી;
સહજ સુભાવમેં, સુમન નિપજાઇયે. અજિ૦ ૩
ધ્યાન ધૂપ જ્ઞાન દીપ, કરી અષ્ટકર્મ ઝીપ;
સુવિધ્ધ સરૂપ તપ, નૈવેદ્ય ચઢાઇયે. અજિ૦ ૪
લીજીયે અમલ દલ, ઠોઇયે સરસ ફલ;
અક્ષત અખડ બોધ, સ્વસ્તિક લખાઇયે. અજિ૦ ૫
અનુભવ ભોર ભયો, મિથ્યામત દૂર ગયો;
કરિ જિન સેવ ઇમ, ગુણ ફુનિ ગાઇયે. અજિ૦ ૬
ઇણવિધ્ધ ભાવ સેવ, કીજિયે સુનિત્ય મેવ;
ચિદાનંદ પ્યારે ઇમ, શિવપુર પાઇયે. અજિ૦ ૭

## ૩૭. વૈરાગી પદ.

રાગ કેરબો.

સમજ પરી મોહે સમજ પરી, જગ માયા અબ જૂઠી.
મોહે સમજ૦ પરી. એ આંકણી.
કાલ કાલ તૂં ક્યા કરે મૂરખ, નાંહી ભરૂંસા પલ એક ઘરી. સ૦ ૧

ગાફિલ છિન ભર નાંહી રહો તુમ, શિરપર ઘૂમે તેરે કાલ અરી સ૦ ૨
ચિદાનંદ એ બાત હમારી પ્યારે, જાણો મિત્ત મનમાંહે ખરી. સ૦ ૩

## ૩૮. શ્રી શંખેશ્વર પ્રાર્થના પુજા પદ.

નથણીસેં લલકારૂંગી. એ દેશી.

શ્રીશંખેસર પાસજિનંદકે, ચરણકમલ ચિત્ત લાગી;
સુણજો રે સજ્જન નિત્ય ધ્યાઉંગી. એ આંકણી.
એહવા પણ દઢધારી હિયામેં, અન્યદ્વાર નહિ જાઉંગી. સુ૦ ૧
સુંદર સુરંગ સલૂની મૂરત, નિરખ નયન સુખ પાઉંગી. સુ૦ ૨
ચંપા ચંબેલી આન મોઘગ, અંગીયાં અંગ રચાઉંગી. સુ૦ ૩
શીલાદિક શણગાર સજી નિત્ય, નાટક પ્રભુકૂં દેખાઉંગી. સુ૦ ૪
ચિદાનંદ પ્રભુ પ્રાણ જીવનકૂં, મોતિયન થાલ વધાઉંગી. સુ૦ ૫

## ૩૯. પ્રેમ મહિમા સ્વરૂપ પદ.

નિર્મલ હોઇ ભજલે પ્રભુ પ્યારા. એ દેશી.

લાગ્યા નેહ જિનચરણ હમારા, જિમ ચકોર ચિત્તચંદ પીયારા;
સુનત કુરંગ નાદ મન લાઇ, પ્રાણ તજે પણ પ્રેમ નિભાઇ;
ઘન તજ આનન જાવત જોઇ, એ ખગ ચાતુક કેરી બડાઇ. લા૦ ૧
જલત નિઃશંક દીપકે માંહિ, પીર પતંગકૂં હોત કે નાંહિ;
પીડા તદપણ તિહાં જાહિ, શંક પ્રીતિવશ આનત નાંહિ. લા૦ ૨
મીન મગન નવિ જલથી ન્યારા, માનસરોવર હંસ આધારા;
ચોર નિરખ નિશિ અતિ અંધિયારા, કેકી મગન ઘુન સુન ગરજારા. લા૦ ૩
પ્રણવ ધ્યાન જિમ યોગી આરાધે, રસરીતી રસ સાધક સાધે;
અધિક સુગંધ કેતકીમેં લાધે, મધુકર તસ સંકટ નવિ વાધે. લા૦ ૪
જાકા ચિત્ત જિહાં થિરતા માને, તાકા મરમ તો તેહિજ જાને;
જિન ભક્તિ હિરદયમેં ઠાને, ચિદાનંદ મન આનંદ આને. લા૦ ૫

## ૪૦. અધ્યાત્મિક પદ.

સુણો ચંદાજી. એ દેશી.

હો પ્રીતમજી પ્રીતકી રીત અનિત્ય તજી ચિત્ત ધારીયેં;
હો વાલમજી વચન તણો અતિ ઉંડો મરમ વિચારીયેં. એ આંકણી.
તુમેં કુમતિકે ઘર જાવો છો, નિજ કુલમેં ખોટ લગાવો છો;
ધિક એઠ જગતની ખાવો છો. હો પ્રી૦ ૧
તમેં ત્યાગ અમી વિષ પીયો છો, કુગતિનો મારગ લીયો છો;
એતો કાજ અજુગતો કીયો છો. હો પ્રી૦ ૨
એ તો મોહ રાયકી ચેટી છે, શિવ સંપત્તિ એહથી છેટી છે;
એ તો સાકરતેં ગલ પેટી છે. હો પ્રી૦ ૩
એક શંકા મેરે મન આવી છે, કિણ વિધ એ તુમ ચિત્ત ભાવી છે;
એતો ડાકણ જગમેં ચાવી છે. હો પ્રી૦ ૪
સહુ ઋદ્ધિ તુમારી ખાઈ છે, કરી કામણ મતિ ભરમાઈ છે;
તુમેં પુણ્ય જોગેં એ પાઈ છે. હો પ્રી૦ ૫
મત અંબ કાજ બાવલ બોવો, અનુપમ ભવ વિરથા નવિ ખોવો;
અબ ખોલ નયણ પ્રગટ જોવો. હો પ્રી૦ ૬
ઇણવિધ સમતા બહુ સમજાવે, ગુણ અવગુણ કહી સહુ દરસાવે;
સુણિ ચિદાનંદ નિજ ઘર આવે. હો પ્રી૦ ૭

## ૪૧. પદ.

ગહૂંલી.

ચંદ્રવદની મૃગ લોયણી, એતો સજી શોલ શણગાર રે;
એતો આવી જગગુરૂ વાંદવા, ધરી હિયડે હરખ અપાર રે. અ૦ ૧
હારે એતો મુક્તાફલ મૂઠી ભરી, રચે ગહૂંલી પરમ ઉદાર રે;
જિહાં વાણી યોજનગામિની, ઘન વરસે અખંડિત ધાર રે. અ૦ ૨

હાંરે જિહાં રજત કનક રતનના, સુર રચિત ત્રણ પ્રકાર રે;
તસ મધ્ય મણિસિંહાસને, શોભિત શ્રીજગદાધાર રે. અ૦ ૩
હાંરે જિહાં નરપતિ ખગપતિ લખપતિ, સુરપતિ યુત પરખદા બાર રે;
લબ્ધિ નિધાન ગુણ આગરૂ, જિહાં ગૌતમસેં ગણધાર રે. અ૦ ૪
હાંરે જિહાં જીવાદિક નવતત્ત્વનો, ષટદ્રવ્ય ભેદ વિસ્તાર રે;
એતો શ્રવણ સુણી નિર્મલ કરે, નિજ બોધબીજ સુખકાર રે. અ૦ ૫
હાંરે જિહાં તીન છત્ર ત્રિભુવન ઉદિત, સુર ઢાલત ચામર ચાર રે;
સખી ચિદાનંદકી બંદના, તસ હોજો વારંવાર રે. અ૦ ૬

## ૪૨. શ્રી જિનવાણી મહિમા પદ.

હો કુંથુજિન મનડું કિમહી ન બાજે. એ દેશી.

અનુભવ અમૃત વાણી હો, પાસ જિન. અ૦
સુરપતિ ભયો જે નાગ શ્રીમુખથી, તે વાણી ચિત્ત આણી હો. પા૦ ૧
સ્યાદવાદ મુદ્રા મુદ્રિત શુચિ, જિમ સુરસરિતા પાણી;
અંતર મિથ્યાભાવલતા જે, છેદણ તાસ કૃપાણી હો. પા૦ ૨
અહોનિશ નાથ અસંખ્ય મલ્યા તિમ, તિર્યંગ છે અચરિજ એહી
લોકાલોક પ્રકાશ અંશ જસ, તસ ઉપમા કહો કેહી હો. પા૦ ૩
વિરહ વિયોગ હરણી એ દંતી, સંધી વેગ મિલાવે;
યાકી અનેક અવંછકતાથી, આણા વિમુખ કહાવે હો. પા૦ ૪
અક્ષર એક અનંત અંશ જિહાં, લેપરહિત મુખ ભાખો;
તાસ ક્ષયોપશમ ભાવ વધ્યાથી, શુદ્ધ વચન રસ ચાખો હો. પા૦ ૫
ચાખ્યાથી મન તૃપ્ત થયું નવિ, શે માટે લોભાવો;
કર કરૂણા કરૂણારસ સાગર, પેટ ભરી તે પાવો હો. પા૦ ૬
એ લવલેશ લહ્યાથી સાહિબ, અશુભ પુગલગતિ વારી;
ચિદાનંદ વામાસુત કેરી, વાણીની બલિહારી હો. પા૦ ૭

— —

## ૪૩. હિતશિક્ષા પદ.

રાગ માલકોશ.

પૂરવ પુણ્ય ઉદય કરી ચેતન, નીકા નરભવ પાયા રે. પૂ૦
એ આંકણી.
દીનાનાથ દયાલ દયાનિધિ, દુર્લભ અધિક બતાયા રે;
દશ દ્રષ્ટાંતે દોહિલા નરભવ, ઉત્તરાધ્યયને ગાયા રે. પૂ૦ ૧
અવસર પાય વિષય રસ રાચત, તે તો મૂઢ કહાયા રે;
કાગ ઉડાવણ કાજ વિપ્ર જિમ, ડાર મણિ પછતાયા રે. પૂ૦ ૨
નદી ઘોલ પાખાન ન્યાય કર, અર્દ્ધ વાટ તો આયા રે;
અર્દ્ધ સુગમ આગલ રહી તિનકૂં, જિન કછુ મોહ ઘટાયા રે. પૂ૦ ૩
ચેતન ચાર ગતિમે નિશ્ચે, મોક્ષદ્વાર એ કાયા રે;
કરત કામના સુર પણ યાકી, જિનકૂં અનર્ગલ માયા રે. પૂ૦ ૪
રોહણગિરિ જિમ રતનખાણ તિમ, ગુણ સહુ યામે સમાયા રે;
મહિમા મુખથી વરણત જાકી, સુરપતિ મન શંકાયા રે. પૂ૦ ૫
કલ્પવૃક્ષ સમ સંયમ કેરી, અતિ શીતલ જિહાં છાયા રે;
ચરણ કરણ ગુણ ધરણ મહામુનિ, મધુકર મન લોભાયા રે. પૂ૦ ૬
યા તન વિણ તિહું કાલ કહો કિન, સાચા સુખ નિપજાયા રે;
અવસર પાય ન ચૂક ચિદાનંદ, સદ્ગુરૂ યૂં દરસાયા રે. પૂ૦ ૭

## ૪૪. મોહ દ્રષ્ટિ ત્યાગ વિષે પદ.

રાગ ધનાશ્રી.

ચેતન જ્ઞાનકી દ્રષ્ટિ નિહાલો. ચેતન૦ ટેક.
મોહ દ્રષ્ટિ દેખ સો બાઊરો, હોત મહા મતવાલો. ચે૦ ૧
મોહ દ્રષ્ટિ અતિ ચપલ કરત હે, ભવ વન વાનર ચાલો;
યોગ વિયોગ દાવાનલ લાગત, પાવત નહિ વિચાલો. ચે૦ ૨

મોહ દ્રષ્ટિ કાયર નર ડરપે, કરે અકારન ટાલો;
રન મેદાન લરે નહીં અરિસું, શૂર લરે જ્યું પાલો. ચે૦ ૩
મોહ દ્રષ્ટિ જન જનકે પર વશ, દીન અનાથ દુખાલો;
માગે ભીખ ફરે ઘર ઘરસું, કહે મુઝકું કોઉ પાલો. ચે૦ ૪
મોહદ્રષ્ટિ મદમદિરા માતી, તાકો હોત ઉછાલો;
પર અવગુન રાચે સો અહનિસ, કાગ અસુચિ જ્યોં કાલો. ચે૦ ૫
જ્ઞાન દષ્ટિમાં દોષ ન એતે, કરે જ્ઞાન અજુઆલો;
ચિદાનંદઘન સુજસ વચન રસ, સજ્જન હૃદય પખાલો. ચે૦ ૬

## ૪૫. અનુભવ પૂર્વક પ્રભુ ઓળખાણ પદ.

રાગ ધનાશ્રી.

પરમ પ્રભુ સબ જન શબ્દે ધ્યાવે,
જબ લગ અંતર ભરમ ન ભાંજે, તબ લગ કોઉ ન પાવે. પ૦ ૧ ટેક.
સકલ અંશ દેખે જગ જોગી, જો બિનુ સમતા આવે;
મમતા અંધ ન દેખે યાકો, ચિત્ત ચિહું ઓર ધ્યાવે. પ૦ ૨
સહજ શક્તિ અરૂ ભક્તિ સુગુરૂકી, જો ચિત્ત જોગ જગાવે;
ગુન પર્યાય દ્રવ્યસું અપને, તો લય કોઉ લગાવે. પ૦ ૩
પઢત પુરાન બેદ અરૂ ગીતા, મૂરખ અર્થ ન ભાવે;
ઇત ઉત ફિરત ગ્રહત રસનાહી, જ્યોં પશુ ચર્વિત ચાવે. પ૦ ૪
પુદ્‌ગલસેં ન્યારો પ્રભુ મેરો, પુદ્‌ગલ આપ છિપાવે;
ઉનસેં અંતર નહીં હમારે, અબ કહાં ભાગો જાવે. પ૦ ૫
અકલ અલખ અજ અજર નિરંજન, સો પ્રભુ સહજ સુહાવે;
અંતરજામી પૂરન પ્રગટ્યો, સેવક જસ ગુન ગાવે. પ૦ ૬

## ૪૬. આત્મ બોધ પદ.

રાગ ઉપર પ્રમાણે.

ચેતન જો તું જ્ઞાન અભ્યાસી, આપહિ બાંધે આપહિ છોડે;
મુક્તી (નિજ મતિ) શક્તિ બિકાસી. ચે૦ ૧ ટેક.

જો તું આપ સ્વભાવે ખેલે, આસા છોરી ઉદાસી;
સુરનર કિન્નર નાયક સંપતિ, તો તુજ ઘરકી દાસી. ચે૦ ૨
મોહ ચોર જન ગુન ધન લુસે, દેત આસગલ ફાંસી;
આશા છોર ઉદાસ રહે જો, સો ઉત્તમ સંન્યાસી. ચે૦ ૩
જોગ લઈ પર આસ ધરત હે, યાહી જગમેં હાંસી;
તું જાને મેં ગુનકું સંચું, ગુન તો જાવે નાશી. ચે૦ ૪
પુદ્ગલકી તું આસ ધરત હે, સો તો સબહિં બિનાસી;
તું તો ભિન્ન રૂપ હે ઉનતેં, ચિદાનંદ અવિનાશી. ચે૦ ૫
ધન ખરચે નર બહુત ગુમાને, કરવત લેવે કાશી;
તોભી દુઃખકો અંત ન આવે, જો આશા નહીં ઘાસી. ચે૦ ૬
સુખ જલ વિષમ વિષય મૃગતૃષ્ણા, હોત મૂઢમતિ પ્યાસી;
વિભ્રમ ભૂમિ ભઈ પર આસી, તું તો સહજ વિલાસી. ચે૦ ૭
યાકો પિતા મોહ દુઃખ ભ્રાતા, હોત વિષયરતિ માસી;
ભવ સુત ભરતા અવિરતિ પ્રાની, મિથ્યા મતિ એ હાંસી. ચે૦ ૮
આસા છોર રહે જો જોગી, સો હોવે શિવ વાસી;
ઉનકો સુજસ બખાને જ્ઞાતા, અંતરદૃષ્ટિ પ્રકાશી. ચે૦ ૯

## ૪૭. હિતશિક્ષા પદ.

રાગ સારંગ

જિઊ લાગ રહ્યો પર ભાવમેં, ટેક.
સહજ સ્વભાવ લખે નહિં અપનો, પરિયો મોહ જંજાલમેં. જિ૦ ૧
વંછે મોક્ષ કરે નહિ કરની, ડોલત મમતા વાઉમેં;
ચહે અંધ જ્યું જલનિધિ તરવો, બેઠો કાંણે નાઉમેં. જિ૦ ૨
અરતિ પિશાચી પરવશ રહેતો, ખિન હું ન સમર્યો આઉમેં;
આપ બચાય સકત નહિ મૂરખ, ઘોર વિષયકે ઘાઉમેં. જિ૦ ૩
પૂર્વ પુણ્યધન સબહિ ગ્રસત હે, રહત ન મૂલ બટાઊમેં;
તામેં તુજ કેસે બની આવે નય વ્યવહારકે દાઉમેં. જિ૦ ૪

જસ કહે અબ મેરો મન લીનો, શ્રી જિનવરકે પાઉમેં;
યાહિ કલ્યાન સિદ્ધિકો કારન, જ્યું વેધક રસ ધાઉમેં. જિ૦ ૫

## ૪૮. જિનભક્તિ પદ.

રાગ સામેરી.

મેરે પ્રભુસું પ્રગટ્યો પૂરન રાગ. ટેક.
જિનગુન ચંદ કિરનસું ઉમગ્યો, સહજ સમુદ્ર અથાગ. મે૦ ૧
ધ્યાતા ધ્યેય ભયે દોઉ એક હુ, મિટ્યો ભેદકો ભાગ;
કુલ બિદારી છલે જબ સરિતા, તબ નહિ રહત તડાગ. મે૦ ૨
પૂરન મન સબ પૂરન દીસે, નહિ દુબિધાકો લાગ;
પાઊ ચલત પનહી જો પહિરે, નહિ તસ કંટક લાગ. મે૦ ૩
ભયો પ્રેમ લોકોત્તર જૂઠો, લોક બંધકો ત્યાગ;
કહો કોઉ કછુ હમતો ન રૂચે, છૂટિ એક વીતરાગ. મે૦ ૪
વાસત હે જિનગુન મુઝ દિલકું, જેસો સુરતરૂ બાગ,
ઓર વાસના લગે ન તાતે, જસ કહે તું વડભાગ. મે૦ ૫

## ૪૯. પરમાત્મ અનુભવ પ્રકાશ પદ.

રાગ સારંગ.

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં. ટેક.
બિસર ગઈ દુવિધા તન મનકી, અચિરા સુત ગુન જ્ઞાનમેં. હમ૦ ૧
હરિ હર બ્રહ્મ પુરંદરકી ઋદ્ધિ, આવત નાંહિ કોઉ માનમેં;
ચિદાનંદકી મોજ મચી હે, સમતા રસકે પાનમેં. હમ૦ ૨
ઇતને દિન તું નાંહિ પિછાન્યો, મેરો જન્મ ગમાયો અજાનમેં;
અબ તો અધિકારી હોઇ બેઠે, પ્રભુ ગુન અખય ખજાનમેં. હમ૦ ૩
ગઇ દીનતા સબહી હમારી, પ્રભુ તુજ સમકિત દાનમેં;
પ્રભુ ગુન અનુભવકે રસ આગેં, આવત નહિ કોઉ માનમેં હમ૦ ૪

જિનહિ પાયા તિનહિ છિપાયા, ન કહે કોઉકે કાનમેં;
તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઉ શાનમેં. હમ૦ ૫
પ્રભુગુન અનુભવ ચંદ્રહાસ્ય જ્યોં, સો તો ન રહે મ્યાનમેં;
વાચક જશ કહે મોહ મહાઅરિ, જીત લીયો હે મેદાનમેં. હમ૦ ૬

## ૫૦. મન વશ કરવા વિષે પદ.

રાગ ધનાશ્રી.

જબ લગ આવે નહિં મન ઠામ. ટેક.
તબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફલ, જ્યોં ગગને ચિત્રામ. જબલગ૦ ૧
કરની બિન તું કરે રે મોટાઇ, બ્રહ્મ વ્રતી તુઝ નામ;
આખર ફલ ન લહેગો જ્યોં જગ, વ્યાપારી બિનુ દામ. જબલગ૦ ૨
મુંડ મુંડાવત સબહિ ગડરિયા, હરિણ રોઝ બન ધામ;
જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહતુ હે ઘામ. જબલગ૦ ૩
એતે પર નહીં યોગકી રચના, જો નહિ મન વિશ્રામ;
ચિત અંતર પટ છલવેકું ચિંતવત, કહા જપત મુખ રામ. જબલગ૦ ૪
બચન કાય ગોપે દૃઢ ન ધરે, ચિત્ત તુરંગ લગામ;
તામે તું ન લહે શિવ સાધન, જ્યું કણ સુને ગામ. જબલગ૦ ૫
પઢો જ્ઞાન ધરો સંજમ કિરિયા, ન ફિરાવો મન ઠામ;
ચિદાનંદઘન સુજસ વિલાસી, પ્રગટે આતમરામ. જબલગ૦ ૬

## ૫૧. સપ્તનયે સામાયક સ્વરૂપ પદ.

રાગ સોરઠ.

ચતુર નર સામાયક નય ધારો. ટેક.
લોક પ્રવાહ છાંડ કર અપની, પરિણતિ શુદ્ધ વિચારો. ચતુર નર૦ ૧
દ્રવ્યત અખય અભંગ આતમા, સામાયક નિજ જાતેં;
શુદ્ધરૂપ સમતામય કહીએં, સંગ્રહ નયકી વાતેં. ચતુર નર૦ ૨

અબ વ્યવહાર કહે યું સબ જન, સામાયક હુઈ જાવે;
તાતે આચરના સો માને, એસા નૈગમ ગાવે. ચતુર નર૦ ૩
આચરના રૂજુસૂત્ર સિથલકી, બિનુ ઉપયોગ ન માને;
આચારી ઉપયોગી આતમ, સો સામાયક જાને. ચતુર નર૦ ૪
શબ્દ કહે સંજત જો ઐસો, સો સામાયક કહિયે;
ચોથે ગુનઠાને આચરના, ઉપયોગે ભિન્ન લહિયે. ચતુર નર૦ ૫
અપ્રમત્ત ઠાણે ઈયાકો, સમભિરૂઢ નય સાખી;
કેવલજ્ઞાન દશા થિતિ ઉનકી, એવંભૂતે ભાખી. ચતુર નર૦ ૬
સામાયક નય જો હુ ન જાને, લોક કહે સો માને;
જ્ઞાનવંતકી સંગતિ નાહીં, રહિયો પ્રથમ ગુનઠાને. ચતુર નર૦ ૭
સામાયક નર અંતર દ્રષ્ટે, જો દિન દિન અભ્યાસે;
જગ જસવાદ લહે સો બૈઠો, જ્ઞાનવંતકે પાસે. ચતુર નર૦ ૮

## પર. આપ મતિ ત્યાગ પૂર્વક સદ્‌ગુરૂ ઉપાસના પદ.

રાગ બિહાગડો.

સબલ યા છાક મોહ મદિરાકી. ટેક.
મિથ્યામતિકે જોરે ગુરૂકી, વચન શક્તિ જિહાં થાકી. સબલ૦ ૧
નિકટ દશા છાંડ જડ ઉંચી, દૃષ્ટિ દેત હે તાકી;
ન કરે કિરિયા જનકું ભાખે, નહિ ભવથિતિ પાકી. સબલ૦ ૨
ભાજનગત ભોજન કોઉ છાંડી, દસતર જિઉ દોરે;
ગહત જ્ઞાનકું કિરિયા ત્યાગી, હોત ઓરકી ઓરે. સબલ૦ ૩
જ્ઞાન બાત નિસુની સિર ધૂને, લાગે નિજ મતિ મીઠી;
જો કોઉ બોલ કહે કિરિયાકો, તો માને નૃપ ચીઠી. સબલ૦ ૪
જ્યું કોઉ તારૂ જલમેં પેસી, હાથ પાંઉ ન હલાવે;
જ્ઞાન સેંતી કિરિયા સબ લાગી, યું અપનો મત ગાવે. સબલ૦ ૫
જૈસે પાગ કોઉ સિર બાંધે, પહિરન નહિં લંગોટી;
સદ્‌ગુરૂ પાસ ક્રિયા બિનુ સીખે, આગમ બાત ત્યું ખોટી. સબલ૦ ૬

જૈસે ગજ અપને સિર ઉપર, છાર આપહી ડારે;
જ્ઞાન બ્રહુત ક્રિયા તુચ્છારત, અલ્પબુદ્ધિ ફલ હારે. સબલ૦ ૭
જ્ઞાન ક્રિયા દોઉ શુદ્ધ ધરેંગે, શુદ્ધ કહે નિરધારી;
જસ પ્રતાપ ગુન નિધિકો જાઉં, ઉનકી મેં બલિહારી. સબલ૦ ૮

## ૫૩. સમતા વિના ધર્મ નથી તે વિષે પદ.

રાગ ધનાશ્રી

જબ લગ ઉપશમ નાંહિ રતિ, તબ લગે જોગ ધરે કયું હોવે;
નામ ધરાવે જતિ. જબ૦ ૧

કપટ કરે તું બહુવિધ ભાતે, ક્રોધે જલે છતિ;
તાકો ફલ તું કયા પાવેગા, ગ્યાન વિના નાંહિ બતી. જબ૦ ૨
ભૂખ તરસ ઓર ધૂપ સહતુ હે, કહેતુ બ્રહ્મ વ્રતી;
કપટ કેલવે માયા મંડે, મનમે ધરે વ્યક્તિ. જબ૦ ૩
ભસ્મ લગાવત ઠાઢો રહેવત, કહતહે હું વસતી;
જંત્ર મંત્ર જડી બૂટી ભેષજ, લોભવશ મૂઢ મતિ. જબ૦ ૪
બડે બડે બહુ પૂર્વધારી, જિનમેં શક્તિ હુતી;
સોભી ઉપસમ છોડી બીચારે, પાયે નરક ગતિ. જબ૦ ૫
કોઉ ગૃહસ્થ કોઉ હોવે વૈરાગી, જોગી ભગત જતિ;
અધ્યાતમ ભાવેં ઉદાસી રહેગો, પાવેગો તબહી મુગતિ. જબ૦ ૬
શ્રીનયવિજય વિબુધ વર રાજે, જાને જગ કીરતિ;
શ્રી જસવિજય ઉવઝાય પસાયે, હેમ પ્રભુ સુખ સંતતિ. જબ૦ ૭

## ૫૪. દૃષ્ટિ રાગ ત્યાગ વિષે પદ.

રાગ પ્રભાતી.

દૃષ્ટિ રાગે નવિ લાગિયે, વલી જાગિયે ચિત્તં;
આગિયે શિખ જ્ઞાની તણી, હઠ ભાંગીએ નિત્યે. દૃષ્ટિ૦ ૧

જે છતા દોષ દેખે નહિં, જિહાં જિહાં અતિરાગી;
દોષ અછતા પણ દાખવે, જિહાંથી રૂચિભાગી. દષ્ટિ૦ ૨
દષ્ટિરાગ ચલે ચિત્તથી, ફરે નેત્ર વિકરાલે;
પૂર્વ ઉપકાર ન સાંભલે, પડે અધિક જંજાલે. દષ્ટિ૦ ૩
વીર જિન જબ હુતા વિચરતા, તવ મંખલી પુત્તો;
જિન કરી જડ જને આદર્યો, ઇહાં મોહ અતિ ધૂતો. દષ્ટિ૦ ૪
ઋદ્ધિ ભંડાર રમણી તજી, ભજી આપ મતિ રાગો;
દષ્ટિરાગે જમાલી લહ્યો, નવિ ભવજલ તાગો. દષ્ટિ૦ ૫
વલી આચાર્ય સાવદ્ય જે, હુઓ અનંત સંસારો;
દષ્ટિરાગ સ્વમતિ પણે થયો, મહા નિશીથ વિચારો. દષ્ટિ૦ ૬
હુવે જિનધર્મ આશાતના, અજાણ્યું કહે રંગે;
મંડુ આગલે જિનવરે, વંદિયો ભગવઇ અંગે. દષ્ટિ૦ ૭
ગ્રામના નરને મૂર્ખનો, મિલ્યો જેવો જોગો;
દષ્ટિરાગ મિલ્યો તેહવો, કંથક સેવક લોગો. દષ્ટિ૦ ૮
આપણ ગોઠડી મીઠડી, હઠીને મન લાગે;
જ્ઞાની ગુરૂ વચન રલિયામણાં, કટુક તીર સ્યાં વાગે. દષ્ટિ૦ ૯
દષ્ટિરાગે ભ્રમ ઉપજે, વધે જ્ઞાન ગુણ રાગે;
બેહુમાં એક તુમે આદરો, ભલો હોય જે આગે. દષ્ટિ૦ ૧૦
દષ્ટિરાગી કદા મત હુઓ, સદા સુગુરૂ અનુસરજો;
વાચક જસવિજય કહે, હિતશિખ મન ધરજો. દષ્ટિ૦ ૧૧

## ૫૫. ક્રોધ ત્યાગ વિષે પદ.

રાગ ગોડી.

જબલગે સમતા ક્ષણુ નહિં આવે, જબ લગે ક્રોધ વ્યાપક હે અંતર;
તબલગે જોગ ન સોહાવે. જ૦ ૧
બાહ્ય ક્રિયા કરે કપટ કેલવે; ફિરકે મહંત કહાવે;
પક્ષપાત કબહુ નહિં છાડે, ઉનકું કુગતિ બોલાવે. જબ૦ ૨

જિન જોગીને ક્રોધ કિયાંતો, ઉનકું સુગુરૂ બતાવે;
નામ ધારક ભિન્ન ભિન્ન બતાવે, ઉપશમ વિનુ દુઃખ પાવે. જ૦ ૩
ક્રોધ કરી ખંધક આચારજ, હુએ અગ્નિ કુમાર;
દંડનૃપનો દેશ પજાલ્યો, ભમિયો ભવ મોઝાર. જ૦ ૪
સાંબ પ્રધુમ્ન કુમાર સંતાપ્યો, કષ્ટ દીપાયન પાય;
ક્રોધ કરી તપનો ફલ હાર્યો, કીધો દ્વારિકા દાહ. જ૦ ૫
કાઉસ્સગ્ગમાં ચઢયો અતિ ક્રોધ, પ્રસન્નચંદ્ર ઋષિરાય;
સાતમી નરક તણાં દલ મેલી, કડવાં તે ન ખમાય. જ૦ ૬
પાર્શ્વનાથને ઉપસર્ગ કીધો,કમઠ ભવાંતર ધીઠ;
નરક તિર્યંચનાં દુઃખ પામી, ક્રોધ તણાં ફલ દીઠ. જ૦ ૭
એમ અનેક સાધુ પૂર્વધર, તપિયા તપ કરી જેહ;
કારજ પડે પણ તે નવિ ટકિયા, ક્રોધ તણું બલ એહ. જ૦ ૮
સમતાભાવ વલી જે મુનિ વરિયા, તેહનો ધન્ય અવતાર;
ખંધક ઋષિની ખાલ ઉતારી, ઉપશમે ઉતાર્યો પાર. જ૦ ૯
ચંદ્રરૂદ્ર આચારજ ચલતાં, મસ્તક દીયા પ્રહાર;
સમતા કરતાં કેવલ પામ્યો, નવ દીક્ષિત અણગાર. જ૦ ૧૦
સાગરચંદનું શીશ પ્રજાલ્યું, ઋડસભસેન નરેંદ્ર;
સુમતા ભાવ ધરી સુરલોકે, પોતો પરમ આનંદ. જ૦ ૧૧
ખમા કરતાં ખરચ ન લાગે, ભાંગે કોડ કલેસ;
અરિહંત દેવ આરાધક થાયે, વાધે સુજસ પ્રવેશ. જ૦ ૧૨

## ૫૬. હિત શિક્ષા વિષે પદ.

રાગ દરબારી કનડો.

દુરમતિ દાર દે મેરે પ્રાણી. ટેક.
જૂઠી સબ સંસારકી માયા, જૂઠી ગરવ ગુમાની. દુરમતિ૦ ૧
આપ ન બૂઝે મોહ નિંદસું, ડોલે દુનિયા દિવાની;
વીતરાગ દુઃખ હારણ દિલસું, વિનય જપો શુદ્ધ જ્ઞાની. દુરમતિ૦ ૨

## ૫૭. અધ્યાત્મિક પદ.

સુન સુહાગિન બે દિલકી બાત હમારી. ટેક.
મેં સોદાગર દૂર વિદેશી, સોદા કરને આયા;
દેખત તોકું ભૂલિ ગયા સબ, તોહિસું ચિત્ત લાયા. સુ૦ ૧
નિસીવાસર તેરે રસ રાતા, અપને કામ ન બૂઝે;
તેરે વિરહ દરદતેં ડરપું, કયું દુશ્મનસેં ઝૂઝે. સુ૦ ૨
સુંદરી તેં કછુ કામ ન કીયા, તુજ બિનુ પલક ન જાવે;
લોચન લાગી રહે તેરી લાલચ, ઓર કછુ ન સોહાવે. સુ૦ ૩
અરથ ગરથ સબ તુજે ખિલાયા, દમરી એક ન કમાયા;
કયું કર જાઈ મિલું સાંઇકું, લ્યાયા કછુ ન લાયા. સુ૦ ૪
વિનયવતી તું ખરી પિયારી, જો અબ કરો હુશીયારી;
મુંદસી કરે તો મિલું સાંઇસું, અવિહડ કરૂં અ યારી. સુ૦ ૫

## ૫૮. વૈરાગ્ય વિષે પદ.

રાગ આશાવરી.

કહા કરૂં મંદિર કહા કરૂં દમરા, ન જાનું કહાં ઉડ બેઠેગા ભમરા;
જોરી જોરી ગએ છોરી દુમાલા, ઉડ ગએ પંખી પડ રહ્યા માલા. કહા૦ ૧
ટેક.
પવનકી ગઠરી કેસે ઠરાઉ, ઘર ન બસત આય બેઠે બટાઉ;
અગની બુઝાની કાહેકી ઝારા, દીપ છીપે તબ કેસેં ઊજારા. ક૦ ૨
ચિત્રકે તરૂવર કબહું ન મોરે, માટિકા ઘોરા કેતેક દોરે;
ધુંએકી ડેરી તૂરકા થંભા, ઉહાં બેલે હંસા દેખો અચંભા. ક૦ ૩
ફિરિ ફિરિ આવન જાન ઉસાસા, લાંપરે તારેકા કૈસા વિશ્વાસા;
યા દુનિયાકી જૂઠી હે યારી, જૈસી બનાઇ બાજીગર બારી. ક૦ ૪
પરમાતમ અવિચલ અબિનાસી, સોહે શુદ્ધ પરમપદ વાસી;
વિનય કહે વે સાહિબ મેરા, ફિર ન કરૂં આ દુનિયામેં ફેરા. ક૦ ૫

## ૫૯. આધ્યાત્મિક પદ.

રાગ સોરઠ.

ચતુર વિચારો ચતુર વિચારો, તે કુણ કહિયે નારીજી;
પીઉથી ક્ષણ એક ન રહે અલગી, કુલવંતી અતિ સારીજી. ચ૦ ૧
નાચે માચે પ્રિયસું રાચે, રમે ભમે પ્રિય સાથેજી;
એક દિને સા બાલી તરૂણી, નવિ ગ્રહવાયે હાથેંજી. ચ૦ ૨
ચીર ચીવર પહેરી સા સુંદરી, ઉંડે પાણી પેસેજી;
પણ ભીંજાયે નહીં તસ કાંઇ, અચરજ એ જગ દીસેજી. ચ૦ ૩
વાદલ કાલે મરે તતકાલે, આતપ યોગે જીવેજી;
અંધારામાં જો નિસિ જાયે, તો દેખાડું દીવેજી. ચ૦ ૪
અવધિ કહ્યું છું માસ એકની, આપો અરથ વિચારીજી;
કીર્તિવિજય વાચક શિષ્ય જંપે, ભુત્ર જનની બલિહારીજી. ચ૦ ૫

## ૬૦. અધ્યાત્મિક પદ.

રાગ વેલાવલ.

સાધો ભાઈ દેખો નાયક માયા. સા૦ ટેક
પાંચ જાતકા વેસ પહિરાયા, બહુ વિધ નાટક ખેલ મચાયા. સા૦ ૧
લાખ ચૌરાશી યોનિ માંહે, નાના રૂપે નાચ નચાયા;
ચઉદહ રાજલોક ગત કુલમેં, વિવિધ ભાતિ કર ભાવ દિખાયા. સા૦ ૨
અજ તક નાયક ધાયો નાહિં, હાર ગયો કહું કુનસેં ભાયા;
યાતે નિધિ ચારિત્ર સહાયે, અનુપમ જ્ઞાનાનંદ પદ પાયા. સા૦ ૩

## ૬૧ આધ્યાત્મિક પદ.

રાગ આશાવરી.

અવધૂ સુતા કયા ઇસ મઠમેં. અ૦ ટેક.
ઇસ મઠકા હે કવન ભરોસા, પડ જાવે ચટપટમેં;
છિનમેં તાતા છિનમેં શીતલ, રોગ શોગ બહુ મઠમેં. અ૦ ૧

પાની કિનારે મઠકા વાસા, કવન વિશ્વાસ એ તટમેં;
સૂતા સૂતા કાલ ગમાયો, અજહું ન જાગ્યો તું ઘટમેં. અ૦ ૨

ઘરટી ફેરી આટો ખાયો, ખરચી ન બાંધી વટમેં;
ઇતની સુની નિધિ ચારિત્ર મિલ કર, જ્ઞાનાનંદ આએ ઘટમેં. અ૦ ૩

## ૬૨. આધ્યાત્મિક પદ.

રાગ આશાવરી,

અબધુ વહ જોગી હમ માને, જો હમકું સબગત જાને;
બ્રહ્મા વિષ્ણુ મહેસર હમહી, હમકું ઇસર માને. અ૦ ૧

ચક્રી બલ વાસુદેવ જે હમહી, સબ જગ હમકું જાને;
હમસેં ન્યારા નહિ કોઇ જગમેં, જગપરમિત હમ માને. અ૦ ૨

અજરામર અકલંકતા હમહીં, શિવવાસી જે માને;
નિધિ ચારિત જ્ઞાનાનંદ ભોગી, ચિદ્ ઘન નામ જે માને. અ૦ ૩

## ૬૩. આધ્યાત્મિક પદ.

રાગ આશાવરી.

સાધો ભાઇ નહિં મિલિયા હમ મીતા. સા૦ ટેક.
મીતા ખાતર ઘર ઘર ભટકી, પાયો નહિં પરતીતા;
જહાં જાઉં તાહાં અપની અપની, મત પખે ભાંખે રીતા. સા૦ ૧

સંસય કરૂં તો કહે છિનાલા, વલ્લભ રૂસે નીતા;
ઇત ઉતસેં અધ વિચમેં ઝૂલી, કૈસે કર દિન વીતા. સા૦ ૨

આગમ દેખત જગ નવિ દેખું, જિમ જલ જખ પગ રીતા;
તિનથી અબ અમ નિધિ ચારિત યુત, ઇગ જ્ઞાનાનંદ મીતા. સા૦ ૩

---

## ૬૪. મતમમત્વ ત્યાગ પદ.

રાગ બિહાગ.

જગગુરૂ નિરપખ કો ન દિખાય. નિ૦ ટેક.
અપનો અપનો હઠ સહુ તાને, કૈસેં મેલ મિલાય;
વેદ પુરાના સબહીં થાકે, તેરી કવન ચલાય. જ૦ ૧
સબ જગ નિજ ગુરૂતાકે કારન, મદ ગજ ઉપર ઠાય;
જ્ઞાન ધ્યાન કછુ જાને નાહિં, પોતે ધર્મ બતાય. જ૦ ૨
ચાર ચોર મિલ મુલકને લૂંટયો, નહિ કોઈ નૃપ દિખલાય;
કિનકે આગલ જાઈ પૂકારે, અંધો અંધ પુલાય. જ૦ ૩
આગમ દેખત જગ નવિ નિરખું, મન ગમતા પખ ભાય;
તિનતેં મૂરખ ધર્મ ધર્મ રટ, મત ખૂડે મન લાય. જ૦ ૪
ઇન કારણ જગ મત પખ છાંડી, નિધિ ચારિત્ર લહાય;
જ્ઞાનાનંદ નિજ ભાવે નિરખત, જગ પાખંડ લખાય. જ૦ ૫

## ૬૫. આધ્યાત્મિક પદ.

રાગ રામગ્રી.

નિરપખતા મોકું ભાઇ પિયા તમ. નિ૦ ટેક.
પક્ષપાતમેં ઘર ઘર ભટકી, નહિં નિરપખ દિખલાઈ.
સંવેગી સંવેગન કીની, યોગી યોગન ભાઇ. પિ૦ ૧
સંન્યાસી સંન્યાસન કીની, બામણ બામણી લાઈ;
રામ સનેહી રામકી પ્યારી, યતિ ગણ યતિની ભાઇ. પિ૦ ૨
અપને અપને મત પખ ગહેલા, સહુ દુનિયા બહુરાઇ;
પણ ના જાણું કોણ હે સાચો, અવની તો ભરમાઇ. પિ૦ ૩
દિવ્ય વિચારે નિજ અનુભવતાં, જગ પાખંડ દિખાઇ;
નિધિ ચારિત એક જ્ઞાનાનંદનો, વિમલ વચન સત લાઇ. પિ૦ ૪

## ૬૬. હિત શિક્ષા પદ.

રાગ પ્રભાતિ.

જબ જિનરાજ કૃપા કરે, તવ શિવ સુખ પાવે;
અખય અનોપમ સંપદા, નવનિધિ ઘરે આવે. જબ૦ ૧
એસી વસ્તુ ન જગતમેં, હિલ શાતા આવે;
સુરતરૂ રવિ શશિ પ્રમુખ જે, જિન તેજે છિપાવે. જબ૦ ૨
જનમ જરા મરણુ તણાં, દુઃખ દૂર ગમાવે;
મન વનમાં જિન ધ્યાનનો, જલધર વરસાવે. જબ૦ ૩
ચિંતામણિ રયણે કરી, કોણ કાગ ઉડાવે;
તિમ મૂરખ જિન છોડીને, ઓરનકું ધ્યાવે. જબ૦ ૪
ઇલીકા ભમરી સંગથી, ભમરી પદ પાવે;
તિમ જ્ઞાન વિમળ પ્રભુ ધ્યાનથી, જિન ઉપમા આવે. જસ૦ ૫

---

## ગ૦ વિભાગ લાવણીઓ.

### ૧. શ્રી અજિતનાથ લાવણી.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નિવાજ, જરૂર જિનવરજી; (જરૂર.)
સેવક શિરનામી, તને ઉચ્ચારે અરજી. ( એ આંકણી. )
કર માફ મારો વાંક, રજળીયો રંક, અનંતા ભવમેં; ( બે વાર. )
આવ્યો છું તહારે શરણ, બળી દુઃખ દવમેં. અજિત૦ ૧
દુશ્મન ચાર, ખરેખર ખાર, લાગ્યા મુજ કેડે, ( બે વાર. )

વળી પાપી મારો નાથ, છેક છંછેડ;
આ મુજરો મુજ ભગવાન, કરૂં ગુણગાન, ધ્યાનમાં ધરજી, ( બે વાર )
સેવક શિરનામી, તને ઉચારે અરજી. અજિત૦ ૨
મેં પૂરણ કર્યાં છે પાપ, સુણજો આપ, કહું કર જોડી; ( બે વાર. )
મુજ ભુંડામાં ભગવાન, ભૂલ નહી થોડી;
જીવ હિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું; ( બે વાર. )
જૂઠું બહુ બોલી, સાચને શું હરવું;
તુજ ખોલામાં મુજ શીશ, જાણ જગદીશ, ગમે તે કરજી, (બે વાર.)
સેવક શિરનામી, તને ઉચારે અરજી. અજિત૦ ૩
મેં કર્યાં બહુ કુકર્મ, ધરી નહી ધર્મ, પૂરણ હું પાપી; (બે વાર.)
અવલો થઇ તારી આણ, મેંજ ઉથાપી;
મેં મૂરખ નિંદા ઘણી, મુનીવર તણી, કરી હરખાયો; ( બે વાર. )
પરદારા દેખી લબાડ, હું લલચાયો;
કિંકર કહે કેશવલાલ, આણીને વહાલ, દુઃખ તું હરજી; (બે વાર.)
સેવક શિરનામી, તને ઉચારે અરજી. અજિત૦ ૪

## ૨. ચેતન ને શિખામણની લાવણી.

ચલ ચેતન અબ ઉઠકર અપને, જિન મંદિર જઈએ;
કિસીકી બુરી ના કહીએ, કિસીકી ભુંડી ના કહીએ. ચલ૦ એ ટેક.
ચરણ જિનવરજીકા ભેટ્યા રે, ચરણ જિનવરજીકા ભેટ્યા;
ભવ ભવ સંચિત પાપ કર્મ સબ, તન મનકા મેટ્યા;
સુકૃત કીજે મહારાજ સુકૃત કીજે;
જિનવરકા ગુણ ભજ લીજે, સમકિત અમ્રત રસ પીજે,
લાભ જિન ભક્તિકા લહીએ રે, લાભ જિન. ચલ૦ ૧
કરોજી મત મુખસે બડાઇ, (બે વાર)
તજ તામસ તન મનકી સુમતાસે રહેના ભાઇ;
રીતસે બોલો મેરી જાન રીતસે બોલો,

આતમ સમતા મે તોલો, મત મરમ પારકા ખોલો;
મૌન કર તન મનસે રહીએ, મૌન કર તન મનસે રહીએ. ચલ૦ ૨

જોબન દિન ચાર તણા સંગી, (બે વાર)
અંત સમય ચેતન ઉઠ ચાલે કાયા પડી નંગી;
પ્રિત સબ તૂટી મેરી જાન પ્રિત સબ તૂટી, આઉખાકી ખરચી ખુટી;
મોહ જાળ સબહી જૂઠી, ચેતનસે કાયા રૂઠી;
સુખ દુઃખ આપ કીયા સહીએ રે સુખ દુઃખ. ચલ૦ ૩

જગતસે રહેના ઉદાસી, (બે વાર)
પરખ્યા મેં જિનરાજ હરે મેરી દુર્ગતકી ફાંસી;
તજો સબ ધંધા મેરી જાન, તજો સબ ધંધા;
જિનવર મુખ પુનમ ચંદા, જિનદાસ તેરા બંદા;
મેરે એક જિન દર્શન ચહીએ રે, મેરે. ચલ૦ ૪

## ૩. શ્રી પાર્શ્વનાથ મહિમા લાવણી.

તું અકલંકી રૂપ સરૂપી, પરમાનંદ પદ તું દાઈ;
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વીતરાગ તું નિરમાઇ. તું૦ ૧

અનોપમ રૂપ દેખી તુજ રીઝે, સુર નરનારીકે વૃંદા;
નમો નિરંજન ફણિપતિ સેવિત, પાસ ગોડીચા સુર કંદા. તું૦ ૨

કાને કુંડળ શિર છત્ર બિરાજે, ચક્ષુ ટીકા નિરધારી;
હસ્ત બિજોરૂં હાથ સોહીએ, તુમ વંદે સહુ નર નારી. તું૦ ૩

અગ્નિ કાષ્ટસેં સર્પ નિકાલ્યા, મંત્ર સુનાયા બહુ ભારી;
પૂર્વ જન્મકા વૈર ખોલાયા, જળ બરસાયા શિરધારી. તું૦ ૪

જળ આવી પ્રભુ નાકે અડીયા, આસન કંપ્યા નિરધારી;
નાગ નાગણી છત્ર ધરે છે, પૂર્વ જન્મકા ઉપકારી. તું૦ ૫

રૂપવિજય કહે સુણ મેરી લાવણી, એસી શોભા બહુ સારી;
માત પિતા બાંધવ સહુ સાથે, સંજમ લીધા નિરધારી. તું૦ ૬

## ૪. શ્રી જિનદાસ કૃત લાવણી.

તુમ જપો મંત્ર નવકાર, ઉનુંસે ઉતરોગે ભવ પાર,
હોવે તેરી કાયાકો આધાર, સફલ કરલે અપનો અવતાર;
ધ્યાન તુમ મનમે ધરો નરનાર, ખાણુ દુખણકો એહે સંસાર,
કરો પ્રભુ ન્યાલ જિનદાસ, રહો તેરે ચરણો કે પાસ. જીઇજી. ૧

શિશ નિત નામું નાભિનંદન, ચરણ પર ચઢે કેસર ચંદન,
કરત સબ ઇંદ્રાદિક વંદન, કરત હે કર્મોકા ફંદન;
સાધ્યો તેં શિવપુરકો સાધન, સર્વ જગ જીવો કે જીવન,
ગુણી જન ગુણ જિન ગાવે, શિશ ચરણોસે નમાવે જીઇજી. ૨

બોલતા હૈયા મેરા હસકર, ચઢાવું વર ચંદન ધસકર,
પેઠા મે ધર્મો મે ધસકર, પાપ દલ દુર ગયા ખસકર;
ચેતન ઇચું ખડા કમર કસકર, હઠાવો કર્મોકા લસ્કર,
શ્રી જિનરાજ દાસ ખાસા, શરણે જિનરાજ લીયા વાસા. જીઇજી. ૩

ચેતન નર નિગોદકા બાસી, કરાઇ તેં જુગમાં હાંસી,
કુમતિકુ પડી ગળે ફાંસી, સુમતિકું કર સખી દાસી;
નરકકુ બીછી સેજ ખાસી, માન રહ્યો મમતાકુ માચી,
હૈયા ખોલો અરિહંતકુ પરખો, કરો જિનદાસ આપ સરીખો જીઇજી. ૪

અફલ નર તેરી જીંદગાની, શિખ સુત્રાંકી નહી માની,
કીયા નહી ગુરૂ નિગ્રંથધારી, કામસેં રહી કુમતિ નારી;
જગતમેં ઉતર ગયા પાની, ગતિ તેરી દુરગત ઠાની,
સેવક તોરા જિનદાસ વાજે, સુધારોગે તુમહી કાજે. જીઇજી. ૫



# ખંડ પાંચમો.

## ભક્તિરસ પૌષ્ટિક રસાયણ કુંડ.

### ક. વિભાગ શ્રી યશોવિજયજી કૃત ચોવીશી.

#### શ્રીરૂષભજિન સ્તવન.

રૂષભ જિનંદા રૂષભ જિનંદા, તું સાહિબ હું છું તુજ બંદા;
તુજસું પ્રીતિ બની મુજ સાચી, મુજ મન તુજ ગુણસું રહ્યું માચી.
દીઠા દેવ રૂચે ન અનેરા, તુજ પાખલ ચિતડું દિયે ફેરા,
સ્વામી શું કામણડું કીધું, ચિતડું અમારૂં ચોરી લીધું. રૂ૦ ૨
પ્રેમ બંધાણો તે તો જાણો, નિરવહશો તો હોશે વખાણો;
વાચક જશ વિનવે જિનરાજ, બાહેંગ્રહ્યાની તુજને લાજ. રૂ૦ ૩

#### શ્રી અજિતજિન સ્તવન.

વિજયાનંદન ગુણનીલોજી, જીવન જગદાધાર;
તેહશું મુજ મન ગોઠડીજી, છાજે વારોવાર,
સોભાગી જિન, તુજ ગુણનો નહિ પાર, તું તો દોલતનો દાતાર. સો૦
જેહવી કુઆ છાંહડીજી, જેહવું વનનું ફૂલ;
તુજશું જે મન નવિ મિલ્યુંજી, તેહવું તેહનું શૂલ. સો૦ ૨
માહરૂં તો મન ધૂર થકીજી, હળિઉં તુજ ગુણ સંગ;
વાચક જશ કહે રાખજોજી, દિનદિન ચડતે રંગ. સો૦ ૩

#### શ્રી સંભવનાથજિન સ્તવન.

સેનાનંદન સાહિબ સાચોરે, પરિપરિ પરખ્યો હીરો જાચોરે;
પ્રીતિમુદ્રિકા તેહશું જોડિરે, જાણું મેં લહી કંચનકોડીરે. ૧
જેણે ચતુરશું ગોઠ ન બાંધિરે, તિણે તો જાણ્યું ફોકટ વાધીરે;
સુગુણ મેલાવે જેહ ઉછાહોરે, મણુઅ જનમનો તેહજ લાહોરે. ૨
સુગુણશિરોમણિ સંભવસ્વામીરે, નેહ નિવાહ ધુરંધર પામીરે;
વાચક જશ કહે મુજ દિન વળિયોરે, મનહ મનોરથ સઘળો ફળીયોરે. ૩

## શ્રી અભિનંદનજિન સ્તવન.

શેઠ સેવોરે અભિનંદન દેવ, જેહની સારેરે સુર કિંનર સેવ;
એહવો સાહિબ સેવે.તેહ હજૂર, જેહનાં પ્રગટેરે કીધાં પુન્યપડૂર. શે. ૧
જેહ સુગુણ સનેહી સાહિબ હેજ, દ્ગલીલાથી લહીયેં સુખસેજ;
તૃણ સરખું લાગે સઘળે સાચ, તે આગળ આવ્યું ધરણી રાજ. શે. ૨
અલવે મેં પામ્યો એહવો નાથ, તેહથી હું નિશ્ચય હુઓરે સનાથ;
વાચક જશ કહે પામી રંગરેલ, માનુ ફલિય આંગણડે સુરતરૂવેલ. શે. ૩

## શ્રી સુમતિનાથજિન સ્તવન.

સુમતીનાથ દાતાર, કીજે ઓળગ તુમ તણીરે;
દીજે શિવસુખ સાર, જાણી ઓળગ જગધણીરે. ૧
અખય ખજાનો તુજ, દેતાં ખોડ લાગે નહિરે;
કિસિ વિમાસણ ગુજ, જાચક થાકે ઉભા રહીરે. ૨
રયણ કોડ તેં દીધ, ઓરણ વિધ તદા કીઓરે;
વાચક જશ સુપ્રસિદ્ધ, માગે તીન રતન દીઓરે. ૩

## શ્રી પદ્મ પ્રભુજિન સ્તવન.

પદ્મપ્રભજિન સાંભળો, એ સેવક અરદાસ સાહેબજી.
પાંતે બેસારીઓ જો તુમ્હે, તો સફલ કરેજો આશ. સા૦ પ૦ ૧
જિનશાસન પાંતે તેં ઠવી, મુજ આપ્યો સમકિત થાળ સાહેબજી;
તો હવે ભાણા ખડખડ કુણ ખમે, શિવમોદક પ્રીસે રસાળ. સા૦ પ૦ ૨
ગજઆસન ગલિત સીથેં કરી, જીવે કીડીના વંશ સાહેબજી;
વાચક જશ કહે ઈમ ચિત ધરી, દીજે તુમગુણ એક અંશ. સા૦ પ૦ ૩

## શ્રી સુપાસજિન સ્તવન.

શ્રી સુપાસજિનરાજતુંરે, મુખ દીઠે સુખ હોઇરે;
માનુ સકળ પદ મેં લહુંરે, જોતું નેહનજર ભરિ જોય;
એ પ્રભુ પ્યારોરે, માહારા ચિત્તનો ઠારણહાર મોહનગારો રે. ૧
સિંચે વિશ્વ સુધારસેં રે, ચંદ રહ્યો પણ દૂર રે;
તિમ પ્રભુ કરૂણાદ્રષ્ટીથીરે, લહિયેં સુખ મહમૂર. એ૦ ૨

વાચક જશ કહે તિમ કરોરે, રહિયેં જેમ હજૂરરે;
પીજે વાણી મીઠડીરે, જેહવો સરસ ખજૂર રે. એ૦ ૩

## શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન.

મોરાસ્વામી ચંદ્રપ્રભજિનરાય, વિનતડી અવધારીયે જીરેજી;
મોરાસ્વામી તુમ્હે છો દીનદયાલ, ભવજલથી મુજ તારીયે. જી૦ ૧
મોરાસ્વામી હુંઆવ્યો તુજ પાસ, તારક જાણી ગહગહી; જી૦
મોરાસ્વામી જોતાં જગમાં દીઠ, તારક કો બીજો નહિ. જી૦ ૨
મોરાસ્વામી અરજ કરંતાં આજ, લાજ વધે કહો કેણિ પરે; જી૦
મોરાસ્વામી જશ કહે ગોપયતુલ્ય, ભવજળથેં કરૂણાધરે. જી૦ ૩

## શ્રી સુવિધિજિન સ્તવન.

જિમ પ્રીતિ ચંદચકોરનેરે, જિમ મોરને મન મેહરે;
અમને તે તુમશું ઉલ્લશેરે, તેમ નાહ નવલો નેહ;
સુવિધિજિણેસરૂ, સાંભળો ચતુરસુજાણ; અતિ અલવેસરૂ. ૧
અણદીઠે અલજો ઘણોરે, દીઠે તે તૃપ્તિ ન હોયરે;
મન તોહે સુખ માની લીયેરે વાહલા તણું મુખ જોય. સુ૦ ૨
જિમ વિરહ કહિયે નવિ હુયે રે, કિજિએ તેહવો સંચરે;
કરજોડી વાચક જશ કહે રે, ભાંજો તે ભેદ પ્રપંચ. સુ૦ ૩

## શ્રી શીતલનાથજિન સ્તવન.

શીતલજિન તુજ મુજ વિચે આંતરૂં, નિશ્ચયથી નહિ કોય;
દંસણ નાણ ચરણ ગુણ જીવને, સહુને પૂરણ હોય,
અંતરયામી રે સ્વામિ સાંભળો. ૧
પણ મુજ માયારે ભેદિ ભોળવે, બાહ્ય દેખાડી રે વેષ;
હિયડે જૂઠીરે મુખ અતિ મીઠડી, જેહવી ધૂરત વેશ. અં૦ ૨
એહને સ્વામિરે મુજથી વેગળી, કીજે દીનદયાળ;
વાચક જશ કહે જિમ તુમશું મિલી, લહિયેં સુખ સુવિશાળ. અં૦ ૩

## શ્રી શ્રેયાંસજિન સ્તવન.

શ્રેયાંસજિણેસર દાતાજી, સાહિબ સાંભળો;
તુમે જગમાં અતિ વિખ્યાતાજી, સાહિબ સાંભળો.

માગ્યું દેતાં તે કિશું વિમાસોજી, સાહિબ સાંભળો;
મુજ મનમાં એહ તમાસોજી, સાહિબ સાંભળો. ૧
તુમ્હ દેતાં સવિ દેવાયેજી, સાહિબ સાંભળો;
તો અજર કર્યે શું થાયેજી, સાહિબ સાંભળો;
યશ પૂરણ કેમ લહિજેજી, સાહિબ સાંભળો;
જો અજર કરિને દીજેજી, સાહિબ સાંભળો. ૨
જો અધિકું દ્યો તો દેજોજી, સાહિબ સાંભળો;
સેવક કરિ ચિત્ત ધરેજોજી, સાહિબ સાંભળો;
જશ કહે તુમ્હ પદ સેવાજી, સાહિબ સાંભળો;
તે મુજ સુરતરૂ ફળ મેવાજી, સાહિબ સાંભળો. ૩

## શ્રી વાસુપૂજ્યજિન સ્તવન.

વાસુપૂજ્યજિન વાલહાં રે, સંભારો નિજ દાસ;
સાહિબશું હઠ નવિ હોયે રે, પણ કીજે અરદાસો રે. ચતુર વિચારીયે.
સાસ પહિલા સાંભરે રે, મુખ દીઠે સુખ હોય;
વિસાર્યા નવિ વિસરે રે, તેહશું હઠ કિમ હોય રે. ચ૦ ૨
આમણ દુમણ નવિ ટળે રે, ક્ષણ વિણ પૂરેરે આશ;
સેવક જશ કહે દીજીયે રે, નિજ પદકમળ નિવાસ રે. ચ૦ ૩

## શ્રી વિમલનાથજિન સ્તવન.

વિમલનાથ મુજ મન વસે, જિમ સીતા મન રામ લલના;
પિક વંછે સહકારને, પંથી મન જિમ ધામ લલના. વિ૦ ૧
કુંજર ચિત્ત રેવા વસે, કમળા મન ગોવિંદ; લ૦
ગૌરી મનશંકર વસે, કુમુદિનિ મન જિમ ચંદ. લ૦ વિ૦ ૨
અલિ મન વિકસિત માલતી, કમલિનિ ચિત્ત દિણંદ; લ૦
વાચક જશ ને વાલહો, તિમ શ્રીવિમલ જિણંદ. લ૦ વિ૦ ૩

## શ્રી અનંતજિન સ્તવન.

શ્રી અનંતજિન સેવિયેં રે લાલ, મોહનવલ્લિ કંદ મનમોહના;
જે સેવ્યો શિવ સુખ દિયે રે લાલ, ટાળે ભવભય ફંદ. મ૦ શ્રી૦ ૧

મુખ મટકે જગ મોહિઓ રે લાલ, રૂપરંગ અતિચંગ; મ૦
લોચન અતિ અણીયાલડાં રે લાલ, વાણી ગંગતરંગ. મ૦ શ્રી૦ ૨
ગુણ સઘળા અંગે વસ્યા રે લાલ, દોષ ગયા સવિ દૂર; મ૦
વાચક જશ કહે સુખ લહું રે લાલ, દેખી પ્રભુ મુખ નૂર. મ૦ શ્રી૦ ૩

## શ્રી ધર્મનાથ સ્તવન.

ધરમનાથ તુજ સરખો, સાહિબ શિર થકે રે સાહિબ શિર થકે;
ચોર જોર એ ફોરવે, મુજશું ઇક મનેરે કે; મુ૦
ગજને ઈલીકા કરવી, તુજને નવિ ઘટેરે કે; તુ૦
જે તુજ સનમુખ જોતાં, અરિનું બળ મિટેરે કે. અ૦ ૧
રવિ ઉગે ગયણાંગણે, તિમિર તે નવિ રહેરે કે; તિ૦
કામકુંભ ઘર આવે, દાલિદ્ર કિમ લહેરે કે; દા૦
વન વિચરે જો સિંહ તો, બીહ ન ગજ તણીરે કે; બી૦
કર્મ કરે શું જોર, પ્રસન્ન જો જગધણીરે કે. પ્ર૦ ૨
સુગુણ નિગુણનો અંતર, પ્રભુ નવિ ચિત્તે ધરેરે કે; પ્ર૦
નિર્ગુણ પણ શરણાગત, જાણી હિત કરેરે કે; જા૦
ચંદ તજે નવિ લંછન, મૃગ અતિ શામળોરે કે; મુ૦
જશ કહે તિમ તુમ જાણી, મુજ અરિ બળ દળોરે કે. મુ૦ ૩

## શ્રી શાંતિનાથજિન સ્તવન.

જગ જનમનરંજેરે, મનમથ બળ ભંજે રે;
નવિ રાગ ન દોસ તૂં અંજે ચિત્ત શું રે. ૧
શિર છત્ર વિરાજેરે, દેવદુંદુભિ વાજે રે;
ઠકુરાઇ ઇમ છાજે, તોહિ અકિંચનો રે. ૨
થિરતા ધૃતિ સારીરે, વરી સમતા નારી રે;
બ્રહ્મચારી શિરોમણિ, તો પણ તું સુણ્યો રે. ૩
ન ધરે ભવરંગોરે, નવિ દોષાસંગો રે;
મૃગલંછન ચંગો, તો પણ તૂં સહી રે. ૪
તુજ ગુણ કુણ આખેરે, જગ કેવળી પાખે રે;
સેવક જશ ભાખે, અચિરાસુત જયો રે. ૫

## શ્રી કુંથુનાથજિન સ્તવન.

સુખદાયક સાહિબ સાંભળો, મુજને તુમશું અતિ રંગ રે;
તુમે તો નિરાગી હુઈ રહ્યા, એ શ્યો એકંગો ઢંગ રે. સુ૦ ૧
તુમ્હ ચિત્તમાં વસવું મુજ ઘણું, તે તો ઉંબર ફૂલ સમાન રે;
મુજ ચિત્તમાં વસહો જો તુમ્હે, તો પામ્યા નવે નિધાન રે. સુ૦ ૨
શ્રી કુંથુનાથ અમ નિરવહું, ઇમ એકંગો પણ નેહ રે;
ઇણિ આકીને ફળ પામશું, વળી હોશે દુઃખનો છેહ રે. સુ૦ ૩
આરાધ્યો કામિત પૂરવે, ચિંતામણિ પાષાણ રે;
વાચક જશ કહે મુજ દિજિયે, ઇમ જાણી કોડિકલ્યાણ રે. સુ૦ ૪

## શ્રી અરનાથજિન સ્તવન.

અરજિન દરિશનદીજિયેજી, ભવિકકમલવનસૂર;
મન તરશે મળવા ઘણુંજી, તુમ્હે તો જઇ રહ્યા દૂર;
સોભાગી તુમશું મુજ મન નેહ. ૧
તુમશું મુજ મન નેહલોજી, જિમ બપઇયા મેહ; સો૦
આવાગમન પથિક તણુંજી, નહિ શિવનગર નિવેસ;
કાગળ કુણ હાથે લિખુંજી, કોણ કહે સંદેસ. સો૦ ૨
જો સેવક સંભારશોજી, અંતરયામી રે આપ;
જશ કહે તો મુજ મનતણોજી, ટળશે સઘળો સંતાપ. સો૦ ૩

## શ્રી મલ્લિનાથ સ્તવન.

મલ્લિજિણેસર મુજને તુમે મળ્યા, જેહમાંહિ સુખકંદ વાલ્હેસર;
તે કળિયુગ અમે ગિરૂઓ લેખવું, નવિ બીજા યુગવૃંદ. વાલ્હેસર. મ. ૧
આરો સારોરે મુજ પાંચમો, જિહાં તુમ દરિશણ દીઠ; વા૦
મરૂભૂમિ પણ તિથિ સુરતરૂ તણી, મેરૂ થકી હુઇ ઇઠ. વા૦ ૨
પંચમ આરેરે તુમ્હ મેલાવડે, રૂડો રાખ્યોરે રંગ; વા૦
ચોથો આરોરે ફિરિ આવ્યો ગણું, વાચક જશ કહે ચંગ. વા૦ ૩

## શ્રી મુનિસુવ્રતજિન સ્તવન.

આજ સફળ દિન મુજ તણો, મુનિસુવ્રત દીઠા;
ભાગી તે ભાવઠ ભવતણી, દિવસ દુરિતના નીઠા. આ૦ ૧

આંગણે કલ્પવેલી ફળી, ઘન અમિયના વૂઠા;
આપ માગ્યા તે પાસા ઢળ્યા, સુર સમકિત તૂઠા. આ૦ ૨
નિયતિ હિત દાન સનમુખ હુયે, સ્વપુણ્યોદય સાથે;
જશ કહે સાહિબે મુગતિનું, કરિઉં તિલક નિજ હાથે. આ૦ ૩

## શ્રી નમિનાથ સ્તવન.

મુજમનપંકજ ભમરલો, શ્રી નમિજિન જગદીશો રે;
ધ્યાન કરૂં નિત તુમ્હ તણું, નામ જપું નિશદીશો રે. મુ૦ ૧
ચિત્ત થકી કહિયે ન વિસરે, દેખીયે આગલ ધ્યાને રે;
અંતર તાપથી જાણિયે, દૂર રહ્યા અનુમાને રે. મુ૦ ૨
તું ગતિ તું મતિ આસરો, તુંહિજ બંધવ મોટો રે;
વાચક જશ કહે તુજ વિના, અવર પ્રપંચ તે ખોટો રે. મુ૦ ૩

## શ્રી નેમિનાથ સ્તવન.

કહા કિયો તુમ્હે કહો મેરે સાંઇ, ફેરિ ચલે રથ તોરણ આઇ;
દિલજાન અરે મેરા નાહ ન તજિયે નેહ કચ્છુ અજાન. દિ૦ ૧
અટપટાઇ ચલે ધરિ કચ્છુ રોષ, પશુઅનકે શિર દેકર દોષ. દિ૦ ૨
રંગ બિચ ભયો યાથિ ભંગ, સો તો સાચો જાનો કુરંગ. દિ૦ ૩
પ્રીતિ તનકમે તોરત આજ, કયું નાવે મનમેં તુમ્હ લાજ. દિ૦ ૪
તુમ્હ બહુ નાયક જાનો ન પીર, વિરહ લાગિ જયું વૈરીકો તીર. દિ૦ ૫
હાર છાર શિંગાર અંગાર, અસન વસન ન સુહાઇ લગાર. દિ૦ ૬
તુજ વિન લાગે શુનિ સેજ, નહી તનુ તેજ ન હારદ હેજ. દિ૦ ૭
આઓને મંદિર વિલસો ભોગ, બુઢાપનમેં લીજે યોગ. દિ૦ ૮
છોરૂંગી મે નહિ તેરો સંગ, ગઇલિ ચલું જયું છાયા અંગ. દિ૦ ૯
ઇમ વિલવતિ ગઈ ગઢગિરનાર, દેખે પ્રીતમ રાજુલનાર. દિ૦ ૧૦
કંતે દીનું કેવલજ્ઞાન, કીધી પ્યારી આપ સમાન. દિ૦ ૧૧
મુગતિમહલમેં ખેલે દોઇ, પ્રણમે જશ ઉલસિત તન હોઇ. દિ૦ ૧૨

## શ્રી પાર્શ્વનાથજિન સ્તવન.

ચઉ કષાય પાતાલ કલશ જિહાં, તિસના પવન પ્રચંડ;
બહુ વિકલ્પ કલ્લોલ ચઢતુહે, આરતિ ફેન ઉદ્દંડ. ૧

ભવસાયર ભીષણ તારીયેહો, અહો મેરે લલના પાસજી;
ત્રિભુવનનાથ દિલમેં, એ વિનતી ધારીયે હો;
જરત ઉદ્દામ કામવળવાનળ, પરત શીલગિરિશૃંગ;
ફિરત વ્યસન બહુ મઘર તિમિંગલ, કરત હે નિમગ ઉમંગ. ભ૦ ૨
ભમરી યાકે બીચે ભયંકર, ઉલટી ગુલટી વાચ;
કરત પ્રમાદ પિશાચન સહિત જિહાં, અવિરતિ વ્યંતરી નાચ. ભ૦ ૩
ગરજત અરતિ કુરતિરતિ બિજુરી, હોત બહુત તોફાન;
લાગત ચોર કુગુરૂ મલબારી, ધરમ જિહાજ નિદાન. ભ૦ ૪
જોરે પાટિયે જયું અતિ જોરિ, સહસ અઢારશીલંગ;
ધર્મજિહાજ ત્યું સજ કરિ ચલવો, જશ કહે શિવપુરિ ચંગ. ભ૦ ૫

## શ્રી મહાવીરજિન સ્તવન.

દુખટળિયાં મુખ દીઠે મુજ સુખ ઉપનાં રે,
ભેટ્યા ભેટ્યા વીર જિણંદ રે;
હવે મુજ મન મંદિરમાં પ્રભુ, આવી વસો રે,
પામું પામું પરમાનંદ રે. દુ૦ ૧
પીઠબંધ ઇહાં કીધો સમકિત વજ્રનો રે,
કાઢયો કાઢયો કચરો તે ભ્રાંતિ રે;
ઇહાં અતિ ઉંચા સોહે ચારિત્ર ચંદુઆ રે,
રૂડી રૂડી સંવર ભાતિ રે. દુ૦ ૨
કર્મવિવર ગોખ ઇહાં મોતી ઝૂંબણાં રે,
ઝૂલે ઝૂલે ધીગુણ આઠ રે;
બારભાવના પંચાલી અચરજ કરે રે,
કોરિ કોરિ કોરણિ કાઠ રે. દુ૦ ૩
ઈહાં આવી સમતા રાણીશું પ્રભુ રમો રે,
સારી સારી થિરતા સેજ રે;
કિમ જાઇ શકશો એક વાર જો આવશો રે,
રંજ્યા રંજ્યા હિયડાનિ હેજ રે. દુ૦ ૪
વયણ અરજ સુણી પ્રભુ મનમંદિર આવિયા રે,
આપે તૂઠા તૂઠા ત્રિભુવનભાણ રે;
શ્રી નયવિજય વિબુધ પય સેવક ઇમ ભણે રે,
તેણે પામ્યા પામ્યા કોડિ કલ્યાણ રે. દુ૦ ૫

# ૫૦ વિભાગ. શ્રી ઉદયરત્નજી કૃત ચોવિશી.

---

## શ્રી રૂષભદેવજિન ગીત.

મરૂદેવીનોનંદ માહરો, સ્વામિ સાચો રે;
શિવવધૂની ચાહ કરો તો, એહને યાચો રે. મ૦ ૧
કેવલ કાચના કુંપા જેહવો, પિંડ કાચો રે;
સત્ય સરૂપી સાહિબો એહને, રંગે રાચો રે. મ૦ ૨
યમરાજાના મુખડા ઉપર, દેઇ તમાચો રે;
અમર થઇ ઉદયરત્ન પ્રભુશું, મિલીને માચો રે. મ૦ ૩

## શ્રી અજિતનાથજિન ગીત.

વિષયને વિસારી, વિજયાનંદ વંદો રે;
આનંદપદનો એ અધિકારી, સુખનો કંદો રે. વિ૦ ૧
નામ લેતાં જે નિશ્ચય ફેડે, ભવનો ફંદો રે;
જન્મમરણજરાને ટાળે, દુઃખનો દંદો રે. વિ૦ ૨
જગજીવન જે જગજયકારી, જગતીચંદો રે;
ઉદયરત્ન પ્રભુ પરઉપગારી, પરમાનંદો રે. વિ૦ ૩

## શ્રી સંભવનાથજિન ગીત.

દીનદયાકર દેવ, સંભવનાથ દીઠો રે;
સાકર ને સુધા થકી પણ, લાગે મીઠો રે. દી૦ ૧
ક્રોધ રહ્યો ચંડાળની પરે, દૂર ધીઠો રે;
અજ્ઞાનરૂપ અંધકારનો હવે, વેગ નીઠો રે. દી૦ ૨
ભલીપરે ભગવંત મુને, ભગતે તૂઠો રે;
ઉદય કહે માહરે, આજ દૂધે મેહ વુઠો રે. દી૦ ૩

## શ્રી અભિનંદનજિન ગીત.

સિદ્ધારથાના સુતના પ્રેમે, પાય પૂજો રે;
દુનિયામાંહિ એહ સરિખો, દેવ ન દૂજો રે. સિ૦ ૧

મોહરાયની ફોજ દેખી, કાં તુમે ધ્રુજો રે;
અભિનંદનને ઓઠે રહીને, જોરે જૂઝો રે. સિ૦ ૨
શરણાગતનો એ અધિકારિ, બૂઝો બૂઝો રે;
ઉદય પ્રભુશું મળી મનની, કરીયે ગુજો રે. સિ૦ ૩

## શ્રી સુમતિજિન ગીત.

સુમતિકારી સુમતિવારૂ, સુમતિ સેવો રે;
કુમતિનું જે મૂલ કાપે, દેવદેવો રે. સુ૦ ૧
ભવજંજીરના બંધ દે ભાંગી, દેખતાં ખેવો રે;
દરસન તેહનું દેખવા મુને, લાગી ટેવો રે. સુ૦ ૨
કોડિ સુમંગલકારી સુમંગલા-સુત એહવો રે;
ઉદય પ્રભુ એ મુજરો મ્હારો, માની લેવો રે. સુ૦ ૩

## શ્રી પદ્મપ્રભુજિન ગીત.

લાલજાસૂના ફૂલસો વારૂ, વાન દેહનો રે;
ભુવનમોહન પદ્મપ્રભુ છે, નામ જેહનો રે. લા૦ ૧
બોધબીજ વધારવા જેમ, ગુણ મેહનો રે;
મન વચન કાયા કરી હું, દાસ તેહનો રે. લા૦ ૨
ચંદચકોર પરે તુજને ચાહું, બાંધ્યો નેહનો રે;
ઉદય કહે પ્રભુ તું વિણ નહી, આધીન કેહનો રે. લા૦ ૩

## શ્રી સુપાર્શ્વનાથજિન ગીત.

સુપાસજી તાહરૂં મુખડું જોતાં, રંગભીનો રે;
જાણે પંકજની પાંખડી ઉપર, ભમર લીનો રે. સુ૦ ૧
હેત ધરી મેં તાહરે હાથે, દિલ્લ દીનો રે;
મનડામાંહિ આવ તું મોહન, મેહેલી કીનો રે. સુ૦ ૨
દેવ બીજો હું કોઇ ન દેખું, તુજ સમીનો રે;
ઉદયરત્ન કહે મુજ પ્રભુ એ, છે નગીનો રે. સુ૦ ૩

—:૦:—

## શ્રી ચંદ્રપ્રભુજિન ગીત.

ચંદ્રપ્રભુના મુખની સોહે, કાંતે સારી રે;
કોડિ ચંદ્રમા નાખું વારી, હું બલિહારી રે. ચં૦ ૧
સ્વેત રજતસી જ્યોતિ બિરાજે, તનની તાહરી રે;
આશક થઇ તે ઉપર ભમે, આંખડી માહરી રે. ચં૦ ૨
ભાવ ધરી તુજને ભેટે જે, નર ને નારી રે;
ઉદયરત્ન પ્રભુ પાર ઉતારે, ભવજલ તારી રે. ચં૦ ૩

## શ્રી સુવિધિજિન ગીત.

સુવિધિ સાહિબશું મન્ન માહરૂં, થયું મગન્ન રે;
જિહાં જોઉં તિહાં તુજને દેખું, લાગી લગન રે. સુ૦ ૧
મનડામાં જિમ મોર ઇચ્છે, ગાજે ગગન રે;
ચિતડામાં જિમ કોયલ ચાહે, માસ ફગન્ન રે. સુ૦ ૨
એહવી તુજશું આસકી મુને, ભરૂં ડગ નરે;
જોર જસ પ્રોજનો તું, એક ઠગ નરે. સુ૦ ૩
પંચ ઇંદ્રિ રૂપ શ્ચુનો જે, કરીય નગન રે;
ઉદયરત્ન પ્રભુ મિલી તેશું, ખાય સોગન રે. સુ૦ ૪

## શ્રી શીતલજિન ગીત.

શીતલ શીતલનાથ સેવો, ગર્વ ગાળી રે;
ભવદાવાનળ ભંજવાને, મેઘમાળી રે. શી૦ ૧
આશ્રવ રૂંધી એક બુદ્ધિ, આસન વાળી રે;
ધ્યાન એહનું મનમાં ધરો, લેઇ તાળી રે. શી૦ ૨
કામને બાળી ક્રોધને ટાળી, રાગને રાળી રે;
ઉદય પ્રભુનું ધ્યાન ધરતાં, નિત દીવાળી રે. શી૦ ૩

## શ્રી શ્રેયાંસજિન ગીત.

મૂરતિ જોતાં શ્રેયાંસની માહરૂં, મનડું મોહ્યું રે;
ભાવે ભેટતાં ભવના દુખનું, ખાપણ ખોયું રે. મૂ૦ ૧
નાથજીએ માહરી નેહની નજરે, સાહમું જોયું રે;
મહિર લહિ મહારાજની મેં તો, પાપ ધોયું રે. મૂ૦ ૨

શુદ્ધ સમકિત રૂપ શિવનું, બીજ બોહ્યું રે;
ઉદયરત્ન પ્રભુ પામતાં ભાગ્ય, અધિક સોહ્યું રે. મૂ૦ ૩

## શ્રી વાસુપૂજ્યજિન ગીત.

જૂઓ જૂઓરે જયાનંદ જોતાં, હર્ષ થયો રે;
સુરગુરૂ પણ પાર ન પામે, ન જાય કહ્યો રે. જૂ૦ ૧
ભવઅટવીમાં ભમતાં બહુ, કાળ ગયો રે;
કોઇ પુણ્ય કલોલથી અવસર મેં, આજ લહ્યો રે. જૂ૦ ૨
શ્રી વાસુપૂજ્યને વાંદતાં સઘળો, દુઃખ દહ્યો રે;
ઉદયરત્ન પ્રભુ અંગી કરીને, બાંહિ ગ્રહ્યો રે. જૂ૦ ૩

## શ્રી વિમલજિન ગીત.

વિમલ તાહરૂં રૂપ જોતાં, રઢ લાગી રે;
દુખડાં ગયાં વીસરી ને, ભૂખડી ભાગી રે. વિ૦ ૧
કુમતિયે માહરી કેડ તજી, સુમતિ જાગી રે;
ક્રોધ માન માયા લોભે, શીખ માગી રે. વિ૦ ૨
પંચ વિષય વિકારનો હવે, થયો ત્યાગી રે;
ઉદયરત્ન કહે આજથી હું તો, તાહરો રાગી રે. વિ૦ ૩

## શ્રી અનંતજિન ગીત.

અનંત તાહરા મુખડા ઉપર, વારી જાઉં રે;
મુગતની મુને મોજ દીજે, ગુણ ગાઉં રે. અ૦ ૧
એકરસો હું તલસું તુને, ધ્યાન ધ્યાઉં રે;
તુજ મિલવાને કારણ તાહરો, દાસ થાઉં રે. અ૦ ૨
ભજન તાહરૂં ભવો ભવે, ચિત્તમાં ચાહું રે;
ઉદયરત્ન પ્રભુ જો મિલે તો, છેડો સાહું રે. અ૦ ૨

## શ્રી ધર્મનાથજિન ગીત.

વારૂરે વાહલા વારૂ તું તો મે, દિલ વાહી રે;
મુજને મોહ લગાડયો પોતે, બેપરવાહી રે. વા૦ ૧

હવે હું હઠ લેઇ બેઠો, ચરણ સાહી રે;
કેઇપેરે મ્હેલાવશો કહોને, દ્યો બતાઈ રે. વા૦ ૨
કોડ ગમે જો તુજશું, કરૂં ગહિલાઈ રે;
તો પણ તું પ્રભુ ધર્મ ધારી, લ્યો નિવાહી રે. વા૦ ૩
તું તાહરા અધિકાર સાહમું, જોને ચાહિ રે;
ઉદય પ્રભુ ગુનહીનને તારતાં, છે વડાઈ રે. વા૦ ૪

## શ્રી શાંતિનાથજિન ગીત.

પોસહમાં પારેવડો રાખ્યો, શરણ લેઇ રે;
તન સાટે જીવાડ્યો અભય-દાન દેઇ રે. પો૦ ૧
અનાથ જીવનો નાથ કહાવે, ગુણનો ગેહી રે;
તો મુજને પ્રભુ તારતાં કહો, એ વાત કેહિ રે. પો૦ ૨
ગરીબનિવાજ તું ગિરૂઓ સાહિબ, શાંતિ સ્નેહી રે;
ઉદયરત્ન પ્રભુ તુજશું બાંધી, પ્રીત અછેહી રે. પો૦ ૩

## શ્રી કુંથુજિન ગીત.

વાઇવાઇ રે અમરી વીણ વાજે, મૃદંગ રણકે રે;
ઠમક પાય વિછુવા ઠમકે, ભેરી ભણકે રે. વા૦ ૧
ધમધમધમધુઘરી ધમકે, ઝાંઝરી ઝમકે રે;
નૃત્ય કરતી દેવાંગના જાણે, દામની દમકે રે. વા૦ ૨
દોં દોકિં દો દુંદુભિ વાજે, ચૂડી ખલકે રે;
ફૂદડી લેતાં ફૂમતી ફરકે, ઝાલ ઝબૂકે રે. વા૦ ૩
કુંથુ આગે ઇમ નાચ નાચે, ચાલને ચમકે રે;
ઉદય પ્રભુ બોધબીજ આપો, ઢોલને ઢમકે રે. વા૦ ૪

## શ્રી અરજિન ગીત.

અરનાથ તાહરી આંખડીએ મુજ, કારણ કીધું રે;
એક લહેજામાં મનડું માહરૂં, હરિ લીધું રે. અ૦ ૧
તુજ નયણે વયણે માહરે, અમૃત પીધું રે;
જન્મ જરાનું જોર ભાગ્યું, કાજ સીધું રે. અ૦ ૨

દુરગતિનાં સરવે દુ:ખનું હવે, દ્વાર દીધું રે;
ઉદયરત્ન પ્રભુ શિવપંથનું મેં, સંબલ લીધું રે. અ૦ ૩

### શ્રી મલ્લિનાથજિન ગીત.

તુજ સરીખો પ્રભુ તુંજ દીસે, જોતાં ઘરમાં રે;
અવર દેવ કુણ એહવો બલિયો, હરી હરમાં રે. તુ૦ ૧
તાહરા અંગનો લટકો મટકો, નારી નરમાં રે;
મહીમંડલમાં કોઇ નાવે, માહરા હરમાં રે. તુ૦ ૨
મલ્લિજિન આવીને માહરા મનમંદિરમાં રે;
ઉદયરત્ન પ્રભુ આવી વસો, તું નિજરમાં રે. તુ૦ ૩

### શ્રી મુનિસુવ્રતજિન ગીત.

મુનિસુવ્રત માહારાજ માહરા, મનનો વાસી રે;
આશા દાસી કરીને થયો, તું ઉદાસી રે. મુ૦ ૧
મુગતિવિલાસી તું અવિનાસી, ભવની ફાંસી રે;
ભંજીને ભગવંત થયો તું, સહજવિલાસી રે. મુ૦ ૨
ચોદરાજ પ્રમાણ લોકાલોક પ્રકાસી રે;
ઉદયરત્ન પ્રભુ અંતરજામિ, જયોતિ વિકાસી રે. મુ૦ ૩

### શ્રી નમિનાથ ગીત.

નમિ નિરંજન નાથ નિર્મલ, ધરૂં ધ્યાને રે;
સુંદર જેહનો રૂપ સોહે, સોવન વાને રે. ન૦ ૧
વેણ તાહરા હું સુંણવા રસીયો, એકતાને રે;
નેણ માહરા રહ્યાં છે તરસી, નિરખવાને રે. ન૦ ૨
એક પલક જો રહસ્ય પામું, કોઇક થાને રે;
હું તું અંતરમે હળીમળું, અભેદ ધ્યાને રે. ન૦ ૩
આઠ પહોર હું તુજ આરાધું, ગાણું ગાને રે;
ઉદયરત્ન પ્રભુ નિહાલ કીજે, બોધદાને રે. ન૦ ૪

### શ્રી નેમિનાથ ગીત.

બોલ બોલરે પ્રીતમ મુજશું બોલ, મેલ આંટો રે;
પગલે પગલે પીડે મુજને, પ્રેમનો કાંટો રે. બો૦ ૧

રાજેમતી કહે છોડ છબીલા, મનનો ગાંઠો રે;
જિહાં ગાંઠો તિહાં રસ નહી જિમ, શેલડી સાંઠો રે. ઓ૦ ૨
નવ ભવનો મુને આપને નેમજી, નેહનો આંટો રે;
ધોયો કિમ ધોવાય જાદવજી, પ્રીતનો છાંટો રે. ઓ૦ ૩
નેમ રાજુલ બે મુગતિ પહોંચ્યા, વિરહ નાઠો રે;
ઉદયરત્ન કહે આપને સ્વામિ, ભવનો કાંઠો રે. ઓ૦ ૪

## શ્રી પાર્શ્વજિન ગીત.

ચાલ ચાલ કુમર ચાલ તાહરી, ચાલ ગમે રે;
તુજ દીઠડા વિના મીઠડા માહરા, પ્રાણ ભમે રે. ચા૦ ૧
ઓળામાંહિ પડતું મેલે, રીસે દમે રે;
માવડી વિના આવડું ખુંધું, કુણ ખમે રે. ચા૦ ૨
માતા વામા કહે મુખડું જોતાં, દુખડાં શમે રે;
લળિલળિ ઉદયરત્ન પ્રભુ, તુજને નમે રે. ચા૦ ૩

## શ્રી મહાવીરજિન ગીત.

આવ આવરે માહરા મનડા માંહે, તું છે પ્યારો રે;
હરીહરાદિક દેવહુંતી, હું છું ન્યારો રે. આ૦ ૧
અહો મહાવીર ગંભીર તું તો, નાથ માહરો રે;
હું નમું તુને ગમે મુને, સાથ તાહરો રે. આ૦ ૨
સાહીસાહીરે મીઠડાં હાથ માહરા, વૈરી વારો રે;
દ્યો દ્યોરે દર્શન દેવ મુને, દે ને લારો રે. આ૦ ૩
તું વિના ત્રિલોકમેં કેહનો, નથી ચારો રે;
સંસાર પારાવારનો સ્વામિ, આપને આરો રે. આ૦ ૪
ઉદયરત્ન પ્રભુ જગમે જોતાં તું છે તારો રે;
તાર તારરે મુને તાર તું, સંસાર સારો રે. આ૦ ૫

---

# ૧૦ વિભાગ પંડિત શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્ર પૂજા.



## ( ઢાલ પહેલી. )

ચૌતિસે અઇસય જુઓ, વચનાતિસય જુત્ત;
સો પરમેશ્વર દેખિ ભવિ, સિંહાસણ સંપત્ત. ૧

(ઢાલ) સિંહાસણ બેઠા જગ ભાણ, દેખિ ભવિક જન ગુણ મણિ ખાણ;
જે દીઠે તુજ નિરમલ નાણ, લહિએ પરમ મહોદય ઠાણ;
કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરા ચરણ કમલ સેવે
ચોસઠ ઇંદા. ૧

(ગાથા) જો નિયગુણ પજ્જૈર રમ્યો, તસુ અનુભવ એગંત;
સુહ પુગ્ગલ આરોપતાં, જોતસુ રંગ નિરત્ત. ૨

(ઢાલ) જે નિજ આતમગુણ આણંદી, પુગ્ગલ સંગે જેહ અફંદી;
જે પરમેશ્વર નિજ પદ લીન, પૂજો પ્રણમો ભવ્ય અદીન;
કુસુમાંજલિ મેલો શાંતિ જિણંદા. તોરા૦ ૨

(ગાથા) નિમ્મલ નાણ પયાસકર, નિમ્મલ ગુણ સંપન્ન;
નિમ્મલ ધમ્મો વએસ કર, સો પરમપ્પા ધન્ન. ૩

(ઢાલ) લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી;
પરમાનંદ તણી નીશાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી;
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા. તોરા૦ ૩

(ગાથા) જે સિઝ્ઝા સિઝ્ઝંતિ જે, સિઝ્ઝં સંતિ અણંત;
જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિહંત. ૪

(ઢાલ) શિવ સુખ કારણ જે ત્રિકાલે, સમપરિણામે જગત નિહાલે;
ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇંદ્રાદિક જસુ ચરણ પખાલે;
કુસુમાંજલિ મેલો પાસ જિણંદા. તોરા૦ ૪

(ગાથા) સમ દિઠ્ઠી દેસ જય, સાહુ સાહુણી સાર;
આચારિજ ઊવઝ્ઝાય મુણિ, જો નિમ્મલ આચાર. ૫

(ઢાલ) ચઊવ્વિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષ તણું કારણ નિરધાર્યું;
વિવિહ કુસુમ વર જાતિ ગહેવી, તસુ ચરણે પ્રણમંત ઠવેવી;
કુસુમાંજલિ મેલો વીર જિણંદા. તોરા૦ ૬

(વસ્તુ છંદ) સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ;
કલ્લાણકવિહિ સંઠવિય, કરિસ ધમ્મ સુપવિત્ત;
સુંદર સય ઈગસત્તરિ તિત્થંકર, ઈગ સમય વિરહંતિ મહીયલ;
ચવણ સમય ઇગવીસ જિણ, જમ્મ સમય ઇગવીસ;
ભત્તીય ભાવે પૂજીયા, કરો સંઘ સુજગીસ. ૧

## ( ઢાલ બીજી. )

ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિન ભક્તિ પ્રમુખ ગુણ પરિણમ્યા;
તજી ઇંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના. ૧
અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા;
સવિ જીવ કરૂં શાસન રસી, ઈસી ભાવદયા મન ઉલ્લસી. ૨
લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલું;
આયુ બંધ વચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગે તે થિર ધરી. ૩
ત્યાંથી ચવિય લહે નરભવ ઉદ્ધાર, ભરતે તેમ ઐરવ તેજ સાર;
મહા વિદેહે વિજયે વર પ્રધાન, મધ્ય ખંડે અવતરે જિન નિધાન. ૪

## અથ સુપનાની ઢાલ ત્રીજી.

પુણ્યે સુપનાહ દેખે, મન માંહે હર્ષ વિશેષે;
ગજવર ઉજ્વલ સુંદર, નિર્મલ વૃષભ મનોહર. ૧
નિર્ભય કેશરી સિંહ, લક્ષ્મી અતિહી અબીહ;
અનુપમ ફૂલની માલ, નિર્મલ શશિ સુકોમલ. ૨
તેજે તરણી અતિ દીપે, ઇંદ્ર ધ્વજા જગઝીપે;
પૂરણ કલશ પંડૂર, પદ્મ સરોવર પૂર. ૩
અગ્યારમે રયણાયર, દેખે માતા ગુણ સાયર;
બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્ન નિધાન. ૪
અગ્નિ શિખા નિર્ધૂમ, દેખે માતાજી અનોપમ;
હરખી રાયને ભાસે, રાજા અરથ પ્રકાશે. ૫
જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર;
ઇંદ્રાદિક જસુ નમશે, સકલ મનોરથ ફલશે. ૬
(વસ્તુ છંદ) પુણ્યઉદય પુણ્યઉદય ઉપન્નાજિનનાહ, માતા તવ રયણી સમે,
દેખી સુપન હરખંતિ જાગીય, સુપન કહી નિજ કંતને;

સુપન અરથ સાંભલો સોભાગીય, ત્રિભુવન તિલક મહા ગુણી,
હોશે પુત્ર નિધાન, ઇંદ્રાદિક જસુ પાય નમી, કરશે સિદ્ધિ
વિધાન. ૧

## ( ઢાલ ચોથી. )

સોહમપતિ આસન કંપીઓ, દેઈ અવધિ મન આણંદીયો એ;
નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજલ તારણ પ્રગટ્યો ઝહાજ. ૧
ભવઅડવી પારગ સથ્થવાહ, કેવલ નાણા ઈય ગુણ અગાહ;
શિવ સાધન ગુણ અંકૂરો જેહ, કારણ ઉલટ્યો આસાઢિ મેહ. ૨
હરખે વિકસીતવ રોમરાય, વલયાદિકમાં નિજ તનુ ન માય;
સિંહાસનથી ઉઠ્યો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ. ૩
સગ અડ પય સાહમો આવિ તથ્થ, કરિ અંજલિઈય પ્રણમીય મથ્થ;
મુખે ભાખે એ ક્ષણ આજ સાર, તિય લોય પહુ દીઠો ઉદાર. ૪
રે રે નિસુણો શુર લોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ;
તસુશાંતિ કરણ જલધર સમાન, મિથ્યા વિષ ચૂરણ ગરૂડવાન. ૫
તે દેવ સકલ તારણ સમથ્થ, પ્રગટ્યો તસ પ્રણમી હુવો સનથ્થ;
એમ જંપી શક્ર સ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખે સુણેવિ. ૬
ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હુવો મંગલ નિધાન;
નરક્ષેત્રે આ રજવંસ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ. ૭
પિતા માતા ધરે ઓચ્છવ અશેષ, જિનશાસન મંગલ અતિ વિશેષ;
સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમ અર્થિ જનને ઉમંગ. ૮
શુભ વેલા લગને તીર્થ નાથ, જનમ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ;
સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઈ વધાઇ થઈ અતીવ. ૯

## ( ઢાલ પાંચમી. )

શ્રી તીર્થ પતિનું કલશ મજ્જન, ગાઇએ સુખકાર,
નરખિત્ત મંડણ દુહ વિહંડણ, ભવિક મન આધાર;
તિહાં રાવ રાણા હર્ષ ઓચ્છવ, થયો જગ જયકાર,
દિશિ કુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર. ૧
નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણ છંદ,
જિન જનની પાસે આવિ પોહોતી, ગહ ગહતી આણંદ;
હે માય! તેં જિનરાજ જાયો, શુચિ વધાયો રમ્મ,
અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશ સુઇકમ્મ. ૨

તિહાં ભૂમિ શોધન દીપ દર્પણ, વાય વીંજણ ધાર,
તિહાં કરીય કદલી ગેહ જિનવર, જનનિ મજ્જનકાર;
વરરાખડી જિન પાણી બાંધી, દીએ એમ આશીષ,
જુગ કોડા કોડિ ચિરંજીવો, ધર્મ દાયક ઇશ. ૩

## (ઢાલ છઠ્ઠી.)

જિન રયણીજી, દશોદિશિ, ઉજ્જવલતા ધરે,
શુભ લગનેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે;
જિન જનમ્યાજી, જેણે અવસર માતા ઘરે,
તેણે અવસરજી, ઇંદ્રાસન પણ થરહરે.
(ત્રુટક) થરહરે આસન ઇંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો,
જિન જન્મ ઓત્સવ કાલ જાણી, અતિહી આનંદ ઉપન્યો;
જિન સિદ્ધિ સંપતિ હેતુ જિનવર, જાણી ભગતે ઉમહ્યો,
વિકસિત વદન પ્રમોદ વધતે, દેવ નાયક ગહ ગહ્યો. ૧
(ઢાલ) તવ સુરપતિજી, ઘંટા નાદ કરાવએ,
સુર લોકે જી, ઘોષણ એહ દેવરાવ એ;
નરક્ષેત્રે જી, જિનવર જન્મ હુઓ અછે,
તસુ ભગતે જી, સુરપતિ મંદિર ગિરિ ગછે.
(ત્રુટક) ગચ્છેતિ મંદર શિખર ઉપર, ભુવન જીવન જિન તણા,
જિન જન્મ ઓત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણા;
તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મલ, દેવાધિદેવ નિહાલતાં,
આપણાં પાતક સર્વ જાશે, નાથ ચરણ પખાલતાં. ૨
(ઢાલ) એમ સાંભલી જી, સુરવર કોડિબહુ મલી,
જિન વંદનજી, મંદરગિરિ સામા ચલી;
સોહમપતિ જી, જિનજનની ઘરે આવિયા,
જિન માતાજી, વંદી સ્વામિ વધાવિયા.
(ત્રુટક) વધાવિયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃત પુણ્ય એ,
ત્રૈલોક્યનાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ;
હે જગત જનની! પુત્ર તુમચો, મેરૂવર મજ્જન કરી,
ઉત્સંગ તુમચે વલીય થાપીશ, આતમા પુણ્યે ભરી. ૩

(ઢાલ) સુર નાયકજી, જિન નિજકર કમલે ઠવ્યા,
પંચ રૂપેજી, અતિશે મહિમાએ સ્તવ્યા;
નાટક વિધિ જી, તવબત્રીશ આગલ વહે,
સુર કોડિ જી, જિન દર્શનને ઉમહે.
(ત્રુટક) સુર કોડા કોડિ નાચતી વલી, નાથ શુચિ ગુણ ગાવતી,
અપ્છરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી;
જયો જયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશીષ એ,
અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ. ૪
(ઢાલ) સુર ગિરિવર જી, પાંડુક વનમે ચિહું દિશે,
ગિરિ શિલ પર જી, સિંહાસન સાસય વસે;
તિહાં આણી જી, શક્રે જિન ખોલે ગ્રહ્યા,
ચોસઠે જી, તિહાં સુરપતિ આવી રહ્યા.
(ત્રુટક) આવિયા સુરપતિ સર્વ ભગતે, કલશ શ્રેણિ બણાવ એ,
સિદ્ધાર્થ પમુહા તીર્થ ઔષધિ, સર્વ વસ્તુ અણાવ એ;
અચુઅપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડા કોડિને,
જિન મજ્જનારથ નીર લાવો, સર્વે સુર કર જોડીને. ૫

## ( ઢાલ સાતમી. )

આતમસાધન રસી દેવકોડી હસી, ઉલ્લસીને ધસી ખીરસાગર દિશી;
પઉમદહ આદિદહ ગંગપમુહા નઇ, તીર્થજલ અમલ લેવા ભણી તે ગઈ. ૧
જાતિ અડ કલશ કરિ સહસ અઠ્ઠોત્તરા, છત્ર ચામર સિંહાસણ સુભતરા;
ઉપગરણ પુફ્ફ ચંગેરિ પમુહા સવે, આગમે ભાખિયા તેમ આણી ઠવે. ૨
તીર્થજલ ભરિય કર કલશ કરિ દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિરતા;
તિરિય નર અમરને હર્ષ ઉપજાવતા, ધન્ય અમ્હ શક્તિ શુચિ ભક્તિ
એમ ભાવતા. ૩
સમકિત બીજ નિજ આત્મ આરોપતા, કલશ પાણી મિશે
ભક્તિજલ સીંચતા;
મેરૂ સિહરોવરે સર્વ આવ્યા વહી, શક્ર ઉત્સંગ જિન દેખિ મન
ગહગહી. ૪
(વસ્તુ છંદ) હંહો દેવા હંહો દેવા અણાઈ કાલો, અદિઠ્ઠ પુવ્વો,
તિલોય તારણો, તિલોય બંધુ, મિચ્છત મોહ વિદ્ધંસણો;
અણાઇ તિણ્હા વિણાસણો, દેવાહિ દેવો દીઠ્ઠોહિય કામેહિં. ૫

(ઢાલ તેહીજ) એમ પભણંત વણ ભવણ જોઇસરા;
દેવ વેમાણિયા ભત્તિ ધમ્માયરા, કેવિ કપ્પહુિયા કેવિ મિત્તાણુગા;
કેવિ વર રમણિ વયણેણ અઇ ઉચ્છગા. ૬

(વસ્તુ છંદ) તથ્થ અચ્ચુઅ તથ્થ અચ્ચુઅ ઇંદ્ર આદેસ,
કર જોડિ સવિ દેવગણ, લેય કલસ આદેસ પામિય;
અદભૂત રૂપ સરૂપ જૂઅ, કવણ એહ ઉત્સંગ સામિય,
ઇંદ્ર કહે જગ તારણો, પારગ અમ પરમેસ;
નાયક દાયક ધમ્મ નિહિ, કરિએ તસુ અભિસેસ. ૧

## (ઢાલ આઠમી.)

પૂર્ણ કલશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે;
આતમ નિર્મલ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે;
અચ્ચુતાદિક સુરપતિ મજજન, લોકપાલ લોકાંત;
સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત. ૧
(ગાહા) તવ ઇસાણ સુરિંદો, સક્કં પભણેઇ કરઇ સુપસાઓ;
તુમ અંકે મહુજ્જા હો, ખિણ મિત્તં અમ્હ અપ્પેહ. ૨
તા સકિંદો પભણેઇ, સાહુમિવચ્છલંમિ બહુ લાહો;
આણા એવં તેણં ગિણહુવોહો ઉક્કયથ્થાભો. ૩
(ઢાલ તેહીજ) સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ;
કરિય વિલેપણ પુફ્ફ માલ ઠવિ, વર આભરણ અભંગ.
તવસુરવર બહુ જય જય રવ કરિ, નાચે ધરી આણંદ;
મોક્ષ માર્ગ સારથ પતિ પામ્યો, ભાંજશું હુવે ભવ ફંદ. ૪
કોડિ બત્તીશ સોવન ઉવારી, વાજંતે વર નાદે;
સુરપતિ સંઘ અમર શ્રી પ્રભુને, જનનીને સુપ્રસાદે.
આણી થાપી એમ પયપે, અમ નિસ્તરિયા આજ;
પુત્ર તુમારો ધણીઇ હમારો, તારણ તરણ ઝહાજ. ૫
માત જતન કરિ રાખજો એહને, તુમ સુત અમ આધાર;
સુરપતિ ભગિત સહિત નંદીશર, કરે જિન ભક્તિ ઉદાર.
નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણસાર;
દીક્ષા કેવલ જ્ઞાન કલ્યાણક, ઇચ્છા ચિત્ત મઝાર. ૬

ખરતરગચ્છ જિન આણારંગી, રાજસાગર ઉવઝાય;
જ્ઞાન ધર્મ દીપ ચંદ સુપાઠક, સુગુરૂ તણે સુપસાય.
દેવચંદ્ર જિન ભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ;
બોધ બીજ અંકૂરો ઉલ્લસ્યો, સંઘ સકલ આનંદ. ૭

(કલશ) ઈમ પૂજા ભગતે કરો, આતમ હિત કાજ;
તજિય વિભાવ નિજ ભાવમે, રમતા શિવ રાજ. ૧
કાલ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ;
સંપય સીમંધર પ્રભુ, કેવલ નાણ દિણંદ. ૨
જન્મ મહોત્સવ એણી પરે, શ્રાવક રૂચિવંત;
વિરચે જિન પ્રતિમા તણો, અનુમોદન ખંત. ૩
દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવ પાર;
જિન પડિમા જિનસારખી, કહી સૂત્ર મઝાર. ૪

---

## ૪૦ વિભાગ વિધવિધ પદ પૂજા સંગ્રહ.



### શ્રી અરિહંત પદ પૂજા સ્તવન.

દૂહો—પરમ પંચ પરમેષ્ઠિમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિખેપે ધ્યાઇએ, નમો નમો શ્રી જિનભાણ. ૧

ઢાલ—શ્રી અરિહંત પદ ધ્યાઇયે, ચોત્રીશ અતિશયવંતા રે;
પાંત્રીશ વાણી ગુણે ભર્યા, બાર ગુણે ગુણવંતા રે. શ્રી૦ ૧
અડહિય સહસ લક્ષણ દેહે, ઈંદ્ર અસંખ્ય કરે સેવા રે;
ત્રિહું કાલના જિન વાંદવા, દેવ પંચમ મહાદેવા રે. શ્રી૦ ૨
પંચ કલ્યાણક વાસરે, ત્રિભુવન થાય ઉદ્યોત રે;
દોષ અઢાર રહિત પ્રભુ, તરણ તારણ જગ પોત રે. શ્રી૦ ૩
ખટ્કાય ગોકુલ પાલવા, મહાગોપ કહેવાય રે;
દયા પડહ વજડાવવા, મહા માહણ જગતાયરે. શ્રી૦ ૪
ભવોદધિ પાર પમાડતા, ચોથા વર્ગ દેખાવે રે;
ભાવ નિયમિક ભાવિયો, મહાસથ્થવાહ શોહાવે રે. શ્રી૦ ૫

અસંખ્ય પ્રદેશ નિર્મલ થયા, છતિપર્યાય અનંતા રે;
નવનવા જ્ઞેયની વર્ત્તના, અનંતા અનંતી જાણુંતા રે. શ્રી૦ ૬
પિંડ પદસ્થ રૂપસ્થમાં, દ્રવ્ય ગુણ પર્યાયે ધ્યાયા રે;
દેવ પાલાદિ સુખી થયા, સૌભાગ્ય લક્ષ્મીપદ પાયા રે. શ્રી૦ ૭

## શ્રી સિદ્ધ પદ પૂજા સ્તવન.

દૂહો—ગુણ અનંત નિર્મલ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મ મળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ. ૧
ઢાલ—શ્રી સિદ્ધ પદ આરાધિયે રે, ક્ષય કીધાં અડકર્મ; રે શિવ વસિયા.
અરિહંતે પણ માનિયા રે, સાદી અનંત સ્થિતિશર્મ;
રે શિવ વસિયા.
શિવ વસિયા રે મારે મન વસિયા, દિલ વસિયા મહારાજ રે;
શિવ વસિયા. ટેક. ૧
ગુણ એકત્રીશ પરમાતમા રે, તુરિય દશા આસ્વાદ રે; શિ૦
એવંભૂત નયે સિદ્ધ થયા રે, ગુણગણનો આલ્હાદ રે. શિ૦ ૨
સુરગણ સુખ ત્રિહું કાળના રે, અનંત ગુણાં તે કીધ રે; શિ૦
અનંત વર્ગે વર્ગિત કર્યા રે, તોપણ સુખ ન સમીધ રે. શિ૦ ૩
બંધ ઉદય ઉદીરણા રે, સત્તા કર્મ અભાવ રે. શિ૦
ઉર્ધ્વ ગતિ કરે સિદ્ધજી રે, પૂર્વ પ્રયોગ સદ્ભાવ રે. શિ૦ ૪
ગતિ પરિણામિક ભાવથી રે, બંધન છેદન યોગ રે; શિ૦
અસંગ ક્રિયા બલે નિર્મલો રે, સિદ્ધ ગતિનો ઉદ્યોગ. શિ૦ ૫
પએસંતર અણ ફરસતા રે, એક સમયમાં સિદ્ધ રે; શિ૦
ચરમ ત્રિભાગ વિશેષથી રે, અવગાહન ઘન કીધ રે. શિ૦ ૬
સિદ્ધ-શિલાની ઉપરે રે, જ્યોતિમાં જ્યોતિ નિવાસ રે; શિ૦
હસ્તિપાલપરે સેવતાં રે, સૌભાગ્ય લક્ષ્મિ પ્રકાશ રે. શિ૦ ૭

## શ્રી પ્રવચન, (સંઘ) પદ પૂજા સ્તવન.

દૂહો—ભાવામય ઔષધ સમી, પ્રવચન અમૃત વૃષ્ટિ;
ત્રિભુવન જીવને સુખ કરૂ, જય જય પ્રવચન દ્રષ્ટિ. ૧
ઢાલ—પ્રવચન પદને સેવિયે રે, જૈન દર્શન સંઘરૂપ;
અરિહા પણ નમે તીર્થને રે, સમવસરણના ભૂપ;
મેં કીનો સહિ પ્રવચન પદશું રાગ. મે૦ ટેક. ૧

પ્રવચન ભક્તિ રાગથી રે, થયા સંભવ જિનરાય;
સઘળા ધર્મ કારજ તણારે, એહમાં પુણ્ય સમાય, મે૦ ૨
પાપ ક્ષેત્ર સાત વારિયે રે, પુણ્ય ક્ષેત્ર સાત ઠામ;
સવા લાખ જિન મંદિરાં રે, જિનમંડિત પુર ગ્રામ. મે૦ ૩
સવા કોડી જિન બિંબને રે, ભરાવે સંપ્રતિરાય;
જ્ઞાન ભંડાર એકવીશ કર્યા રે, કુમર નરિંદ શુભ ઠાય. મે૦ ૪
યથોચિત ચઉવિહ સંઘની રે, ભરતાદિક પરે ભક્તિ;
દ્રવ્ય ભાવથી આદરો રે, યોગ અવંચક શક્તિ. મે૦ ૫
પદસ્થ ધ્યાને કરી આત્મને રે, તન્મય કરણ પ્રકાર;
સહજાનંદ વિલાસતા રે, સૌભાગ્ય લક્ષ્મિ પદ ધાર. મે૦ ૬

## શ્રી યશોવિજયજી કૃત અરિહંત પદ પૂજા.

ઢાલ—ત્રીજે ભવ વર સ્થાનક તપ કરી, જેણે બાંધ્યું જિનનામ;
ચોસઠ ઇંદ્રે પૂજિત તે જિન, કીજે તાસ પ્રણામ રે;
ભવિકા સિદ્ધ ચક્ર પદવંદો, જેમ ચિરકાળે નંદો રે. ભ૦ ૧
જેહને હોય કલ્યાણક દિવસે, નરકે પણ અજવાળું;
સકલ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ ટાલું રે. ભ૦ ૨
જે તિહું નાણ સમગ્ગ ઉપ્પન્ન, ભોગ કરમ ક્ષીણ જાણી;
લેઇ દીક્ષા શિક્ષા દિયે જનને, તે નમિયે પ્રાણી રે. ભ૦ ૩
મહા ગોપ મહા માહણ કહિયે, નિર્યામક સથ્થવાહ;
ઓપમા એહવી જેહને છાજે, તે જિન નમિયે ઉત્સાહ રે. ભ૦ ૪
આઠ પ્રતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણયુત વાણી;
જે પ્રતિબોધ કરે જગજનને, તે જિન નમિયે પ્રાણી રે. ભ૦ ૫

## શ્રી યશોવિજયજી કૃત સિદ્ધ પદ પૂજા.

ઢાલ—સમય પએસંતર અણફરસી, ચરમ તિભાગ વિશેષ;
અવગાહન લહી જે શિવ પોહોતા, સિદ્ધ નમો તે અશેષ રે. ભ૦ ૧
પૂર્વ પ્રયોગને ગતિ પરિણામે, બંધન છેદ અસંગ;
સમય એક ઉર્ધ્વ ગતિ જેહની, તે સિદ્ધ પ્રણમો રંગ રે. ભ૦ ૨
નિર્મલ સિદ્ધ શિલાની ઉપરે, જોયણ એક લોગંત;
સાદિ અનંત તિહાં સ્થિતિ જેહની, તે સિદ્ધ પ્રણમો સંત રે. ભ૦ ૩

જાણે પણ ન શકે કહી પુર ગુણ, પ્રાકૃત તેમ ગુણ જાસ;
ઉપમા વિણ નાણી ભવમાંહે, તે સિદ્ધ દીયો ઉલ્લાસ રે. ભ૦ ૪
જ્યોતિશું જ્યોતિ મલી જસ અનુપમ, વિરમી સકલ ઉપાધિ;
આતમરામ રમાપતિ સમરો, તે સિદ્ધ સહજ સમાધિ રે. ભ૦ ૫

## શ્રી યશોવિજયજી કૃત સૂરિ પદ પૂજા.

ઢાલ—પંચ આચાર સુધા પાળે, મારગ ભાખે સાચો;
તે આચારજ નમિયે તેહશું, પ્રેમ કરીને જાચો રે. ભ૦ ૧
વર છત્રીશ ગુણે કરી સોહે, યુગ પ્રધાન જન મોહે;
જગ બોહે ન રહે ખિણ કોહે, સૂરિનમું તે જોહે રે. ભ૦ ૨
નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહિ વિકથા ન કષાય;
જેહને તે આચારજ નમિયે, અકલુષ અમલ અમાય રે. ભ૦ ૩
જે દીયે સારણ વારણ ચોયણ, પડિ ચોયણ વલી જનને;
પટધારી ગચ્છ થંભ આચારજ, તે માન્યા મુનિ મનને રે. ભ૦ ૪
અથમિયે જિન સૂરજ કેવલ, વંદીજે જગદીવો;
ભુવન પદારથ પ્રકટ ન પટુતે, આચારજ ચિરંજીવો રે. ભ૦ ૫

## શ્રી ઉપાધ્યાયજી પદ પૂજા.

ઢાલ—દ્વાદશ અંગ સઝ્ઝાય કરે જે, પારગ ધારગ તાસ;
સૂત્ર અર્થ વિસ્તાર રસિક તે, નમો ઉવઝ્ઝાય ઉલ્લાસ રે. ભ૦ ૧
અર્થ સૂત્રને દાન વિભાગે, આચારજ ઉવઝ્ઝાય;
ભવ ત્રીજે જે લહે શિવ સંપદ, નમિયે તે સુપસાય રે. ભ૦ ૨
મૂરખ શિષ્ય નિપાઇ જે પ્રભુ, પાહાણને પલ્લવ આણે;
તે ઉવઝ્ઝાય સકલજન પૂજિત, સૂત્ર અર્થ સવિ જાણે રે. ભ૦ ૩
રાજકુમર સરિખા ગણ ચિંતક, આચારજ પદ યોગ;
જે ઉવઝ્ઝાય સદા તે નમતાં, નાવે ભવ ભય સોગ રે. ભ૦ ૪
બાવના ચંદન રસ સમ વયણે, અહિત તાપ સવિ ટાલે;
તે ઉવઝ્ઝાય નમી જે જે વલી, જિન શાસન અજુવાળે રે. ભ૦ ૫

## શ્રી પદ્મવિજયજી કૃત પાઠક પદ પૂજા.

દૂહો—ચોથે પદ પાઠક નમું, સકલ સંઘ આધાર;
ભણે ભણાવે સાધુને, સમતા રસ ભંડાર. ૧

ઢાલ—તું તો પાઠક પદ મન ધર હો, રંગીલે જીઉરા; એ ટેક.
રાયરાંક જસુ નિકટેં આવે, પણજસુ નહિ નિજ પર હો. રં૦
સારણાદિક ગચ્છ માંહે કરતા, પણ રમતા નિજ ઘર હો. રં૦ ૧
દ્વાદશાંગ સઝ્ઝાય કરણકું, જે નિશિ દિન તત્પર હો; રં૦
એ ઉવઝ્ઝાય નિર્યામક પામી, તું તો ભવસાયર સુખે તર હો. રં૦ ૨
જે પરવાદિ મતંગજ કેરો, ન ધરે હરિપરેં ડરહો; રં૦
ઉત્તમ ગુરૂપદ પદ્મ સેવનથેં, પકડે શિવવધૂ કર હો. રં૦ ૩

## શ્રી યશોવિજયજી કૃત મુનિપદ પૂજા.

ઢાલ—જેમ તરૂફૂલે ભમરો બેસે, પીડા તસ ન ઉપાવે;
લેઇ રસ આતમ સંતોષે, તેમ મુનિ ગોચરી જાવે રે;
ભવિકા સિદ્ધચક્ર પદ વંદો, જેમ ચીર કાળે નંદો રે. ભ૦ ૧
પંચ ઇંદ્રીયને જે નિત્ય ઝીપે, ખટકાયક પ્રતિપાલ;
સંયમ સત્તર પ્રકારે આરાધે, વંદું તેહ દયાલ રે. ભ૦ ૨
અઢાર સહસ્સ શીલાંગના ધોરી, અચલ આચાર ચરિત્ર;
મુનિ મહંત જયણાયુત વંદી, કીજે જનમ પવિત્ર રે. ભ૦ ૩
નવવિધ બ્રહ્મગુપ્તિ જે પાલે, બારસ વિહ તપ શૂરા;
એહવા મુનિ નમિયે જો પ્રગટે, પૂર્વ પુણ્ય અંકૂરા રે. ભ૦ ૪
સોના તણીપરે પરિક્ષા દીસે, દિન દિન ચઢતે વાને;
સંજમ ખપ કરતા મુનિ નમિયે, દેશ કાળ અનુમાને રે. ભ૦ ૫

## શ્રી દર્શન પદ પૂજા.

ઢાલ—શુદ્ધ દેવ ગુરૂધર્મ પરિક્ષા, સદહણા પરિણામ;
જેહ પામીજે તેહ નમીજે, સમ્યક્ દર્શન નામ રે. ભ૦ ૧
મલ ઉપશમ ક્ષય ઉપશમ ક્ષયથી, જે હોય ત્રિવિધ અભંગ;
સમ્યક્ દર્શન તેહ નમીજે, જિનધર્મે દ્રઢ રંગ રે. ભ૦ ૨
પંચ વાર ઉપશમિય લહીજે, ક્ષય ઉપશમિય અસંખ;
એકવાર ક્ષાયિક તે સમકિત, દર્શન નમિયે અસંખ રે. ભ૦ ૩
જે વિણ નાણ પ્રમાણ ન હોવે, ચારિત્ર તરૂ નવિ ફલિયો;
સુખ નિર્વાણ ન જે વિણ લહીયે, સમકિત દર્શન બલીયો રે.
ભ૦ ૪

સડસઠ બોલે જે અલંકરીયો, જ્ઞાન ચારિત્રનું મૂલ;
સમકિત દર્શન તે નિત્ય પ્રણમું, શિવ પંથનું અનુકૂલ રે. ભ૦ ૫

## શ્રી પદ્મવિજયજી કૃત દર્શન પદ પૂજા.

દૂહો—સમકિત વિણ નવ પૂરવી, અજ્ઞાનિ કહેવાય;
સમકિત વિણ સંસારમાં, અરહો પરહો અથડાય. ૧
ઢાલ—પ્રભુ નિર્મલ દર્શન કીજીયે; એ આંકણી.
આતમ જ્ઞાનકો અનુભવ દર્શન, સરસ સુધારસ પીજીયે.
પ્રભુ૦ ૧
જસ અનુભાવ અનંત પરિઅટ્ટા, ભવ સંસાર શું છીજીયે; પ્રભુ૦
ભિન્ન મુહૂર્ત્ત દર્શન ફરશનથેં, અર્દ્ધ પરિયટ્ટં સીજીયે. પ્રભુ૦ ૨
જેહથી હોવે દેવ ગુરૂકુનિ, ધર્મ રંગ અટ્ઠિમિજીયે; પ્રભુ૦
ઇસ્યો ઉત્તમ દરશન પામી, પદ્મ કહે શિવ લીજીયે. પ્રભુ૦ ૩

## શ્રી યશોવિજયજી કૃત જ્ઞાન પદ પૂજા.

ઢાલ—ભક્ષા ભક્ષ ન જે વિણ લહિયે, પેય અપેય વિચાર;
કૃત્ય અકૃત્ય ન જે વિણ લહિયે, જ્ઞાન તે સકલ આધાર રે;
ભવિકા સિદ્ધ ચક્ર પદ વંદો, જેમ ચીર કાળે નંદો રે. ભ૦ ૧
પ્રથમ જ્ઞાનને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યું;
જ્ઞાનને વંદો જ્ઞાન ન નિંદો, જ્ઞાનીયે શિવ સુખ ચાખ્યું રે.
ભ૦ ૨
સકલ ક્રિયાનું મૂલ જે શ્રદ્ધા, તેહનું મૂલ જે કહિયે;
તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણ કહો કેમ રહિયે રે. ભ૦ ૩
પંચ જ્ઞાન માંહિ જેહ સદાગમ, સ્વપર પ્રકાશક જેહ;
દીપક પરે ત્રિભુવન ઉપકારી, વળી જેમ રવિ શશિ મેહ રે. ભ૦ ૪
લોક ઉર્ધ્વ અધો તિર્યગ્ જ્યોતિષ, વૈમાનીકને સિદ્ધ;
લોકા લોક પ્રગટ સવિ જેહથી, તેહ જ્ઞાને મુજ શુદ્ધ રે. ભ૦ ૫

## શ્રી વિજયલક્ષ્મિજી સૂરિ કૃત જ્ઞાન પદ પૂજા.

દૂહો—અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમ ભીતિ;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ. ૧

ઢાલ—જ્ઞાન પદ ભજિયે રે, જગત શુભંકર, પાંચ એકાવન્ન ભેદે રે;
સમ્યગ્ જ્ઞાન જે જિનવર ભાષિયું, જડતા જનની ઉચ્છેદે રે.
જ્ઞા૦ ટેક. ૧
ભક્ષાભક્ષ વિવેચન પરગડો, ખીરનીર જેમ હંસો રે;
ભાગ અનંતમોરે અક્ષરનો સદા, અપ્રતિપાતિ પ્રકાશ્યો રે. જ્ઞા૦ ૨
મનથી ન જાણે રે કુંભકરણ વિધિ, તેહેથી કુંભ કેમ થાશે રે;
જ્ઞાન દયાથી રે પ્રથમ છે નિયમા, સદસદભાવ વિકાસે રે. જ્ઞા૦ ૩
કંચન નાણું રે લોચનવંત લહે, અંધો અંધ પુલાય રે;
એકાંત વાદીરે તત્ત્વપામે નહિ, સ્યાદ્વાદ રસ સમુદાય રે. જ્ઞા૦ ૪
જ્ઞાન ભર્યા ભરતાદિક ભવતર્યા, જ્ઞાન સકલ ગુણ મૂલ રે;
જ્ઞાની જ્ઞાનતણી પરિણુતિ થકી, પામે ભવજલ કૂલ રે. જ્ઞા૦ ૫
અલ્પાગમ જઇ ઉગ્રવિહાર કરે, વિહરે ઉધમવંત રે;
ઉપદેશ માલામાં કિરિયા તેહની, કાય કલેશ તસહુંત રે. જ્ઞા૦ ૬
જયંત ભૂપેરે જ્ઞાન આરાધતો, તીર્થંકર પદ પામે રે;
રવિ શશિ મેહ પરે જ્ઞાન અનંત ગુણી, સૌભાગ્ય લક્ષ્મિ
હિત કામરે. જ્ઞા૦ ૭

## શ્રી અભિનવ જ્ઞાન પદ પૂજા.

દૂહો—જ્ઞાન વૃક્ષ સેવો ભવિકા, ચારિત્ર સમકિત મૂલ;
અજર અગમ પદ ફળ લહો, જિનવર પદવી ફૂલ. ૧
ઢાલ—અભિનવ જ્ઞાન ભણો મુદારેલાલ, મૂકી પ્રમાદ વિભાવરે,
હું વારીલાલ;
બુદ્ધિના આઠ ગુણ ધારિયે રે લાલ, આઠ દોષનો અભાવ રે,
હું વારીલાલ;
પ્રણમો પદ અઢારમું રે લાલ. ટેક. ૧
દેશારાધક કિરિયા કહીરે લાલ, સર્વારાધક જ્ઞાન રે; હું૦
મુહૂર્ત્તાદિક કિરિયા કરેરે લાલ, નિરંતર અનુભવ જ્ઞાન રે.
હું૦ પ્ર૦ ૨
જ્ઞાનરહિત કિરિયા કરેરે લાલ, કિરિયા રહિત જે જ્ઞાન રે; હું૦
અંતર ખજુઆ રવિ જિસ્યો રે લાલ, ષોડશકની એવાણુ રે.
હું૦ પ્ર૦ ૩

છઠ અઠમાદિ તપે કરી રે લાલ, અજ્ઞાની જે શુદ્ધ રે; હું૦
તેહથી અનંત ગુણી શુદ્ધતા રે લાલ, જ્ઞાની પ્રગટ પણે
લદ્ધ રે. હું૦ પ્ર૦ ૪
રાચે ન જૂઠ કિરિયા કરી રે લાલ, જ્ઞાનવંત જુવો મુક્તિ રે; હું૦
જૂઠ સાચ આતમ જ્ઞાનથી રે લાલ, પરખે નિજ નિજ
વ્યક્તિ રે. હું૦ પ્ર૦ ૫
પાંચ ભેદ છે જ્ઞાનના રે લાલ, તેહ આરાધે જેહ રે; હું૦
સાગરચંદ્ર પરે પ્રભુ હુવે રે લાલ, સૌભાગ્યલક્ષ્મિ ગુણ
ગેહ રે. હું૦ પ્ર૦ ૬

## શ્રી શ્રુત પદ પૂજા.

દુહા—વક્તા શ્રોતા યોગ્યથી, શ્રુત અનુભવ રસ પીન;
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખ લીન. ૧
શાસન નાયક સાહિબ સાચો અતુલિ બલ અરિહંતોજી રે,
એ દેશી.

ઢાલ—શ્રુત પદ નમિયે ભાવે ભવિયા, શ્રુત છે જગત આધારજી રે;
દુઃસમ રજની સમયે સાચો, શ્રુત દીપક વ્યવહાર,
શ્રુતપદ નમિયેજી ટેક. ૧
બત્રીશ દોષ રહિત પ્રભુ આગમ, આઠ ગુણે કરી ભરિયુંજી રે;
અર્થથી અરિહંતજીયે પ્રકાશ્યું, સૂત્રથી ગણધર રચિયું. શ્રુ૦ ૨
ગણધર પ્રત્યેક બુધે ગૂંથ્યું, શ્રુત કેવળી દશ પૂર્વીજી રે;
સૂત્ર રાજાસમ અર્થ પ્રધાન છે, અનુયોગ ચારની ઉર્વી. શ્રુ૦ ૩
જેટલા અક્ષર શ્રુતના ભણાવે, તેટલા વર્ષ હજારજી રે;
સ્વર્ગનાં સુખ અનંતાં વિલસે, પામે ભવજલ પાર. શ્રુ૦ ૪
કેવલથી વાચકતા માટે, છે સુઅનાણ સમથ્થજી રે;
શ્રુત જ્ઞાની શ્રુત જ્ઞાને જાણે, કેવલી જેમ પસથ્થ. શ્રુ૦ ૫
કાલ વિનય પ્રમુખ છે અડવિધ, સૂત્રે જ્ઞાના ચારજી રે;
શ્રુત જ્ઞાનીનો વિનય ન સેવે, તો થાયે અતિચાર શ્રુ૦ ૬
ચઉદ ભેદે શ્રુત વીશ ભેદે છે, શ્રુત પિસ્તાલીશ ભેદજી રે;
રત્નચૂડ આરાધતો અરિહા, સૌભાગ્ય લક્ષ્મિ સુખ વેદ. શ્રુ૦ ૭

---

## શ્રી યશોવિજયજી કૃત ચારિત્ર પદ પૂજા.

ઢાલ—દેશ વિરતિને સર્વ વિરતિ જે, ગૃહીયતિને અભિરામ;
તે ચારિત્ર જગત્ જયવંતું, કીજે તાસ પ્રણામ રે;
ભવિકા સિદ્ધ ચક્ર પદ વંદો; જેમ ચીર કાળે નંદો રે. ભ૦ ૧
તૃણ પરે જે ખટ્ ખંડ સુખ છંડી, ચક્રવર્તી પણ વરિયો;
તે ચારિત્ર અક્ષય સુખ કારણ, તે મેં મનમાંહે ધરિયોરે. ભ૦ ૨
હુઆ રાંક પણ જે આદરી, પૂજિત ઇંદ નરિંદ;
અશરણ શરણ ચરણ તે વંદુ, પૂર્યું જ્ઞાન આનંદે રે. ભ૦ ૩
બાર માસ પર્યાયે જેહને, અનુત્તર સુખ અતિક્રમિયે;
શુક્લ શુક્લ અભિજાત્ય તે ઉપરે, તે ચારિત્રને નમિયે રે. ભ૦ ૪
ચયતે આઠ કરમનો સંચય, રિક્ત કરે જે તેહ;
ચારિત્ર નામ નિર્યુક્તે ભાખ્યું, તે વંદુ ગુણગેહ રે. ભ૦ ૫

## શ્રી તપ પદ પૂજા સ્તવન.

ઢાલ—જાણંતા ત્રિહું જ્ઞાને સંયુત, તે ભવ મુક્તિ જિણંદ;
જેહ આદરે કર્મ ખપેવા, તે તપ શિવતરૂ કંદ રે. ભ૦ ૧
કર્મ નિકાચિત પણ ક્ષય જાયે, ક્ષમા સહિત જે કરતા;
તે પણ નમિયે જેહ દીપાવે, જિનશાસન ઉજમતા રે. ભ૦ ૨
આમોસહી પમુહા બહુ લદ્ધી, હોવે જાસ પ્રભાવે;
અષ્ટ મહા સિદ્ધિ નવ નિધિ પ્રગટે, નમિયે તે તપ ભાવે રે. ભ૦ ૩
ફલ શિવ સુખ મહોટું સુર નરવર, સંપત્તિ જેહનું ફૂલ;
તે તપ સુરતરૂ સરિખું વંદુ, સમ મકરંદ અમૂલ રે. ભ૦ ૪
સર્વ મંગલમાં પહેલું મંગલ, વરણવીયે જે ગ્રંથે;
તે તપ પદ ત્રિહું કાલ નમીજે, વર સહાય શિવ પંથે રે. ભ૦ ૫

## શ્રી પદ્મ વિજયજી કૃત તપ પદ પૂજા.

દૂહો—વિઘ્ન ટળે તપ ગુણ થકી, તપથી જાય વિકાર;
પ્રશંસ્યો તપ ગુણ થકી, વીરેં ધન્નો અણગાર. ૧
ઢાલ—તપસ્યા કરતાં હો ડંકા જોર બજાયા હો; એ આંકણી.
ઉજમણાં તપ કેરાં કરતાં, શાસન સોહ ચઢાયા હો;
વીર્ય ઉલ્લાસ વધે તેણે કારણ, કર્મ નિર્જરા પાયા. તપ૦ ૧

અડસિદ્ધિ અણિમા લઘિમાદિક, તિમ લદ્ધિ અડવીસા હો;
વિષ્ણુ કુમારાદિક પરે જગમાં, પામતજયતજગીસા. તપ૦ ૨
ગૌતમ અષ્ટાપદ ગિરિ ચઢીયા, તાપસ આહાર કરાયા હો;
જે તપ કર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુનિરાયા. તપ૦ ૩
સાડાબાર વર્ષ જિન ઉત્તમ, વીરજી ભૂમિ ન ઠાયા હો;
ઘોર તપે કેવલ લહ્યા તેહના, પદ્મ વિજય નમે પાયા. તપ૦ ૪

## શ્રી દેવવિજયજી કૃત અષ્ટ પ્રકારી પૂજા.

### પ્રથમ ન્હવણપૂજા.

દોહા—અરજ અમર નિકલંક જે, અગમ્ય રૂપ અનંત;
અલખ અગોચર નિત્ય નમું, પરમ પ્રભુતા વંત. ૧
શ્રી સંભવજિન ગુણનિધિ, ત્રિભુવન જન હિતકાર;
તેહના પદ પ્રણમી કરી, કહિશું અષ્ટ પ્રકાર. ૨
પ્રથમ ન્હવણ પૂજા કરો, બીજી ચંદન સાર;
ત્રીજી કુસુમ વલી ધૂપની, પંચમી દીપ મનોહાર. ૩
અક્ષત ફલ નૈવેદ્યની, પૂજા અતિહિ ઉદાર;
જે ભવિયણ નિત્ય નિત્ય કરે, તે પામે ભવ પાર. ૪
રતનજડિત કલશે કરી, ન્હવણ કરો જિનભૂપ,
પાતક પંક પખાલતાં, પ્રગટે આતમ સ્વરૂપ. ૫
દ્રવ્ય ભાવ દોય પૂજના, કારણ કાર્ય સંબંધ;
ભાવસ્તવ પુષ્ટિ ભણી, રચના દ્રવ્ય પ્રબંધ. ૬
શુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્ત;
પંચ શબ્દ વાજિત્રશું, પૂજા કરીયે વ્યક્ત. ૭

(ઢાલ) અનિહાંરે જિનમંદિર રલિયામણું રે. એ દેશી

અનિહાંરે ન્હવણ કરો જિનરાજને રે, એતો શુદ્ધાલંબન દેવ;
પરમાતમ પરમેસરૂ રે, જસુ સુર નર સારે સેવ. ન્હ૦ ૧
માગધ તીર્થ પ્રભાસનારે, સુર નદી સિંધુનાં લેવ,
વરદામ ક્ષીર સમુદ્રનારે, નીરે ન્હવે જેમ દેવ. ન્હ૦ ૨
તેમ ભવિ ભાવે તીર્થાદિકે રે, વાસો વાસ સુવાસ;
ઔષધીઓ પણ ભેલી કરો રે, અનેક સુગંધિત ખાસ. ન્હ૦ ૩

કાલ અનાદિ મલ ટાલવા રે, ભાલવા આતમ રૂપ;
જલ પૂજા યુક્તે કરી રે, પૂજો શ્રી જિનભૂપ. નહું૦ ૪
વિપ્રવધૂ જલ પૂજથી રે, જેમ પામી સુખ સાર;
તેમ તમે દેવાધિ દેવને રે, અરચી લહો ભવ પાર. નહું૦ ૫

## દ્વિતીય ચંદનપુજા.

દોહા—હવે બીજી ચંદન તણી, પૂજા કરો મનોહાર;
મિથ્યા તાપ અનાદિનો, ટાલો સર્વ પ્રકાર. ૧
પુદ્ગલ પરિચય કરી ઘણો, પ્રાણી થયો દુર્વાસ;
સુગંધ દ્રવ્ય જિનપૂજીને, કરો નિજ શુદ્ધ સુવાસ. ૨

( ઢાલ ) મનથી ડરણાં, પરનારી સંગન કરણાં એ દેસી.
ભવિ જિનપૂજો, દુનિયામાં દેવ ન દૂજો;
જે અરિહા પૂજે, તસ ભવનાં પાતક ધ્રૂજે. ભ૦ ૧
પ્રભુપૂજા બહુ ગુણ ભરી રે, કીજે મનને રંગ;
મન વચ કાયા થિર કરી રે, અરચો અરિહા અંગ. ભ૦ ૨
કેસર ચંદન ઘસી ઘણું રે, માંહે ભેલી ઘનસાર;
રત્ન કચોલી માંહે ધરી રે, પ્રભુપદ ચરચો સાર. ભ૦ ૩
ભવદવ તાપ સમાવવા રે, તરવા ભવજલ તીર;
આતમ સ્વરૂપ નિહાલવા રે, રૂડો જગગુરૂ ધીર. ભ૦ ૪
પદ જાનુ કર અંસ શિરે રે, ભાલ ગલે વલી સાર;
હૃદય ઉદરે પ્રભુને સદા રે, તિલક કરો મન પ્યાર. ભ૦ ૫
ઈણિ વિધ જિનપદ પૂજના રે, કરતાં પાપ પલાય;
જેમ જય સુરને શુભમતિ રે, પામ્યાં અવિચલ ઠાય. ભ૦ ૬

## તૃતીય કુસુમ પૂજા.

દોહા—ત્રીજી કુસુમ તણી હવે, પૂજા કરો સદ્ભાવ;
જિમ દુષ્કૃત દૂરે ટલે, પ્રગટે આતમ સ્વભાવ. ૧
જે જન ષટ ઋતુ ફુલશું, જિનપૂજે ત્રણ કાલ;
સુર નર શિવ સુખ સંપદા, પામે તે સુરસાલ. ૨

(ઢાલ) સાહેલડીયાંની દેશી.
કુસુમ પૂજા ભવિ તુમેં કરો, સાહેલડીયાં,
આણી વિવિધ પ્રકાર, ગુણ વેલડીયાં,

જાઇ જુઇ કેતકી, સા૦ ડમરો મરૂઓ સાર, ગુ૦ ૧
મોગરો ચંપક માલતી, સાં૦ પાડલ પદ્મને વેલ, ગુ૦
મોલસિરિ જાસૂલશું, સા૦ પૂજો મનને ગેલ, ગુ૦ ૨
નાગ ગુલાબ સેવંતરી, સા૦ ચંપેલી મચકુંદ, ગુ૦
સદા શોહાગણ દાઊદી, સા૦ પ્રિયંગુ પુન્નાગના વૃંદ, ગુ૦ ૩
બકુલ કોરંટ અંકોલથી, સા૦ કેવડોને સહકાર, ગુ૦
કુંદાદિક પમુહા ઘણે, સા૦ પુષ્પતણે વિસ્તાર, ગુ૦ ૪
પૂજે જે ભવિ ભાવશું, સા૦ શ્રી જિન કેરા પાય, ગુ૦
વણિક સુતા લીલાવતી, સા૦ જિમ લહે શિવપુર ઠાય. ગુ૦ ૫

## ચતુર્થ ધૂપ પૂજા.

દોહા—અર્ચા ધૂપ તણી કરો, ચોથી હર્ષ અમંદ;
કર્મેંધન દાહન ભણી, પૂજો શ્રી જિનચંદ. ૧
સુવિધિ ધૂપ સુગંધશું, જે પૂજે જિનરાય;
સુરનર કિન્નર તે સવિ, પૂજે તેહના પાય. ૨

ઢાલ—સામરી સુરતપર મેરો દિલ અટકયો. એ દેશી.
અરિહા આગે ધૂપ કરીને, નરભવ લાહો લીજેરી;
અગર ચંદન કસ્તૂરી સંયુક્ત, કુંદરૂ માંહે ધરીજેરી અરિ૦ ૧
ચૂરણ શુદ્ધ દશાંશ અનોપમ, તુરૂક્ક અંબર ભાવીજેરી;
રત્ન જડિત ધૂપ ધાણાં માંહે, શુભ ઘનસાર ઠવીજેરી. અરિ૦ ૨
પવિત્ર થઇ જિન મંદિર જઇને, આશય શુદ્ધ કરીજેરી;
ધૂપ પ્રગટ વામાંગે ધરતાં, ભવભવ પાપ હરીજેરી. અરિ૦ ૩
સમતારસ સાગર ગુણ આગર, પરમાતમ જિન પૂરારી;
ચિદાનંદઘન ચિન્મય મૂરતિ, જગમગ જ્યોતિ સનૂરારી. અરિ૦૪
એહવા પ્રભુને ધૂપ કરંતાં, અવિચલ સુખડાં લહિયેરી;
ઇહભવ પરભવ સંપત્તિ પામે, જિમ વિનયંધર કહિયેરી. અરિ૦૫

## પંચમ દીપક પૂજા.

દોહા—નિશ્ચય ઘન જે નિજ તણું, તીરો ભાવ છે તેહ;
પ્રભુ મુખ દ્રવ્ય દીપક ધરી, આવીર ભાવ કરેહ. ૧
અભિનવ દીપક એ પ્રભુ, પૂજી માગો હેવ;
અજ્ઞાન તિમિર જે અનાદિનું, ટાલો દેવાધિ દેવ. ૨

ઢાલ--જુંબખડાની દેશી.

ભાવ દીપક પ્રભુ આગલે, દ્રવ્ય દીપક ઉજ્જ્વાહે;
જિનેસર પૂજીયે, પ્રગટ કરી પરમાતમા, રૂપ ભાવો મનમાંહે.
જિને૦ ૧
ધુમ કષાય ન જેહમાં, ન છીપે પતંગને તેજ; જિ૦
ચરણ ચિત્રામણ નવિ ચલે, સર્વ તેજનું તેજ. જિ૦ ૨
અધ ન કરે જે આધારને, સમીર તણે નહિ ગમ્ય; જિ૦
ચંચલ ભાવ જે નવિ લહે, નિત્ય રહે વલી રમ્ય. જિ૦ ૩
તેલ પ્રક્ષેપ જિહાં નહી, શુદ્ધ દશા નહિ દાહ; જિ૦
અપર દીપક એ અરચતાં, પ્રગટે પ્રશમ પ્રવાહ. જિ૦ ૪
જિમ જિનમતિને ધનસિરિ, દીપ પૂજનથી દાય; જિ૦
અમરગતિ સુખ અનુભવી, શિવ પુર પોહોતી સોય. જિ૦ ૫

ષષ્ઠાક્ષત પૂજા.

દોહા—સમકિતને અજુઆલવા, ઉત્તમ એહ ઉપાય;
પૂજાથી તુમે પ્રીછજો, મન વંછિત સુખ થાય. ૧
અક્ષત શુદ્ધ અખંડશું, જે પૂજે જિનચંદ;
લહે અખંડિત તેહ નર, અક્ષય સુખ આણંદ. ૨

ઢાલ—ધર્મ જિણંદ દયાલજી, ધર્મ તણો દાતા. એ દેશી.

અક્ષત પૂજા ભવિ કીજેજી, અક્ષય ફલદાતા;
શાલિ ગોધૂમ પણ લીજેજી, અ૦
પ્રભુ સનમુખ સ્વસ્તિક કીજેજી; અ૦
મુત્તાહલ વિચમેં દીજેજી. અ૦ ૧
એહવા ઉજજવલ અક્ષત વાસીજી, અ૦
શુભ તંદુલ વાસે ઉલ્લાસીજી; અ૦
ચૂરક ચઉગતિ ચિત્ત ચોખેજી, અ૦
પૂરી અક્ષય સુખ લહો જોખેજી. અ૦ ૨
પુનરાવર્ત્ત હરવા હાથેજી, અ૦
નંદાવર્ત્ત કરો રંગ સાથેજી; અ૦
કર જોડી જિનમુખ રહીનેજી, અ૦
ઇમ આખો શિવ દીઓ વહીને જી. અ૦ ૩

જગ નાયક જગગુરૂ જેતાજી, અ૦
જગ બંધુ અમલ વિભુ નેતાજી; અ૦
બ્રહ્મા ઈશ્વર વડભાગીજી, અ૦
યોગીશ્વર વિદિત વૈરાગીજી. અ૦ ૪
એહવા દેવાધિ દેવને પૂજેજી, અ૦
ભવ ભવનાં પાતક ધ્રૂજેજી; અ૦
જિમ કીર યુગલ ભવપારજી, અ૦
લહે અક્ષત પૂજા પ્રકારજી. અ૦ ૫

## સપ્તમ ફલ પૂજા.

દોહા—શ્રીકાર ઉત્તમ વૃક્ષનાં, ફૂલ લઇ નર નાર;
જિનવર આગે જે ધરે, સફલો તસ અવતાર. ૧
ફલ પૂજાના ફલ થકી, કોડી હોય કલ્યાણ;
અમર વધૂ ઉલટ ધરી, તસ ધરે ચિત્તમાં ધ્યાન. ૨

ઢાલ—ગરબા દેશી.

ફલ પૂજા કરો ફલકામી, અભિનવ પ્રભુ પુણ્યે પામી હો,
પ્રાણી જિન પૂજો, શ્રીફલ અખોડ બદામ;
સીતાફલ દાડિમ નામ હો. પ્રા૦ ૧
જમરૂખ તરબૂજ કેલાં, નિમજાં કોહલાં કરો ભેલા હો; પ્રા૦
પીસ્તા ફનસ નારંગ, પૂગી ચુઅફલ ઘણું ચંગ હો. પ્રા૦ ૨
ખરબૂજ દ્રાખ અંજીર, અન્નાસ રાયણ જંબીર હો; પ્રા૦
મિષ્ટ લીંબુને અંગુર, સીંઘોડા રેટી બીજપૂર હો. પ્રા૦ ૩
ઘણુ જે જે વિષય લહંત, તે તે જિનભુવને ઢોયંત હો; પ્રા૦
અનુપમ થાલ વિશાલ, તેહમાં ભરીને સુરસાલ હો. પ્રા૦ ૪
ફલ પૂજા કરે જે ભાવે, તે શિવરમણી સુખ પાવે હો; પ્રા૦
દુર્ગતા નારી જેમ, લહે કીર યુગલ વલી તેમ હો. પ્રા૦ ૫

## અષ્ટમ નૈવેદ્ય પૂજા.

દોહા—ભવદવ દહન નિવારવા, જલદ ઘટા સમ જેહ;
જિનપૂજા યુગતે કરી, ત્રિવિધે કીજે તેહ. ૧

પૂજા કુગતિની અર્ગલા, પુણ્ય સરોવર પાલ;
શિવગતિની સાહેલડી, આપે મંગલ માલ. ૨
શુભ નૈવેદ્ય શુભ ભાવશું, જિન આગે ધરે જેહ;
સુર નર શિવપદ સુખ લહે, હલીય પુરૂષ પરે તેહ. ૩

ઢાલ—શ્રાવણ માસે સ્વામી, મહેલી ચાલ્યા રે. એ દેશી.

હવે નૈવેદ્ય રસાલ, પ્રભુજી આગે રે,
ધરતાં ભવિ સુખકાર, પ્રભુતા જાગે રે;
કંચન જડિત ઉદાર, થાલમાં લાવો રે.
તાર તાર મુજ તાર, ભાવના ભાવો રે. ૧
લાપસી સેવ કંસાર, લાડુ તાજા રે,
મનોહર મોતીચૂર, ખુરમાં ખાજાં રે;
બરફી પેંડા ખીર, ઘેવર ધારી રે,
શાટા સાંકલી સાર, પૂરી ખારી રે. ૨
કસમસીઆ ફૂલેર, સક્કર પારા રે,
લાખણ સાઇ રસાલ, ધરો મનોહારા રે;
મોતીયા કલિસાર, આગે ધરીયે રે,
ભવ ભવ સંચિત પાપ, ક્ષણમાં હરિયે રે. ૩
સુરકી મેસુર દહી, થરાં વર સોલાં રે,
પાપડ પૂરી ખાસ, દોઠાં ઘોલાં રે;
ગુંદવડાને રેવડી, મન ભાવે રે,
ફેણી જલેબી માંહે, સરસ સોહાવે રે. ૪
શાલિ દાલને સાલણાં મનરંગે રે,
વિવિધ જાતિ પકવાન, ઢોવો ચંગે રે;
તાલ કંસાલ મૃદંગ, વીણા વાજે રે,
ભેરી નફેરી ચંગ, મધુર ધ્વનિ ગાજે રે. ૫
શોલ સજી શણગાર, ગોરી ગાવે રે,
દેતાં અઢલક દાન, જિનઘર આવે રે;
ઇણી પરે અષ્ટ પ્રકાર, પૂજા કરશે રે,
નૃપ હરિચંદ પરે તેહ, ભવજલ તરસે રે. ૬

---

ઢાલ—નમો ભવિ ભાવશું એ. એ દેશી.

અષ્ટ પ્રકારી ચિત્ત ભાવીયે એ, આણી હર્ષ અપાર;
ભવિજન સેવિયે એ, અષ્ટ મહાસિદ્ધિ સંપજે એ,
અડ બુદ્ધિ દાતાર. ભવિ૦ ૧
અડદિઠ્ઠિ પણ પામીયે એ, પૂજનથી શ્રીકાર; ભવિ૦
અનુક્રમે અષ્ટ કરમ હણી એ, પંચમી ગતી લહો સાર. ભવિ૦ ૨
શા ન્હાના સુત સુંદરૂ એ, વિનયાદિક ગુણવંત; ભવિ૦
શાહ જીવણના કહેણથી એ, કીઓ અભ્યાસ એ સંત. ભવિ૦ ૩
સકલ પંડિત શિર સેહરોએ, શ્રીવિનિત વિજયગુરૂરાય; ભ૦
તાસ ચરણ સેવા થકી એ, દેવનાં વંછિત થાય. ભ૦ ૪
શશિ નયન ગજ વિધુ વરૂએ, નામ સંવત્સર જાણ; ભ૦
તૃતીયા શિત આસો તણી એ, શુકરવાર પ્રમાણ. ભ૦ ૫
પાદરા નગર વિરાજતા એ, શ્રી સંભવ સુખકાર; ભ૦
તાસ પસાયથી એ રચીએ, પૂજા અષ્ટ પ્રકાર. ભ૦ ૬

કલશ—ઇય જગત સ્વામી મોહવામી, મોક્ષગામી સુખકરૂ,
પ્રભુ અકલ અમલ અખંડ નિર્મલ, ભવ્ય મિથ્યા તમહરૂ;
દેવાધિદેવા ચરણ સેવા, નિત્ય મેવા આપીયે,
નિજદાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીયે. ૧

## શ્રી ઉત્તમ વિજયજી કૃત અષ્ટ પ્રકારી પૂજા.

### ઢાલ પહેલી.

દૂહો—એણી પરે જલ પૂજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માને ખિણ જે એહમાં, જાણો તેહ અબુદ્ધ. ૧

નમણ પૂજા. મેરૂ શિખર ન્હવરાવે. એ દેશી.

મેરૂ શિખર ન્હવરાવે સૂરપતિ, મેરૂ શિખર ન્હવરાવે;
જનમ કાલ જિનવરકો જાણી, પંચરૂપ કરી ભાવે. સૂ૦ ૧
રતન પ્રમુખ અડ જાતિના કલશા, ઓષધિ ચૂરણ મિલાવે;
ખીર રસ કાંઠ તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે. સૂ૦ ૨
એણી પરે જિન પ્રતિમાકુ ન્હમણ કરી, બોધબીજ માનુવાવે;
અનુક્રમે ગુણ રત્નાકર ફરસી, જિન ઉત્તમ પદ પાવે. સૂ૦ ૩

## ઢાલ બીજી.

દૂહો—પૂજાને પરિણામ હોઉ કરો ચંદનકિ રીતિ;
શીતલતાને સુગંધતા, જેણે ભાંજે ભવ ભીતિ. ૧
ચંદન પૂજા, ગિરિવર દરીસન વીરલા પાવે. એ દેશી.
ચંદન પૂજા કરો ભવિ ભાવે, જિમ નિજ આપ્પા શુદ્ધજ થાવે;
સંપૂરણ શીતલતા આવે, પૂર્ણિમાએ શશિ પૂર્ણ સ્વભાવે. ચં૦ ૧
અગર કસ્તુરી બસાર મિલાવે, ભાવનાચંદન માંહિ મિલાવે;
એ સબિકું પ્રભુ અંગ ચઢાવે, આત્મ પરણતિ શુદ્ધ સુહાવે.
ચં૦ ૨
એણી પરે ચદન પૂજા બનાવે, તો શિવ સુંદરી ધ્રુવ પરણાવે;
ભવ અર્ણવ પ્રભુ પદકજ નાવે, ઉત્તમ ઠાણ લહે એ જણાવે. ચં૦ ૩

## ઢાલ ત્રીજી.

દૂહો—પ્રણિપાતે સદ્ગતિ હોએ, પૂજથી કિમ નવિ હોય;
સુમનસ ભાવે દુર્ગતા, પૂજ પંચાશક જોય. ૧
કુસુમ પૂજા, નવપદ ધરજો ધ્યાન. એ દેશી.
પૂજા કરો જિનવરકી ભવિ તુમ્હે, પૂજા કરો જિનવરકી;
વિવિધ જાતિવર કુસુમ ગ્રહીને, રચના કરો સુખ કરકી. ભવિ૦ ૧
જાઈ જાુઇ વરડમરો ચંબેલી, ભરીય થાળ રૂપનકી;
જિમ સૂરપતિ જિન ભક્તિ કરત શુભ, તિમ ભાવે તુમે
કરો જિનકી. ભવિ૦ ૨
કાલ અનાદિ કુવાસ ટાલનકુ, પીર હરન મદનકી;
દ્રવ્ય પૂજાહે ભાવકો કારણ, જિન વાણીએ વદનકી. ભવિ૦ ૩

## ઢાલ ચોથી.

દૂહો—એણી પરે ધૂપ પૂજા કરી જિન આગલ શુભ ભાવ;
ટાલી વિભાવની પરિણતિ, દૂર કરો પરભાવ. ૧

## ધૂપ પૂજા.

ધૂપ પ્રગટ કરીરે, ભવિઆં, જિન મંદિરમાં જઈએ રે;
જિમ પરિમલ દિશો દિશ મરકત, અશુભ કરમ તેમ દહિએ.
ભ૦ ૧

હાથ કર જોડી સન્મુખ પ્રભુકું, નિરખી સુખ પાઈએ રે;
ભાંજ ડારી મદ મોહ મદનકો, એમ જિનવરકું કહીએ રે. ભ૦ ૨
જ્ઞાનાદિક ગુણ અમચા અનોપમ, તે તુમથી અમ લહીએ રે;
જિમ ઉત્તમકું ધૂપ કરણથી, જયું વિનયધર કહીએ રે. ભ૦ ૩

## ઢાલ પાંચમી.

દૂહો—કેવલ નાણ પઇવસું, જયું લહે લોકા લોક;
ત્યું પૂજા દ્રવ્ય દીપની, કરતાં શિવ ફલ રોક. ૧

## દીપ પૂજા.

દીપ પ્રગટ ભવિ કરી જિનવર મુખ, પાવન ભવ જાન તીરરે;
જગત પ્રગટ પ્રભુ દીપ અનોપમ, હરત મિથ્યા ભટ વીરરે. દી૦ ૧
નિર્ધૂમ વર્તિ ન તેલ ન ઇનમેં, લાગત નાંહિ સમીર રે;
નિકટ પતંગ ન આવત કબહી; હરઓ પતંગ રમીર રે. દી૦ ૨
ઇસો રૂપ નિહારત ઘટમાં, તોરત કર્મ જંજીર રે;
જિન ઉત્તમ પદ પૂજ લહત ભવિ, નિજ આતમ ગુણ ધીરરે. દી૦ ૩

## ઢાલ છઠ્ઠી.

દૂહો—અક્ષય ફલ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર;
ઇહ ભવ પણ નવિ ક્ષય હોએ, રાજ ઋદ્ધિ ભંડાર. ૧

## અક્ષત પૂજા.

સ્વસ્તિક પૂરો ઉદાર રે, મ્હારા પ્રભુજી કે આગે; સ્વસ્તિ૦ એ ટેક.
રતન રકેબી માંહિ મનોહર, વાસિત કરી ઘનસાર રે; મ્હા૦
અક્ષત પૂજ પ્રસિદ્ધ પ્રવચનમાં, અક્ષય ફળ દાતાર રે. મ્હા૦ ૧
ભાવ મંગલકો એજ કારણ, દ્રવ્ય પ્રધાન વિચાર રે; મ્હા૦
ઇણ વિધ પૂજ કરત જિનવરકી, લહત ઉત્તમ ભવપાર રે. મ્હા૦ ૨

## ઢાલ સાતમી.

દૂહો—કર્ત્તા ભોક્તા મૂજ નહી, પુદ્ગલ ભાવનો જીવ;
તેણે પુદ્ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ. ૧

———

## નૈવેદ્ય પૂજા.

નૈવેદ્ય થાળ ભરીજે, જિણંદ મુખ નૈવેદ્ય થાળ ભરી જે;
કર જોડી સન્મુખ પ્રભુ નિરખી, એણી પરે ભાવના કીજે. જિ૦ ૧
પુદ્ગલિ પુદ્ગલ સંગી અનાદિકો, પુદ્ગલ ભાવ તજીને;
શુભ પુદ્ગલ પ્રભુ પાય ઠવિને, અણહારીકું ભજી જે. જિ૦ ૨
વિગ્રહ ગતિ અણાહારી હોવે, પણ વિગ્રહ તે વહિજે;
વિગ્રહા તીત અણહારી પદ તિણે, જિન ઉત્તમ મુજ દીજે. જિ૦ ૩

## ઢાલ આઠમી.

દૂહો—જસ ફલ ઓપમ જગ નહિ, પામ્યા પછે નહિ અંત;
અવ્યાબાધ અચલ અરૂજ, માગો સુખ અનંત. ૧

## ફલ પૂજા.

પૂજન ફલ મોયે દીજે, જિણંદરાય, પૂજન ફલ મોયે દીજે;
સવિ સાધન એ ફલકે કાજે, સાધક પ્રારંભીજે. જિ૦ ૧
તે શિવફલ અનોપમ એક માગું, ઓરન કયું જાચિજે;
શુદ્ધ નિમિત્ત પ્રભુ જો થાઓ, તો નિજ ઋદ્ધિ પ્રગટી જે. જિ૦ ૨
એણી પરે પૂજની પૂજા કરતાં, પૂજક ભવિ પૂજી જે;
તે કારણ જિનવર ઉત્તમ પદ, નિત નિત પૂજન કીજે. જિ૦ ૩

કલશ—ભાવો ભાવોરે ભવિ એણી પરે ભાવના ભાવો. એ દેશી.
ભાવો ભાવો રે ભવિ, અષ્ટ પ્રકાર ચિત્ત ભાવો;
અષ્ટ ભેદે જિન પૂજા કરતાં, અષ્ટ મહા સિદ્ધિ પાવો રે. ભ૦ ૧
અષ્ટ કર્મકો ઘાત કરીને, અષ્ટમ ગતિ તુમે પાવો;
જિમ ધનોધાદિક પૂજ એકેકથી, પામ્યા શુદ્ધ સહાવો રે. ભ૦ ૨
નિજ ગુણરિદ્ધિ તિરો ભાવે થઇ, ગ્રહણ કરતાં પરભાવો;
પ્રભુ ગુણ ગ્યાન ધ્યાનમાં રહેતાં, હોવત આવિર ભાવો રે. ભ૦ ૩
સત્ય વચન ભાષક સત્ય વિજયે, સંવેગી તસવાવો;
કપૂરસમી ઉજવલ જસ કીરતિ, કપૂર વિજય બુધ ધ્યાવોરે. ભ૦ ૪
તત્વ શશિ અડ ચંદ્ર (૧૮૧૩) સંવત્સર, ખિમાવિજય જિન ગાવો;
ઉત્તમ પદ કજ પૂજ કરતાં, ઉત્તમ પદ તુમે પાવો રે. ભ૦ ૫

## શ્રી સિદ્ધાચલજી મહિમા પૂજા સ્તવન.

ખટ્ દર્શન જિન અંગ ભણીજે, એ દેશી

સાંભળી જીનવર મુખથી સાચું, પુંડરીક ગણધાર રે;
પંચ કોડી મુનિવર શું ઇણગિરિ, અણસણ કીધું ઉદાર રે. ૧
નમોરે નમો શ્રી શત્રુંજય ગિરિવર, સકલ તીરથ માંહિ સાર રે;
દીઠા દુરગતિ દૂર નિવારે, ઉતારે ભવ પાર રે. નમો૦ ૨
કેવલ લહી ચૈત્ર પુનમ દિન, પામ્યા મુગતિ સુઠામ રે;
તદાકાળથી પુહવી પ્રગટ્યું, પૂંડરીક ગિરિ નામ રે. નમો૦ ૩
નયરી અયોધ્યાથી વિહરતા પહોતા, તાતજી રિખવ જિણંદ રે;
સાઠ સહુસ સમ ખટ ખંડ સાધી, ઘરે આવ્યા ભરત નરિંદ રે. નમો૦ ૪
ઘરે જઈ માયને પાયે લાગી, જનનિ દે આશિષ રે;
વિમલાચલ સંઘા ધીપ કેરી, પોહોચો પુત્ર જગીશ રે. નમો૦ ૫
ભરત વિમાસે સાઠ સહુસ શમ, સાધ્યા દેશ અનેક રે;
હવે હું તાત પ્રતે જઇ પૂછું, સંઘપતી તીલક વિવેક રે. નમો૦ ૬
સમોશરણે પોહોતા ભરતેસર, વંદી પ્રભુના પાય રે;
ઇંદ્રાદિક સુરનર બહુ મિલીયા, દેશના દે જિનરાય રે. નમો૦ ૭
શત્રુંજય સંઘા ધીપ યાત્રાફળ, ભાખે શ્રી ભગવંત રે;
ભરતેસર કરે રે સજાઇ, જાણી લાભ અનંત રે. નમો૦ ૮

## શ્રી સિદ્ધગિરિ મહિમા સ્તવન બીજું.

આલે આલે ત્રીસલાનો કુંવર, એ દેશી.

નયરી અયોધ્યાથી સંચર્યા એ, લેઇ લેઇ રિદ્ધિ અસેસ;
ભરત નૃપ ભાવશું એ, શત્રુંજય યાત્રા રંગ ભરે એ;
આવે આવે ઉલટ અંગ, ભરત નૃપ ભાવશું એ. ૧
આવે આવે રીખવનો પુત્ર, વિમલગિરિ જાત્રાએ એ;
લાવે લાવે ચક્રવર્તીની રિદ્ધ, ભ૦ એ આંકણી.
મંડલીક મુગટ વરધન ઘણાએ, બત્રીશ સહુસ નરેશ, ભ૦ ૨
ઢમ ઢમ વાજે છંદ શું એ, લાખ ચોરાશી નિશાણ; ભ૦
લાખ ચોરાશી ગજ તુરીએ, તેહનાં રત્ન જડીત પલાણ. ભ૦ ૩

લાખ ચોરાશી રથ ભલાએ, વ્રષભ ધોરી સુકુમાલ; ભ૦
ચરણે ઝાંઝર સોના તણાએ, કોરે સોવન ઘુઘરમાલ; ભ૦ ૪
બત્રીશ સહુસ નાટક કહીએ, ત્રણ લાખ મંત્રી દક્ષ; ભ૦
દીવીધરા પંચ લાખ કહ્યા એ, સોલ સહુસ સેવા કરે યક્ષ. ભ૦ ૫
દશ કોડી આલંબ ધ્વજા ધરાએ, પાયક છનું કોડી; ભ૦
ચોસઠ સહુસ અંતે ઉરીયે, રૂપે સરિખી જોડી. ભ૦ ૬
એક લાખ સહુસ અઠાવીશ એ, વારાંગના રૂપ નિહાલી; ભ૦
શેષ તુરંગમ સર્વે મિલીએ, કોડી અઢાર નિહાલી. ભ૦ ૭
ત્રણ કોડી સાથે વ્યવહારિઆએ, બત્રીશ કોડી સ્વાર, ભ૦
શેઠ સાર્થવાહ શામટા એ, રાય રાણા નહિ પાર. ભ૦ ૮
નવનિધિ ચૌદ રયણ ભલાં એ, લીધો લીધો સવી પરિવાર; ભ૦
સંઘપતી તીલક સોહામણું એ, ભાલે ધરાવ્યું સાર. ભ૦ ૯
પગે પગે કરમ નિકંદતાએ, આવ્યા આસન જામ; ભ૦
ગિરિ પેખી લોચન ઠર્યાં એ, ધન ધન શેત્રુંજા નામ. ભ૦ ૧૦
સોવન ફૂલ મુગતા ફલેએ, વધાવ્યો ગિરિરાજ. ભ૦
દેઈ પ્રદક્ષિણા પાગથીએ. સિધ્યા સઘળાં કાજ. ભ૦ ૧૧

## શ્રી સિદ્ધગિરિ મહિમા સ્તવન ત્રીજું.

સુણજો સીમંધર સ્વામિ, એ દેશી.

કાજ સીધ્યાં સકલ હવે સાર, ગિરિ દીઠે હરખ અપાર;
એ ગિરિવર દરિસણ જેહ, યાત્રાફલ કહીએ તેહ. ૧
સુરજ કુંડ નદીય શેતરૂંજી, તીરથ જળે નાહ્યારંજી;
રાયણ તલે રીષભજીણંદા, પહેલાં પગલાં પૂજે નરિંદા. ૨
વળી ઈંદ્ર વચન મન આણી, શ્રી રીખભનું તીરથ જાણી;
તવ ચક્રધર ભરત નરેશ, વારધિકને દીયો આ દેશ. ૩
તીણે શેતરૂંજા ઉપર ચંગ, સોવન પ્રસાદ ઉતંગ;
નિપાયો અતી મનોહાર, એક કોસ ઉંચો ચોબાર. ૪
ગાઉ દોઢ વિસ્તારે કહીએ, સહુસ ધનુષ પહુલપણે લહીએ;
એકેકે બારણે જોઇ, મંડપ એકવીશ હોઈ. ૫

ઇમ ચિહું દિશે ચોરાશી, મંડપ રચીયા શુ પ્રકાશી;
તિહાં રયણમય તોરણમાલ, દીસે અતી ઝાક ઝમાલ. ૬
વિચે ચિહું દિશે મૂલ ગભાર, થાપી જિન પ્રતિમા ચાર;
મણિમય મૂરતિ સુખકંદ, થાપ્યા શ્રી આદીજિણંદ. ૭
ગણધર વર પુંડરિક કેરી, થાપી બિહુ પાસે મૂરતિ ભલેરી;
આદીજિન મૂરતિ કાઉસ્સગીયા, નમિ વિનમિ બેહુ પાસેઠવીયા. ૮
મણિ સોવન રૂપ પ્રાકાર, રચ્યું સમોસરણ સુ વિચાર;
ચિહુ દસે ચઉ ધરમ કહંતા, થાપી મૂરતિ શ્રી ભગવંતા. ૯
ભરતેસર જોડી હાથ, મૂરતિ આગલ જગનાથ;
રાયણ તળે જમણે પાસે, પ્રભુ પગલાં થાપ્યાં ઉલાસે. ૧૦
શ્રી નાભી અને મરૂદેવી, પ્રાસાદ શું મૂરતિ કરેવી;
ગજવર ખંધે લહી મુગતિ, કીધી આઈની મૂરતિ ભગતિ. ૧૧
સુનંદા સુમંગલા માતા, બ્રાહ્મી સુંદરી બહેન વિખ્યાતા;
વળી ભાઈ નવાણું પ્રસિદ્ધ, સવિ મૂરતિ મણિમય કીદ્ધ. ૧૨
નિપાઈ તીરથમાલ, સુપ્રતિષ્ઠા ઠરાવી વિલાસ;
યક્ષ ગોમુખ ચકેસરી દેવી, તીરથ રખવાલ ઠવેવી. ૧૩
ઇમ પ્રથમ ઉધારજ કીધો, ભરતે ત્રિભુવન જસ લીધો;
ઇંદ્રાદિક કીરતિ બોલે, નહિ કોઇ ભરત નૃપ તોલે. ૧૪
શતરૂંજયું મહાત્મ્ય માંહિ, અધિકાર જોયો ઉછાહી;
જિન પ્રતિમા જિનવર સરિખી, જુઓ સૂત્ર ઉવવાઇ નિરખી. ૧૫

વસ્તુ છંદ—ભરતે કીધો ભરતે કીધો પ્રથમ ઉદ્ધાર,
ત્રિભુવન કીર્તિ વિસ્તરી, ચંદ્ર સૂરજ લગે નામ રાખ્યું;
તિણે સમે સંઘ પતી કેટલા, સવાસો ઇમ શાસ્ત્રે ભાખ્યું,
કોડી નવાણું નરવરા, હુવા નેવાસી લાખ;
ભરત સમે સંઘપતી વળી, સહસ ચોરાશી લાખ. ૧૬

## ૨૦ વિભાગ, ષડાવશ્યક ( પ્રતિક્રમણ ) સ્તવન.

### દુહા.

ચોવિશે જિનવર નમું, ચતુર ચેતન કાજ;
આવશ્યક જેણે ઉપદિશ્યા, તે થુણશું જિનરાજ. ૧
આવશ્યક આરાધિને, દિવસ પ્રત્યે દોય વાર;
દુરિત દોષ દૂરે ટલે, એ આતમ ઉપકાર. ૨
સામાયિક ચઉવિસથ્થો. વંદન પડિક્કમણુ;
કાઉસ્સગ્ગ પચ્ચખ્ખાણ કર, આતમ નિર્મલ એણ. ૩
ઝેર જાય જીમ જાંગુલી, મંત્ર તણે મહિમાય;
તેમ આવશ્યક આદર્યે, પાતિક દૂર પલાય. ૪
ભાર તજી જેમ ભારવહિ, હેલે હલુઓ થાય;
અતિચાર આલોવતાં, જન્મ દોષ તેમ જાય. ૫

ઢાળ પેહેલી—કપુર હોએ અતિ ઉજલો. એ દેશી.

પહેલું સામાયિક કરો રે, આણી સમતા ભાવ;
રાગ રોષ દૂરે કરો રે, આતમ એહુ સ્વભાવ રે;
પ્રાણી સમતા છે ગુણ ગેહ, એતો અભિનવ અમૃત મેહરે. પ્રા૦ ૧
આપો આપ વિચારીએ રે, રમીએ આપ સ્વરૂપ;
મમતા જે પર ભાવની રે, વિષમો તે વિષ કૂપ રે. પ્રાણી૦ ૨
ભવ ભવ મેલી મૂકીઓ રે, ધન કુટુંબ સંજોગ;
વાર અનંતી અનુભવ્યા રે, સવિ સંજોગ વિજોગ રે. પ્રાણી૦ ૨
શત્રુ મિત્ર જગ કો નહિ રે, સુખ દુઃખ માયા જાલ;
જો જાગે ચિત્ત ચેતના રે, તો સવિ દુઃખ વિસરાલ રે. પાણી૦ ૪
સાવદ્ય યોગ સવિ પરિહરી રે, એ સામાયિક રૂપ;
હુવા એ પરિણામથી રે, સિદ્ધ અનંત અરૂપ રે. પાણી૦ ૫

### ઢાલ બીજી. સાહેલડીની દેશી.

આદીશ્વર આરાહીએ, સાહેલડો રે, અજિત ભજો ભગવંત તો;
સંભવનાથ સોહામણા, સા૦ અભિનંદન અરિહંત તો. ૧
સુમતિ પદ્મ પ્રભ પૂજીએ, સા૦ સમરૂં સ્વામિ સુપાસ તો;
ચંદ્રપ્રભ ચિત્તધારીએ, સા૦ સુવિધિ ઋદ્ધિ વાસ તો. ૨

શીતલ ભૂતલ દિનમણિ, સા૦ શ્રી પૂરણ શ્રેયાંસ તો;
વાસુપૂજય સુર પૂજિઆ, સા૦ વિમલ વિમલ પરશંસ તો. ૩
કરૂં અનંત ઉપાસના, સા૦ ધર્મ ધર્મ ધુર ધીર તો;
શાંતિ કુંથુ અરમલ્લિ નમું, સા૦ મુનિ સુવ્રત વડ વીર તો. ૪
ચરણ નમું નમિનાથના, સા૦ નેમિશ્વર કરૂં ધ્યાન તો;
પાર્શ્વનાથ પ્રભુ પૂજીએ, સા૦ વંદું શ્રી વર્દ્ધમાન તો. ૫
એ ચોવિશે જિનવરા, સા૦ ત્રિભુવન કરણ ઉદ્યોત તો;
મુક્તિ પંથ જેણે દાખવ્યો, સા૦ નિર્મલ કેવલ જયોત તો. ૬
સમકિત શુદ્ધ એહથી હોજો, સા૦ લીજે ભવનો પાર તો;
બીજું આવશ્યક ઇશ્યું, સા૦ ચઉ વિસથ્થો સાર તો. ૭

ઢાલ ત્રીજી. "ગિરિમાં ગોરો ગીરૂઓ." એ દેશી.

બે કર જોડી, બે કર જોડી, ગુરૂ ચરણે દીઓ વાંદણાં રે;
આવસ્યક પચવીશ ધારો રે, ધારો રે, દોષ બત્રીશ નિવારીએ રે. ૧
ચાર વાર, ચાર વાર, ગુરૂ ચરણે મસ્તક નામીએ રે;
બાર ક્રિયાવર્ત ખામો રે, ખામો રે, વલી તેત્રીશ આશાતના રે. ૨
ગીતાર્થ, ગીતાર્થ, ગુણ ગીરૂઆ ગુરૂને વંદતાં રે;
નીચ ગોત્ર ક્ષય જાય, થાયે રે, થાયે રે, ઉંચ ગોત્રની અર્જના રે. ૩
આણ ઉલ્લંઘે, આણ ઉલ્લંઘે, કોઇ ન જગમાં તેહની રે;
પરભવ લહે સૌભાગ્ય, ભાગ્ય રે, ભાગ્ય રે, દીપે જગમાં તેહનું રે. ૪
કૃષ્ણ રાયે, કૃષ્ણ રાયે, મુનિવરને દીધાં વાંદણા રે;
ક્ષાયક સમકિત સાર, પામ્યા રે, પામ્યા રે, તીર્થંકર પદ પામશે રે. ૫
શીતલા ચારજ, શીતલા ચારજ, જેમ ભાલે સહુ જગે રે;
દ્રવ્ય વાંદણા દીધ, ભાવે રે, ભાવે રે, દેતાં વલી કેવલ લહ્યું રે. ૬
એ આવશ્યક, એ આવશ્યક, ત્રીજું એણી પરે જાણજો રે;
ગુરૂ વંદન અધિકાર, કરજો રે કરજો રે, વિનય ભક્તિ ગુણવંતની રે. ૭

ઢાલ ચોથી. "જયો જિન વીરજીએ." એ દેશી.

જ્ઞાનાદિક જિનવર કહ્યા, એ જે પાંચે આચાર તો;
દોય વાર તે દિન પ્રતે એ, પડિક્કમીએ અતિચાર જયો જિન વીરજીએ. ૧
આલોયિને પડિક્કમીએ, મિચ્છામિ દુક્કડ દેય તો;
મન વચકાય શુદ્ધ કરીએ, ચારિત્ર ચોખ્ખું કરેય. જયો૦ ૨

અતિચાર શલ્ય ગોપવે એ, ન કરે દોષ પ્રકાશ તો;
મચ્છીમલ્લ તણી પરેએ, તે પામે પરિહાસ. જયો૦ ૩
શલ્ય પ્રકાશે ગુરૂ મુખે એ, હોયે તસ ભાવ વિશુદ્ધ તો;
તે દુરશીઆર હારે નહિ એ, કરે કર્મશું જુદ્ધ. જયો૦ ૪
અતિચાર એમ પડિક્કમીએ, કરો ધર્મ નિઃશલ્ય તો;
જિત પતાકા તેમ વરોએ, જેમ જગ ફુલ્લહીમલ્લ. જયો૦ ૫
"વંદિત્તુ" વિધિશું કહો એ, તેમ પડિક્કમણા સૂત્ર તો;
ચોથું આવશ્યક દાખ્યું એ, પડિક્કમણ સૂત્ર પવિત્ર. જયો૦ ૬

ઢાલ પાંચમી. "જન્મ જરા મરણે કરીએ." એ દેશી.

વૈદ્ય વિચક્ષણ જેમ હરે એ, પહેલાં સાલ વિકાર તો;
દોષ શેષ પછી રૂઝવા એ, કરે ઓસડ ઉપચાર તો. ૧
અતિચાર વ્રણ રૂઝવા એ, કાઉસ્સગ્ગ તેમ હોય તો;
નવ પલ્લવ સંજમ હુવે એ, દુષણ ન રહે કોય તો. ૨
કાયાની થિરતા કરીએ, ચપલ ચિત્ત કરે ઠાગ તો;
વચન જોગ સવિ પરિહરી એ, રમીએ આતમરામ તો. ૩
સાસ ઉસાસાદિક કહી એ, જે સોલે આગાર તો;
તેહ વિના સવિ પરિહરો એ, દેહ તણો વ્યાપાર તો. ૪
આવસ્યક એ પાંચમું એ, પંચમી ગતિ દાતાર તો;
મન શુધ્ધે આરાધિ એ એ, લહીએ ભવનો પાર તો. ૫

ઢાલ છઠ્ઠી. "ચેતન જ્ઞાન અજુઆલી એ." એ દેશી.

સુગુણ પચ્ચખ્ખાણ આરાધજો, એહ છે મુક્તિનું હેત રે;
આહારની લાલચ પરિહરો, ચતુર તું ચિત્તમાં ચેત રે. સુગુણ૦ ૧
સાલ કાઢ્યું વ્રણ રૂઝવ્યું, ગઈ વેદના દૂર રે;
પછી ભલાં પથ્ય ભોજન થકી, વધે દેહ જેમ નૂર રે. સુગુણ૦ ૨
તેમ પડિક્કમણ કાઉસ્સગ્ગથી, ગયો દોષ સવિ દુષ્ટ રે;
પછી પચ્ચખ્ખાણ ગુણ ધારણે, હોયે ધર્મ તનુ પુષ્ટ રે. સુગુણ૦ ૩
એહથી કર્મ કાદવ ટલે, એહ છે સંવર રૂપ રે;
અવિરતિ કૂપથી ઉદ્ધરે, તપ અકલંક સરૂપ રે. સુગુણ૦ ૪
પૂર્વ જન્મે તપ આચર્યો, વિશલ્યા થઈ નાર રે;
જેહના ન્હવણના નીરથી, શમે સકલ વિકાર રે. સુગુણ૦ ૫

રાવણે શક્તિ શસ્ત્રો હણ્યો, પડ્યો લક્ષ્મણ સેજ રે;
હાથ અડતાં સચેતન થયો, વિશલ્યા તપ તેજ રે. સુગુણ૦ ૬
છઠું આવશ્યક જે કહ્યું, એહવું તે પચ્ચખ્ખાણ રે;
છએ આવશ્યક જેણે કહ્યા, નમું તેહ જગભાણ રે. સુગુણ૦ ૭

કલશ.

તપ ગચ્છ નાયક, મુક્તિ દાયક, શ્રી વિજય દેવ સૂરીશ્વરો;
તસ પદ દીપક, મોહજીપક, શ્રી વિજય પ્રભ સૂરિ ગણધરો. ૧
શ્રી કીર્ત્તિ વિજય, ઉવજ્ઝાય સેવક, વિનય વિજય વાચક કહે;
ષડાવશ્યક, જે આરાધે, તેહ શિવ સંપદ લહે. ૨



## ૭૦ વિભાગ. શ્રી આરાધનાનું સ્તવન.

——:*:——

દોહા—સકલ સિદ્ધિ દાયક સદા, ચોવીશે જિનરાય;
સહગુરૂ સામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્દ્ધમાન વડ વીર. ૨
એક દિન વીરજિણંદને, ચરણે કરિ પરણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમસ્વામ. ૩
મુક્તિ માર્ગ આરાધિયે, કહો કિણપરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪
અતિચાર આલોઇયે, વ્રત ધરીયે ગુરૂ સાખ;
જીવ ખમાવો સયલ જે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિશું વલી વોસિરાવિયે, પાપસ્થાન અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬
શુભ કરણી અનુમોદિયે, ભાવ ભલો મન આણ;
અણસણ અવસર આદરી, નવ પદ જપો સુજાણ. ૭
શુભગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવપાર. ૮

## ઢાલ પહેલી.

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર;
એહ તણા એહ ભવ પરભવના, આલોઇયે અતિચાર રે.
પ્રાણી જ્ઞાન ભણો ગુણખાણી, વીર વદે એમ વાણીરે. પ્રા૦ ૧
ગુરૂ ઓલવીયે નહિ ગુરૂ વિનયે, કાલે ધરી બહુમાન;
સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં, ભણીયે વહી ઉપધાન રે. પ્રા૦ ૨
જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકરવાલી;
તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ ન સંભાલી રે. પ્રા૦ ૩
ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ;
આ ભવ પરભવ વલિય ભવોભવે, મિચ્છામિ દુક્કડ તેહ રે. પ્રા૦ ૪
સમકિત લ્યો શુદ્ધ જાણી, જિનવચને શંકા નવિ કીજે,
નવિ પરમત અભિલાખ;
સાધુ તણી નિંદા પરિહરજો, ફલ સંદેહ મ રાખ રે. પ્રા૦ સ૦ ૫
મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરિયે;
સાહમ્મિને ધર્મે કરી થિરતા, ભક્તિ પ્રભાવના કરીયે રે. પ્રા૦ સ૦ ૬
સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો;
દ્રવ્ય દેવકો જે વણસાડ્યો, વિણસંતાં ઉવેખ્યો રે. પ્રા૦ સ૦ ૭
ઇત્યાદિક વિપરીત પણાથી, સમકિત ખંડ્યું જેહ;
આ ભવ૦ મિચ્છા૦ પ્રા૦ ૮
ચારિત્ર લ્યો ચિત્ત આણી, પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધિ,
આઠે પ્રવચન માય;
સાધુ તણે ધર્મે પરમાદે, અશુદ્ધ વચન મન કાય રે. પ્રા૦ ચા૦ ૯
શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમાં મન વાલી;
જે જયણા પૂર્વક જે આઠે, પ્રવચન માય ન પાલી રે. પ્રા૦ ચા૦ ૧૦
ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોલ્યું જેહ.
આ ભવ૦ મિચ્છા૦ પ્રા૦ ચા૦ ૧૧
બારે ભેદે તપ નવિ કીધું, છતે યોગે જિન શક્તે;
ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવિઉં ભગતે રે. પ્રા૦ ચા૦ ૧૨
તપવીરજ આચારે એણી પરે, વિવિધ વિરાધ્યા જેહ;
આ ભવ૦ મિચ્છા૦ પ્રા૦ ચા૦ ૧૩

વલિય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઇયે;
વીર જિણેસર વયણ સુણીને, પાપ મયલ સવિ ધોઈયે રે. પ્રા૦ ચા૦ ૧૪

## ઢાલ બીજી.

પૃથિવી પાણી તેઉ, વાઉ વનસપતિ, એ પાંચે થાવર કહ્યાં એ;
કરિ કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં, કૂવા તલાવ ખણાવીયા એ. ૧
ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં, મેડી માલ ચણાવીઆ એ;
લિંપણ ઘુંપણ કાજ, એણી પરે પરપરે, પૃથિવીકાય વિરાધીયા એ. ૨
ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય, છોતી ધોતી કરી દૂહવ્યાં એ;
ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા, ભાડભુંજા લિહાલાગરા એ. ૩
તાપણ શેકણ કાજે, વસ્ત્ર નિખારણ, રંગણ રાંધણ રસવતી એ;
એણી પરે કર્માદાન, પરે પરે કેલવી, તેઉ વાઉ વિરાધીયા એ. ૪
વાડી વન આરામ, વાવી વનસ્પતિ, પાન ફૂલ ફલ ચુંટીયાં એ;
પોંહક પાપડી શાક, શેક્યાં શૂકવ્યાં, છેદ્યાં છુંદ્યાં આથીયાં એ. ૫
અલસીને એરંડ, ઘાણી ઘાલીને, ઘણા તિલાદિક પીલિયા એ;
ઘાલી કોલુ માંહિ. પીલી શેલડી, કંદ મૂલ ફલ વેચીયાં એ. ૬
એમ એકેંદ્રિય જીવ, હણ્યા હણાવીયા, હણતાં જે અનુમોદીયા એ;
આભવ પરભવ જેહ, વલિય ભવોભવે, તે મુઝ મિચ્છામિ દુક્કડં એ. ૭
કૃમી સરમીયાં કીડા, ગાડર ગંડોલા, એલ પૂરા અલસીયાં એ;
વાલા જલો ચૂડેલ, વિચલિત રસતણા, વલી અથાણાં પ્રમુખનાં એ. ૮
એમ બેઇંદ્રિય જીવ, જે મેં દૂહવ્યા, તે મુઝ૦
ઉદ્દેહી જૂ લીખ, માંકડ મંકોડા, ચાંચડ કીડી કુંથુઆ એ. ૯
ગદ્દહીયાં ઘીમેલ, કાનખજૂરડા, ગીંગોડા ધનેડીયાં એ;
એમ તે ઈંદ્રિયજીવ, જે મેં દૂહવ્યા, તે મુઝ૦ ૧૦
માખી મત્સર ડાંસ, મસા પતંગીયા, કંસારી કોલિયા વડાએ;
ઢીંકણ વીંછુ તીડ, ભમરા ભમરીયો, કોંતા બગ ખડમાંકડી એ. ૧૧
એમ ચોરિંદ્રિય જીવ, જે મેં દૂ૦; તે મુઝ૦
જલમાં નાખી જાલ, જલચર દૂહવ્યા, વનમાં મૃગ સંતાપીયા એ. ૧૨
પીડ્યા પંખી જીવ, પાડી પાસમાં, પોપટ ઘાલ્યા પાંજરે એ;
એમ પંચેંદ્રિય જીવ, જે મેં૦; તે મુઝ૦ ૧૩

## ઢાલ ત્રીજી.

ક્રોધ લોભ ભય હાસથી જી, બોલ્યાં વચન અસત્ય;
કૂડ કરી ધન પારકાં જી, લીધાં જેહ અદત્ત રે; જિનજી. ૧
મિચ્છામિ દુક્કડ આજ, તુમ સાખે મહારાજ રે. જિનજી૦
દેઇ સારૂં કાજ રે; જિનજી મિ૦ એ ટેક.
દેવ મનુજ તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ;
વિષયારસ લંપટપણે જી, ઘણું વિટંબ્યો દેહ રે. જિ૦ મિ૦ ૨
પરિગ્રહની મમતા કરી જી, ભવ ભવ મેલી આથ;
જેહ જિહાંની તે તિહાં રહીજી, કોઇ ન આવી સાથ રે. જિ૦ મિ૦ ૩
રયણી ભોજન જે કર્યાં જી, કીધાં ભક્ષ્યઅભક્ષ્ય;
રસના રસની લાલચે જી, પાપ કર્યાં પ્રત્યક્ષ રે. જિ૦ મિ૦ ૪
વ્રત લેઇ વિસારીયાંજી, વલી ભાંગ્યાં પચ્ચખ્ખાણ;
કપટ હેતુ કિરિયા કરી જી, કીધાં આપ વખાણ રે. જિ૦ મિ૦ ૫
ત્રણ ઢાલ આઠે દુહેજી, આલોયા અતિચાર;
શિવગતિ આરાધનતણો જી, એ પહેલો અધિકાર રે. જિ૦ મિ૦ ૬

## ઢાલ ચોથી.

પંચ મહાવ્રત આદરો, સાહેલડીરે, અથવા લ્યો વ્રતબાર તો;
યથાશક્તિ વ્રત આદરી, સા૦ પાળો નિરતિ ચાર તો. ૧
વૃત લીધાં સંભારીયે, સા૦ હિયડે ધરીય વિચારતો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ બીજો અધિકાર તો. ૨
જીવ સવે ખમાવિયે, સા૦ યોનિ ચોરાશી લાખ તો;
મન શુદ્ધે કરો ખામણાં, સા૦ કોઇશું રોષ ન રાખ તો. ૩
સર્વ મિત્ર કરી ચિંતવો, સા૦ કોઇ ન જાણો શત્રુ તો;
રાગ દ્વેષ એમ પરિહરો, સા૦ કીજે જન્મ પવિત્ર તો; ૪
સાહમ્મિ સંઘ ખમાવિયે, સા૦ જે ઉપની અપ્રીતિ તો;
સજ્જન કુટુંબ કરી ખામણાં, સા૦ એ જિનશાસન રીતિ તો. ૫
ખમિયે અને ખમાવિયે, સા૦ એહજ ધર્મનો સાર તો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ ત્રીજો અધિકાર તો. ૬
મૃષાવાદ હિંસા ચોરી, સા૦ ધન મૂર્ચ્છા મેહુન્ન તો;
ક્રોધ માન માયા તૃષ્ણા, સા૦ પ્રેમ દ્વેષ પૈશૂન્ય તો. ૭

નિંદા કલહ ન કિજીયે, સા૦ કૂડાં ન દીજે આલ તો;
રતિ અરતિ મિથ્યા તજો, સા૦ માયા મોસ જંજાલ તો. ૮
ત્રિવિધ ત્રિવિધ વોસિરાવિયે, સા૦ પાપસ્થાન અઢાર તો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ ચોથો અધિકાર તો. ૯

## ઢાલ પાંચમી.

જનમ જરા મરણે કરીએ, એ સંસાર અસાર તો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ૧
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો;
શરણ ધર્મ શ્રી જૈન એ, સાધુ શરણ ગુણવંત તો. ૨
અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો;
શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકાર તો. ૩
આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઈ લાખ તો;
આત્મસાખે તે નિંદીયે એ, પડિક્કમીયે ગુરૂ સાખ તો. ૪
મિથ્યા મતિ વર્ત્તાવિઆ એ, જે ભાંખ્યાં ઊત્સૂત્ર તો;
કુમતિ કદાગ્રહને વશે એ, વલી થાપ્યાં ઊત્સૂત્ર તો. ૫
ઘડ્યાં ઘડાવ્યાં જે ઘણાં એ, ઘરટી હલ હથીઆર તો;
ભવ ભવ મેલી મૂકીઆં એ કરતા જીવ સંહાર તો. ૬
પાપ કરીને પોષિઆં એ, જનમ જનમ પરિવાર તો;
જનમાંતર પોહોતા પછી એ, કોઇ ન કીધી સાર તો. ૭
આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો;
ત્રિવિધે ત્રિવિધે વોસરાવીયે એ, આણી હૃદય વિવેક તો. ૮
દુઃકૃત નિંદા એમ કરી એ, પાપ કર્યાં પરિહાર તો;
શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

## ઢાલ છઠ્ઠી.

ધન્ય ધન્ય તે દિન માહરો, જિહાં કીધો ધર્મ;
દાન શીયલ તપ આદરી, ટાલ્યાં દુષ્કર્મ. ધ૦ ૧
શત્રુંજાદિક તીર્થની, જે કીધી યાત્ર;
જુગતે જિનવર પૂજીયા, વલી પોષ્યા પાત્ર. ધ૦ ૨
પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિણહર જિણચૈત્ય;
સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર. ધ૦ ૩

પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન;
સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધાં બહુ માન. ધ૦ ૪
ધર્મકાજ અનુમોદિયે, એમ વારંવાર;
શિવગતિ આરાધન તણો, એ સાતમો અધિકાર. ધ૦ ૫
ભાવ ભલો મન આણીયે, ચિત્ત આણી ઠામ;
સમતા ભાવે ભાવીયે, એ આતમ રામ. ધ૦ ૬
સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવિયે સોય. ધ૦ ૭
સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યનાં કામ;
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધ૦ ૮
ભાવ ભલી પરે ભાવીયે, એ ધર્મનો સાર;
શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધ૦ ૯

## ઢાલ સાતમી.

હવે અવસર જાણી, કરીયે સંલેષણ સાર,
અણસણ આરાધી, પચ્ચખ્ખી ચાર આહાર;
લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ,
એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧
ગતિ ચારે કીધા, આહાર અનંત નિઃશંક;
પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક;
દુલહો એ વલી વલી, અણસણનો પરિણામ;
એહથી પામી જે, શિવપદ સુરપદ ઠામ. ૨
ધન ધન્ના શાલીભદ્ર, ખંધો મેઘકુમાર;
અણસણ આરાધી, પામ્યા ભવનો પાર;
શિવમંદિર જાસે, કરી એક અવતાર;
આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩
દશમે અધિકારે, મહામંત્ર નવકાર;
મનથી નવિ મૂકો, શિવસુખ ફલ સહકાર;
એ જપતાં જાએ, દુર્ગતિ દોષ વિકાર;
સુપરે એ સમરો, ચઉદ પૂરવનો સાર. ૪

જન્માંતરે જાતાં, જો પામે નવકાર;
તો પાતક ગાલી, પામે સુર અવતાર;
એ નવપદ સરિખો, મંત્ર ન કોઇ સાર;
ઇહ ભવને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫
જુઓ ભીલ્લ ભીલ્લડી, રાજા રાણી થાય;
નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય;
રાણી રતનવતી બેહુ, પામ્યા છે સુરભોગ;
એક ભવથી લેશે, સિદ્ધવધૂ સંયોગ. ૬
શ્રીમતીને એવલી, મંત્ર ફલ્યો તતકાલ;
ફણિધર ફીટીને, પ્રગટ થઇ કુલમાલ;
શિવકુમરે યોગી, સોવનપુર શો કીધ;
એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭
એ દશ અધિકારે, વીર જિણેસર ભાખ્યો;
આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાં રાખ્યો;
તેણે પાપ પખાલી, ભવ ભય દૂરે નાખ્યો;
જિન વિનય કરંતાં, સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

## ઢાલ આઠમી.

સિદ્ધારથ રાય કુલતિલો એ, ત્રિશલા માત મલ્હાર તો;
અવનીતલે તુમે અવતર્યા એ, કરવા અમ ઉપગાર; જયો જિન વીરજી એ. ૧
મે અપરાધ કર્યા ઘણા એ, કેહેતાં ન લહું પાર તો;
તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર. જ૦ ૨
આશ કરીને આવીઓ એ, તુમ ચરણે મહારાજ તો;
આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ. જ૦ ૩
કર્મ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાલ તો;
હું છું એહથી ઉભગ્યો એ, છોડવ દેવ દયાળ. જ૦ ૪
આજ મનોરથ મુજ ફલ્યા એ, નાઠાં દુઃખ દદોલ તો;
તૂઠે જિન ચોવીશમો એ, પગટ્યા પુણ્ય કલ્લોલ જ૦ ૫
ભવભવ વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો;
દેવ દયા કરી દીજીયે એ, બોધબીજ સુપસાય. જ૦ ૬

કલશ—ઇય તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગજયો;
શ્રી વીર જિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલટ થયો. ૧
શ્રી વિજયદેવ સૂરિંદ પટધર, તીરથ જંગમ એણી જગે;
તપ ગચ્છપતિ શ્રી વિજયપ્રભ સૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨
શ્રી હીરવિજય સૂરિ શિષ્ય વાચક, કીર્ત્તિવિજય સુરગુરૂ સમો;
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩
સય સત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસ એ;
વિજય દસમી વિજય કારણ, કિઓ ગુણ અભ્યાસ એ. ૪
નર ભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલવિલાસ એ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુણ્ય પ્રકાસ એ. ૫

---

## જ. વિભાગ. શ્રી મહાવીર સ્વામિના સત્તાવીસ ભવનું સ્તવન.

દોહા—વિમલ કમલદલ લોયણાં, દીસે વદન પ્રસન્ન;
આદર આણિ વીર જિન, વાંદી કરૂં સ્તવન્ન. ૧
શ્રી ગુરૂ તણે પસાઉલે, સ્તવસું વીર જિણંદ;
ભવ સત્તાવીસ વરણવું, સુણજો સહુ આણંદ. ૨
સાંભલતાં સુખ ઉપજે, સમકિત નિરમલ હોય;
કરતા જિનની શંકથા, સફલ દહાડો સોય. ૩

ઢાલ પહેલી—મહાવિદેહ પશ્ચિમ જાણું, નયસાર નામે વખાણું;
નયર તણો છે એ રાણો, અટવી ગયો સપરાણો. ૧
જમવા વેલાએ જાણી, ભગતિ રસવંતિ આણી;
દત્તની વાસના આવી, તપસી જૂવે તે ભાવી. ૨
મારગ ભૂલ્યા તે હેવ, મુની આવ્યા તતખેવ;
આહાર દીયો પાય લાગી, ઋષીની ભુખ તૃષાસવિ ભાગી. ૩
ધરમ સુણ્યો મન રંગે. સમકિત પામ્યો એ અંગે;
ઋષિને ચાલંતા જાણી, હીયડે ઉલટ આણી. ૪
મારગ દેખાડયો વહેતો, પાછો વલીઓ એમ કહેતો;
પેહેલે ભવે ધરમજ પાવે, અંતે દેવગુરૂને ધ્યાવે. ૫
પંચ પરમેષ્ટીનો ધ્યાન, સૌધર્મ પામ્યો વૈમાન;
આઉખું એક પલ્યોપમ, સુખ ભોગવી અનોપમ. ૬

ભવ બીજે ત્રીજે આયો, ભરત કુલે સુત જાયો;
ઓચ્છવ મંગલીક કીધું, નામ તે મરીઅંચ દીધું. ૭
વાધે સુરતરૂ સરિખો, આદિ જિનદેખીને હરખ્યો;
એહોએ દેશના દીધી, ભાવે દીક્ષાએ લીધી. ૮
જ્ઞાન ભણ્યો સુવિશેષ, વિહાર કરે દેશ વિદેશ;
દીક્ષા દેહી એ ન જરે, અલગો સ્વામિથી વિચરે. ૯
મહાવ્રત ભાર એ મહોટો, હું પણ પુન્યાઇયે છોટો;
ભગવું કાપડ કરશું, માથે છત્તર ધરશું. ૧૦
પાયે પાનહી પેરશું, સ્નાન શુચી જલે કરશું;
પ્રાણી થૂલ નહી મારૂં, ખૂર મુંડ ચોટીએ ધારૂં. ૧૧
જનોઈ સોવન કેરી, શોભા ચંદન ભલેરી;
હાથે ત્રિદંડિયું લેવું, મન માંહે ચિંતવ્યું એહેવું. ૧૨
લિંગ કુલિંગનું રચીઉં, સુખ કારણ એ મચીઉં;
ગુણ સાધુના વખાણે, દીક્ષા યોગ તે જાણે. ૧૩
આણી જતિઓને આપે, સુદ્ધો મારગ થાપે;
સમોવસરણ રચ્યું જાણી, વાંદે ભરત વિન્નાણી. ૧૪
બારે પરષદા રાજે, પૂછે ભરત એ આજે;
કોઇ છે તુમ સરિખો, દાખ્યું મરીઅંચ નીકો. ૧૫
પહેલો વાસુદેવ થાશે, ચક્રવર્ત્તિ મૂકા એ વાસે;
ચોવીશમો એ તીર્થંકર, વર્દ્ધમાન નામે જયંકર. ૧૬
ઉલસ્યું ભરતનું હીયું, જઈ મરીઅંચને કહ્યું;
તાતે પદવીએ દાખી, હરિ ચક્રિ જિન પદભાખી. ૧૭
ત્રણ્ય પ્રદક્ષણા દેઇ, વંદન વિધિશું કરેઈ;
સ્તવતો કરે એમ ઉમાહો, પુત્ર ત્રિદંડી ન રાહો. ૧૮
વાંદું છું એહ મરમ, થાસો જિનપતિ ચરમ;
એમ કહી પાછો વલીઓ, ગરવે મરીઅંચી ચઢીઓ. ૧૯

ઢાલ બીજી—ઇખાગ કુલે હું ઉપનો, મારો ચક્રવર્ત્તિ તાતજી;
દાદો માહારો જિનહુઓ, હું પણ ત્રિજગ વિખ્યાતજી. ૧
અહો અહો ઉત્તમ કુલ માહરૂં, અહો અહો મુજ અવતારજી;
નીચ ગોત્ર તિહાં બાંધીઉં, જૂઓ જૂઓ કરમ પ્રચારજી. અ૦ ૨

આભરતે પોતનપુરે, ત્રિપૃષ્ટ હરિ અભિરામજી;
મહા વિદેહ ખેત્ર મૂકાપુરી, ચક્રિ પ્રિય મિત્ર નામજી. અ૦ ૩
ચરમ તીર્થંકર થાયશું, હોસે ત્રિગડું સારજી;
સુરનર સેવા સારસે, ધન્ય ધન્ય મુજ અવતારજી. અ૦ ૪
રહે મદ માતો એણી પરે, એક દિન રોગ અતીવજી;
મુનિજન સાર કો નવિ કરે, સુખ વાંછે નિજ જીવજી. અ૦ ૫
કપીલ નામે કોઇ આવીઓ, પ્રતિબોધ્યો નિજ વાણીજી;
સાધુ સમીપે દીક્ષા વરો, ધરમ છે તેણે ઠામજી. અ૦ ૬
સાધુ સમીપે મોકલે, નવી જાએ તે અજોગજી;
ચિંતે મરીઅંચ નિજ મને, દીસે છે મુજ જોગજી. અ૦ ૭
તવ તે વલતું બોલીયો, તુમ વાંદે સુંહોયજી;
ભોભો ધરમ ઇહાં અછે, ઉત્સૂત્ર ભાખ્યું સોયજી. અ૦ ૮
તેણે સંસાર વધારીઓ, સાગર કોડા કોડીજી;
લાખ ચોરાશી પૂરવ તણું, આયુ ત્રીજે ભવ જોડીજી. અ૦ ૯
ભવ ચોથે સ્વર્ગ પાંચમે, સાગર સ્થિતિ દસ જાણજી;
કૌસિક દ્વીજ ભવ પાંચમે, લાખ એંશી પૂરવ માનજી. અ૦ ૧૦
થુણા નયરીયે દ્વીજ થયો, પૂરવ લાખ બહોતેર સારજી;
હુઓ ત્રિદંડી છઠ્ઠે ભવે, સાતમે સોહમ અવતારજી. અ૦ ૧૧
અગ્નિદ્યોત આઠમે ભવે, સાઠ લાખ પૂરવ આયજી;
ત્રિદંડી થયી વિચરે વલી, નવમે ઇશાને જાયજી. અ૦ ૧૨
અગ્નિભૂતિ દશમે ભવે, મંદિરપૂરિ દ્વીજ હોયજી;
લાખ છપન્ન પૂરવ આઉખું, ત્રિદંડી થયી મરે સોયજી. અ૦ ૧૩
ઇગ્યારમે ભવે તે થયો, સનત કુમારે દેવજી;
નયરી સ્વેતંબીયે અવતર્યો, બારમે ભવે દ્વીજ હેવજી. અ૦ ૧૪
ચુમાલીશ લાખ પૂરવ આઉખું, ભાર દ્વીજ જસુનામજી;
ત્રિદંડી થયી વિચરે વલી, મહા ઇંદ્ર તેરમે ભવે ઠામજી. અ૦ ૧૫
રાજગૃહી નયરી ભવ ચઉદમે, થાવર બ્રાહ્મણ દાખજી;
ચોત્રીશ લાખ પૂરવ આઉખો, ત્રિદંડી લિંગ તે ભાખજી. અ૦ ૧૬
અમર થયો ભવ પન્નરમે, પાંચમે દેવલોકે દેવજી;
સંસાર ભમ્યો ભવ શોલમે, વિશ્વભૂતિ ક્ષત્રી હેવજી. અ૦ ૧૭

ઢાલ ત્રીજી—વિશ્વભૂતિ ધારણીનો બેટો, ભુજબળ કુઠ સમૂલ સમેટો;
સંભૂતિગુરૂને તેણે ભેટ્યો. ૧
સહસ વરષ તિહાં ચારિત્ર પાલી, લહી દીક્ષા આત્મ અજુઆલી;
તપ કરી કાયા ગાલી. ૨
એક દિન ગાય ધસી સિંગાલી, પડ્યો ભૂમિ તસ ભાઇયે ભાલી;
તેહશું બલ સંભાલી ૩
ગરવે રીસ ચઢી વિકરાલી, સિંગ ધરી આકાશે ઉછાલી;
તસ બલ શંકા ટાલી. ૪
તિહાં અણુસણુ નિયાણું કીધું, તપ વેંચી બલ માગી લીધું;
અધો પ્રિયાણું કીધું. ૫
સત્તરમેં ભવે શુક્રે સુરવર, ચવી અવતરીઓ જિહાં પોતનપુર;
પ્રજાપતિ મૃગાવતિ કુંઅર. ૬
ચોરાશી લાખ વરસનું આયુ, સાત સુપનસુચિત સુતજાયો;
ત્રિપૃષ્ટ વાસુદેવ ગાયો. ૭
ઓગણીસમે ભવે સાતમી નરગે, તેત્રીશ સાગરઆયુ અભંગે;
ભોગવીઉં તનુ સંગે. ૮
વીશમે ભવે સિંહ હિંસા કરતો. એકવીશમે ચોથી નરકે ફિરતો;
વિચે વિચે ઘણા ભવ ભમતો. ૯
બાવીશમે ભવે સરલ સભાવિ, સુખ ભોગવતાં જસ ગવરાવી;
પુન્યે શુભમતિ આવી. ૧૦
ત્રેવીશમે ભવે મૂકાપુરી મુખે, ધનંજય ધારણીની કૂખે;
નર અવતરીઓ સુખે. ૧૧
ચક્રવર્ત્તિની પદવી લાધી, પોટીલાચાર્યશું મતિ બાંધી;
શુભમતિ કિરિઆસાધી. ૧૨
કોડી વરસ દીક્ષાનો જાણ, લાખ ચોરાશી પૂરવ પ્રમાણ;
આઉખું પૂરૂં જાણ. ૧૩
ચોવીશમે ભવે શુક્રે સુરવર, સુખ ભોગવિઆ સાગર સત્તર;
તિહાંથી ચવીઓ અમર. ૧૪
ઢાલ ચોથી —આભરતે છત્રીકાપુરી, જિત શત્રુવિજયા નાર; મેરે લાલ૦
પચવીસમે ભવે ઉપનો, નંદન નામ ઉદાર, મેરે લાલ૦
તીર્થંકર પદ બાંધીઓ. ૧ એ આંકણી.

લઇ દીક્ષા સુવિચાર, મેરે લાલ૦ વીશ સ્થાનક તપ આદર્યું;
હુઓ તિહાં જય જયકાર, મેરે લાલ૦ તીર્થં૦ ૨
રાજ તજી દીક્ષા લીયે, પોટીલાચાર્ય પાસ; મેરે લાલ૦
માસ ખમણ પારણું કરે અભિગ્રહવંત ઉલ્લાસ. મેરે લાલ૦
તીર્થં૦ ૩
લાખ વરસ ઇમ તપ કર્યો, આલસ નહીં અલગાર; મેરે લાલ૦
પરિગલ પુણ્ય પોતે કર્યું, નિકાચ્યું જિનપદ સાર.
મેરે લાલ૦ તીર્થં૦ ૪
માસ ખમણ સંખ્યા કહું, લાખ ઈગ્યાર એંશી સહસ; મેરે લાલ૦
છસે પિસ્તાલીશ ઉપરે. પંચ દિન વૃદ્ધિ કરેસ.
મેરે લાલ૦ તીર્થં૦ ૫
પચવીશ લાખ વરણ આઉખું, માસ સંલેષણા કીધ; મેરે લાલ૦
ખમી ખમાવી તે ચવ્યો, દશમેં સ્વર્ગ ફલ લીધ.
મેરે લાલ૦ તીર્થં૦ ૬
પુષ્પોત્તરાવતંસકે, વિમાન સાગર વીસ; મેરે લાલ૦
સુરચવીઓ સુખ ભોગવી, હુઆ એ ભવ છવીસ.
મેરે લાલ૦ તીર્થં૦ ૭

ઢાલ પાંચમી—સત્તાવીશમો ભવ સાંભલો તો; ભમર હુલી૦
રૂઅડું માહણકુંડ ગામતો, ઋષભદત્ત બ્રાહ્મણ વસે તો; ભ૦
દેવાનંદા ઘરણી નામતો. ૧
કર્મ રહ્યાં લવલેસ વલી તો, ભ૦ મરીઅંચી ભવનો જે હુતો;
પ્રાણત કલ્પ થકી ચવીતો, ભ૦ દ્વીજ કુલે અવતર્યો તેહતો. ૨
ચઉદ સુપન માતા લહેતો, ભ૦ આણંદ હુઓ બહુત તો;
ઇંદ્ર અવધિ જોઈયું તો, ભ૦ એહ છે અછેરા ભુતતો. ૩
બ્યાશી દિન તિહાં કણે રહ્યા તો,ભ૦ ઇંદ્ર આદેશે દેવતો;
સિદ્ધાર્થ ત્રિશલા કૂખેતો, ભ૦ ગરભ પાલટે તતખેવતો. ૪
ચઉદ સુપન ત્રિશલા લહેતો, ભ૦ શુભ મુહુર્તે જણ્યા જામતો;
જન્મ મહોછ્છવ તિહાં કરેતો, ભ૦ ઈંદ્ર ઇંદ્રાણી તામતો. ૫
વર્દ્ધમાન તસુ નામ દિએ તો, ભ૦ દેવે દીઓ મહાવીર તો;
હર્ષે શું પરણાવીઆ તો, ભ૦ સુખ વિલસે ઘર વીર તો. ૬

માય તાય સુરલોક ગયા તો, ભ૦ જિન સાધે નિજ કાજ તો;
લોકાંતિક સુર ઇમ કહે તો, ભ૦ દયો દીક્ષા મહારાજ તો. ૭
વરસી દાન દઈ કરી તો, ભ૦ લીધો સંયમ ભાર તો;
એકાકી જિનવિહાર કરે તો, ભ૦ ઉપસર્ગનો નહીં પાર તો. ૮
તપ ચઉવિહાર કર્યા ઘણાતો, ભ૦ એક છમાસી ચોવિહાર તો;
બીજો છમાસી કર્યો તો, ભ૦ પંચ દિન ઉણા ઉદાર તો. ૯
નવતે ચોમાસી કર્યાં તો, ભ૦ બે ત્રણ્ય માસી જાણ તો;
અઢી માસ બે વાર કર્યાં તો, ભ૦ બે માસી છવાર વખાણતો ૧૦
દોઢ માસી બેવાર કર્યાં તો, ભ૦ માસ ખમણ કર્યાં બાર તો;
બહોતેર પાસ ખમણ કર્યાં તો, ભ૦ છઠ્ઠ બસેં ઓગણત્રીશ
સાર તો. ૧૧
બાર વરસમાં પારણાતો, ભ૦ ત્રણ્યસેંને ઓગણપચાસ તો;
નિદ્રા બેત્રડીની કરી તો, ભ૦ બેઠા નહીં બાર વરસ તો. ૧૨
કરમ ખપાવી કેવલ લહ્યું તો, ભ૦ ત્રિગડે પરષદા બાર તો;
ગણધર પદની થાપના તો, ભ૦ જગ હુઓ જયજયકાર તો. ૧૩
ગણધર વર ઇગ્યાર હુઆતો, ભ૦ ચઉદસહસ સાધુ સુખકારતો.
છત્રીસ સહસ સાધ્વી હુઇતો, ભ૦ શીયલ રયણ ભંડાર તો. ૧૪
એક લાખ ઓગણસાઠ હજાર કહ્યા તો, ભ૦ શ્રાવક
સમકિત ધારતો;
ત્રણ્ય લાખ અઢાર હજાર શ્રાવિકા તો, ભ૦ એ કહ્યો-
વીર પરિવાર તો. ૧૫
બ્રાહ્મણ માતપિતા હુઆં તો, ભ૦ મોકલ્યાં મુક્તિ મઝારતો;
સુપુત્ર આવે ઇમ કહ્યો તો, ભ૦ સેવકની કરો સારતો. ૧૬
ત્રીશ વરસ ગ્રહવાસ વસ્યા તો;, ભ૦ બાર વરસ છદ્મસ્થ તો;
ત્રીશ વર્ષ કેવલ ધર્યું તો, ભ૦ બહોતેર વરસ સમસ્તતો. ૧૭
એણીપરે પાલી આઉખું તો, ભ૦ દિન દીવાલી જેહ તો;
મહાનંદ પદવી પામીઆ તો, ભ૦ સમરૂં હું નિત્ય નેહ તો. ૧૮
સંવત સોલ બાસઠ વર્ષે તો, ભ૦ વિજ્યા દશમી ઉદારતો;
લાલવિજય ભક્તે કહે તો, ભ૦ વીરજિન ભવજલ તારતો. ૧૯

ઢાલ છઠ્ઠી—સમરણ સુખ સંપદ મિલે, ફલે મનોરથ કોડજી;
રોગ વિયોગ સવિ ટલે, ન હોય શરીરે ખોડજી. ૧

આદીઆણા પુર મંડણો, ખંડણો પાપનો પૂરોજી;
જે ભવિયણ સેવા કરે, સુખ પામે તે ભરપૂરોજી આ૦ ૨
મૂરત મોહન વેલડી, દીઠે અતિ આણંદોજી;
સિંહાસણે બેઠા સોહે સદા, ગગને જીસ્યો રવિ ચંદોજી. આ૦ ૩
પ્રતિમા એ લહીએં સદા, પ્રણમું જોડી હાથજી;
ત્રણ પ્રદક્ષિણા દેઇ કરી, માગું મુક્તિનો સાથજી; આ૦ ૪
શ્રાવક અતિ ઉદ્યમ કરી, કીધો જિન પ્રાસાદોજી;
કાઢ્યું પાપ ઠેલી કરી, પુણ્યે જગ જસવાદોજી. આ૦ ૫
કલશ—શ્રી વીર પાટપરંપરાગત, શ્રીઆણંદ વિમલ સૂરીશ્વરુ;
શ્રી વિજયદાન સૂરિ તાસ પાટે, શ્રી હીરવિજય સૂરિ ગણધરુ.
શ્રી વિજયસેન સૂરિ તાસ પાટે, શ્રી વિજયદેવ સૂરિ હિત કરુ;
કલ્યાણ વિજય ઉવઝાય પંડિત, શ્રી શુભવિજય શિષ્યજયંકરૂં. ૧



## ૩. વિભાગ. શ્રી મહાવીર સ્વામિના પંચ કલ્યાણકનું બાર ઢાલનું સ્તવન.

શરસતિ ભગવતી દીઓ મતિ ચંગી, સરસ સુરંગી વાણ;
તુજ પસાય માય ચિત્ત ધરીને, જિન ગુણ રયણની ખાણ. ૧
ગિરૂવા ગુણ વીરજી, ગાય સું ત્રિભુવન રાય;
જસ નામે ઘર મંગલ માલા, તસ ઘર બહુ સુખ થાય. ગિ૦ ૨
જંબુદ્વીપ ભરત ક્ષેત્રમાંહે, નયર માહણકુંડ ગ્રામ;
ઋષભદત્ત વર વિપ્ર વસે તિહાં, દેવાનંદા તસ પ્રિયા નામ. ગિ૦ ૩
સુર વિમાન વર પુષ્પોત્તરથી, ચવિ પ્રભુ લીયે અવતાર;
તવ તે માહણી રયણી મધ્યે, સુપન લહે દસ ચાર. ગિ૦ ૪
પુરે મયગલ મલપંતો દેખે, બીજે વૃષભ વિશાલ;
ત્રીજે કેશરી ચોથે લક્ષ્મી, પાંચમે કુસુમની માલ. ગિ૦ ૫
ચંદ સૂરજ ધ્વજ કલશ પદ્મસર, દેખે એ દેવ વિમાન;
રયણ રેલ રયણાયર રાજે, ચૌદમે અગ્નિ પ્રધાન. ગિ૦ ૬
આનંદ ભર જાગી સા સુંદરી, કંતને કહે પરભાત;
સુણીય વિપ્ર કહે તુમ સુત હોસે, ત્રિભુવન માંહે વિખ્યાત ગિ૦ ૭
અતિ અભિમાન કીયો મરીચંચ ભવે, ભવિ જૂઓ કર્મ વિચાર;
તાત સુતા વર તિહાં થયા કુંવર, વલી નીચ કુલે અવતાર. ગિ૦ ૮

ણે અવસર ઈંદ્રાસન ડોલે, નાણે કરી હરિ જોય;
ાહણી કુખે જગ ગુરૂ પેખે, નમી કહે અઘટતું હોય. ગિ૦ ૯
તક્ષણ હરિણ ગમેષી તેડાવી, મોકલીઓ તેણે ઠાય;
ાહણી ગર્ભ અને ત્રિશલાનો, બિહું બદલી સુર જાય. ગિ૦ ૧૦
લી નિશિભર તે દેવાનંદા, દેખે એ સુપન અસાર;
ાણે એ સુપન ત્રિશલા કર ચઢિયા, જઇ કહે નિજ ભરતાર. ગિ૦ ૧૧
ંત કહે તું દુઃખ હર સુંદરી, મુજ મન અચિરજ એહ;
રૂ થલ માંહે કલ્પદ્રુમ દીઠો, આજ સંશય ટલ્યો તેહ. ગિ૦ ૧૨

## ઢાલ બીજી.

નયર ક્ષત્રિયકુંડ નરપતિ, સિદ્ધારથ ભલો એ,
આણ ન ખંડે તસ કોયકે, જગ જસ નિરમલો એ;
તસ પટરાણી ત્રિશલા સતિ, કૂખે જગપતિ એ,
પરમ હર્ષ હિયડે ધરી, ઠવિયા સુરપતિ એ. ૧
સુખ સજ્જાયે પોઢી દેવી તો, ચઉદ સુપન લહે એ,
જાગતિ જિન ગુણ સમરતિ, હરખતિ ગહગહે એ;
રાજહંસ ગતિ ચાલતી, પીઉ કને આવતી એ,
સહ ઉગમતે સૂરકે, વીનવે નિજપતિ એ. ૨
સુણીય વાત રાયરંજીઓ, પંડિત તેડીયા એ,
તેણે શુભ સુપન વિચારવા, પુસ્તક છોડીયાં એ;
બોલે મધુરી વાણ કે, ગુણનિધિ સુત હોસે એ,
સુખ સંપત્તિ ઘરે વાધસે, સંકટ ભાંજસે એ. ૩
પંડિતને રાય તુસીયા, લચ્છી દીએ ઘણી એ,
કહે એહ વાણી સફલ હોજો, અમને તુમ તણી એ;
નિજ પદ પંડિત સંચર્યા, રાય સુખે રહે એ,
દેવી ઉદર ગર્ભ વાધતો, શુભ દોહલા લહે એ. ૪
માત ભક્તિ જિનપતિ કરે, ગર્ભ હાલે નહી એ,
સાત માસ વોલી ગયા, માય ચિંતા લહી એ;
સહીઅરને કહે સાંભલો, કોણે મારો ગર્ભ હર્યો એ,
હું ભોલી જાણું નહી, ફોકટ પ્રગટ કર્યો એ. ૫

સખી કહે અરિહંત સમરતાં, દુઃખ દોહગ ટલે એ,
તવ જિન જ્ઞાન પ્રયુંજીઓ, ગર્ભથી સલ સલે એ;
માતા પિતા પરિવારનું, દુઃખ નિવારિયું એ,
સંયમ ન લેહું માય તાય છતાં, જિન નિરધારિયું એ. ૬
અણદીઠે મોહ એવડો, કિમ વિછુઓ ખમે એ,
નવ મસ વાડા ઉપરે, દિન સાડા સાતમે એ;
ચૈત્ર શુકલ દિન તેરસે, શ્રી જિન જનમિયા એ,
સિદ્ધારથ ભૂપતી ભલા, ઓચ્છવ તવ કીયા એ. ૭

વસ્તુ—પુત્ર જન્મ્યો પુત્ર જન્મ્યો, જગત સણગાર,
સિદ્ધારથ નૃપ કુલ તિલો, કુલ મંડણ કુલ તણો દીવો;
શ્રી જિન ધર્મ પસાઉલે, ત્રિશલા દેવી સુત ચિરંજીવો,
એમ આશીશ દીએ ભલી, આવી છપન્ન કુમાર;
સુતિ કર્મ કરે તે સહી, સોહે જિસી હરિની નાર. સોહે૦ ૧

ઢાલ ત્રીજી—ચલ્યું રે સિંઘાસણ ઈંદ્રિ, જ્ઞાને નિરખતા એ;
જાણી જનમ જિણંદ, ઇંદ્ર તવ હરખતા એ. ૧
આશા નથી રે ઉઠેવ, ભક્તિયે થુણે એ;
વાય સુઘોષા ઘંટ, સઘલે રણ જણે એ. ૨
ઈંદ્ર ભુવનપતિ વીશ, વ્યંતર તણા એ;
બત્રીશ રવિશશી દોય, દશ હરિકલ્પના એ. ૩
ચોશઠ ઇંદ્ર આણંદ, પ્રણમી કહે એ;
રત્નગર્ભા જિન માત, દૂજી એસી નહી એ. ૪
જન્મ મહોચ્છવ દેવ, સવિહુ આવિયા એ;
માય દેઈ નિદ્રા મંત્ર, સુત લેઇ મેરૂ ગયા એ. ૫
કંચન મણિ ભૃંગાર, ગંધોદકે ભર્યા એ;
કિમ સહસે લઘુ વીર, હરિ સંશય ધરયા એ. ૬
વહેસે નીર પ્રવાહ, કેમ તે નામીયે એ;
ન કરે નમણ સનાહ, જાણ્યું સ્વામીયે એ. ૭
ચરણ અંગુઠે મેરૂ, ચાંપી નાચીઓ એ;
મુજ શિર પગ ભગવંત, એમ લહી રાચીઓ એ. ૮
ઉલટ્યા સાયર સાત, સરવે જલ હલ્યા એ;
પાયાલે નાગેંદ્ર, સઘલા સલ શલ્યા એ. ૯

ગિરિવર ત્રુટે ટુંક, ગડગડી પડ્યા એ;
તીન ભુવનના લોક, કંપિત લડ થયા એ. ૧૦
અનંતબલ અરિહંત, સુરપતિયે કહ્યું એ;
હું મૂરખ સહી મૂઢ, એટલું નવિ લહ્યું એ. ૧૧
પ્રદક્ષિણા દેઇ ખામેવ, ઓચ્છવ કરે એ;
નાચે સુર ગાયે ગીત, પુણ્ય પોતે ભરે એ. ૧૨
ઇણે સુખે સ્વર્ગની લીલ, તૃણ સરખી ગણે એ;
જિન મૂકી માયને પાસ, પદ ગયા આપણે એ. ૧૩
માય જાગી જૂએ પુત્ર, સુરવરે પૂજીઓ એ;
કુંડલ દોય દેવ દુષ્ય, અમીય અંગુઠે દીઓ એ. ૧૪
જન્મ મહોચ્છવ રાય, ઋદ્ધિયે વાધિયો એ;
સજ્જન સંતોષી નામ, વર્દ્ધમાન થાપીઓ એ. ૧૫

## ઢાલ ચોથી.

પ્રભુ કલ્પતરૂ સમ વાધે, ગુણ મહિમા પારન લાધે;
રૂપે અદ્ભુત અનુંપમ અકલ, અંગેલક્ષણ વિધા સકલ. ૧
મુખ ચંદ્ર કમલ દલનયણ, સાસ સુરભિગંધ મીઠા વયણ;
હેમ વરણે પ્રભુ તનુ શોભાવે, અતિ નિર્મલ વિણ નવરાવે. ૨
તપ તેજે સૂરજ સોહે, જોતાં સુર નરનાં મન મોહે;
પ્રભુ રમે રાજકુંવરશું વનમાં, માય તાયને આનંદ મનમાં. ૩
બલ અતુલ વૃષભ ગતિ વીર, ઇંદ્રે સભામાં કહ્યો જિન ધીર;
એક સુર મૂઢ વાત ન માને, આવ્યો પરખવાને વન રમવાને. ૪
અહિ થઈ વૃક્ષ આમલીયે રાખ્યો, પ્રભુ હાથે ઝાલી દૂરે નાખ્યો;
વલી બાલક થઈ આવી રમિઓ, હારી વીરને ખાંધે લઈ ગમિઓ. ૫
માય તાય દુઃખ ધરી કહે મિત્રુ, કોઇ વર્ધ્ધમાનને લઈ ગયો શત્રુ;
જાતો સુર વાધ્યો ગગને મિથ્યાતી, વીરે મુષ્ટીયે હણ્યો પડયો ધરતી. ૬
પાય નમી નામ દીધું મહાવીર, જેહવો ઇંદ્રે કહ્યો તેહવો ધીર;
સુર વલિઓ પ્રભુ આવ્યા રંગે, માયતાયને ઉલટ અંગે. ૭

વસ્તુ—રાય ઓચ્છવ રાય ઓચ્છવ કરે મન રંગ, લેખકા શાળાએ સુત ઠવે;

વીર જ્ઞાન રાજા ન જાણે, તવ સૌધર્મ ઈંદ્ર આવિયા,
પૂછે ગ્રંથસ્વામી વખાણે;
વ્યાકરણ જૈન તિહાં કીઓ, આનંદ્યો સુર રાય;
વચન વદે પ્રભુ ભારતી, પંડ્યો વિસ્મય થાય. ૧

## ઢાલ પાંચમી.

યૌવન વય જબ આવીયાએ, રાય કન્યા જશોદા પરણાવીયાએ;
વિવાહ મહોચ્છવ શુભ કિયાએ, સર્વે સુખ સંસારના વિલસીયાએ. ૧
અનુક્રમે હુઇ એક કુંઅરીએ, ત્રીશ વર્ષ જિનરાજ લીલા કરીએ,
માતપિતા સદ્ગતિ ગયાએ, પછે વીર વૈરાગે પૂરીઆએ; ૨
મયણરાય સેન જીતીઓએ, વીરે અથિર સંસાર મન ચિંતીઓએ;
રાજ રમણી ઋદ્ધિ પરિ હરિએ, કહે કુટુંબને લેશું સંયમ સિરિએ. ૧

## ઢાલ છઠ્ઠી.

પિતરીઓ સુપાસરે, ભાઇ નંદિ વર્દ્ધન;
કહે વછ એમ ન કીજીયેએ. ૧
આગે માય તાય વિછોહરે, તું વલી વ્રત લીયે;
ચાંદે ખાર ન દીજીએ. ૨
નીર વિના જિમ મચ્છરે, વીર વિના તિમ;
ટલવલતું ઇમ સહુ કહેએ. ૩
કૃપાવંત ભગવંતરે, નેહ વિના વલી;
વરસ બે જાજેરાં રહ્યાંએ. ૪
ફાસુ લીએ અન્નપાનરે, પરઘર નવિજમે;
ચિત્ત ચારિત્ર ભાવે રમે એ. ૫
ન કરે રાજની ચિંતરે, સુર લોકાંતિક;
આવી કહે સંયમ સમેએ. ૬
બૂજ બૂજ ભગવંતરે, છોડ વિષય સુખ;
એ સંસાર વધારણોએ. ૭

## ઢાલ સાતમી.

માલે આલે ત્રિશલાનો કુંઅર, રાજા સિદ્ધારથનો નંદન
દાનસંવત્સરીએ;
એક કોડી આઠ લાખ દિન પ્રત્યેએ, કનક રયણ રૂપા
મોતીતો, મૂઠી ભરી ભરીએ. આલે૦ ૧

ધણ કણ ગજ રથ ઘોડલાએ, ગામ નયરપુર દેશનો,
મનવંછિત વલીએ;
નિર્ધનને ધનવંત કીઆએ, તસ ઘર ન ઓલખે નારિ
તો, સમ કરે વલી વલીએ. આલે૦ ૨
દુઃખ દારિદ્ર ટાલ્યા જગ તણા એ, મેઘપરે વરસી દાન
તો, પૃથિવી અરૂણ કરી એ;
બહુ નર નારી ઓચ્છવ જૂએ એ, સુર નર કરે મંડા-
ણતો, જિન દિક્ષા વરીએ. આલે૦ ૩
વિહાર કરમ જગ ગુરૂ કીઓએ, કેડે આવ્યો માહણ
મિત્રતો, નારી સંતાપિઓએ;
જિન યાચક હું વીસર્યોએ, પ્રભુ ખંધ થકી દેવ દુષ્યતો,
પટ ખંડ કરી દીઓએ. આલે૦ ૪

## ઢાલ આઠમી.

જસ ઘર હોયે પ્રભુ પારણું, સુર તિહાં કંચન વરસે અતિ ઘણું;
આગણું, દીપે તેજે તેહ તણુંએ;
દેવ દુંદુભી વાજે એ, તેણે નાદે અંબર ગાજે એ;
છાજે એ. ત્રિભુવન માંહે સોહામણુંએ. ૧

ત્રુટક—સોહામણું પ્રભુ તપ તપે, બહુ દેશ વિદેશે વિચરતા;
ભવિ જીવને ઉપદેશ દેતા, સાતે ઇતિ સમાવતા;
ષટ માસ વન કાઉસ્સગ્ગ રહી, જિન કર્મ કઠીન દહે સહી;
ગોવાલ ગોઉ ભલાવીગયા, વીર મુખે બોલે નહી. ૨

ઢાલ—ગોરૂ સવિ દહ દિસે ગયા, તેણે આવી કહ્યું મુનિ કિહાંગયા;
ઋષિરાયા, ઉપર મૂરખ કોપિયાએ, ચરણ ઉપર રાંધી ખીર;
તેણે ઉપસર્ગે ન ચલ્યા ધીર, માહાવીર;
શ્રવણે ખીલા ઠોકીઆએ. ૩

ત્રુટક—ઠોકીયા ખીલા દુઃખે પીલ્યા, કો ન લહે તેમ કરી ગયા;
જિનરાજને મન શત્રુ મિત્ર સરખા, મેરૂ પરે ધ્યાને રહ્યા;
ઊનહી વરસે મેઘ ધારે, વીજલી જબૂકે ઘણી;
બહુ ચરણ ઉપર ડાભ ઉગ્યો, ઇમ સહે ત્રિભુવન ધણી. ૪

ઢાલ—એક દિન ધ્યાન પુરૂં કરી, પ્રભુ નયરિયે પોહોતા ગોચરી;
તિહાં વૈદ્ય, શ્રવણે ખીલા જાણીઆએ;
પારણું કરી કાઉસ્સગ્ગે રહ્યા, તિહાં વૈદ્ય સંચ ભેલા કીઆ;
બાંધીયા, વૃક્ષે દોર ખીલા તાણીઆએ. ૫

ત્રુટક—તાણી કાઢ્યા દોર ખીલા, વીર વેદન થઇ ઘણી;
આક્રંદ કરતાં ગિરિ થયો સત ખંડ, જુઓ ગતિ કર્મહ તણી;
બાંધેરે જીવડો કર્મ હસતા, રોવતાં છુટે નહી;
ધન્ય ધન્ય મુનિવર રહે સમચિત, કર્મ એમ ત્રૂટે સહી. ૬

## ઢાલ નવમી.

જૂઓ જૂઓ કરમે શું કીધુંરે, અન્નવર્ષ ઋષભે ન લીધુંરે;
કર્મ વસ મકરો કોઇ ખેદ રે, મલ્લીનાથ પામ્યા સ્ત્રીવેદ રે. ૧
કર્મે ચક્રી બ્રહ્મદત્ત નડીઓ રે, સુંભુમ નરક માંહે પડીઓ રે;
ભરત બાહુ બલ શું ભડીઓ રે, ચક્રી હાર્યો રાયજસ ચડીઓરે. ૨
સનત કુમારે સહ્યા રોગ રે, નલ દમયંતી વિયોગ રે;
વાસુદેવ જરા કુમરે માર્યો રે, બલદેવ મોહનીએ ધાર્યો રે. ૩
ભાઇ સબ મસ્તકે વહીઓ રે, પ્રતિબોધ સુર મુખે લહીઓ રે;
શ્રેણીક નરકે એ પોહોતો રે, વન ગયા દશરથ પુત્તો રે. ૪
સત્યવંત હરિચંદ ધીર રે, ડુંબ ઘરે સિર વહ્યું નીર રે;
કુબેર દત્તને કુયોગરે, બેહેન વલી માતા શું ભોગ રે. ૫
પર હથ્થે ચંદન બાલ રે, ચઢિઓ સુભદ્રાને આલ રે;
મયણ રેહા મૃગાંક લેખા રે, દુઃખ ભોગવીઆ તે અનેકા રે. ૬
કરમે ચંદ્ર કલંકયો રે, રાય રંક કોઈ ન મૂકયો રે;
ઇંદ્ર અહલ્યા શું લુબ્ધો રે, રયણા દેવી રવિ માઉ કીધો રે. ૭
ઇશ્વર નારીયે નચાવ્યો રે, બ્રહ્મા ધ્યાનથી ચુકાવ્યો રે;
અઈ અઈ કરમ પ્રધાન રે, જીત્યા જીત્યા શ્રી વર્દ્ધમાન રે.

## ઢાલ દશમી.

ઇમ કર્મ હણ્યા સવિ, ધીર પુરૂષ મહાવીર;
બાર વર્ષ તપ્યો તપ, તે સઘલો વિણ નીર;
શાલિ વૃક્ષ તલે પ્રભુ, પામ્યા કેવલ જ્ઞાન;
સમોસરણ રચે સુર, દેશના દે જિન ભાણ. ૧

અપાપા નયરિ, યજ્ઞ કરે વિપ્ર જેહ;
સર્વે બુજવી દિખ્યા, વીરને વંદે તેહ;
ગૌતમ ઋષી આદે, ચારશેં ચાર હજાર;
સહસ્સ ચૌદ મુનિસર, ગણધર વર ઇગ્યાર. ૨
ચંદન બાલા મુખ, સાધ્વી સહસ છત્રીસ;
દોઢ લાખ સહસ નવ, શ્રાવક દે આશીશ;
ત્રણ લાખ શ્રાવિકા, અધીકિ સહસ અઢાર;
સંઘ ચતુર્વિધ થાપ્યો, ધન ધન જિન પરિવાર. ૩
પ્રભુ અશોક તરૂ તલે, ત્રિગડે કરેઅ વખાણ;
સુણે બારે પરખદા, યોજન વાણી પ્રમાણ;
ત્રણ છત્ર સોહે શિર, ચામર ઢાલે ઇંદ્ર;
નાટક બદ્ધ બત્રીશ, ચોત્રીશ અતિશય જિણંદ. ૪
ફૂલ પગર ભરે સુર, વાજે દુંદુભિ નાદ;
નમે સકળ સુરાસુર, છાંડી સવિ પરમાદ;
ચિહુ રૂપે સોહે, ધર્મ પ્રકાશે ચાર;
ચોવીશમો જિનવર, આપે ભવનો પાર. ૫
પ્રભુ વર્ષ બોહોતેર, પાલી નિર્મલ આય;
ત્રિભુવન ઉપગારી, તરણ તારણ જિનરાય;
કાર્ત્તિક માસે દિન, દીવાલી નિરવાણ;
પ્રભુ મુકતે પોહોતા, પામે નિત્ય કલ્યાણ. ૬
કલશ—ઇમ વીર જિનવર સયલ સુખ કર, નામે નવનિધિ સંપજે;
ઘર ઋદ્ધિ વૃદ્ધિ સુસિદ્ધિ પામે, એક મના જે નર ભજે;
તપગચ્છ ઠાકુર ગુણ વૈરાગર, હીરવિજય સુરિશ્વરો;
હંસરાજ વંદે, મન આણંદે, કહે ધન્ય મુજ એ ગુરો. ૧



## ૭. વિભાગ. શ્રી ન્યાય સાગરજી કૃત અષ્ટમીનું સ્તવન.

—:*:—

શ્રી રાજગૃહી શુભ ઠામ, અધિક દિવાજે રે,
વિચરંતાં વીરજિણંદ, અતીશય છાજે રે;

ચોત્રીશ અને પાંત્રીશ, વાણી ગુણ લાવે રે,
પાઉધાર્યા વધામણી જાય, શ્રેણીક આવે રે. ૧
તિહાં ચોશઠ સુરપતિ આવીને, ત્રિગડું બનાવે રે,
તેમાં બેસીને ઉપદેશ, પ્રભુજી સુણાવે રે;
સુરનરને તિર્યંચ, નિજ નિજ ભાષા રે,
તિહાં સમજીને ભવ તીર, પામે સુખ ખાસા રે. ૨
તિહાં ઇંદ્ર ભૂતિ ગણધાર, શ્રી ગુરૂ વીરને રે,
પૂછે અષ્ટમીનો મહીમાય, કહો પ્રભુ અમને રે;
ભાખે વીર જિણંદ, સુણો સહુ પ્રાણી રે,
આઠમ દિન જિનનાં કલ્યાણ, ધરો ચિત્ત આણી રે. ૩

## ઢાલ બીજી.

આવો આવો પાર્શ્વજી મુજ મલીયા રે, એ દેશી.

શ્રી ઋષભનું જન્મ કલ્યાણ રે, વલી ચારિત્ર લહ્યું ભલે વાન રે;
ત્રીજા સંભવ નિરવાણ, ભવિજન અષ્ટમી તિથિ સેવો રે;
એ છે શિવ વધૂ નારીનો મેવો. ભવિ૦ અષ્ટ૦ ૧
શ્રી અજિત સુમતિ જિન જન્મ્યા રે;
અભિનંદન શિવપદ પામ્યા રે, જિન સાતમા શિવપદ રામ્યા. ભવિ૦ ૨
વીશમા જિન સુવ્રત સ્વામી રે, તેહનો જન્મ મોક્ષ ગુણ ધામી રે;
એક વીશમા શિવ વિસરામી. ભવિ૦ ૩
પારસજિન મોક્ષ મહંતા રે, ઇત્યાદિક જિન ગુણવંતા રે;
કલ્યાણક મોક્ષ મહંતા. ભવિ૦ ૪
શ્રી વીરજિણંદની વાણી રે, નિસુણી સમજ્યા ભવિ પ્રાણી રે;
આઠમ દિન અતિ ગુણખાણી. ભવિ૦ ૫
આઠ કર્મ તે દૂર પલાય રે, એથી અડસિદ્ધિ અડ બુદ્ધિ થાય રે;
તે કારણ સીંચો ચિત્ત લાય. ભવિ૦ ૬
શ્રી ઉદયસાગર સૂરિ રાયા રે, ગુરૂ શિષ્ય વિવેકે ધ્યાયા રે;
તસ ન્યાય સાગર જય થાયા. ભવિ૦ ૭

## ૮. વિભાગ. મૌન એકાદશીનું શ્રી જશોવિજયજી કૃત દોઢસો કલ્યાણકનું સ્તવન.

≑ ══ ÷(૦)÷ ══ ≑

ઢાલ પહેલી—ધુર પ્રણમું જિન મહુરસી;

સમરૂં સરસતી ઉલ્લસી, ધસમસિ, મુજ મતિ જિન ગુણ ગાયવાએ. ૧

હરિ પુછે જિન ઉપદિશિ, પરવ તે મૌન એકાદશી;
મન વસિ, અહુ નિસિ તે ભવિ લોકને એ. ૨

તરીઆને ભવજલ તરશી, એહ પરવ પોષધ કરશી;
મન હરસિ, અવસર જે આરા હશીએ. ૩

ઉજમણું જે ધારશી, વસ્તુ ઈગ્યાર ઇગ્યારશી;
વારસિ, તે દુરગતિના બારણા એ. ૪

એ દિન અતિહિ સુહામણો, દોઢસો કલ્યાણક તણો;
મન ધણો, ગુણણું કરતાં સુખ હોયે એ. ૫

ઢાલ બીજી—પાડે પાડે ત્રણ ચોવીશી, દ્વીપ ક્ષેત્ર જિન નામે;
પાડે પાડે પાંચ કલ્યાણક, ધારો શુભ પરિણામે. ૧

જિનવર ધ્યાઇયે રે, મોક્ષ મારગના દાતા; એ ટેક.

સર્વજ્ઞાય નમો એમ પેહલે, નમો અરિહંત એ બીજે;
ત્રીજે નમો નાથાય તે ચોથે, સર્વજ્ઞાય કહી જે. જિન૦ ૨

પાંચમે નમો નાથાય કહી જે, પાડે પાડે જાણો;
ત્રણ નામ તીર્થંકર કેરાં, ગુણણાં પાંચ વખાણો. જિન૦ ૩

ત્રણ ચોવીશી એક એક ઢાલે, ત્રણ નામ જિન કહિશું;
કોડી તપે કરી જે ફ્લ લહિયે, તે જિન ભકતે લહિશું. જિન૦ ૪

કામ સર્વે સીજે જિન નામે, સફ્લ હોએ નિજ જિહા;
જે જાએ જિન ગુણ સમરંતા, સફ્લ જન્મ તે દિહા. જિન૦ ૫

ઢાલ ત્રીજી—જંબુદ્વિપ ભરત ભલું, અતિત ચોવીશી સાર મેરે લાલ;
ચોથા મહાજશ કેવલી, છઠ્ઠા સરવાનુભૂતિ ઉદાર મેરે લાલ. ૧

જિનવર નામે જય હુએ, એ ટેક.

શ્રી સીધર જિન સાતમા, હુવે ચોવીશી વર્તમાન મેરે લાલ;
શ્રી નમિ જિન એકવીશમા, ઓગણીશમા મલ્લિ પ્રધાન
મેરે લાલ. જિન૦ ૨

શ્રી અરનાથ અઢારમા, હુવે ભાવિ ચોવીશી ભાવ મેરે લાલ;
શ્રી સ્વયંપ્રભ ચોથા નમું, છઠ્ઠા દેવસુત મન લાવ મેરે લાલ.
જિન૦ ૩

ઉદયનાથ જિન સાતમા, તેહને નામે મંગલ માલ મેરે લાલ;
ઓચ્છવ રંગ વધામણા, વળી લહિયે પ્રેમ રસાલ મેરે લાલ.
જિન૦ ૪

અલિય વિઘન દૂરે ટલે, દૂરજનનું ચિંત્યું નવિ થાય મેરે લાલ;
મહિમા મહોટાઠ વધે, વલી જગમાં સુજસ ગવાય મેરે લાલ.
જિન૦ ૫

ઢાલ ચોથી—પૂરવ ભરતે તે ધાતકી ખંડે રે,
અતિ ચોવીશી ગુણ અખંડે રે, ચોથા શ્રી અકલંક સોભાગી રે;
છઠ્ઠા દેવ શુભંકર ત્યાગી રે. ૧

સપ્તનાથ સપ્તમ જિનરાયા રે, સુરપતિ પ્રણમે તેહના પાયા રે;
વર્ત્તમાન ચોવીશી જાણો રે, એકવીશમા બ્રહ્મેંદ્ર વખાણો રે. ૨

ઓગણીશમા ગુણનાથ સમરીયે રે, અઢારમા ગાંગિક મન ધરીયે રે;
કહું અનાગત હુવે ચોવીશી રે, ધાતકી ખંડે હિયડે હિશીરે. ૩

શ્રી સાંપ્રતિ ચોથા સુખદાયી રે, છઠ્ઠા શ્રી મુનિનાથ અમાયી રે;
શ્રી વિશિષ્ટ સપ્તમ સુખકારા રે, તે તો લાગે મુજ મન પ્યારા રે. ૪

શ્રી જિન સમરણ જેહવું મીઠું રે. એહવું અમૃત જગમાં ન દીઠું રે;
સુજસ મહોદય શ્રી જિન નામે રે, વિજય લહીજે ઠામો ઠામે રે. ૫

ઢાલ પાંચમી—પુખ્ખર અર્દ્ધ પૂરવ હુઆ, જિન વંદીયે રે;
ભરત અતીત ચોવીશી કે, પાપ નિકંદીએ રે;
ચોથા સુમૃદુ સુહંકર, જિ૦ છઠ્ઠા વ્યક્ત જગદીશ કે. ૧

શ્રી કલાસત સપ્તમ ગુણ ભર્યા, જિ૦ હુવે ચોવીશી વર્ત્તમાન કે;
કલ્યાણિક શ્રી દિન હુવા, જિ૦ લીજીયે તેહનાં અભિધાન કે. પા૦ ૨

અરણ્યવાસ એકવીશમા જિ૰ ઓગણીસમા શ્રી યોગ કે; પા૦
શ્રી અયોગ તે અઢારમા, જિ૰ દીએ શિવ રમણી સંયોગ કે. પા૦ ૩
ચોવીશી અનાગત ભલિ, જિ૦ તિહાં ચોથા પરમ જિનેશ કે; પા૦
સુધારતિ છઠ્ઠા નમું, જિ૰ સાતમા શ્રી નિઃકેસકે. પા૦ ૪
પ્રિયમેલક પરમેશ્વરૂ, જિ૰ એહનું નામ તે પરમ નિધાન કે; પા૦
મહોદયનો જે આસરો, જિ૦ તેહથી લહિયે જશ બહુ માન કે.
પા૦ ૫

ઢાલ છઠ્ઠી—ધાતકી ખંડે રે પશ્ચિમ ભરતમાં, અતીત ચોવીશી સંભાર;
શ્રી સરવારથ ચોથા જિનવરૂ, છઠ્ઠા હરિભદ્ર ધાર. ૧
જિનવર નામેરે મુઝ આનંદ ઘણો. એ ટેક.
શ્રી મગધાધિપ વંદું સાતમા, હવે ચોવીશી વર્ત્તમાન;
શ્રી પ્રયચ્છ પ્રણમું એકવીશમા, જેહનું જગમાં નહી ઉપમાન.
જિન૦ ૨
શ્રી અક્ષોભ જિનવર ઓગણીશમા, અઢારમા મલ્લસિંહ નાથ;
હવે અનાગત ચોવીશી નમું, ચોથા દિનરૂક શિવ સાત. જિન૰ ૩
છઠ્ઠા શ્રી જિનધનદ સંભારીયે, સાતમા પોષધ દેવ;
હરષે તેહના ચરણ કમલ તણી, સુર નર સારે રે સેવ. જિન૰ ૪
ધ્યાને મલવું એહવા પ્રભુ તણું, આલસ માંહેરે ગંગ;
જનમ સફલ કરી માનું તેહથી, સુજસ વિલાસ સુરંગ. જિન૰ ૫

ઢાલ સાતમી—પુખ્ખર પશ્ચિમ ભરતમાં, ધારો અતિત ચોવીશી રે;
ચોથા પ્રલંબ જિનેસરૂ, પ્રણમું હિયડલે હિંસી રે. ૧
એહવા સાહિબ નવિ વીસરે, ક્ષિણ ક્ષિણ સમરીયે હેજેરે;
પ્રભુ ગુણ અનુભવ યોગથી, શોભીયે આતમ તેજે રે.
એહવા૰ ૨
છઠ્ઠા ચારિત્ર નિધિ સાતમા, પ્રસમરાજિત ગુણ ધામ રે;
હવે વર્ત્તમાન ચોવીશીયે, સમરીજે જિન નામ રે. એહવા૰ ૩
સ્વામી સરવજ્ઞ જયંકરે, એકવીશમા ગુણ ગેહરે;
શ્રી વિપરિત ઓગણીશમા, અવિહડ ધરમ સનેહ રે. એહવા૰ ૪
નાથ પ્રસાદ અઢારમા, હવે અનાગત ચોવીશી રે;
ચોથા શ્રી અઘટિત જિન વંદીયે, કર્મ સંતતિ જેણે પીસીરે.
એહવા૰ ૫

શ્રી અર્હેંદ છઠ્ઠા નમું, રિષભ ચંદ્રાભિધ વંદૂ રે;
સાતમા જગ જશ જયકરૂ, જિન ગુણ ગાતાં આણદૂં રે.
એહવા૦ ૬

ઢાલ આઠમી—જંબુ દ્વીપ ઐરવતેજી, અતિત ચોવીશી વિચાર;
શ્રી દયાંત ચોથા નમુંજી, જગ જનના આધાર. ૧
મન મોહન જિનજી, મનથી નહી મુઝ દૂર. એ ટેક.
અભિનંદન છઠ્ઠા નમુંજી, સાતમા શ્રી રતનેશ;
વર્ત્તમાન ચોવીશીયેજી, હવે જિન નામ અશેષ. મન૦ ૨
શ્યામ કોષ્ટ એકવીશમાજી, ઓગણીશમા મરૂદેવ;
શ્રી અતિપાર્શ્વ અઢારમાજી, સમરૂં ચિત્ત નિત મેવ. મન૦ ૩
ભાવિ ચોવીશી વંદીયેજી, ચોથા શ્રી નંદીષેણ;
શ્રી વ્રતધર છઠ્ઠા નમુંજી, ટાલે કરમની રેણ. મન૦ ૪
શ્રી નિરવાણિ તે સાતમાજી, તેહ શું સુજસ સનેહ;
જેમ ચકોર ચિત્ત ચંદશુંજી, તેમ મોરા મન મેહ. ૫

ઢાલ નવમી—પૂરવ અરધે ધાતકીજી, ઐરવતે જે અતીત;
ચોવીશી તેહમાં કહુંજી, કલ્યાણિક સુ પ્રતિત. ૧
મહોદય સુંદર જિનવર નામ. એ ટેક.
ચોથા શ્રી સૌંદર્યનેજી, વંદું વારોવાર;
છઠ્ઠા ત્રિવિક્રમ સમરીયેજી, સાતમા નરસિહ સાર. મહોદય૦ ૨
વર્ત્તમાન ચોવીશીયેજી, એકવીશમા ક્ષેમંત;
સંતોષિત ઓગણીશમાજી, અઢારમા કામનાથ સંત. મહોદય૦ ૩
ભાવિ ચોવીશી વંદીયેજી, ચોથા શ્રી મુનિનાથ;
ચંદ્ર દાહ છઠ્ઠા નમુંજી, ભવ દવ નીરદ પાથ. મહોદય૦ ૪
દિલાદિત્ય જિન સાતમાજી, જન મન મોહન વેલ;
સુખ જશ લીલા પામીયેજી, જશ નામે રંગરેલ. મહોદય૦ ૫

ઢાલ દશમી—પુખ્ખર અર્દ્ધે પૂરવ ઐરવતે, અતીત ચોવીશી સંભારૂં;
શ્રી અષ્ટાહિક ચોથા વંદી, ભવ વન ભ્રમણ નિવારૂં રે. ૧
ભવિકા, એહવા જિનવર ધ્યાવો, ગુણવંતના ગુણ ગાવો રે;
ભવિકા૦ એહવા૦ એ ટેક.

વણિક નામ છઠ્ઠા જિન નમીયે, શુદ્ધ ધર્મ વ્યવહારી;
ઉદયનાથ સાતમા સંભારો, ત્રણ ભુવન ઉપગારી રે.
ભવિકા૦ એહવા૦ ૨

વર્ત્તમાન ચોવીશી વંદૂં, એકવીશમા તમોકંદ;
શાયકાક્ષ ઓગણીશમા સમરો, જન મન નયણાનંદ રે.
ભવિકા૦ એહવા૦ ૩

શ્રી ક્ષેમંત અઢારમા વંદો, ભાવિ ચોવીશી ભાવો;
શ્રી નિરવાણિ ચોથા જિનવર, હૃદય કમલમાં લાવો રે.
ભવિકા૦ એહવા૦ ૪

છઠ્ઠા રવિ રાજ સાતમા, પ્રથમનાથ પ્રણમીજે;
ચિદાનંદઘન સુજસ મહોદય, લીલા લબ્ધિ લહીજે રે.
ભવિકા૦ એહવા૦ ૫

ઢાલ અગ્યારમી—પશ્ચિમ ઐરવતે ભલો, ધાતકી ખંડ અતીત કે;
ચોવીશી રે પુરૂરવા, ચોથા જિન સુ પ્રતીત કે. ૧
જિનવર નામ સોહામણું, ઘડીય ન મેલ્યું જાય કે;
રાત દિવસ મુઝ સાંભરે, સંભારે સુખ થાય કે. જિન૦ ૨
એ ટેક.

શ્રી અવબોધ છઠ્ઠા નમું, સાતમા શ્રી વિક્રમેંદ્ર કે;
ચોવીશી વર્ત્તમાનના, હુવે સંભારૂં જિનેંદ્ર કે. જિન૦ ૩
એકવીશમા શ્રી સ્વસાંતજી, ઓગણીશમા હરનામ કે;
શ્રી નંદીકેશ અઢારમા, હોજો તાસ પ્રણામ કે જિન૦ ૪
ભાવિ ચોવિશી સંભારીયે, ચોથા શ્રી મહા મૃગેંદ્ર કે;
છઠ્ઠા અસોચિત વંદીયે, સાતમા શ્રી ધર્મેંદ્ર કે. જિન૦ ૫
મન લાગ્યું જસ જેહશું, ન સરે તેહ વિણ તાસ કે;
તેણે મુઝમન જિન ગુણ સુણી, પામે સુજસ વિલાસ કે. જિ૦ ૬

ઢાલ બારમી—પુષ્કર પશ્ચિમ ઐરવતે હવે, અતીત ચોવીશી વખાણુંજી;
અશ્વવૃંદ ચોથા જિન નમીયે, છઠ્ઠા કુટિલક જાણુંજી;
સાતમા શ્રી વર્દ્ધમાન જિનેશ્વર, ચોવીશી વર્ત્તમાનજી;
એકવીશમા શ્રી નંદીકેશ જિન, તે સમરૂં શુભ ધ્યાનેજી. ૧

ઓગણીશમા શ્રી ધરમચંદ્ર જિન, અઢારમા શ્રી વિવેકોજી;
હવે અનાગત ચોવીશીમાં, સંભારૂં શુભ ટેકોજી;
શ્રી કલાપક ચોથા જિન છઠ્ઠા, શ્રી વિસોમ પ્રણમીજેજી;
સાતમા શ્રી આરણ્ય જિન ધ્યાતા, જન્મને લાહો લીજેજી. ૨
શ્રી વિજય પ્રભસૂરીશ્વર રાજે, દિન દિન અધિક જગીશેજી,
ખંભ નયરમાં રહીઅ ચોમાસું, સંવત સત્તર છત્રીશેજી;
દોઢસો કલ્યાણિકનું ગુણણું, તે મેં પૂરણ કીધુંજી,
દુઃખ ચૂરણ દીવાલી દીવસે, મન વંછિત ફલ લીધુંજી. ૩
શ્રી કલ્યાણ વિજય વર વાચક, વાદી મત્તંગજ સિંહોજી,
તાસ શિષ્ય શ્રી લાભ વિજય બુધ, પંડિત માંહિ લિહોજી;
તાસ શિષ્ય શ્રી જિતવિજય બુધ, શ્રી નય વિજય સૌભાગીજી,
વાચક જૈસવિજયે તસ શિષ્યે, થુણીઆ જિન વડભાગીજી. ૪
એ ગુણણું જે કંઠે કરશે, તે શિવરમણી વરશેજી,
તરશે ભવ હરશે સવિ પાતક, નિજ આતમ ઉદ્ધરશેજી;
બાર ઢાલ જે નિત્ય સમરશે. ઉચિત કાજ આચરશેજી,
સુકૃત સહોદય સુજસ મહોદય, લીલા તે આદરશેજી. ૫
કલશ—એ બાર ઢાલ રસાલ બારહ, ભાવના તરૂ મંજરી,
વરબાર અંગ વિવેક પલ્લવ, બાર વ્રત શોભા કરી;
એમ બાર તપવિધિ સાડ સાધન, ધ્યાન જિન ગુણ અનુસરી,
શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જસ વિજય જય શ્રી વરી. ૧

---

## ૭. વિભાગ. શ્રી ગૌતમસ્વામીનો રાસ.

ભાષા—વીર જિણેસર ચરણકમલ, કમલા કય વાસો,
પણમવિ પભણિશું સામિસાલ, ગોયમ ગુરૂ રાસો;
મણ તણુ વયણ એકંત કરેવિ, નિસુણો ભો ભવિયા,
જિમ નિવસે તુમ્હ દેહ ગેહ, ગુણ ગણ ગહગહિયા. ૧
જંબૂદીવ સિરિ ભરહ ખિત્ત, ખોણીતલ મંડણ,
મગધદેશ સેણિય નરેસર, રિઉદલ વલ ખંડણ;
ધણવર ગુબ્બર ગામ નામ, જિહાં ગુણગણસજ્જા,
વિપ્પ વસે વસુભૂઈ તછ, જસુ પુહવી ભજ્જા. ૨

તાણુ પુત્ત સિરિ ઇંદભૂઇ, ભૂવલય પસિદ્ધો,
ચઉદહ વિદ્યાવિવિહ રૂવ, નારીરસ લુદ્ધો;
વિનય વિવેક વિચાર સાર, ગુણગણહ મનોહર,
સાત હાથ સુપ્રમાણ દેહ, રૂપે રંભાવર. ૩

નયણ વયણ કર ચરણ જિણ, વિપંકજ જલ પાડિય,
તેજે તારાચંદ સૂર; આકાશ ભમાડિય;
રૂવે મયણ અનંગ કરેવિ, મેહેલ્યો નિરધાડિય,
ધીરમે મેરૂ ગંભીર સિંધુ, ચંગમચયચાડિય. ૪

પેખવિ નિરૂ વમ રૂવ જાસ, જિણ જંપે કિંચિય,
એકાકી કલ ભીત ચિત્ત, ગુણ મેહેલ્યા સંચિય;
અહવા નિશ્ચે પુવ્વ જમ્મ, જિણવર ઇણ અંચિઅ,
રંભા પઉમા ગૌરી ગંગા, રતિ આવતી વંચિય. ૫

નહિં બુધ નહિં ગુરૂ કવિ ન કોઇ, જસુ આગલ રહિઓ,
પંચસયા ગુણપાત્ર છાત્ર, હીંડે પરવરિઓ;
કરે નિરંતર યજ્ઞકર્મ, મિથ્યામતિ મોહિય,
ઇણ છલે હોશે ચરમ નાણ, દંસણહ વિસોહિય. ૬

વસ્તુ છંદ—જંબૂદીવહ જંબૂદીવહ, ભરહ વાસંમિ; ખોણીતલ મંડણો,
મગધ દેસ સેણિય નરેસર, વરગુવ્વર ગામ તિહાં,
વિપ્પ વસે વસુભૂઇ સુંદર, તસુ ભજ્જા પુહવી સયલ,
ગુણ ગણ રૂવ નિહાણ,
તાણ પુત્ત વિદ્યાનિલઓ, ગોયમ અતિહિ સુજાણ. ૭

ભાષા—ચરમ જિણેસર કેવલનાણી, ચઉવ્વિહ સંઘપઇઠા જાણી;
પાવાપુરિ સામી સંપત્તો, ચઉવ્વિહ દેવનિકાયે જુત્તો. ૮

દેવે સમવસરણ તિહાં કીજે, જિણ દીઠે મિથ્યામતિ ખીજે;
ત્રિભુવનગુરૂ સિંહાસણ બઇઠો, તતખિણ મોહ દિગંતે પઇઠો. ૯

ક્રોધ માન માયા મદ પૂરા, જાયે નાઠા જિમ દિન ચોરા;
દેવદુંદુહિ આકાશે વાજી, ધર્મ નરેસર આવ્યો ગાજી. ૧૦

કુસુમવૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચોશઠ ઇંદ્ર જ માગે સેવા;
ચામર છત્ર સિરોવરિ સોહે, રૂપેહિ જિણવર જગ સહુ મોહે. ૧૧

જીવસમ રસભર ભરી વરસંતા, જોજન વાણી વખાણ કરંતાં;
જાણવિ વદ્ધમાણ જિણ પાયા, સુર નર કિન્નર આવે રાયા. ૧૨
કંતિસમૂહે ઝલઝલકંતા, ગયણ વિમાણે રણ રણકંતા;
પેખવી ઇંદિભૂઈ મન ચિંતે, સુર આવે અમ્હ જગન હોવંતે. ૧૩
તીર તરંડક જિમ તે વહતા, સમવસરણ પોહતા ગહગહતા;
તો અભિમાને ગોયમ જંપે, ઇણિ અવસરે કોપે તણુ કંપે. ૧૪
મૂઢ લોક અજાણ્યું બોલે, સુર જાણંતા ઇમ કાંઈ ડોલે;
મુજ આગલ કોઇ જાણ ભણીજે, મેરૂ અવર કિમ ઉપમા દીજે. ૧૫

વસ્તુ છંદ—વીર જિણવર વીર જિણવર, નાણ સંપન્ન, પાવા
પુરિસુરમહિય, પત્તનાહ સંસાર તારણ; તિહિં દેવેહિં નિમ્મવિય,
સમવસરણ બહુ સુખકારણ; જિણવર જગ ઉજ્જોય કરે, તેજે કરિ
દિનકાર; સિંહાસણ સામિય ઠવિઓ, હુઓ સુજય જયકાર. ૧૬

ભાષા-તો ચડિઓ ઘણમાણ ગજે, ઇંદિભૂઇ ભૂયદેવ તો;
હુંકારો કરી સંચરિઓ, કવણસુ જિણવર દેવ તો;
જોજન ભૂમિ સમોસરણ, પેખવી પ્રથમારંભ તો;
દહદિસિ દેખે વિબુધવહૂ, આવંતી સુરરંભ તો. ૧૭
મણિમય તોરણ દંડ ધજા, કોસીસે નવ ઘાટ તો;
વૈર વિવર્જિત જંતુગણ, પ્રાતીહારજ આઠ તો;
સુર નર કિન્નર અસુરવર, ઇંદ્ર ઇંદ્રાણીરાય તો;
ચિત્ત ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુપાય તો. ૧૮
સહસકિરણ સમ વીર જિણ, પેખવી રૂપ વિસાલ તો;
એહ અસંભવ સંભવે એ, સાચો એ ઇંદિ જાલ તો;
તો બોલાવે ત્રિજગ ગુરૂ, ઇંદિભૂઇ નામેણ તો;
શ્રીમુખ સંસય સામિ સવે, ફેડે વેદપએણ તો. ૧૯

માન મેહેલી મદ ઠેલી કરી, ભગતે નામે સીસ તો;
પંચસયા શું વ્રત લિઓ એ, ગોયમ પહિલો સીસ તો;
બંધવ સંજમ સુણવિ કરી, અગનિભૂઇ આવેય તો;
નામ લેઇ અભ્યાષ કરે, તે પણ પ્રતિબોધેય તો. ૨૦

ઇણિ અનુક્રમે ગણહરરયણ, થાપ્યા વીર ઇગ્યાર તો;
તો ઉપદેશે ભુવન ગુરૂ, સંજમશું વ્રત બાર તો;

બિહું ઉપવાસે પારણું એ, આપણપે વિહરંત તો;
ગોયમ સંજમ જગ સયલ, જય જયકાર કરંત તો. ૨૧

વસ્તુ છંદ—ઇંદભૂઇ ઇંદભૂઇ, ચઢિય બહુમાન;
હુંકારો કરિ સંચરિઓ, સમવસરણ પુહતો તુરંતો;
આ સંસા સામિ સવે, ચરમનાહ ફેડે ફુરંતો;
બોધબીજ સંજાય મને, ગોયમ ભવહ વિરત્ત;
દિખ્ખ લેઇ સિખ્ખા સહિ, ગણહર પય સંપત્ત. ૨૨

ભાષા–આજ હુઓ સુવિહાણુ, આજ પચેલિમ પુણ્ણ ભરો;
દીઠા ગોયમ સામિ, જો નિયનયણે અમિય ભરો;
સિરિગોયમ ગણહાર, પંચસયા મુનિ પરવરિય;
ભુમિય કરય વિહાર, ભવિયાં જન પડિબોહ કરે;
સમવસરણ મઝાર, જે જે સંસા ઉપજે એ;
તે તે પર ઉપગાર, કારણ પૂછે મુનિપવરો; ૨૩
જિહાં જિહાં દીજે દિખ્ખ, તિહાં તિહાં કેવલ ઉપજે એ;
આપ કન્હે અણ હુંત, ગોયમ દીજે દાન ઇમ;
ગુરૂ ઉપર ગુરૂભત્તિ, સામીય ગોયમ ઊપનિય;
ઈણ છલે કેવલ નાણ, રાગજ રાખે રંગભરે. ૨૪
જો અષ્ટાપદ શૈલ, વંદે ચઢિય ચઉવીસ જિણ;
આતમ લબ્ધિ વસેણ, ચરમસરીરી સોઇ મુનિ;
ઇઅ દેસણ નિસુણેઇ, ગોયમ ગણહર સંચલિઓ;
તાપસ પન્નરસએણ, તો મુનિ દીઠો આવતો એ. ૨૫
તવ સોસિય નિય અંગ, અમ્હ શક્તિ નવિ ઉપજે એ;
કિમ ચઢશે દ્રઢકાય, ગજ જિમ દીસે ગાજતો એ;
ગિરૂઓ એ અભિમાન, તાપસ જો મન ચિંતવે એ;
તો મુનિ ચઢિઓ વેગ, આલંબિ દિનકર કિરણ. ૨૬
કંચણ મણિ નિપ્પન્ન, દંડ કલસ ધ્વજ વર સહિય;
પેખવિ પરમાણંદ, જિણહર ભરહેસર મહિઅ;
નિય નિય કાય પ્રમાણ, ચઉદિસિ સંઠિઅ જિણહબિંબ;
પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસિય. ૨૭

વયર સામીનો જીવ, તીર્થંક જૂંભક દેવ તિહાં;
પ્રતિબોધે પુંડરીક, કંડરીક અધ્યયન ભણી;
વલતા ગોયમ સામી, સવિ તાપસ પ્રતિબોધ કરે;
લેઇ આપણે સાથ, ચાલે જિમ જુથાધિપતિ. ૨૮

ખીર ખાંડ ઘૃત આણિ, અમિઅ વુઠ અંગુઠ ઠવે;
ગોયમ એકણ પાત્ર, કરાવે પારણું સવે;
પંચસયા સુભ ભાવ, ઉજવલ ભરિઓ ખીરમીસે;
સાચા ગુરૂ સંજોગ, કવલ તે કેવલ રૂપ હુઓ. ૨૯

પંચસયા જિણનાહ, સમવસરણ પ્રાકાર ત્રય;
પેખવિ કેવલ નાણ, ઉપ્પન્નો ઉજ્જોય કરે;
જાણે જિણહ પીયૂષ, ગાજંતી ઘણ મેઘ જિમ;
જિણવાણી નિસુણેઇ, નાણી હૂઆ પંચસયા. ૩૦

વસ્તુ છંદ—ઇણે અનુક્રમેં ઇણે અનુક્રમેં, નાણ સંપન્ન;
પન્નરહ સય પરવરિય, હરિય દુરિય જિણનાહ વંદઇ;
જાણવિ જગ ગુરૂ વયણ, તિહ નાણઅપ્પાણ નિંદઇ;
ચરમ જિણેસર ઇમ ભણઇ, ગોયમ મ કરિસ ખેઉ;
છેહ જઇ આપણ સહી, હોશાં તુલ્લાં બેઉ. ૩૧

ભાષા—સામિઓ એ, વીર જિણંદ, પૂનિમ ચંદ જિમ ઉલ્લસિઅ;
વિહરિઓ એ, ભરહવાસંમિ, વરિસ બહુત્તર સંવસિઅ;
ઠવતો એ, કણય પમેવ, પાયકમલ સંઘે સહિઅ;
આવિઓ એ, નયણાણંદ, નયર પાવાપુરિસુર મહિય. ૩૨

પેખિઓ એ, ગોયમ સામી, દેવશર્મા પ્રતિબોધ કરે;
આપણ એ, ત્રિશલા દેવિ, નંદન પહોતો પરમ પએ;
વલતો એ, દેવ આકાશ, પેખવિ જાણિય જિણ સમે એ;
તો મુનિ એ, મન વિખવાદ, નાદ ભેદ જિમ ઉપનો એ. ૩૩

કુણ સમો એ, સામિય દેખિ, આપ કન્હે હું ટાલિઓ એ;
જાણતો એ, તિહુ અણનાહ, લોક વિવહાર ન પાલિઓ એ;
અતિ ભલું એ, કીધલું સામી, જાણ્યું કેવલ માગશે એ;
ચિંતવિઉં એ, બાલક જેમ, અહવા કેડે લાગશે એ. ૩૪

હું કિમ એ, વીર જિણુંદ, ભગતે ભોલો ભોલવ્યો એ;
આપણો એ, અવિહડ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ;
સાચો એ, ઇહ વીતરાગ, નેહ ન જેણે લાલિઓ એ;
ઇણ સમે એ, ગોયમચિત્ત, રાગ વૈરાગે વાલિઓ એ. ૩૫

આવતો એ, જો ઉલ્લટ, રહેતો રાગે સાહિઓ એ;
કેવલુ એ, નાણ ઉપ્પન્ન, ગોયમ સેહેજે ઉમાહિઓ એ;
તિહુઅણ એ, જય જયકાર, કેવલ મહિમા સુર કરે એ;
ગણહરૂ એ, કરય વખાણ, ભવિયણ ભવ ઇમ નિસ્તરે એ. ૩૬

વસ્તુ છંદ—પઢમ ગણહર પઢમ ગણહર, વરસ પંચાસ;
ગિહિવાસે સંવસિય, તીસ વરિસ સંજમ વિભુસિય;
સિરિકેવલ નાણ, પુણ બાર વરિસ તિહુયણ નમંસિય;
રાયગિહિ નયરીહિં, ઠવિઅ બાણવઈ વરિસાઓ;
સામી ગોયમ ગુણ નિલો, હોશે શિવપુર ઠાઓ. ૩૭

ભાષા—જિમ સહકારે કોયલ ટહુકે,
જિમ કુસુમવને પરિમલ બહકે, જિમ ચંદન સુગંધનિધિ;
જિમ ગંગાજલ લહેરે લહકે, જિમ કણયાચલ તેજે ઝલકે,
તિમ ગોયમ સૌભાગ્ય નિધિ. ૩૮

જિમ માનસરોવર નિવસે હંસા, જિમ સુર ગીરીવર કણયવતંસા,
જિમ મહુયર રાજીવવને;
જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણ વિકસે,
તિમ ગોયમ ગુણ કેલિવને. ૩૯

પૂનિમ નિસિ જિમ સસિહર સોહે, સુરતરૂ મહિમા જિમ જગ મોહે,
પૂરવ દિસિ જિમ સહસકરો;
પંચાનન જિમ ગિરિવર રાજે, નરવઈ ઘર જિમ મયગલ ગાજે,
તિમ જિનશાસન મુનિ પવરો. ૪૦

જિમ સુરતરૂવર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાખા,
જિમ વનકેતકી મહમહે એ;
જિમ ભૂમિપતિ ભૂયબલ ચમકે, જિમ જિનમંદિર ઘંટા રણકે,
તિમ ગોયમ લબ્ધે ગહગહે એ. ૪૧

ચિંતામણિ કર ચઢિઓ આજ, સુરતરૂ સારે વંછિત કાજ,
કામકુંભ સવિવશ હુઆ એ;
કામગવી પૂરે મનકામિય, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામિય,
સામિય ગોયમ અણુસરો એ. ૪૨
પણુવખ્ખર પહેલો પભણીજે, માયાબીજ શ્રવણ નિસુણીજે,
શ્રીમતી શોભા સંભવે એ;
દેવહ ધુરિ અરિહંત નમીજે, વિનયપહુ ઉવઝ્ઝાય થુણીજે,
ઇણ મંત્રે ગોયમ નમો એ. ૪૩
પર ઘર વસતાં કાંઇ કરીજે, દેશ દેશાંતર કાંઇ ભમીજે,
કવણ કાજ આયાસ કરો;
પ્રહુ ઉઠી ગોયમ સમરીજે, કાજ સમગ્ગ તતખણ સિઝે,
નવનિધિ વિલસે તાસ ઘરે. ૪૪
ચઉદહ સય બારોત્તર વરસે, ગોયમ ગણહર કેવલ દિવસે,
કિઓ કવિત ઉપગાર કરો;
આદેહિ મંગલ એહ પભણીજે, પરવ મહોચ્છવ પહિલો દીજે,
ઋદ્ધિ વૃદ્ધિ કલ્લાણ કરો. ૪૫
ધન્ય માતા જિણે ઉયરે ધરિયા, ધન્ય પિતા જિણ કુલ અવતરિયા,
ધન્ય સહ ગુરૂ જિણે દિખ્ખિયા એ;
વિનયવંત વિદ્યા ભંડાર, જસ ગુણ પુહવી ન લબ્ભે પાર,
વડ શાખા જિમ વિસ્તરે એ. ૪૬
ગૌતમ સ્વામિનો રાસ ભણીજે, ચઉવિહ સંઘ રળીયાયત કીજે,
સયલ સંઘ આણંદ કરો;
કુંકુંમ ચંદન છડા દેવરાવો, માણેક મોતીના ચોક પૂરાવો,
રયણ સિંહાસણ બેસણો એ. ૪૭
તિંહા બેસી પ્રભુ દેસના દેસે, ભવિક જીવના કાજ કરેસે,
ઉદયવંત મુનિ એમ ભણે એ;
ગૌતમ સ્વામિ તણોએ રાસ, ભણતાં સુણતાં લીલ વિલાસ,
સાસય સુખ નિધિ સંપજે એ. ૪૮
એહરાસ જે ભણે ભણાવે, તસ મંગળઘર લછિ આવે,
મન વંછિય આશા ફલે એ;

જે ભવિ પ્રેમે ભણે એ રાસ, તસ આધિ વ્યાધિ ઉપાધિ નાસ,
ચિદાનંદ મન પદ લહે એ. ૪૯
માંગલિક કાજે એહ સમરીજે, વિદ્યા વૃદ્ધિ વિવેક લહીજે,
સમરણ ભજન ભવિ નિત કરો એ;
ગુરૂ ભક્તો ગોયમ ગુણવંતો, પચાસ લબ્ધિ તણોએ કંતો,
તસનામે ભવજલ તરો એ. ૫૦

—:*:—

## ૬. વિભાગ. શ્રી જ્ઞાનપંચમીનું સ્તવન.

### ઢાલ પહેલી.

સુત સિદ્ધારથ ભૂપનો રે, સિદ્ધારથ ભગવાન;
બારહ પરખદા આગલે રે, ભાખે શ્રી વર્દ્ધમાનો રે. ૧
ભવિયણ ચિન્ત ધરો, મન વચ કાય અમાયો રે;
જ્ઞાન ભગતિ કરો. એ આંકણી.
ગુણ અનંત આતમ તણા રે, મુખ્યપણે તિહાં હોય;
તેમાં પણ જ્ઞાનજ વડું રે, જિણથી દંસણ હોય રે. ભ૦ ૨
જ્ઞાને ચારિત્ર ગુણ વધે રે, જ્ઞાને ઉદ્યોત સહાય;
જ્ઞાને થિવિરપણું લહે રે, આચારજ ઉવઝાય રે. ભ૦ ૩
જ્ઞાની શ્વાસોશ્વાસમાં રે, કઠિણ કરમ કરે નાશ;
વન્હિ જેમ ઇંધણ દહે રે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશો રે. ભ૦ ૪
પ્રથમ જ્ઞાન પછે દયા રે, સંવર મોહ વિનાશ;
ગુણ ઠાણંગ પગ થાલીયે રે, જેમ ચઢે મોક્ષ આવાસો રે. ભ૦ ૫
મઈ સુય ઓહિ મણ પજ્જવા રે, પંચમ કેવલ જ્ઞાન;
ચઉ મુંગા શ્રુત એક છે રે, સ્વપર પ્રકાશ નિદાનો રે. ભ૦ ૬
તેહનાં સાધન જે કહ્યાં રે, પાટી પુસ્તક આદિ;
લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદો રે. ભ૦ ૭
ત્રિવિધ આશાતના જે કરે રે, ભણતાં કરે અંતરાય;
અંધા બહેરા બોબડા રે, મુંગા પાંગુલા થાય રે. ભ૦ ૮

ભણતાં ગુણતાં ન આવડે રે, ન મલે વલ્લભ ચીજ;
ગુણમંજરી વરદત્ત પરે રે, જ્ઞાન વિરાધન બીજ રે. ભ૦ ૯

પ્રેમે પૂછે પરખદા રે, પ્રણમી જગગુરૂ પાય;
ગુણમંજરી વરદત્તનો રે, કરો અધિકાર પસાયો રે. ભ૦ ૧૦

## ઢાલ બીજી.

જંબુદ્વીપના ભરતમાં રે, નયર પદમપુર ખાસ;
અજિતસેન રાજા તિહાં રે, રાણી યશોમતી તાસ રે. ૧

પ્રાણી, આરાધો વર જ્ઞાન, એહજ મુક્તિ નિદાન રે; પ્રાણી૦
એ આંકણી.

વરદત્ત કુંવર તેહનો રે, વિનયાદિક ગુણવંત;
પિતરે ભણવા મૂકિઓ રે, આઠ વરસ જબ હુંત રે. પ્રા૦ ૨

પંડિત યત્ન કરે ઘણો રે, છાત્ર ભણાવણ હેત;
અક્ષર એક ન આવડે રે, ગ્રંથ તણી શી ચેત રે. પ્રા૦ ૩

કોઢે વ્યાપી દેહડી રે, રાજારાણી સચિંત;
શ્રેષ્ઠી તેહીજ નયરમાં રે, સિંહદાસ ધનવંત રે. પ્રા૦ ૪

કપૂર તિલકા ગેહિની રે, શીલે શોભિત અંગ;
ગુણમંજરી તસ બેટડી રે, મુંગી રોગે વ્યંગ રે. પ્રા૦ ૫

શોલ વરષની સા થઇ રે, પામી યૌવન વેશ;
દુર્ભગ પણ પરણે નહી રે, માત પિતા ધરે ખેદ રે. પ્રા૦ ૬

તેણે અવસરે ઉદ્યાનમાં રે, વિજયસેન ગણધાર;
જ્ઞાન રયણ રયણાયરૂ રે, ચરણ કરણ વ્રતધાર રે. પ્રા૦ ૭

વનપાલક ભૂપાલને રે, દીધ વધાઇ જામ;
ચતુરંગી સેના સજી રે, વંદન જાવે તામ રે. પ્રા૦ ૮

ધર્મદેશના સાંભલે રે, પુરજન સહિત નરેશ;
વિકસિત નયણ વદન મુદા રે, નહિ પ્રમાદ પ્રવેશ રે. પ્રા૦ ૯

જ્ઞાન વિરાધન પરભવે રે, મૂરખ પર આધીન;
રોગે પીડ્યા ટલવલે રે, દીસે દુઃખીયા દીન રે. પ્રા૦ ૧૦

જ્ઞાન સાર સંસારમાં રે, જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાનવિના જગ જીવડા રે, ન લહે તત્ત્વ સંકેત રે. પ્રા૦ ૧૧
શ્રેષ્ઠી પૂછે મુણિંદને રે, ભાખો કરૂણાવંત;
ગુણમંજરી મુજ અંગજા રે, કવણ કર્મ વિરતંત રે. પ્રા૦ ૧૨

## ઢાલ ત્રીજી.

ધાતકી ખંડના ભરતમાં, ખેટક નયર સુઠામ;
વ્યવહારી જિન દેવ છે, ઘરણી સુંદરી નામ. ૧
અંગજ પાંચ સોહામણા, પુત્રી ચતુરા ચાર;
પંડિત પાસે શીખવા, તાતે મૂક્યા કુમાર. ૨
બાલ સ્વભાવે રામત, કરતાં દાહાડા જાય;
પંડિત મારે ત્યારે, મા આગલ કહે આય. ૩
સુંદરી સંખણી શીખવે, ભણવાનું નહી કામ;
પંડ્યો આવે તેડવા, તો તસ હણજ્યો તામ. ૪
પાટી ખડિયા લેખણા, બાલી કીધાં રાખ;
શઠને વિદ્યા નવિ રૂચે, જેમ કરહાને દ્રાખ. ૫
પાડા પરે મોહોટા થયા, કંન્યા ન દીયે કોય;
શેઠ કહે સુણ સુંદરી, એ તુજ કરણી જોય. ૬
ત્રટકી ભાખે ભામિની, બેટા બાપના હોય;
પુત્રી હોયે માતની, જાણે છે સહુ કોય. ૭
રે રે પાપિણી સાપિણી, સામા બોલ મ બોલ;
રીસાલી કહે તાહરો, પાપી બાપ નિટોલ. ૮
શેઠ મારી સુંદરી, કાલ કરી તતખેવ;
એ તુજ બેટી ઉપની, જ્ઞાનવિરાધન હેવ. ૯
મૂર્ચ્છાગત ગુણમંજરી, જાતિ સમરણ પામિ;
જ્ઞાન દીવાકર સાચો, ગુરૂને કહે શિર નામિ. ૧૦
શેઠ કહે સુણો સ્વામી, કેમ જાયે એ રોગ;
ગુરૂ કહે જ્ઞાન આરાધો, સાધો વંછિત યોગ. ૧૧

ઉજ્જવલ પંચમી સેવો, પંચ વરસ પંચ માસ;
નમો નાણુસ્સ ગણણું ગણો, ચોવિહારો ઉપવાસ. ૧૨

પૂરવ ઉત્તર સન્મુખ, જપિયે દોય હજાર;
પુસ્તક આગલ ઢોઇયે, ધાન્ય ફલાદિ ઉદાર. ૧૩

દીવો પંચ દીવટ તણો, સાથિઓ મંગલ ગેહ;
પોસહમાં ન કરી શકે, તેણેવિધિ પારણ એહ. ૧૪

અથવા સૌભાગ્ય પંચમી, ઉજ્જવલ કાર્તિક માસ;
જાવજીવ લગે સેવીયે, ઉજમણા વિધિ ખાસ. ૧૫

## ઢાલ ચોથી.

પાંચ પોથી રે, ઠવણી પાઠાં વિટાંગણાં;
ચાબખી દોરા રે, પાટી પાટલા વરતણાં;
મસી કાગલ રે, કાંબી ખડિઆ લેખિણી;
કવલી ડાબલી રે, ચંદ્રુઆ ઝરમર પુંજણી. ૧

ત્રુટક—પ્રાસાદ પ્રતિમા તાસ ભૂષણ, કેસર ચંદન ડાબલી,
વાસ કૂપિ વાલા કૂંચી, અંગલુહણાં છાબડી;
કલશ થાલી મંગલદીવો, આરતિને ધૂપણાં,
ચરવલા મુહપત્તી સાહમ્મિવચ્છલ, નોકરવાલી થાપના. ૨

ઢાલ—જ્ઞાન દરિસણ રે, ચરણનાં સાધન જે કહ્યાં,
તપ સંયુત રે, ગુણમંજરી એ સદ્દહ્યાં;
નૃપ પૂછે રે, વરદત્ત કુંઅરને અંગ રે,
રોગ ઉપનો રે, કવણ કરમના ભંગ રે. ૩

ત્રુટક—મુનિરાજ ભાસે જંબુદ્વીપે, ભરત સિંહપુર ગામ એ,
વ્યવહારી વસુ તાસ નંદન, વસુસાર વસુદેવ નામ એ;
વન માંહે રમતાં દોય બંધવ, પુણ્ય યોગે ગુરૂ મલ્યા,
વૈરાગ્ય પામી ભોગ વામી, ધર્મ ધામિ સંચર્યા. ૪

ઢાલ—લઘુ બાંધવ રે, ગુણવંત ગુરૂ પદવી લહે,
પણસય મુનિની રે, સારણ વારણ નિતુ દિએ;

કર્મ યોગે રે, અશુભ ઉદય થયો અન્યદા,
સંથારે રે, પોરિસી ભણી પોઢયો યદા. ૫

ત્રુટક—સર્વઘાતિ નિંદ વ્યાપી, સાધુ માગે વાયણા,
ઉંઘમાં અંતરાય થાતાં, સૂરિ હુઆ દૂમણા;
જ્ઞાન ઉપર દ્વેષ જાગ્યો, લાગ્યો મિથ્યાત્ ભુતડો,
પુણ્ય અમૃત ઢોલી નાખ્યું, ભર્યો પાપ તણો ઘડો. ૬

ઢાલ—મન ચિંતવે રે, કાં મુજ લાગ્યું પાપ રે,
શ્રુત અભ્યાસો રે, તો એવડો સંતાપ રે;
મુજ બાંધવ રે, ભોયણ સયણ સુખે કરે,
મૂરખના રે, આઠ ગુણ મુખ ઉચ્ચરે. ૭

ત્રુટક—બાર વાસર કોઈ મુનિને, વાયણા દીધી નહી,
અશુભ ધ્યાને આયુ પૂરી, ભૂપ તુજ નંદન સહી;
જ્ઞાન વિરાધન મૂઢ જડપણું, કોઢની વેદન લહી,
વૃદ્ધબાંધવ માનસરવર, હંસગતિ પામ્યો સહી. ૮

ઢાલ—વરદત્તને રે, જાતિ સમરણ ઉપનું,
ભવ દીઠો રે, ગુરૂ પ્રણમી કહે શુભમનો;
ધન્ય ગુરૂજી રે, જ્ઞાન જગત્રય દીવડો,
ગુણ અવગુણ રે, ભાસન જે જગ પરવડો. ૯

ત્રુટક—જ્ઞાનપાવન સિદ્ધિ સાધન, જ્ઞાન કહો કેમ આવડે,
ગુરૂ કહે તપથી પાપ નાસે, દાઢ જેમ ઘન તાવડે;
ભૂપ પભણે પુત્રને પ્રભુ, તપની શક્તિ ન એવડી,
ગુરૂ કહે પંચમી તપ આરાધો, સંપદા લ્યો એવડી. ૧૦

## ઢાલ પાંચમી.

સદ્ગુરૂ વયણ સુધારસે રે, ભેદી સાતે ધાત,
તપશું રંગ લાગો; ગુણમંજરી વરદત્તનો રે, નાઠો રોગમિથ્યાત.
ત૦ ૧
પંચમી તપ મહિમા ઘણો રે, પસર્યો મહીયલ માંહી; ત૦
કન્યાસહસ સયંવરા રે, વરદત્ત પરણ્યો ત્યાંહી. ત૦ ૨

ભૂપે કીધો પાટવી રે, આપ થયો મુનિ ભૂપ; ત૦
ભીમ કાંતિ ગુણે કરી રે, વરદત્ત રવિ શશિ રૂપ. ત૦ ૩

રાજ રમા રમણી તણા રે, ભોગવે ભોગ અખંડ; ત૦
વરસે વરસે ઉજવે રે, પંચમી તેજ પ્રચંડ. ત૦ ૪

ભુક્તભોગી થયો સંજમી રે, પાલે વ્રત ખટ કાય; ત૦
ગુણમંજરી જિનચંદ્રને રે, પરણાવે નિજ તાય. ત૦ ૫

સુખ વિલસી થઇ સાધ્વી રે, વૈજયંતે હોય દેવ; ત૦
વરદત્ત પણ ઉપનો રે, જિહાં સીમંધર દેવ. ત૦ ૬

અમરસેન રાજા ઘરે રે, ગુણવંત નારી પેટ; ત૦
લક્ષણ લક્ષિત રાયને રે, પુણ્યે કીધો ભેટ. ત૦ ૭

શૂરસેન રાજા થયો રે, સો કંન્યા ભરતાર; ત૦
સીમંધર સ્વામી કને રે, સુણિ પંચમી અધિકાર. ત૦ ૮

તિહાં પણ તે તપ આદર્યું રે, લોક સહિત ભૂપાલ; ત૦
દશ હજાર વરસાં લગે રે, પાલે રાજ્ય ઉદાર. ત૦ ૯

ચાર માહાવ્રત ચોંપશું રે, શ્રી જિનવરને પાસ; ત૦
કેવલધર મુક્તિ ગયો રે, સાદિ અનંત નિવાસ. ત૦ ૧૦

રમણીવિજય સુભાપુરી રે, જંબુ વિદેહ મઝાર; ત૦
અમરસિંહ મહીપાલને રે, અમરાવતી ઘરનાર. ત૦ ૧૧

વૈજયંત થકી ચવી રે, ગુણમંજરીનો જીવ; ત૦
માન સરસ જેમ હંસલો રે, નામ ધર્યું સુગ્રીવ. ત૦ ૧૨

વીશે વરસે રાજવી રે, સહુસ ચોરાશી પુત્ર; ત૦
લાખ પૂરવ સમતા ધરે રે, કેવલ જ્ઞાન પવિત્ર. ત૦ ૧૩

પંચમી તપ મહિમા વિષે રે, ભાખે નિજ અધિકાર; ત૦
જેણે જેહથી શિવપદ લહ્યું રે, તેને તસ ઉપકાર. ત૦ ૧૪

## ઢાલ છઠ્ઠી.

ચોવીશ દંડક વારવા, હું વારીલાલ, ચોવીશમો જિનચંદરે,
હું વારીલાલ;
પ્રગટયો પ્રાણુત સ્વર્ગથી, હું૦ ત્રિશલા ઉર સુખકંદ રે. હું૦ ૧

માહાવીરને કરૂં વંદના, હું૦ એ આંકણી.
પંચમી ગતિને સાધવા, હું૦ પંચમ નાણ વિલાસ રે; હું૦
માહાનિશીથ સિદ્ધાંતમાં, હું૦ પંચમી તપ પ્રકાશ રે. હું૦ ૨
અપરાધી પણ ઉદ્ધર્યો, હું૦ ચંડકોસિઓ સાપ રે; હું૦
યજ્ઞ કરંતાં બાંભણા, હું૦ સરખા કીધા આપ રે. હું૦ ૩
દેવાનંદા બ્રાહ્મણી, હું૦ રિખભદત્ત વલી વિપ્ર રે; હું૦
બ્યાશી દિવસ સંબંધથી, હું૦ કામિત પૂર્યો ક્ષિપ્ર રે. હું૦ ૪
કર્મ રોગને ટાલવા, હું૦ સવિ ઔષધનો જાણ રે; હું૦
આદર્યો મે આશા ધરી, હું૦ મુજ ઉપર હિત આણ રે. હું૦ ૫
શ્રી વિજયસિંહ સૂરીસનો, હું૦ સત્યવિજયપન્યાસ રે; હું૦
શિષ્ય કપૂરવિજય કવિ, હું૦ ચંદકિરણ જસ જાસ રે. હું૦ ૬
પાસ પંચાસરા સાન્નિધ્યે, હું૦ ખિમાવિજય ગુરૂ નામ રે; હું૦
જિનવિજય કહે મુજ હજો, હું૦ પંચમી તપ પરિણામ રે. હું ૭

કલશ—ઇય વીર લાયક વિશ્વનાયક, સિદ્ધિ દાયક સંસ્તવ્યો;
પંચમી તપ સંસ્તવન ટોડર, ગુંથી નિજ કંઠે ઠવ્યો;
પુણ્ય પાટણ ખેત્ર માંહે, સત્તર ત્રાણું સંવત્સરે;
શ્રી પાર્શ્વ જન્મ કલ્યાણ દિવસે, સકલ ભવિ મંગલ કરે. ૮

# ખંડ છઠ્ઠો.

## શુદ્ધ માર્ગ દર્શક સ્યાદ્વાદ સુધારસ કુંડ.



### ક૦ વિભાગ, શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીકૃત સાડા ત્રણસો ગાથાનું સીમંધર સ્વામિની વિનતિનું સ્તવન.

—:*:—

મંગલાચરણ.

પાર્શ્વનાથપદદ્વંદ્વં, નત્વા સીમંધરપ્રભુમ્
સ્તવસ્ય વાર્તિકં કુર્વે, સ્વપરાનુગ્રહાય વૈ. ૧

અર્થઃ—શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરણ યુગલને નમસ્કાર કરીને શ્રી સીમંધરસ્વામી પ્રભુનું સ્તવન સ્વપર જીવના ઉપકારાર્થે કરૂં છું.

ઢાલ પહેલી.

શ્રીસીમંધર સાહિબ આગેં, વિનતડી એક કીજેં;
મારગ શુદ્ધ મયા કરી મુઝને, મોહન મૂરતિ દીજે રે;
જિનજી, વીનતડી અવધારો. એ આંકણી. ૧
ચાલે સૂત્ર વિરુદ્ધાચારે, ભાષે સૂત્ર વિરુદ્ધ;
એક કહે અમે મારગ રાખું, તે કેમ માનું શુદ્ધ રે. જિન૦ વી૦ ૨
આલંબન કૂડદેખાડી, મુગધ લોકને પાડે;
આણાભંગ તિલક તે કાલું, થાપે આપ નિલ્લાડે રે. જિન૦ વી૦ ૩
વિધિ જોતાં કલિયુગમાં હોવે, તિરથનો ઉછેદ;
જેમ ચાલે તિમ ચલવે જઇયેં, એહ ધરે મતિ ભેદરે. જિન૦ વી૦ ૪
મ ભાષિ તે મારગ લોપે, સૂત્રક્રિયા સવિ પીસી;
આચરણા સૂદ્ધી આચારિયે, જોઇ યોગની વીસીરે. જિન૦ વી૦ ૫
પંચમે આરે જિમ વિષ મારે, અવિધિદોષ તિમ લાગે;
મ ઉપદેશ પદાદિક દેખી, વિધિરસિયો જન જાગેરે. જિન૦ વી૦ ૬

કોઈ કહે જિમ બહુ જન ચાલે, તિમ ચલિયેં સીચર્ચા;
મારગ મહાજન ચાલે ભાખ્યો, તેહમાં લહીયે અર્ચારે. જિન૦ વી૦ ૭
એ પણુ બોલ મૃષા મન ધરીયેં, બહુ જન મત આદરતાં;
છેહ ન આવે બહુલ અનારય, મિથ્યા મતમાં ફિરતાંરે. જિન૦ વી૦ ૮
થોડા આર્ય અનારય જનથી, જૈન આર્યમાં થોડા;
તેમાં પણુ પરિણુત જન થોડા, શ્રમણુ અલપ બહુ મોડારે. જિન૦ વી૦ ૯
ભદ્રબાહુ ગુરુ વદન વચન એ, આવશ્યકમાં લહિયે;
આણા શુદ્ધ મહાજન જાણી, તેહની સંગે રહિયે રે. જિન૦ વી૦ ૧૦
અજ્ઞાની નવિ હોવે મહાજન, જોપણુ ચલવે ટોલું;
ધર્મદાશ ગણિ વચન વિચારી, મન નવિ કીજે ભોલુંરે. જિન૦ વી૦ ૧૧
અજ્ઞાની નિજ છંદે ચાલે, તસ નિશ્રાયે વિહારી;
અજ્ઞાની જો ગચ્છને ચલવે, તે તો અનંત સંસારીરે. જિન૦ વી૦ ૧૨
ખંડ ખંડ પંડિત જે હોવે, તે નવિ કહિયે નાણી;
નિશ્ચિત સમય લહે તે નાણી, સમતિ નિસહિ નાણીરે. જિન૦ વી૦ ૧૩
જિમ જિમ બહુ શ્રુત બહુ જન સંમત, બહુ શિષ્યે પરવરિઓ;
તિમ તિમ જિન શાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરીઓરે. જિન૦ વી૦ ૧૪
કોઇ કહે લોચાદિક કષ્ટે, મારગ ભિક્ષાવૃત્તિ;
તે મિથ્યા નવિ મારગ હોવે, જન મનની અનુવૃત્તિરે. જિન૦ વી૦ ૧૫
જો કષ્ટે મુનિ મારગ પાવે, બલદ થાએ તો સારો;
ભાર વહે જે તાવડે ભમતો, ખમતો ગાઢ પ્રહારોરે. જિન૦ વી૦ ૧૬
લહે પાપ અનુબંધી પાપે, બલ હરણી જન ભિક્ષા;
પૂરવ ભવ વ્રત ખંડન ફલએ, પંચ વસ્તુની શિક્ષારે. જિન૦ વી૦ ૧૭
કોઇ કહે અમેં લિંગે તરસું, જૈન લિંગ છે વારુ;
તે મિથ્યા નવિ ગુણ વિણું તરિયે, ભુજવિણ નતરે તારુરે. જિન૦ વી૦ ૧૮
ફૂટલિંગ જિમ પ્રગટ વિડંબક, જાણી નમતા દોષ;
નિંદ્ધંદસ જાણીને નમતાં, તિમજ કહ્યો તસ પોષરે. જિન૦ વી૦ ૧૯
શિષ્ય કહે જિમ જિન પ્રતિમાને, જિનવર થાપી નમિયે;
સાધુ વેસ થાપી અતિ સુંદર, તિમ અસાધુને નમિયેરે. જિન૦ વી૦ ૨૦

ભદ્રબાહુ ગુરૂ બોલે પ્રતિમા, ગુણવંતિ નહી દુષ્ટ;
લિંગ માંહે બે વાના દિસે, તે તો માન અદુષ્ટરે. જિન૦ વી૦ ૨૧
કોઇ કહે જિન આગે માગી, મુક્તિ મારગ અમેલેસુ;
નિરગુણને પણ સાહેબ તારે, તસ ભક્તિ ગહગહિસું રે. જિન૦ વી૦ ૨૨
પામી બોધ ન પાલે મૂરખ, માગે બોધ વિચાલે;
લહિયે તેહ કહો કુણ મૂલે, બોલ્યું ઉપદેશ માલેરે. જિન૦ વી૦ ૨૩
આણા પાલે સાહેબ તૂસે, સકલ આપદા કાપે;
આણાકારી જે જન માગે, તસ જસ લીલા આપે રે. જિન૦ વી૦ ૨૪

## ઢાલ બીજી.

કોઈ કહે અમે ગુરૂથી તરસું, જિમનાવાથી લોહા રે;
તે મિથ્યા ન લહે સહવાસે, કાચપાચની સોહા રે. ૧
શ્રી સીમંધર સાહેબ સુણજો, ભરત ખેત્રની વાતો રે;
લહું દેવ કેવલ રતિ ઇણે યુગે, હું તો તુજ ગુણ રાતો રે. શ્રી સી૦ ૨
કોઇ કહે જે ગછથી ન ટલ્યા, તે નિરગુણ પણ સાધો રે;
નાતિ માંહે નિરગુણ પણ ગણીયે, જશ નહીં નાતિબાધો રે. શ્રી સી૦ ૩
ગુણ અવગુણ ઇમ સરિખા કરતો, તે જિનશાસન વૈરી રે;
નિરગુણ જો જિન છંદે ચાલે, તો ગછ થાએ સ્વૈરી રે. શ્રી સી૦ ૪
નિરગુણનો ગુરૂ પક્ષ કરે જે, તસગચ્છ ત્યજવો દાખ્યો રે;
તે જિનવર મારગનો ઘાતક, ગચ્છા ચારે ભાખ્યો રે. શ્રી સી૦ ૫
વિષમ કાલમાં નિરગુણ ગચ્છે, કારણથી જો વસીયે રે;
દ્રવ્ય થકી વ્યવહારે ચલીયે, ભાવે નવિ ઉલ્લસીયે રે. શ્રી સી૦ ૬
જિમ કુવૃષ્ટિથી નગર લોકને, ઘહેલા દેખી રાજા રે;
મંત્રિ સહિત ઘહેલા હોઇ છેઠા, પણ મનમાંહે તાજા રે. શ્રી સી૦ ૭
ઇમ ઉપદેશ પદે એ ભાખ્યું, તિહાં મારગ અનુસારિ રે;
જાણીને ભાવે આદરીયે, કલ્પભાષ્ય નિરધારી રે. શ્રી સી૦ ૮
જ્ઞાનાદિક ગુણવંત પરસ્પર, ઉપગારે આદરવો રે;
પંચ વસ્તુમાં ગચ્છસુગુણને, અવર કહ્યો છે ત્યજવો રે. શ્રી સી૦ ૯
જે નિરગુણ ગુણ રત્નાકરને, આપ સરિખા દાખે રે;
સમકિત સાર રહિત તે જાણો, ધર્મદાશ ગણી ભાખે રે. શ્રી સી૦ ૧૦

કોઇ કહે જે બકુસકુશીલા, મૂલોત્તર પડિસેવી રે;
ભગવઇ અંગે ભાખ્યા તેથી, અંતરાત નવિ લેવી રે. શ્રી સી૦ ૧૧
તે મિથ્યા નિ:કારણ સેવા, ચરણ ઘાતીની ભાખી રે;
મુનીને તેહુન, સંભવ માત્રે, સત્તમઠાણું સાખી રે. શ્રી સી૦ ૧૨
પડિ સેવા વચને તે જાણો, અતિચાર બહુ લાઈ રે;
ભાવ બહુલતેયે તે ટાલે, પંચ વસ્તુ મુનિધ્યાઇ રે. શ્રી સી૦ ૧૩
સહુસા દોષ લગે તે છૂટે, સંયતને તતકાલે રે;
પચ્છિતે આકુટ્ટિયે કીધું, પ્રથમ અંગની ભાલે રે. શ્રી સી૦ ૧૪
પાયચ્છિત્તાદિક ભાવ ન રાખે, દોષ કરી નિ:સૂકો રે;
નિદ્ધંધસ સેઢીથી હેઠો, તે મારગથી ચૂકો રે. શ્રી સી૦ ૧૫
કોઇ કહે જે પાતિક કીધાં, પડિકમતાં છૂટીજે રે;
તે મિથ્યા ફલ પડિકમણાનું, અપુણ કરણથી લીજે રે. શ્રી સી૦ ૧૬
મિથ્યા દુક્કડ દેઇ પાતિક, તે ભાવે જે સેવે રે;
આવશ્યક સાખે તે પરગટ, માયા મોસને સેવે રે. શ્રી સી૦ ૧૭
મૂલ પદ પડિકમણું ભાખ્યું, પાપ તણું અણ કરવું રે;
સક્તિ ભાવ તણે અભ્યાસે, તે જસ અર્થે વરવું રે. શ્રી સી૦ ૧૮

## ઢાલ ત્રીજી.

દેવ તુઝ સિદ્ધાંત મીઠો, એક મને ધરિયે;
દુષ્ટ આલંબન નિહાલી, કહો કેમ તરિયે. દેવ તુઝ૦ ૧
દુષ્ટ આલંબન ધરે જે, ભગ્ન પરિણામિ;
તેહ આવશ્યકે ભાંખ્યા, ત્યજે મુની નામિ. દેવ તુઝ૦ ૨
નિયત વાસ વિહાર ચેઇય, ભકિત્તનો ધંધો;
મૂઢ અજ્જા લાભ થાપે, વિગય પડિબંધો. દેવ તુઝ૦ ૩
કહે ઉગ્ર વિહાર ભાગા, સંગમ આયરિઓ;
નિયતવાસ ભજે બહુ શ્રુત, સુણિઓ ગુણદરિઓ. દેવ તુઝ૦ ૪
ન જાણે તે ખીણ જંઘા, બલ થિવિર તેહો;
ગોચરીના ભાગ કલ્પી, બહુ રહ્યા જેહો. દેવ તુઝ૦ ૫

સપ્ત ભંગીનો ટુંક શબ્દાર્થ.

૧ સ્યાત્અસ્તિ – વસ્તુના અનંત ધર્મોમાંથી એક ધર્મનું ગ્રહણ કરીને તેનું અસ્તિપણું એટલે છતાપણું અનેકાંતપણે એટલે બીજા ધર્મનો નિષેધ ન કરતાં, વર્તમાન પ્રસ્તાવિક પ્રસંગાનુસાર અપેક્ષિત વસ્તુનું પ્રતિપાદન કરવું, પણ સર્વથા પ્રકારે એકાંતે સ્થાપન રૂપ નહિ, તેમ બીજા ધર્મોનું એકાંતે ઉથાપન પણ નહિ, પણ ગૌણુતા મુખ્યતાએ કથન કરવું; અમુક અસ્તિ ધર્મનું વસ્તુમાં ગ્રહણ કરવું, તે સ્યાત્અસ્તિનામા પ્રથમ ભાંગો જાણવો.

૨ સ્યાત્નાસ્તિ – અનંત ધર્માત્મ વસ્તુનો એક ધર્મ નાસ્તિ રૂપે મુખ્યતાએ, બીજા ધર્માની ગૌણુતાએ પૃરૂપે, પણ સર્વથા એકાંતે નાસ્તિપણે નહિ, તે બીજો ભાંગો.

૩ સ્યાત્અસ્તિ નાસ્તિ – વસ્તુના અમુક ધર્માની અસ્તિ તથા નાસ્તિ યુગપત્ અનેકાંતપણે કથવી, તે ત્રીજો ભાંગો.

૪ સ્યાત્અવક્તવ્ય – વસ્તુમાં અનંતા ધર્મો છે, તે વળી અસ્તિ પણે તથા નાસ્તિપણે સમકાલે સાથે રહેલા છે, છતાં તે એક સમયમાં કહ્યા જાય નહિ, માટે સ્યાત્અવક્તવ્ય, ત્યાં પણ અવક્તવ્ય એટલે અવાચ્યપણું પણ એકાંતે ન સમજવું; કેમકે કોઈક અંશે કહી પણ શકાય છે, ઇત્યાદિક રીતે સર્વ નય અપેક્ષિત, આ ભાંગો ચોથો જાણવો.

૫ સ્યાત્અસ્તિઅવક્તવ્ય – હવે વસ્તુના કેટલા ધર્માની અસ્તિ સમકાલે સાથે હોવા છતાં, એક સમયે કહી જાય નહિ, માટે તે દૂષણનો બાધ ન આવે, માટે મૃષાવાદ ટાલવા માટે સાપેક્ષ પણે આ ભાંગો પણ પુર્વોક્ત ન્યાયે પાંચમો જાણવો.

૬ સ્યાત્નાસ્તિઅવક્તવ્ય – ઉપરના પાંચમા ભાંગા પ્રમાણેજ નાસ્તિ ધર્મનું અવક્તવ્યપણું પણ અનેકાંતપણે ગૌણુતા મુખ્યતાએ સર્વ નય, પ્રમાણ, અપેક્ષિત સમજવું, પણ એકાંતે ગ્રહણ નિષેધ રૂપ નહિ.

૭ સ્યાત્અસ્તિનાસ્તિ યુગપત્ અવક્તવ્ય – એવીજ રીતે ઉપલા બે ભાંગા પ્રમાણે વસ્તુના અસ્તિ નાસ્તિ ધર્મો સમકાલે સાથે હોવા છતાં, એક વખતે એકજ ક્ષણે કહ્યા જાય નહિ, માટે

વચનનો વિસંવાદ ટાલવા માટે સ્યાત્ શબ્દ જોડેલો છે; એ પ્રમાણે સપ્ત ભંગી, નય, પ્રમાણ, નિક્ષેપ, અને સમવાયાદિની અપેક્ષા પૂર્વક સ્યાદ્વાદ સ્વરૂપ શ્રી જૈન વચન શૈલીમાં છે; હવે નિક્ષેપ તથા સમવાયનું કંઈક ટુંક સ્વરૂપ જણાવીએ છીએ.

## ૫. નિક્ષેપ સ્વરૂપ.

પૂર્વે જે સાત નૈગમાદિ નય કહ્યા, તે મધ્યે પાંચમા શબ્દ નયના ચાર ભેદ છે, ૧ નામ, ૨ સ્થાપના, ૩ દ્રવ્ય, ૪ ભાવ; આ ચાર નામેજ ચાર નિક્ષેપ અથવા નિક્ષેપા પણ કહેવાય છે; ત્યાં નિક્ષેપ કહેતાં નિ:ક્ષિપતિ એટલે સમસ્ત પ્રકારે જે ક્ષેપન કરીયે, આરોપીયે, સમર્પીયે, સ્થાપીયે, તેને નિક્ષેપ કે નિક્ષેપો એટલે ટુંકામાં આરોપણ કે સ્થાપન જાણવું; જેમ જીવનો જન્મ થતાં તેને તેના માત પિતા ગુણ નિષ્પન્ન કે પોતાની ખુશી પ્રમાણેનું ગમે તેવું ગુણ રહિત પણ નામ વાઘજી, કાલીદાસ, ધનપતિ, લક્ષ્મિ, વર્દ્ધમાન, ઇત્યાદિ નામનું જીવ ઉપર આરોપણ કરે છે, અને તે નામ ત્રિકાલો એક રૂપપણે જગતમાં શબ્દ નયને મતે એકાંશે સત્ય કહેવાય છે, અને વ્યવહાર નયે સર્વાંશે સત્ય મનાય છે તે નામ નિક્ષેપ; તે આકાર, ગુણ, લક્ષણ, ભાવે કરીને શૂન્ય છતાં પણ નામ માત્રે સત્ય છે, માટે નામ નિક્ષેપ એ પ્રથમ ભેદ; હવે બીજો સ્થાપના નિક્ષેપ, તે કોઇ જીવ અથવા અજીવ વસ્તુની આકૃત્તિ, છબી, ફોટો, ચિત્રામણ આદિ જે નમૂનો બાહ્ય આકાર રૂપે, સદ્ભાવે કરેલ હોય, તે સદ્ભુત સ્થાપના; અને નકશામાં મીંડા અથવા ચોકડીઓને શેહેર, ગામ વિગેરે નામોથી વિદ્યાર્થિઓ ઓળખે છે, તથા લીટીઓની વાંકી ચૂંકી આકૃત્તિઓ ઉપરથી નદી, પર્વતો, આદિ અસદ્ભૂત સ્થાપના નિક્ષેપ બીજો જાણવો; એ સ્થાપના નિક્ષેપો, દ્રવ્ય તથા ભાવનું કારણ હોવાથી સત્ય છે, સર્વત્ર આદરવા યોગ્ય છે, અને જગતના સર્વે મત તથા સર્વે ધર્મના જીવો ખરી રીતે સ્થાપનાને સેવે છે, આદરે છે, છતાં દૂરાગ્રહે, મનની કલ્પનાએ, કુમતિને જોરે મુખેથી નિષેધે છે; જેમકે રાજા રાણીના બાવલાઓ, માત પિતાની છબીઓ, ધર્મના કુરાણાદિ પુસ્તકો, પેગંબરોની છબીઓ, ચિત્રામણો, કબરો, ઇસુખ્રિસ્તની ક્રોસવાલી મૂર્તિઓ, પોતાના સ્ત્રી પુત્રાદિકના વહાલા ફોટોગ્રાફો

એટલે છબીઓ, વિગેરેને માને છે, પુજે છે, સેવે છે, આદરે છે, અને તેનો કોઈ તિરસ્કાર કરે તો અપમાન પણ માને છે; વલી પુસ્તકમાં અક્ષરો છે, ચોપડામાં નામાદિ લખાણ છે, તે સર્વ ભાવ જ્ઞાનનું કારણ દ્રવ્યજ્ઞાન, તે કાગલ અને સાહીમાં કલમ વડે સ્થાપના રૂપે સ્થાપિત છે, અને તે સર્વ જગતે સ્વિકારેલ છે, છતાં મૂઢ મતિએ મુખેથી “ અમે મૂર્તિ પૂજક નથી, ” ઇત્યાદિ મિથ્યા અભિમાન ધરાવે છે, તે પણ મોહ રાજાનું મહાત્મ્ય જાણવું; વલી કેટલાએક જૈનાભાસીઓ, નામ અધ્યાત્મિઓ, નવિન મત સ્થાપકો પણ જિનાજ્ઞા ઉથ્થાપકો, સ્વચ્છંદી, માયાવિ, ભારે કર્મી જીવો સદ્‌ગુરૂગમ રહિતપણે સ્વમતિ કલ્પનાએ શાસ્ત્રાર્થ કરીને કેટલાએક જિન પ્રતિમાને ઓલવે છે, લોપે છે, વલી બીજા તેને જિનાજ્ઞાથી વિપરિત આકારે વિરચિત માને છે, વલી ત્રીજા જિન પ્રતિમા આગળ દર્શન ભાવનાદિ કરે છે, પણ પૂજા કરતાં પોતાનું હલકું પદ માને છે, અર્થાત્, નામ અધ્યાત્મિપણે, અધિકાર નહિ છતાં સાધુનો ભાવ અધિકાર મતિ કલ્પનાએ ગ્રહણ કરીને ગુમાનમાં ફરતા ફરે છે, પોતે બૂડે છે, અને કઇક મુગ્ધ અને મુગ્ધાઓને ભવકૂપમાં બૂડાડે છે, તેઓ પણ ખરેખરા કરૂણા કરવા યોગ છે; કેમકે અજ્ઞાન, મોહ, અને મિથ્યાત્વને વશ પડ્યા થકા, સત્સંગતિ વિનાં, જીવ માઠું શું ન કરે? અપિતુ, સર્વ કાંઈ કરે; માટે આત્માર્થિ ઉત્તમ પ્રાણીઓએ સદ્‌ગુરૂની સેવારૂપ સત્સંગતિ વિના કદી રહેવું નહિ, અને સ્વચ્છંદી બનવું નહિ; આટલું પ્રસંગે કહેવાયું, તે માટે વાંચક વર્ગની ક્ષમા ચાહીએ છીએ; હવે ત્રીજો દ્રવ્ય નિક્ષેપો:- “ ત્યાં અણુઓગો દવ્વં ” એટલે ઉપયોગ શૂન્ય તે દ્રવ્ય, તથા ભાવનું કારણ તે પણ દ્રવ્ય નિક્ષેપ જાણવો; ત્યાં સ્વપર વિવેચન જ્ઞાન રહિતપણે, સ્વરૂપ ઉપયોગ વિના, શુદ્ધ સાધ્ય હીન, ઉપયોગ રહિતપણે, જે બાહ્ય ક્રિયા, વ્યવહાર પ્રવૃત્તિ, તે પોતાના શુભાશુભ મનના પરણામ પ્રમાણે શુભાશુભ ફલના દાયક થાય છે; પરંતુ સ્વરૂપ ઉપયોગની ખામીને લીધે, તથાવિધ ફલદાયક, એટલે મોક્ષને અર્થે તે કરણી થતી નથી; વલી સૂત્રોના અર્થ યથાર્થ સદ્‌ગુરૂગમ ધાર્યા વિના, તથા સ્વપર ઉપયોગ સ્વરૂપ, જીવ કર્માદિ તત્વ સ્વરૂપ, નય, નિક્ષેપ, પ્રમાણાદિ સમ્યક્ ભાષન વિના, જીવને, નામ, સ્થાપના, તથા દ્રવ્ય, એ ત્રણ નિક્ષેપા વસ્તુમાં મળ્યા

છતાં ખરો ભાવ, ચિત્તની નિર્મળતા રૂપનો, શુદ્ધ ઉપયોગ પૂર્વકનો, પુન્યાનુબંધિ પુન્ય રસ બંધ રૂપનો, નિર્જરા હેતુનો, સાધક ભાવ, વસ્તુના ગુણોની પિછાણ તથા બહુમાન વિના આવી શકતો નથી; એ પ્રમાણે ઉપયોગ રહિત અર્થમાં દ્રવ્ય નિક્ષેપો કહ્યો છે; હવે ભાવના કારણરૂપ દ્રવ્ય નિક્ષેપ કહે છે:-પરમાત્માનું શરીર, ભાવિ જિનનું વર્તમાને જીવ દળ શરીર, જિન પ્રતિમાજી મહારાજ, તથા તે ઉપર અતિત, અનાગત ભાવનું વર્તમાને આરોપણ કરીને, જે વંદન, સેવન, પૂજનાદિ કરીએ, તે સર્વ દ્રવ્ય નિક્ષેપ, ભાવના કારણ રૂપ જાણવો; આ પાછલો ભેદ આદરવા યોગ્ય છે, કેમ જે ભવ્ય પ્રાણીઓ સત્સમાગમમાં રહીને, ગુણાનુરાગે, દ્રવ્ય ક્રિયાને, સન્મુખ ભાવે, આદર સહિત, બહુ માન પૂર્વક, પરમાર્થ બુદ્ધિએ, પાલે છે, સેવે છે, તે સર્વ જોકે પહેલા ગુણ ઠાણાની સ્વરૂપ ઉપયોગ વિનાની ક્રિયા છે, તોપણ પરમાર્થ દ્રષ્ટિવાલી, ગુણને અનુયાયી ચેતનાવાલી હોવાથી સન્મુખ ભાવે, ભાવની પ્રાપ્તિ કરાવનાર ઉત્તમ દ્રવ્ય નિક્ષેપો જાણવો; હવે ચોથો ભાવ નિક્ષેપ, તે ચિત્તના નિર્મળ પરિણામ રૂપ, વિષય, કષાય, રાગ, દ્વેષાદિ સર્વ આળ, જાળ, પુદ્ગલિક મૂર્ચ્છાદિના પરિણામ રહિત, એક આત્મહિતને અર્થેજ પરમાર્થ બુદ્ધિએ, શુદ્ધ ઉપયોગે, જિનાજ્ઞાનુસાર, વિધિ પૂર્વક, જે ચિત્તનો અત્યંત ઉજવલ જ્ઞાનાનંદી આશય, ભક્તિ ભર ઉત્સાહ, તે શુદ્ધ ભાવ નિક્ષેપ ચોથો જાણવો; આભાવ નિક્ષેપ વિના પ્રથમના ત્રણે નિક્ષેપા અશુદ્ધ છે, નિષ્ફળ છે, લૂણ વિનાના ધાન સરખા છે; કેમકે જ્ઞાની મહારાજે કહ્યું છે, કે જેનો ભાવ સાચો, તેના ચારે નિક્ષેપા સાચા, અને જેનો ભાવ કાચો, તેના ચારે કાચા, અને તેની સર્વ કરણી પણ કાચી જાણવી; માટે ઉત્તમ જીવોએ શુદ્ધ ભાવ પૂર્વક જિનાજ્ઞાનુસાર સદ્ગુરૂ સહવાસે ક્રિયા કરવામાં ઉદ્યમવંત થવું, એમ જ્ઞાની મહારાજનો ઉપદેશ છે.

૬. પાંચ સમવાય કારણોનું ટુંક સ્વરૂપ

શ્રી જિનશાસનમાં કોઇ જગત કર્ત્તા ઈશ્વર માનેલ નથી, અને હોય પણ શકે નહિ; કેમકે જો જગતનો કોઇ કર્ત્તા માનિયે, તો તેને જગત કરવાનું પ્રયોજન શું? તથા તે કર્ત્તાનો પણ કર્ત્તા હોવો જોઈએ, વલી તેનો પણ કર્ત્તા હોવો જોઈએ; અને તે કર્ત્તા કેવા ગુણ

લક્ષણવાલો માનિયે? જો સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વદર્શિ, મહાદયાળુ, મહાન્યાયી, સર્વગુણી, ઈત્યાદિ સર્વોત્તમ લક્ષણો-પેત માનિયે, તો જગતના જીવો આવા શક્તિવાન જ્ઞાની ઇશ્વરથી ઉત્પન્ન થયેલા છતાં, અનેક પ્રકારના વિચિત્ર ભેદ વાલા કેમ જણાય છે? વલી ચોર ખુની ઈત્યાદિથી જીવોને શા માટે ઉત્પન્ન કર્યા? અને કર્યા તો પછી તેને પાપ કરતાં અટકાવ્યા કેમ નહિ? વલી તેને જન્મ પર્યંત કેદ, અથવા ફાંસીને લાકડે હરિની ઇચ્છાથી, કે ઇશ્વરેચ્છાથી, ચઢાવવામાં આવેલ મનાય છે; આમ માનતાં તો ઇશ્વર અસમર્થ, અજ્ઞાની, અવિચારી, નિર્દય, ઇત્યાદિક દૂષણો યુક્ત થાય; વલી જગત સૃષ્ટિમાં ઇશ્વરને પુનઃ પુનઃ જન્મ ધારણ કરીને અવતાર કરવા પડે, એ પણ અસમર્થાઇ કહેવાય, ઇત્યાદિ સર્વ જગત-કર્ત્તા ઇશ્વરપણાનું કથન સ્વાર્થિ, અજ્ઞાની લોકોનું કપોળ કલ્પિત ગપાષ્ટિક ગોલક, યુક્તિ હીન, પરસ્પર વિરોધિ, વિસંવાદી, અત્યંત અસંભવિત કલ્પનાઓથી ભરપૂર, મુગ્ધ મૃગલા રૂપ ભોળા જીવોને ફસાવવા માટે દંભી પારધિની જાળ સમાન દીસે છે, એ પણ કલિ કાળ મહારાજનો પ્રબલ પ્રભાવ જાણવો; હવે ત્યારે જિનાગમમાં જગત ઘટના, વસ્તુ નિષ્પત્તિ, કે કાર્ય સિદ્ધિ, કેવી રીતે માનેલી છે, તે કહે છે; જૈનમાં ઇશ્વર માનેલ છે, પણ તે શુદ્ધ પરમાત્મ સ્વ-રૂપી દેહ સહિત અને દેહ રહિત ઇશ્વરવંત, યોગ્ય પ્રમાણ ભૂત માનેલ છે, માટે જૈનો નાસ્તિક નથી, પણ તેઓને નાસ્તિક કહેનારાઓ નાસ્તિક અજ્ઞાની ઠરે છે; દેવ, મનુષ્ય, નારકી, અને તિર્યંચરૂપ, ચતુર્ગતિ ભ્રમણ સ્વરૂપી આ સંસાર અનાદિ અનંત કાળથી સ્વાભા-વિકપણે ચાલ્યો આવે છે, તેમાં અંતરવર્તિ ખટદ્રવ્યો તથા તત્વો સ્વ સ્વધર્મે પાંચ સમવાયના સંબંધે પ્રવર્તતા થકા કાયમ રહ્યા છે, રહે છે, અને રહેશે; માત્ર પર્યાયોનું પલટનપણું થાય, પણ મૂળ દ્રવ્યોનો નાશ થતો નથી, થયો નથી, અને થશે નહિ, તે અનેક પ્રમાણોથી સિદ્ધ વાત જણાય છે, માટે જગત પ્રલય થશે, એ વાત પણ મિથ્યા છે; તો હવે વસ્તુની ઉત્પત્તિ એટલે કાર્યની સિદ્ધિ, કારણ વિના તો હોઇ શકે નહિ? હવે તેનું સમાધાન કરે છેઃ–વસ્તુની નિષ્પત્તિ, સમવાય એટલે નિત્ય સંબંધ વાચક પાંચ કારણો યથાર્થ મલ્યે થકે, થાય છે; તે પાંચ કારણોનાં નામઃ– ૧ કાળ, ૨ સ્વભાવ, ૩ નિયતિ,

( ભાવિ, હોણહાર, ભવિતવ્યતા, ) ૪ પૂર્વ કૃત કર્મ, ૫ ઉદ્યમ; એ પાંચ કારણો નિમિત્ત રૂપે મળે, પણ ઉપાદાન કારણરૂપ જો પોતાનો આત્મા ન મલે, એટલે તે પાંચનો યથાર્થ ઉપયોગ ન કરે, અથવા ન્યૂનાધિક પણે કરે, તો કાર્યની નિષ્પત્તિ પણ તેવીજ થાય છે; માટે કારણ એટલે નિમિત્ત, તથા ઉપાદાન એટલે મૂલ વસ્તુ સ્વભાવ યોગ્ય કારણ, તે વિના કાર્યની સિદ્ધિ થતી નથી; માટે વિવેકી પ્રાણીઓએ ઉત્તમ નિમિત્તના સંયોગી થવું, અને અયોગ્ય કારણોથી અલગા રહેવાનો પ્રયાસ કરવો, એજ આત્મહિતની વાત છે.

૭. તત્વજ્ઞાન સાર.

પ્ર૦ – તત્વ એટલે શું ? અને તે કેટલા, અને કયા કયા છે ?

ઉ૦ – વસ્તુનો મૂળ ધર્મ, શુદ્ધ સ્વભાવ, સાર. રહસ્ય. તે તત્વ જાણવું; મૂળ તત્વ બે છે, ૧ જીવ, ૨ અજીવ, એ જ્ઞેય એટલે જાણવા યોગ્ય તત્વો છે; એ બેના સંયોગથી બનેલ બીજા સાત પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, અને મોક્ષ છે, તેમાં સંવર, નિર્જરા, અને મોક્ષ, પરમાર્થે ઉપાદેય છે, અને પુન્ય, વ્યવહારે ઉપાદેય છે, અને પરમાર્થે હેય છે, અને બાકીના પાપ, આશ્રવ, અને બંધ, સર્વથા હેય એટલે ત્યાગવા યોગ્ય છે; વલી જીવને હિતકારી તત્વ, સાધવા યોગ્ય, શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ, ને શુદ્ધ ધર્મ, એ ત્રણ છે, તેમાં અજ્ઞાનાદિ અઢાર દૂષણ રહિત અરિહંત વીતરાગ પરમાત્મા શુદ્ધ દેવ છે, જ્ઞાને કરી એકાંત શુદ્ધ પરમાત્મ સ્વરૂપને સાધે, એવા ધર્મજ્ઞ, ધર્મના કર્ત્તા, અને સદા ધર્મને વિષે તત્પર, અને ભવ્ય પ્રાણીઓને ધર્મ શાસ્ત્રના શુદ્ધ પ્રરૂપક અજ્ઞાન નાશક સુસાધુ મહારાજા, જાવજીવ શુદ્ધ ગુરૂ તત્વ છે, અને અઢારે પાપ સ્થાનકના પરણામ રહિત, સર્વે જીવોનું એકાંતે હિત ચિંતન રૂપ, આત્માની નિર્મળ પરણતિ, સાધન ભૂત શુદ્ધ ધર્મ તત્વ છે.

પ્ર૦ – દ્રવ્ય કેટલા ? અને કયા કયા છે ?

ઉ૦ – જગતમાં મૂળ પાંચ દ્રવ્ય છે; ૧ ધર્માસ્તિ કાય, જેનો ગુણ જીવ અને પુદ્ગલને ચલણ સહાયક ધર્મ રૂપ છે તે; ૨ અધર્માસ્તિ કાય, જેનો ગુણ જીવ અને પુદ્ગલને સ્થિતિ સહાયક ધર્મ રૂપ છે તે; ૩ આકાશાસ્તિ કાય, જેનો ગુણ જીવ અને પુદ્ગલને અવકાશ એટલે જગ્યા, સમાસ આપવાનો છે તે, લોક અને અલોકમાં થઈને અનંતો છે તે; ૪ જીવાસ્તિકાય, તે ચૈતન્ય લક્ષણવંત, જ્ઞાન, દર્શન, સ્વભાવ યુક્ત, નિશ્ચયે, શુદ્ધ ચિદાનંદ ઘન સ્વરૂપી, શુદ્ધ જ્ઞાયક ભાવવંત આત્મા છે, અને વ્યવહારે, કર્મ ઉપાધિ સહિત દેવ, નર, નારકી, તિર્યંચ રૂપે અશુદ્ધ જીવ દ્રવ્ય છે તે; ૫ પુદ્ગલાસ્તિ કાય, જેનો ગુણ સડણ, પડણ, મિલન, વિખરણ, વિધ્વંસ, ધર્મ રૂપ છે, અને વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ, તેજ, છાયા, આકૃત્તિ, વિગેરે લક્ષણ યુક્ત, રૂપી, પરિણામી દ્રવ્ય છે તે; એમ એ પાંચ દ્રવ્ય રૂપ, પંચાસ્તિ કાયમય જગત છે, તે લોક કહેવાય છે. અને તે પાંચ વિનાના શૂન્ય પ્રદેશને અલોક કહે છે; અને ઉપચારે, જીવ પુદ્ગલને નવા પૂરાણા કરણશીલ સ્વભાવ છે જેનો, સમય, આવલી, મુહુર્ત્ત, દિવસ, પક્ષ, માસ, વર્ષાદિ, વર્તના પર્યાયવંત ઉપચારિક પણ, ગુણ પર્યાયનું ભાજન હોવાથી દ્રવ્ય કહેવાય છે, તે છઠું દ્રવ્ય, કાળ નામા જાણવું; આ નવ તત્વ તથા ખટ દ્રવ્યનું સ્વરૂપ જાણી, તે મધ્યેથી પોતાને બાધકકારી, અનાદિકાળના સંબંધવાલું, અજીવ, રૂપી, પુદ્ગલ દ્રવ્યના તત્વ સ્વભાવને ઓળખીને, તેના મમત્વ પરિણામે ગ્રહણ થતાં જ્ઞાનાવરાણાદિ અષ્ટ કર્મોનું સ્વરૂપ સમજીને, તે સર્વ થકી પોતાનું સ્વરૂપ ન્યારૂં, શુદ્ધ, નિર્વિકારી, જ્ઞાનાનંદ મય છે; તેને વિષેજ લીન રહેવાનો પ્રયત્ન કરવો, એ જીવ દ્રવ્યનું કર્ત્તવ્ય તત્વ છે, અને એજ સર્વ જૈન જ્ઞાનનો પરમાર્થ સાર છે, તે પામવા માટે સમ, સંવેદ, નિર્વેદ, અનુકંપા, અને આસ્તા, એ પાંચ લક્ષણ યુક્ત જે સમ્યકત્વ રૂચી છે, તથા તે રૂચી જ્યાં ઠરે, તેવા તેના છ સ્થાનક છે; તે, ૧ જીવનું લક્ષણ

ચૈતન્ય સ્વભાવ છે, તે વ્યવહારે પુદ્ગલ મિશ્રિત ખીર અને નીર પરે એક રૂપ, અને નિશ્ચયે, સમ્યક્ દ્રષ્ટિયે જોતાં પુદ્ગલથી ભિન્ન, શુદ્ધ સમતામય એક જ્ઞાનમય સ્વરૂપ છે; ૨ તે સ્વરૂપ નિશ્ચયે સદાકાળ શાશ્વત, નિત્ય છે, તે દ્રવ્યાર્થિક નયને મતે જાણવું; અને વ્યવહારે, પર્યાયાર્થિક નય મતે, દેવ, મનુષ્યાદિ ગતિપણે અનિત્ય છે; ૩-૪ જીવ વ્યવહારે, કર્મનો કર્ત્તા, ભોક્તા, હરતા છે, અને નિશ્ચયે, પોતાના જ્ઞાનાદિ ગુણોનોજ કર્ત્તા તથા ભોક્તા છે; તથા ૫ જીવનું પરમ પદ અચળ અને અનંત સુખવાસ રૂપ, તન અને મનની આધિ વ્યાધિએ રહિત, અજરામર સ્થાનક, મોક્ષ છે; ૬ અને તે મોક્ષ પ્રાપ્તિના ઉપાય રૂપ, સમ્યક્ જ્ઞાન, દર્શન, અને ચારિત્ર, એ રત્નત્રયની સાધના પૂર્વક સંયમ, જ્ઞાન યુક્ત વ્યવહાર માર્ગ છે.

## ૮. સારાંશ.

આ રીતે સ્યાદ્વાદ શૈલી સંપૂર્ણ સમજવા તથા આદરવા માટે પૂર્વોક્ત નય, પ્રમાણ, સપ્તભંગી, નિક્ષેપ, સમવાય, તત્વ સ્વરૂપ, દ્રવ્ય સ્વરૂપ, કર્મ સ્વરૂપ, યથાર્થ પિછાણવાં; વસ્તુના ધ્રુવ સ્વરૂપમાં ઉત્પાદ, વ્યયની થતી વર્તના, ઉત્સર્ગ, અને અપવાદ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ, નિશ્ચય અને વ્યવહાર. સ્વભાવ અને પર ભાવ, એક અનેક, ભિન્ન અભિન્ન, નિત્ય અનિત્ય, સામાન્ય વિશેષ, રૂપી અરૂપી, પ્રત્યક્ષ પરોક્ષ, અનુબંધ હેતું અને સ્વરૂપ ભાવવંત ભાવે કરી હિંસા અને અહિંસાના ભેદ, ગૌણતા મુખ્યતા, આવિર્ભાવ અને પ્રચ્છન્ન ભાવ, શક્તિ અને વ્યક્તિ, પ્રવૃત્તિ અને પરિણતિ, સ્થિર રોચક અને ભયાનક એવા હેતુ સાધ્ય શાસ્ત્ર મર્યાદા પૂર્વક યોગ્યાયોગ્ય જીવ પરણતિ, ભિન્ન ભિન્ન તથા ખમત એટલે સહન શક્તિને અનુસારે સારણા, વારણા, ચોયણા, પડિચોયણાદિ આસેવન, ગ્રહણ શિક્ષારૂપ શિષ્ય માર્ગ પ્રવૃત્તિ, વિનય અને બહુ માનનાં ભિન્ન ભિન્ન સ્વરૂપની ચૌભંગીનું વાસ્તવિક જ્ઞાન, વૈયાવચ્ચ દશા, ભક્તિ, વૈરાગ્ય, અને જ્ઞાન, એ ત્રણની મુખ્યતા અને ગૌણતા તે કયાં, અને કેવી જોઇએ? તથા વિધિ, પ્રતિષેધ, ગ્રહણ, ઉદ્યમ, વર્ણવ, અનેમહાત્મ્ય સૂચક શાસ્ત્રોના યથાર્થ વિષય વિભાગ

સમજીને, જ્યાં જેમ જોઇએ ત્યાં તેમ લગાડવાની દક્ષતા, ઇત્યાદિ સર્વ સ્વરૂપના જ્ઞાતા, બહુ શ્રુત ગીતાર્થ મહારાજાનાં, શ્રુત કેવલીનાં, શ્રી ગણધરજીનાં, અને શ્રી જિનેશ્વર ભગવંત પ્રણિત શાસ્ત્ર વચનો, શુદ્ધ, સાપેક્ષ, સ્યાદ્વાદ સ્વરૂપી હોવાથી, સદા સર્વદા સર્વને માનનિય અને આદરણિય નિશ્ચે છે, અને એજ વચનો યુક્ત શુદ્ધ જિન વાણી જાણવી; શેષ સર્વે જે કોઇ વચનો બાહારથી જૈન જ્ઞાનના દેખાતા હોય, અનેક ચાતુર્ય, પાંડિત્યપણાથી ભરપૂર હોય, પણ જો જિન વચન અપેક્ષા તથા આજ્ઞા રહિત છે, અથવા રાગ, દ્વેષ, વિષય, કષાય યુક્ત અહં ભાવવાળા છે, લોકરંજનકારક છે, મહત્વકાંક્ષાવાલા દાંભિક છે, તો તે સર્વ નિર્પેક્ષ વાદ જાળ જાણવી, કથની માત્ર સમજવી; પણ રહેણી પ્રમાણે વર્તનાર તથા વર્તવાના ખપી, આત્માર્થિ, ભવભીરૂ, જયણાવંત, મહંત, ત્યાગી, વૈરાગી, સમ્યક્ દ્રષ્ટિ મહાત્માઓનાં વચનોજ આત્માને શ્રેયસ્કર છે, કિં૦ બહુ ના.

## ૯ ખટ્કારક ચક્ર સ્વરૂપ.

હવે વસ્તુ ધર્મ નિષ્પત્તિમાં છ કારક પણ અવશ્ય ઉપયોગી કારણો રૂપે કાર્ય ભજવે છે, તેનું કાંઇક સ્વરૂપ વિચારીયે છીયે; તિહાં કારક એટલે આત્માનામા જે કર્ત્તા દ્રવ્ય તેની પરિણતિ, તેને કારક કહે છે, તે છ પ્રકારે છે; ૧ કર્ત્તા, ૨ કર્મ અથવા કાર્ય, ૩ કરણ કે કારણ, ૪ સંપ્રદાન, ૫ અપાદાન, ૬ આધાર; એ છ કારકો જીવ કે અજીવ સમસ્ત પદાર્થો, સાથે સમવાય એટલે સહકારી સંબંધે નિરંતર બાધકપણે, સાધકપણે, કે સાધ્યપણે પ્રવર્તે છે; જેમ ઘટ એટલે ઘડાનું દ્રષ્ટાંત લહીયે; તેમાં કુંભકાર તે કર્ત્તા, ઘટ તે કાર્ય, મૃતિકા એટલે માટિનો પીંડ તે ઉપાદાન, એટલે સ્વ સ્વભાવ સાધ્ય યોગ્ય, મૂળ અવશ્ય સાધન કારણ, અને બીજું નિમિત્ત કારણ, તે ચક્ર દંડાદિક કરણ સાધન, માટીના પીંડને નવા પર્યાયની પ્રાપ્તિ તે સંપ્રદાન, પીંડ સ્થાસાદિ પૂર્વ પર્યાયનો ચય, એટલે વ્યય, નાશ, તે અપાદાન, અને ઘટાદિ પર્યાયનું આધારપણું તે આધાર; એમ ઘટરૂપ કાર્યમાં ખટકારક છે, તેમજ આત્માને અનાદિ કાલનાં એ છ કારક, બાધક રૂપે પરિણમ્યાં છે, તે દેખાડે છે; ૧ આત્મા, પર, વિભાવ રાગાદિ, જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મનો કર્ત્તા થયો છે; ૨ રાગ, દ્વેષની પરણતિ

રૂપ ભાવ કર્મે કરી, જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ પુદ્ગલને ગ્રહણ કરવા રૂપ કાર્ય કરે, તે કાર્ય અથવા કર્મ નામા બીજું કારક; ૩ અશુદ્ધ વિભાવ પરિણતિરૂપ ભાવાશ્રવ તે ઉપાદાન, અને હિંસાદિ અઢારે પાપ સ્થાનકના સેવનરૂપ દ્રવ્યાશ્રવ, તે નિમિત્ત, તે એ કારણથી કર્મ બંધાય છે, માટે એ કરણ નામા ત્રીજું કારક જાણવું; ૪ અશુદ્ધ ક્ષયોપશમનો, તથા દ્રવ્ય કર્મનો લાભ, તે સંપ્રદાન નામા ચોથું કારક જાણવું; ૫ સ્વરૂપ રોધ, શુદ્ધ ક્ષયોપશમની હાણી, અને પર ભાવાનુંયાયિતા, તે અપાદાન નામા પાંચમું કારક; ૬ અનંતી અશુદ્ધ વિભાવતા, તથા જ્ઞાનાવર્ણાદિ કર્મને રાખવા રૂપ જે શક્તિ, એટલે તેને વિષેજ ચેતનાની વિશ્રામતા, સ્થિતિ, તે આધાર નામા છઠું કારક જાણવું; એ રીતે એ છ કારકનું ચક્ર અનાદિનું અશુદ્ધ પણે બાધકતા રૂપે આત્માને પરિણમી રહ્યું છે, તે જે વારે સાધક આત્મા, પોતાનો સ્વધર્મ નિપજાવવા પણે પરિણમાવે, તે વારે એ છએ કારક સાધકપણે પ્રવૃત્યા થકા, સ્વગુણ રૂપ આત્મ ધર્મની સાધના કરે; એ રીતે એ છ કારક સાધકપણે પરિણમ્યા થકા, કાર્ય નિપજે, શુદ્ધ સ્વરૂપ થાય; એ સ્વરૂપ પરિણામિકતા રૂપ સ્વકાર્ય કારણપણું, કોને કોને, ક્યારે અને કેવી રીતે પરિણમે ? તે કહે છે; જે નિરાબાધ, શ્રી સિદ્ધ ભગવંત, તેહનાં છ કારક, તે શુદ્ધ, સિદ્ધ સ્વરૂપપણે પ્રવૃર્તે છે, અને બાધક જીવોના બાધકપણે પરિણમે છે, તથા સાધક જીવોને સમકિતિ ગુણ ઠાણાથી માંડીને ચૌદમા અયોગી ગુણ ઠાણા પર્યંત સાધકપણે પરિણમે છે, તથા સિદ્ધ ભગવંતના શુદ્ધ સ્વરૂપ રૂપે પરિણમે છે; એમ એ ખટ કારક ચક્ર, સાધકને સાધક રૂપે, બાધકને બાધક રૂપે, અને સિદ્ધને શુદ્ધ સાધ્ય સ્વરૂપે, યથાયોગ્યપણે ઉલટા સુલટા, જીવની રૂચિ અરૂચિની યોગ્યતા પ્રમાણે પરિણમે છે, પણ જ્યાં સુધી જીવ અનાદિ કાળની ભવ વાસનાએ પ્રેરાયેલો બાધકતાનો ત્યાગ કરીને સાધકતાને અવલંબે નહિ, સ્વ રૂચિભાસ થાય નહિ, ત્યાં સુધી તેના સર્વ શુભ વ્યાપારો એટલે ધર્મ કરણી પણ પરમાર્થે ભવ પ્રાપ્તિરૂપ કાર્ય કરવા તરફજ છે, એમ સમજવું; કેમજે શ્રી પૂજ્ય ભગવાને કહ્યું છે, કે આત્મા તત્ત્વ કર્ત્તાપણે થયા વિના સર્વ શુભ પ્રવર્તન તે બાળકની ચાલ છે, અર્થાત્, અજ્ઞાનમય બાળ ચેષ્ટાવત્ જાણવું; માટે કારકચક્ર બાધકતાથી વારીને,

સાધક્તાને અવલંબીને, તે કારકચક્રને સમારવું, સ્વરૂપાનુયાયી કરવું, અને પોતાના આત્માને એમ કહેવું જે હે ચેતન! તું પરભાવનો કર્ત્તા, તથા ભોક્તા, અને ગ્રાહક્તા નહિ, તું તો સંપૂર્ણ જ્ઞાનાનંદનો શુદ્ધ વિલાસી છે, અને તું જે પરભાવમાં રમી રહ્યો છે, તથા પરભાવનો ભોગી થઇ રહ્યો છે, એ તુજને ઘટે નહિ; તારૂં કાર્ય, તો અનંત-ગુણ પારિણામિકરૂપ સ્વરૂપ ભોક્તાપણું છે, તે માટે હે ચૈતન્ય હંસ! હવે તું યથાર્થ જિનવાણીરૂપ અમૃતપાન કરીને, અનાદિ વિભાવ વિષ વારીને પોતાનું તત્ત્વ સંભારી, સ્વપર વિવેચનકારી થઇને પોતાનું જે સહેજાનંદ પદ, પ્રાપ્ત તેને કર; એહીજ તાહરૂં કાર્ય છે, તું તેનું ઉપાદાન કારણ શક્તિવંત છો, તેનો લેવાવાલો છો, તું તારી ગુણ સંપદા તારે પ્રદેશે પ્રગટ કરવારૂપ દાનનો સંપ્રદાની છે, માટે હે ચેતન! એ અનાદિ અશુદ્ધ પરિણામને તુંહીજ ત્યાગ કરીશ; અને તારી સત્તાનો આધાર પણ તુંહીજ છે, માટે તુંહીજ તારા તત્ત્વને કર, તાહરૂં તત્ત્વ તું નિપજાવીશ; એમ પોતે પોતાના આત્માને કહિને, સાધકપણું આદરવું, તે આદરતાં કારક સમરે, કારકને સમરવેથી અનુક્રમે આત્માનું સ્વકાર્ય નિપજે, પછી એહીજ આત્મા સિદ્ધ થાય, માટે એહીજ સાધનનો માર્ગ છે, સાધન કીધેથી કાર્યની સિદ્ધિ થાય, એ ક્રમ છે; કહ્યું છે કે:—

આત્મન્યે વાત્મનઃ કુર્યાત્, યઃ ષટકારક સંગતિં;
ક્વાવિવેક જ્વરસ્યાસ્ય, વૈષમ્યં જડ મજ્જનાત્.

અર્થઃ—આત્માને વિષેજ આત્માની ખટ્કારક પરિણમન યોગ્યતા જે કરે છે, તેને જડપણારૂપ અજ્ઞાનના અંધકારમય અંધકૂપમાં ડૂબવારૂપ અવિવેકનામા તાવની તીવ્ર દારૂણ વિખમતા એટલે કટુક ભયંકર રોગ, શોગ, વિયોગ, જન્મ, જરા, મરણાદિ અનંત કર્મ જનિત ઉપાધિરૂપ સંકલેશની બળત્રા ક્યાં થકી હોય? અપિતુ, સ્વરૂપ કાર્ય રૂચિભાસ થયે, સ્વ સ્વરૂપ નિષ્પન્ન કરવાને સન્મુખ થયેલ સાધક આત્માને ખટ્કારક શુદ્ધ રત્નત્રયીની સાધના કરાવીને પોતાના સહેજાનંદ સ્વરૂપને પમાડીને સિદ્ધ સ્વરૂપે પ્રવર્તે છે.

---

# ખંડ સાતમો.

## શુદ્ધ શ્રદ્ધા પૌષ્ટિક જ્ઞાનાનંદરસ કુંડ.

## ક. વિભાગ. શ્રી હેમચંદ્રાચાર્યજી કૃત

## અયોગ વ્યવચ્છેદનામક–શ્રી વર્ધમાન સ્તુતિ બત્રિસી, શ્રીમદ્ વિજયાનંદ સૂરિ (આત્મારામજી) કૃત ટીકા વિવેચન સહિત.

——:*:——

પ્રથમ સ્તુતિકારક આસ્તોત્ર સંબંધિ અભિધેય, મહાત્મ્ય પૂર્વક સૂચવે છેઃ—

ઉપજાતિવૃત્તમ્.

અગમ્ય મધ્યાત્મ વિદામ વાચ્યં, વચ સ્વિના મક્ષવતાં પરોક્ષમ્;
શ્રી વર્દ્ધમાનાભિધમાત્મ રૂપ, મહં સ્તુતે ર્ગોચર માનયામિ. ૧

ભાવાર્થ—હું હેમચંદ્ર સૂરિ, અધ્યાત્મવેત્તાઓને અગમ્ય, તથા નિષ્પાપ, વાક્‌પટુ, વાણી વિલાસી, અને નિપૂણ પંડિત એવા પુરૂષોને અવાચ્ય, અગમ્ય, તેમજ ચર્મચક્ષુવંત પ્રાણીઓની દ્રષ્ટિને અગોચર એવું શુદ્ધાત્મ રૂપ, ચરમ તીર્થંકર શ્રી વર્દ્ધમાન સ્વામિ મહારાજાનું અદ્‌ભૂત સ્વરૂપ સ્તુતિ ગોચર કરૂં છું, અર્થાત્, તે પરમાત્માના ગુણ વર્ણન કરવાનો કિંચિત્ પ્રયત્ન કરૂં છું. ૧

હવે સ્તુતિકાર, પોતાની લઘુતા પૂર્વક આસ્તોત્ર રચવામાં પોતાની કિંચિત્ યોગ્યતાનો હેતુ દર્શાવતા થકાં કહે છેઃ—

સ્તુતાવશક્તિસ્તવ યોગિનાં ન કિં, ગુણાનુરાગસ્તુમમાપિ નિશ્ચલઃ;
ઇદં વિનિશ્ચિત્ય તવ સ્તવં વદન્ન, બાલિશોપ્યેષ જનોપરાધ્યતિ. ૨

ભાવાર્થ—હે ભગવન્, મન, વચન, કાયાના યોગ આત્મ સ્વરૂપને વિષે જેમના નિશ્ચલ થયા છે; તેવા મહાત્મા યોગી પુરૂષો પણ આપનું ગુણ વર્ણન કરવાને શું સમર્થ થાય છે? અપિતુ,

નહિજ; તોપણ તેઓનો આપમાં ગુણાનુરાગ સંપૂર્ણ, દ્રઢ હોવાથી, તેઓ આપની સ્તુતિ કરવાને શક્તિમાન થાય છે, એમ નિશ્ચય પૂર્વક ચિંતવન કરીને હું—જડમતિ, અલ્પ બુદ્ધિમાન, મૂર્ખ થકો પણ-મ્હારો પણ આપમાં ગુણાનુરાગ નિશ્ચલ હોવાથી, આપની સ્તુતિ કરવાને પ્રવર્તું છું, તેથી હું પણ કાંઇ અપરાધ કરતો નથી, એમ માનું છું. ૨

હવે ગ્રંથ કર્ત્તા પોતાની લઘુતા, અને પૂર્વના મહાત્માઓનું બહુમાન દર્શાવતા થકા કહે છેઃ—

કવ સિદ્ધસેન સ્તુતયો મહાર્થા, અશિક્ષિતાલાપ કલા કવ ચૈષા;
તથાપિ યુથાધિપતેઃ પથસ્થઃ, સ્ખલદ્દગતિ સ્તસ્ય શિશુર્નશોચ્યઃ. ૩

ભાવાર્થ—શ્રી સિદ્ધસેન દિવાકરજી કૃત મહાન્ અર્થ ગર્ભિત સ્તુતિયોની અદ્‌ભૂત રચના કયાં! અને જેને હજી પૂરૂં બોલતાં પણ આવડતું નથી, એવો જે હું હેમચંદ્રસૂરિ તેની આ અશિક્ષિત વાકય રચના રૂપ અપૂર્ણ કલા તે કયાં; તોપણ, હે ભગવન્, જેમ હાથી-ઓના યૂથનો અધિપતિ માર્ગમાં અગ્રેસરી થઇને ચાલે છે, તે વારે તેનું બચ્ચું લડથડતું થકું, પણ તે મહાન્ હાથીની પછવાડે માર્ગમાં ચાલતાં થકાં, કાંઇ પણ ખેદને પામતું નથી, તેમ હું પણ તે મહાન્ શ્રી સિદ્ધસેનજી મહારાજની રાહેજ પ્રવર્તતો થકો શોચના પ્રત્યે પામતો નથી. ૩

હવે ગ્રંથ કર્તા અયોગ વ્યવચ્છેદ પૂર્વક પ્રભુની સ્તુતિ કરે છેઃ—

જિનેંદ્ર યાનેવ વિબાધસેસ્મ, દુરંત દોષાન્ વિવિધૈ રૂપાયૈઃ;
ત એવ ચિત્રં ત્વદ સૂયયેવ, કૃતાઃ કૃતાર્થાઃ પરતીર્થનાથૈઃ. ૪

ભાવાર્થ—હે જિનેશ્વર ભગવંત, જે રાગ, દ્વેષાદિ મહા દૂર્દંત દોષોને આપે અનેક પ્રકારના ઉપાયોએ કરીને અત્યંત બાધક રૂપ જાણી નિષેધ કર્યા છે, તેજ દૂષણો, આપની નિંદા કરતા એવા જે પરતીર્થીઓ, તેમના વડે સાફલ્યતાને પામ્યા છે, એ મ્હોટું આશ્ચર્ય છે. ૪

હવે સ્તુતિકાર, અસત્ ઉપદેશનો વ્યવચ્છેદ કરતાં થકાં કહે છેઃ-

યથાસ્થિતં વસ્તુ દિશન્નધીશ, ન તાદૃશ કૌશલ માશ્રિતોસિઃ;
તુરંગ શ્રૃંગાણ્યુ પ્રપાદ પટ્ટભ્યો, નમઃ પરેભ્યો નવપન્ડિતેભ્યઃ. ૫

ભાવાર્થ—હે સ્વામિન્, આપે વસ્તુ સ્વરૂપનું પ્રતિપાદન કરતાં કોઇ પણ પ્રકારની નવીન કુશળતા કે ચતુરાઇનો આશ્રય કર્યો નથી; પરંતુ વસ્તુ યથાવસ્તિત્ જેવી જગતમાં છે, તેવીજ તાદ્રશ વર્ણવી છે, અર્થાત્, અનંત તીર્થંકરોએ જેમ કહ્યું છે, તેમજ આપે પણ વસ્તુનું સત્ય સ્વરૂપ કહ્યું છે કાંઇ પણ વિશેષ મિથ્યા પાંડિત્યપણું દાખવ્યું નથી, તેમ દાખવવાનો પ્રયત્ન પણ કર્યો નથી; પરંતુ અશ્વ શૃંગ ઉત્પાદન રૂપ, એટલે ઘોડાને શીંગડાની ઉત્પતિ માનવા સમાન નવીન સ્વકપોલકલ્પિત કથન કરનારા દોઢ ચતુર, અન્યતિર્થીઓ રૂપ નવિન પંડિતોને અમારો નમસ્કાર છે. ૫

હવે સ્તુતિકાર, ભગવતને વ્યર્થ દયાળુપણાનો વ્યવચ્છેદ કરતાં થકાં કહે છેઃ—

જગત્યનું ધ્યાન બલેન શશ્વત્, કૃતાર્થ યત્સુ પ્રસભં ભવત્સુ;
કિમા શ્રિતોન્યૈઃ શરણં ત્વદન્યઃ, સ્વમાંસદાનેન વૃથા કૃપાલુઃ. ૬

ભાવાર્થ—હે ભગવંત્, આપ જગતમાં ધર્મદેશના રૂપ મહા ઉપગારના બળે કરીને ભવ્ય પ્રાણીઓને અતિશય પ્રયત્ન પૂર્વક મોક્ષ માર્ગને વિષે પ્રવૃત્તિ કરાવીને કૃતાર્થ કરતા થકા દયાળુપણાનું ખરેખરૂ બિરૂદ ધરાવો છો, અર્થાત્, આપજ ખરેખરા એક તરણ તારણ, કૃપાળુ પ્રભુ છો, તો પછી આપને છોડીને અન્ય જે, સ્વમાંસના, દાન વડે કરીને વ્યર્થ કૃપાળુ તારક કહેવાતા, પરતિર્થીઓના શરણને અન્ય જીવો કેમ આશ્રય કરી રહ્યા હશે? ૬

હવે શ્રી આચાર્ય ભગવંત અસત્પક્ષપાતીયોનું સ્વરૂપ, દેખાડતાં થકાં કહે છેઃ—

સ્વયં કુમાર્ગં લપતાંનુ નામ, પ્રલમ્ભમન્યાનપિ લમ્ભયન્તિ;
સુમાર્ગગં તદ્વિદમા દિશન્ત, મસૂયાન્ધા અવમન્વતેચ. ૭

ભાવાર્થ—હે ભગવંન્, પરનિંદાએ કરીને અંધ થયેલા, અર્થાત્, સુમાર્ગની નિંદા, ગુણીજનો ઉપર મત્સર, દ્વેષ, ઇર્ષા, ઇત્યાદિક અનેક દોષોએ કરીને યુક્ત પોતે પોતાના પ્રબલ દુર્ભાગ્યોદયને લીધે કુમાર્ગ પ્રત્યે પામેલા છે, અને વળી બીજા જગત્વાસી જનોને અનેક પ્રકારના માયાવિ વચનોએ કરીને, અર્થાત્, અજ્ઞાન, મોહ, અને

મિથ્યાત્વાદિકને જોરે અનેક કુયુક્તિઓ વડે મુગ્ધ જનોને કુમાર્ગને વિષે પ્રવર્તાવે છે; એટલુંજ નહિ પરંતુ, તે ભારે કર્મી જીવો, તારા સુમાર્ગને, તથા તારા સુમાર્ગના ઉપદેશકોને, અને તારા સુમાર્ગે વર્તનારા ભવ્ય પ્રાણીઓની અવગણના કરે છે, એ મ્હોટા ખેદની વાત છે. ૭

હવે ભગવંતના શાસનની મહત્વતા દેખાડતાં થકાં કહે છે:—

**પ્રાદેશિકેભ્યઃ પરશાસનેભ્યઃ, પરાજયો યત્તવ શાસનસ્ય;**
**ખદ્યોત પોત દ્યુતિ ડમ્બરેભ્યો, વિડમ્બનેયં હરિમંડલસ્ય. ૮**

ભાવાર્થ—હે પરમાત્મન્, એક નયના અંસને એકાંતપણે માનનારા, એકાંત નયાભાસિ પરતીર્થિ, જેવો વિશ્વને, કાં તો એકાંત નિત્ય, અગર એકાંત અનિત્ય, એકાંત સત્ય, વા એકાંત અસત્ય, ઇત્યાદિક એકાંત મત ધારક અન્ય દર્શનિયો જે તારા શાસનનો પરાજય કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે; તે કેવું કરે છે, તો કે, જેમ ખદ્યોત, એટલે આગીઓ કીડો, તેનું બચ્ચું પોતાની પાંખોના પ્રકાશ વડે જેમ સૂર્ય મંડલના પ્રકાશને ઝાંખો કરવાનો પ્રયત્ન કરે છે, તેમ જાણવુ; અર્થાત્, શું ખદ્યોતના બચ્ચાંની પાંખોના પ્રકાશે કરીને સૂર્યનો પ્રકાશ કોઇ પણ રીતે લેશ માત્ર પણ નિસ્તેજ થઇ શકશે? કદાપી નહિ; તેમ હે પ્રભુ, આપના અનંત નયાત્મક સ્યાદ્દવાદ સ્વરૂપી શાસનને એકાંતવાદી પરતિર્થીઓનો કરવામાં આવતો પરાજય પણ તેવોજ નિર્બલ, નિર્માલ્ય જાણવો. ૮

હવે સ્તુતિકાર પ્રભુના શાસનને વિષે સંદેહ તથા વિવાદ કરનારને દ્રષ્ટાંત પૂર્વક હિતોપદેશ કરે છે.

**શરણ્ય પુણ્યે તવ શાસનેપિ, સંદેગ્ધિયો વિપ્રતિ પદ્યતે વા;**
**સ્વાદૌ સતથ્યે સ્વહિતેચ્ય પથ્યે, સંદેગ્ધિ વા વિપ્રતિ પદ્યતે વા. ૯**

ભાવાર્થ—શરણ કરવા યોગ્ય તથા મહા પવિત્ર એવા તારા શાસન વિષે હે પ્રભો, જે પ્રાણીઓ સંદેહ કે વિવાદ કરે છે, કે વિપર્યાસ બુદ્ધિ ધારણ કરે છે, તેઓ કેવું કરે છે? તો કે જેમ સ્વાદિષ્ટ, પથ્ય, આરોગ્યવત, હિતકારી, ઉત્તમ ભોજનને વિષે મૂઢ બુદ્ધિ જન દૂષણ દેખીને, તેનો ત્યાગ કરે છે, તેમ જાણવું; અર્થાત્, આ

ભોજન સારૂં હશે કે માઠું, અથવાતો આ ભોજન બિલકુલ નિર્ગુણી છે, તુચ્છ છે, નિઃસાર છે, ઇત્યાદિ રીતે નિંદીને ત્યાગ કરે છે, તેમ અજ્ઞાની, કદાગ્રહી, આપ મતિ પ્રાણીઓ પણ તારા મહા પરમાર્થીક, એકાંત હિતકારી, શિક્ષા વચન રૂપ શાસનને અવગણીને ભવ કૂપમા પડે છે, તે મહા ખેદની વાત છે. ૯

હવે સ્તુતિકાર અન્ય આગમો અપ્રમાણ શા માટે છે, તે દેખાડતાં થકાં કહે છેઃ—

હિંસાદ્ય સત્કર્મ યથોપદેશા, દસર્વવિન્મૂલ તથા પ્રવૃત્તે;
નૃશંસ દુર્બુદ્ધિ પરિગ્રહાશ્ચ, બ્રૂમસ્ત્વ દન્યા ગમમ પ્રમાણમ્. ૧૦

ભાવાર્થ- હે જીનેંદ્ર, આપ પ્રણિત આગમો થકી અન્ય વેદાદિક આગમ, પુરાણાદિ અપ્રમાણ છે; કારણકે, તેઓ હિંસાદિ, અસત્કર્મોના ઉપદેશક છે, વળી અસર્વજ્ઞ, અજ્ઞાનિ, મોહિ, પક્ષપાતી, મત્સરી, એવા દુર્બુદ્ધિ, માયાવી જીવો થકી તો જેઓની મૂલ ઉત્પત્તિ છે, અર્થાત્, તેઓએ કથન કરેલા છે. એટલુજ નહિ પણ મહા હિંસક, અસત્યવાદી, ચોર, પરસ્ત્રી લંપટ, અત્યંત પરિગ્રહી, તથા મહા આરંભી, એવા મતિ હીન, દુરાગ્રહી, જડ પ્રાણીયોથી ગ્રહણ કરેલા હોવાથી, તે અન્ય આગમો સર્વથા અપ્રમાણ છે, એમ અમે કહીએ છીએ. ૧૦

હવે શ્રી જીનેંદ્ર પ્રણીત આગમ, પ્રમાણભૂત કેવી રીતે છે, તે દેખાડે છે —

હિતોપદેશા ત્સકલજ્ઞ કલ્પ્તે, ર્મુમુક્ષુ સત્સાધુ પરિગ્રહાચ્ચ;
પૂર્વા પરાર્થેપ્ય વિરોધ સિધ્ધે, સ્ત્વદાગમા એવ સતાં પ્રમાણમ. ૧૧

ભાવાર્થ—હે પરમાત્મન્, આપ પ્રરૂપીત દ્વાદશાંગી રૂપ જે સિદ્ધાંત તેજ સત્પુરૂષોને પ્રમાણ છે, અન્ય નહિ; શા માટે જે, તે આગમ, અર્થાત, તારૂ વચન સર્વત્ર એકાંત હિતકારી, પૂર્વાપર અર્થ વિરોધે કરીને રહિત, શાપેક્ષ સંબંધ યુક્ત છે; એટલુંજ નહિ પણ એક સમયમાં ત્રણે કાળના સર્વ જગત્ ભાવને સમકાળે જાણનાર તથા દેખનાર એવા શુદ્ધ. સાકારી પણ નિર્વિકારી, નિર્મોહી, શુદ્ધ પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત થએલા, તેવા સર્વજ્ઞોથી કથન કરેલા છે,

અને ગણધરાદિ સર્વ મોક્ષાર્થી સાધુ મહાત્માઓથી ગ્રહણ થએલ છે, માટે હે વીતરાગ પ્રભુ, આપના શિક્ષા વચનરૂપ શાસ્ત્રોજ સમસ્ત સંત પુરૂષોને પ્રમાણભૂત છે. ૧૧

હવે ભગવંત કથીત શાસ્ત્ર, પરદર્શનીયોથી કોઇ પણ રીતે ખંડન ન થઇ શકે એવું છે, તે દેખાડે છે.

ક્ષિપ્યેત વાન્યૈઃ સદ્રશી ક્રિયેત વા,
તવાંઘ્રિપીઠે લુઠનં સુરેશિતુઃ;
ઇદં યથાવસ્થિત વસ્તુ દેશનં,
પરૈઃ કથંકાર મપાકરિષ્યતે. ૧૨

ભાવાર્થ—હે ભગવંત, આપના આગમને વિષે જે યથાર્થ કથન છે, કે શ્રી વર્દ્ધમાનાદિ પ્રભુઓના ચરણ કમળને વિષે ઇંદ્રાદિ દેવો પણ મસ્તક નમાવીને સેવા માગી રહ્યા હતા, એવું જે કથન છે, તેને અન્ય બૌદ્ધાદિ મત ધારકો કોઈ પણ રીતે અન્યથા કે અસત્ય કરી શકે તેમ નથી; તેમ એક શબ્દ માત્ર પણ ફેરફાર કરીને કે કહીને ખંડન કરવાને અસમર્થ છે; એટલુંજ નહિ પરંતુ, સદ્રશપણું એટલે સમાન કથન જે ગૌતમ બુધાદિ દેવોની આગળ પણ સુરેંદ્રા નમસ્કાર કરી રહ્યા હતા, એમ પણ કહેવાને અસમર્થ છે; કેમકે સત્ય, યથાર્થ, યથાવસ્થિત પદાર્થ સ્વરૂપના કથનને કોઈ પણ જગત્જીવ અસત્ય અન્યથા કહેવાને કે કરવાને સમર્થ થઇ શકે? કદાપિ નહિ. ૧૨

હવે જો પ્રભુનું શાસન કોઇથી પણ સંપૂર્ણ રીતે અસ્ખલિત છે, તો પછી અન્ય મતાવલંબીઓ તેની ઉપેક્ષા કેમ કરે છે? તેનો ઉત્તર હવે કર્તા શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ આપે છે.

તદ્દુ:ખમા કાલ ખલાયિતં વા, પચલિમં કર્મ ભવાનુ કૂલમ્;
ઉપેક્ષતે યત્તવ શાસનાર્થ, મયં જનો વિપ્રતિ પદ્યતે વા. ૧૩

ભાવાર્થ—હે જિનેંદ્ર, જે જીવો, આપના સત્ય, યથાર્થ, સમસ્ત પ્રકારે, સાપેક્ષ અનુભવ સિદ્ધ, એકાંત પરમાર્થીક, એવા અનેકાંત દર્શનને અવગણે છે, નિંદે છે, શત્રુપણું દાખવે છે, તેઓ કાંતો, આ મહા વિષમ પંચમ કાળનું મહાત્મ્ય દર્શાવે છે, વા તો, મિથ્યાત્વમોહિનિયાદી ક્લિષ્ટ કર્મોનો તેઓને ગાઢ ઉદય હોવાથી, તેમનું

ભારે કર્મીપણું. બહુલ સંસારીપણું સૂચવે છે; જેમ ઉંટને દ્રાક્ષ અરૂચિકર છે, અને ગર્ધભને શાકર અપથ્યકારી છે, તેમ જાણવું. ૧૩

હવે તપસ્યા, યોગાભ્યાસ, આદિ કરવાથીજ મોક્ષ પમાય છે, તો પછી જીન શાસનના અવલંબનનુ શું પ્રયોજન છે? એમ જેઓ કહે છે, તેઓને ગુરૂ મહારાજા ઉત્તર આપે છે.

પરઃ સહસ્રાઃ શરદસ્તપાંસિ, યુગાંતરં યોગ મુપાસતાં વા;
તથાપિ તે માર્ગ મનાપતન્તો, ન મોક્ષ્યમાણા અપિયાન્તિ મોક્ષમ. ૧૪

ભાવાર્થ—હે સ્વામિન્, ચાહે તો હજારો વર્ષ પર્યંત કોઇ તપ કરો, અથવાતો ભવ યુગાંત પર્યંત, યોગાભ્યાસને વિષે લીન રહો, તથાપિ આપના શુદ્ધ, નિપૂણ, દયામય, ધર્મ માર્ગ પ્રાપ્ત થયા વિના કોઇ પણ પ્રાણી મોક્ષ પામવાને અસમર્થ છે; કેમકે સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્ર પરિણુતિ વિના, જીવની મુક્તિ નથી; અને તે સમ્યક્ દર્શનાદિ રત્નત્રયિની પ્રાપ્તિ તો આપના નિર્મળ સ્યાદ્વવાદ મય, જીન શાસનને વિષેજ છે, માટે તે શાસનની પ્રાપ્તિ વિના મોક્ષની પ્રાપ્તિ કદાપિ કાળે થાય નહિં; અહિંયા દ્રવ્ય થકી-પ્રાપ્તિ હો, વા, ન હો, પરંતુ ભાવ જૈનપણુ તો અવશ્ય પ્રાપ્ત થયા પછીજ મોક્ષ પ્રાપ્ત થાય છે. ૧૪

હવે પર મતાવલંબીઓનો ઉપદેશ જીન શાસનને વિષે કિંચિત્ માત્ર પણ આક્રોશ કે ખંડનાદિ કરવાને અસમર્થ છે, તે દેખાડે છેઃ-

અનાપ્ત જાડ્યાદિ વિનિર્મિતિત્વ, સંભાવના સંભવિ વિપ્ર લમ્ભાઃ;
પરોપદેશાઃ પરમાપ્ત કલ્પ્ત, યથોપદેશે કિમુ સંરભન્તે. ૧૫

ભાવાર્થ—હે જિનેંદ્ર, પરતીર્થીઓનો ઉપદેશ શ્રી પરમાત્મ કથનને વિષે લેષ પણ આક્રોશાદિ કરવાને અશક્ય છે, જેમ ખજુવો શું સૂર્ય મંડલને કોઇ પણ પ્રકારે વિડંબના કરવાને સમર્થ થાય? કદાપિ નહિ; તેમ, યુક્તિહીન, કદાગ્રહી, માયાવિ, અનાપ્ત પુરૂષોના સ્વકપોળકલ્પિત કથનો આપના શાસ્ત્રને લેશ માત્ર ખેદ પમાડી શકે તેમ નથી; જે કાંઇ પણ યુક્તિ પૂર્વકનું સત્ય કથન તેઓના શાસ્ત્રને વિષે, કવચિત્ દ્રષ્ટિ ગોચર થાય છે, તે પણ આપના સ્યાદ્વાદ સમુદ્રમાંથીજ ગ્રહણ કરેલા અમૂક અમૂક બિંદુ રૂપ છે; શેષ

તમામ કલ્પના છે, માયામય છે, બુદ્ધિની મંદતા તથા જડતાનું પરિણામ છે, એવા, હીન મતિઓ રૂપ કાકની ચાંચ પણ આપના, કેસરિસિંહ સમાન સ્યાદ્વાદી દેહને સ્પર્શ કરવાને પણ અશક્ત છે. ૧૫

હવે પર મતોને વિષે જે ઉપદ્રવો થયા છે, તેવા જીન શાસનને વિષે થયા નથી; તે દેખાડે છે:-

યદાર્જવા દુક્તમ યુક્ત મન્યૈ, સ્તદન્યથા કારમકારિ શિષ્યૈ;
ન વિપ્લવોયં તવ શાસનેભૂ, દહો અદ્રષ્યા તવ શાસન શ્રીઃ. ૧૬

ભાવાર્થ—હે જિનેંદ્ર, અન્ય વેદાદિક શાસ્ત્રને વિષે જેવી રીતની વિક્રિયા, અર્થાત્, એક બીજાથી વિરોધિ કથન તથા ફેરફાર જે તેઓના શિષ્ય પ્રશિષ્યોએ કરેલ છે, તેવું કાંઈ પણ આપના શાસનને વિષે કોઇથી કાંઇ પણ થઈ શક્યું નથી, દેશ નિન્હવ, તથા સર્વ નિન્હવો થયા, તે પણ શાસન બહાર થયા, પણ આપનું શાસન તો અસ્ખલિત પ્રવાહે એક સરખુંજ ચાલ્યું આવે છે, તે મહા આશ્ચર્યની વાત છે, પણ તે સત્ય છે, કેમકે, આપની શાસનરૂપ લક્ષ્મિ અદ્રષ્ટ છે, અદ્ભૂત છે, અખંડિત છે, અવિનાશી છે, અચલ છે. ૧૬

હવે પરવાદીયોના દેવ સંબધી કથનને વિષે જે જે વિષમવાદ છે, તે તે સ્તુતિકાર દેખાડે છે:-

દેહાદ્યયોગેન સદા શિવત્વં, શરીર યોગાદુપદેશ કર્મ;
પરસ્પર સ્પર્ધિ કથં ઘટેત, પરોપકલ્પ્તે ષ્વધિ દૈવતેષુ. ૧૭

ભાવાર્થ—દેહાદિક ઉપલક્ષણથી કર્મ જનિત રાગ દ્વેષાદિ સર્વ બાહ્ય અને અભ્યંતર ઉપાધિથી રહિત, એવું નિરંતર શિવ સ્વરૂપ છે, એમ છતાં, વળી કહે છે કે, દેહાદિકના સંજોગેજ ઉપદેશ રૂપ ક્રિયા થઈ શકે છે; આવી રીતે, નિરપેક્ષ, પરસ્પર વિરોધિ, એકાંત નય વાચક કથન વડે પરવાદિઓએ, માનેલા દેવોનું દેવાધિષ્ઠીતપણું સિદ્ધ થઈ શકે? કદાપિ નહિં; માટે જૈન મત અનુસારેજ સ્યાદ્વાદ રીતે સાકારી તથા નિરાકારી, દેવજ યુક્તિમાન્ છે. ૧૭

હવે સ્તુતિકાર શ્રી વીર પરમાત્મા થકી અયોગ વ્યવચ્છેદ કરતાં કહે છેઃ-

પ્રાગેવ દેવાંતર સંશ્રિતાનિ, રાગાદિ રૂપાણ્ય વમાંતરાણિ;
ન મોહજન્યાં કરૂણામપીશ, સમાધિમાસ્થાય યુગાશ્રિ તોસિ. ૧૮

ભાવાર્થ—હે જિનેંદ્ર, રાગ, દ્વેષાદિ, અર્થાત્, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ, કામ, મદ, માયાદિ દૂષણો આપનાથી ભય પામીનેજ, જાણે હોય નહિ, તેમ આપ થકી દૂર થઇને અન્ય પરવાદિ કથિત હરિહરાદિ દેવોને વિષે નિર્ભયસ્થાન જાણીને અપ્રતિહતપણે, અર્થાત્, પોતાનીજ સંપૂર્ણ શક્તિને દાખવતાં થકાં રહ્યાં છે; વળી હે પ્રભુ, આપમાં તે મોહજનિત રાગ દ્વેષાદિ દૂષણો નથી, એટલુંજ નહિ પરંતુ, પરવાદીયોના દેવોની પેઠે મોહજનિત કરૂણાએ કરી જગત્ જીવોના ઉદ્ધાર માટે યુગયુગને વિષે ફરી-ફરીને અવતાર પણ ધારણ કરતા નથી, અપિતુ. આપ સમસ્ત પ્રકારે નિર્દૂષિત, નિરૂપાધિક, સહેજ સ્વાભાવિક દયામય મૂર્તિ છો. ૧૮

હવે જિન ભગવંતને વિષે જેહવી કલ્યાણકારી ઉપદેશક શક્તિ છે, તેહવી અન્ય દેવોને વિષે નથી, તે દેખાડે છેઃ-

જગન્તિ ભિન્દન્તુ સૃજન્તુ વા પુન, ર્યથા તથા વા પતયઃ પ્રવાદિનામ્ઃ
ત્વદેક નિષ્ઠે ભગવન્ ભવક્ષય, ક્ષમોપદેશે તુ પરં તપસ્વિનઃ. ૧૯

ભાવાર્થ—હે સ્વામિન્, પરવાદિ કથિત હરિહરાદિ દેવો ભલે સૃષ્ટિનો સંહાર કરો, વા નવીન ઉત્પન્ન કરો, વા સૂક્ષ્મ સ્વરૂપે પ્રણમાવીને પોતાને વિષે લીન કરો, ઇત્યાદિ શક્તિયોનું કલ્પિત ઉપદેશ કથન પરવાદિયો કૃત ગમે તેમ પ્રવર્તો; પરંતુ હે નાથ, ચતુર્ગતિ ભ્રમણ રૂપ, વિષય, કષાયાદિ વિકારોનાં મૂળ રૂપ, જે આ અનાદિ, અનંત ભયંકર સંસાર, તેનો ક્ષયકારી ઉપદેશ કરવાની શક્તિ તો એક આપનેજ વિષે છે. ૧૯

હવે અન્ય હરિહરાદિ દેવોએ શ્રી જીનેંદ્ર મુદ્રાનો પણ અભ્યાસ કરેલો દેખાતો નથી, તે દેખાડે છે.-

વપુશ્ચ પર્યંકશયં શ્લથંચ, દૃશૌ ચ નાસાનિયતે સ્થિરેચ;
ન શિક્ષિતેયં પરતીર્થનાથૈ, ર્જિનેંદ્ર મુદ્રાપિ તવાન્યદાસ્તામ્. ૨૦

ભાવાર્થ—હે ભગવંત, પર્યંકાશને સ્થિત, શાંત, થિરભાવ યુક્ત, દ્રઢ, નિશ્ચલ વિશ્રાંતિ પદને પ્રાપ્ત થએલ છે શરિર સ્વરૂપતે જેમનું, વળી નાસાગ્રે દ્રષ્ટિ સ્થાપન કરીને મહા સમાધિ મય, શુકલ ધ્યાન યોગ રૂપ, દેહ સ્થાપનાવંત મુદ્રાએ જે આપ બિરાજો છો, તે શાંત મુદ્રાનો પણ અભ્યાસ અન્ય તીર્થ દેવોએ કરેલ દીસતો નથી, તો પછી આપના અનંત ગુણો માંહેલા કોઈ એકનું પણ ધારણ કરવાની તો વાતજ શી! ૨૦

હવે સ્તુતિકાર શ્રી પરમાત્મ શાસનની સ્તવના કરતાં થકાં કહે છેઃ-

ત્વદીય સમ્યકત્વ બલાત્ પ્રતીમો, ભવા દશાનાં પરમ સ્વભાવમ્;
કુવાસના પાશ વિનાશનાય, નમોસ્તુ તસ્મૈ તવ શાસનાય. ૨૧

ભાવાર્થ--હે પરમાત્મન્, આપ સંબંધી તથા આપ પ્રણિત આગમ સંબંધિ થયું જે સમ્યક્ જ્ઞાન, તેના બળે કરીને આપનો શુદ્ધ પરમાત્મ જીવન મુક્ત નિરૂપાધિક, નિષ્કલંક, એકાંત કલ્યાણકારી સ્વભાવને જાણવાને અમે સમર્થ થયા છીએ; જો આપના શાસન રૂપ શિક્ષા વચન અમારા શ્રવણ ગોચર થયાં ન હોત, તો આ જ્ઞાન ક્યાં થકી થઇ શકત? માટે આવું મહા પ્રભાવિક જે આપનું શાસન, તેને અમારો ત્રિકરણશુદ્ધિએ નમસ્કાર હો, અને તેનુંજ અમને સદા શરણ હો, કેવું છે તે શાસન? તો કે, જેણે મહા મમતા અને ગાઢ મિથ્યાત્વાદિ અનાદિ કાળની જીવને લાગેલી જે કુવાસના, તેના નિવિડ પાસને લીલા માત્રમાં તોડનાર છે, એવા આપના સર્વોત્તમ શાસનને અમારો ત્રિકરણશુદ્ધિએ નમસ્કાર છે. ૨૧

હવે સ્તુતિકાર બે અનોપમ વાતનો દર્શાવ કરે છેઃ-

અપક્ષપાતેન પરિક્ષ માણા, દ્વયં દ્વયસ્યા પ્રતિમં પ્રતિમઃ;
યથાસ્થિતાર્થ પ્રથનં તવૈત, દસ્થાન નિર્બંધરસં પરેષામ્. ૨૨

ભાવાર્થ--હે ભગવન્, અપક્ષપાતપણે વસ્તુનો નિર્ણય કરતાં અમને બે જણાની બે અનોપમ વાત દ્રષ્ટિ ગોચર થાય છે; એક તો એ કે, યથાસ્થિત વસ્તુ સ્વરૂપનું કથન જેવું સમ્યક્ પ્રકારે આપનું છે, તેવું બીજું જગતમાં ક્યાંઈ પણ નથી; અને બીજું એ કે

જેવું અસમંજશ, અસત્ય, સ્વકપોળકલ્પિત, જેમ આવે તેમ ગોળા ગબડાવવા જેવું, ગપાષ્ટિક કથન અન્ય મતાવલંબીઓનું છે, તેવું અસમ્યક્ કથન પણ જગતમાં બીજા કોઈનું નથી, માટે એ બે વાત અનોપમ છે. ૨૨

હવે સ્તુતિકાર અજ્ઞાની જીવોને પ્રતિબોધ કરવામાં પોતાની અસમર્થતા દેખાડતા થકાં કહે છે:-

અનાદ્ય વિદ્યો પનિષન્નિષણ્ણૈ, ર્વિશૃંખલૈશ્ચા પલમાચરદ્ભિ:;
અમૂઢ લક્ષ્યોપિ પરાક્રિયે ય, ત્વત્કિંકર: કિં કરવાણિ દેવ. ૨૩

ભાવાર્થ—હે સ્વામિન્, અજ્ઞાન, મોહ, મિથ્યાત્વાદિ દોષોએ આવરિત છે નેત્રો તે જેમનાં, એવા, કદાગ્રહી, મતિઅંધ, સ્વચ્છંદી, નિરંકુશિત, અપ્રમાણીક, આચરણ છે જેમનું, તથા મિથ્યાવાગ્જાળે કરી આગમના રહસ્યો સમજવામાં મૂઢ અજ્ઞાનિ જીવોને અમૂઢ લક્ષ, અર્થાત્, નિષ્પક્ષપાતિ, પરમાર્થિક, સત્ય સ્વરૂપના કથન કરનાર એવા જે આપ, તેમનો ઉપદેશ નિષ્ફલ થાય, તથા તેઓ આપનો તિરસ્કાર કરે, તેમાં આપનો કે આપના શાસનનો કાંઇ પણ દોષ નથી; જેમ જાત્યંધ પુરૂષને સૂર્યનો પ્રકાશ ન જણાય તો તેમાં સૂર્યનો શો દોષ? કાંઈ પણ નહિ; વળી જન્માંધ પ્રાણીને ગમે તેવા હુશીયાર નેત્ર વૈદ્યથી કાંઈ પણ ગુણ ન થાય તેમાં પણ નેત્ર વૈદ્યનો શો દોષ? કાંઇ નહિં; તેવીજ રીતે સ્વ સ્વરૂપને વિષે રમણ કરનાર એવા જે આપ. વીતરાગ પરમાત્મ પ્રભુ, તેનો જે હું કિંકર, તે પણ આવા પૂર્વોક્ત અજ્ઞાની જીવોને કેવી રીતે સદ્બોધ કરી શકું? ૨૩

હવે સ્તુતિકાર પ્રભુની દેશનાભૂમિની સ્તવના કરે છે:-

વિમુક્ત વૈર વ્યસનાનુબંધ:, શ્રયંતિયાં શાસ્વત વૈરિણોપિ;
પરૈરગમ્યાં તવ યોગિનાથ, તાં દેશનાભૂમિ મુ પાશ્રયેહમ. ૨૪

ભાવાર્થ—હે યોગિંદ્ર, જેમની દેશનાભૂમિના સ્પર્શ માત્રે કરીને, અર્થાત્, જેમના ઉપદેશ વચનના શ્રવણ માત્રે અનાદિ જાતિ વૈરવાળાં પ્રાણીઓ, જેવાંકે ઉંદર ને બિલાડી, વાઘ ને ગાય, સિંહ ને બકરી, નોળીઓને સર્પ, હંસને બિલાડી, ઇત્યાદિ, પરસ્પર કાયમ વૈરવાળાં પ્રાણીઓ પણ પોતાનો વૈરભાવ, આપના વચનના અતિ-

શયના પ્રતાપે તથા શાંતતાનાપસાયે છોડી દઇ, એકત્ર થઇ, આપની સન્મુખ શાંતપણે આશ્રય કરી રહે છે, એવી જે આપની દેશનાભૂમિ, જે મિથ્યાત્વી, અજ્ઞાનિ, અન્ય દર્શનીયોને અગમ અગોચર છે, તે દેશનાભૂમિનો આશ્રય, આપના આ કિંકર, મને સદા હો, શરણ ભૂત હો, જેથી આ આપના સેવકનો પણ વૈરભાવ સમસ્ત પ્રકારે સમસ્ત જગતજીવો સાથેથી છૂટે. ૨૪

હવે સ્તુતિકાર પરદેવોનુ સામ્રાજ્ય વૃથા સિદ્ધ કરે છેઃ-

મદેન માનેન મનો ભવેન, ક્રોધેન લોભેન ચ સંમદેન;
પરાજિતાનાં પ્રસભં સુરાણાં, વૃથૈવ સામ્રાજ્ય રૂજા પરેષામ્. ૨૫

ભાવાર્થ--હે ભગવન્, મદ, અભિમાન, કામ, ક્રોધ, લોભ, માયાદિ મહા દોષો જે આત્માને અત્યંત મલીન કરીને દુર્ગતિના વિવિધ દુઃખ સમુહને આપનારા છે, તે દૂષણોએ કરીને અતિશય પરાભવને પામતા એવા જે હરિહરાદિ અન્ય દેવો છે, તેઓનું જગત્પિતામહ પણું, સૃષ્ટિ કર્ત્તાપણું, તથા અનેક પ્રકારના આયુધાદિ વિભૂતીઓનું જે સામ્રાજ્ય છે, તે વૃથા છે, અર્થાત્, તે સામ્રાજ્ય નથી, પણ આત્માને નિરંતર પરવશપણામાં રાખનાર અતિશય મલિનતા રૂપ દુષ્ટ પિંડ કરીને ભારભૂત વિડંબના છે. ૨૫

હવે સ્તુતિકાર અસત્વાદી તથા નામધારી પંડિતો જે પંડિતાભાસો છે, તેના અને સત્ય પંડિતોના લક્ષણો ભિન્ન ભિન્ન દેખાડે છેઃ-

સ્વકણ્ઠ પીઠે કઠિનં કુઠારં, પરે કિરન્તઃ પ્રલપન્તુ કિંચિત્;
મનીષિણાં તુ ત્વયિ વીતરાગ, ન રાગ માત્રેણ મનોનુરક્તમ્. ૨૬

ભાવાર્થ—હે સ્વામિન્, પોતાના કંઠ પીઠને વિષે અતિ તીક્ષણ, કઠીણ, કૂવચન બોલવારૂપ, દુષ્ટ કુહાડાને ધારણ કરીને યદ્વા તદ્વા ગમે તેમ અસમંજસ બોલો, લવારો કરો, વૃથા પાંડિત્યપણાનો ડોળ ધારણ કરીને અનેક પ્રકારની મૃષાવાગ્જાળ વિસ્તારો, પરંતુ હે પ્રભો, સત્ય, પ્રમાણિક, વાસ્તવિક પંડિતો તો આપને વિષે કાંઇ રાગ માત્રે કરીને નહિ, અર્થાત્, સ્વમત પક્ષપાતે કરીને નહિ, પણ યુક્તિવંત, અવિરોધિ વચનની, ન્યાય પૂર્વક પરિક્ષા કરીનેજ અનુરાગી થાય છે. ૨૬

હવે જેઓ મધ્યસ્થપણાનું બિરૂદ ધારણ કરે છે, પણ ખરી રીતે મત્સરી છે, તેનું સ્વરૂપ દેખાડતાં થકાં ગુરૂ મહારાજા કહે છેઃ--

સુનિશ્ચિતં મત્સરિણો જનસ્ય, ન નાથ મુદ્રામતિ શેરતે તે;
માધ્યસ્થ માસ્થાય પરીક્ષકાયે, મણૌ ચ કાચે ચ સમાનુબન્ધાઃ. ૨૭

ભાવાર્થ--હે સ્વામિન્, જે પુરૂષો પોતાને વિષે રાગ, દ્વેષાદિ રહિતપણા રૂપ મધ્યસ્થતા ધારણ કર્યાનો ડોળ કરે છે. તેઓ ખરી રીતે મધ્યસ્થ નથો, સત્ય પરિક્ષક નથી, કેમકે, કાચ અને મણિ-રત્નને સરખી રીતે માનવા પ્રમાણે, સરાગી તથા નિરાગી દેવને એક સરખા માને છે, નિર્ગુણી તથા ગુણીને તુલ્ય ગણે છે, એવા અજ્ઞાનિ, મતિહીન પ્રાણીઓ બાહાર થકી સમતાનો ડોળ રાખીને પોતાને મધ્યસ્થ કહેવડાવે છે, તેઓ ખરેખર સમવૃત્તિવાળા નથી, પરંતુ મત્સરી કેતાં ગુણ અને ગુણીના દ્વેષિ છે. ૨૭

હવે સ્તુતિકાર પ્રતિપક્ષી જનોની આગળ જાહેર ઉદ્દઘોષણા કરે છેઃ—

ઇમા સમક્ષં પ્રતિપક્ષસાક્ષિ, ણામુદાર ઘોષામવ ઘોષણાં બ્રુવે;
ન વીતરાગા ત્પર મસ્તિ દૈવતં, ન ચાપ્ય નેકાન્ત મૃતે નયસ્થિતિઃ. ૨૮

ભાવાર્થ--હું હેમચંદ્રસૂરિ, પરવાદિયો રૂપ પ્રતિપક્ષી સાક્ષિઓ સમક્ષ ખુલ્લી રીતે જાહેર ઉદ્ઘોષણા કરૂં છું કે, શ્રી વીતરાગ જીનેંદ્ર દેવ વિના અન્ય કોઈ પણ દેવ, સત્ય દેવ છેજ નહિં; તેમજ અનેકાંત કથન રૂપ સ્યાદ્વાદ સિવાય અન્ય કોઇ નય સ્થિતિ નથી. ૨૮

હવે સ્તુતિકાર પોતાનું અપક્ષપાતિપણું સિદ્ધ કરતાં થકાં કહે છેઃ—

ન શ્રદ્ધયૈવ ત્વયિ પક્ષપાતો, ન દ્વેષ માત્રાદ રૂચિઃ પરેષુ;
યથાવદાપ્તત્વ પરિક્ષયા તુ, ત્વામેવ વીર પ્રભુ માશ્રિતાઃ સ્મઃ. ૨૯

ભાવાર્થ—હે વીર પરમાત્મન્, કેવળ શ્રદ્ધા માત્રે કરીનેજ, અર્થાત્, આપ અમારા દેવ છો, એવા સ્વપક્ષપાતે કરીનેજ આપને વિષે અમારો રાગ થયો નથી; તેમજ અન્ય હરિહરાદિ દેવોને વિષે, તથા કપિલાદિ મત ધારીયો પ્રત્યે કેવળ દ્વેષ માત્રે કરીનેજ અમારી અરૂચિ નથી, પરંતુ, તથાવિધ આપ્તપણાની પરિક્ષા કરવે કરીનેજ,

અર્થાત્, યથાર્થ સર્વજ્ઞપણું, નિર્દોષપણું, યુક્તિનત્ વચન, વચન અનુસારે ચારિત્ર, અને વચન અને ચારિત્રને અનુસારેજ મુદ્રા, ઈત્યાદિ સર્વ યથાયોગ્ય સ્વરૂપની સમ્યક્ પ્રકારે પરિક્ષા કરીનેજ, હે પ્રભો, અમે આપને સત્ય દેવ પણે સ્વિકારીને આપનો આશ્રય કર્યો છે. ૨૯

હવે સ્તુતિકાર પરમાત્માની વાણીની સ્તવના કરે છે.—

તમઃ સ્પૃશામ પ્રતિભાસ ભાજં, ભવન્ત મપ્યાશુ વિવિન્દતે યાઃ;
મહેમ ચન્દ્રાંશુદશાવદાતા, સ્તાસ્તર્ક પુણ્યા જગદીશવાચઃ. ૩૦

ભાવાર્થ—હે ભગવન્, અજ્ઞાન રૂપ અંધકારે કરીને આચ્છાદિત થએલા અજ્ઞાનિ પ્રાણીઓને પણ જે વાણીયે આપના સ્વરૂપનો યથાર્થ પ્રતિભાસ કરાવ્યો છે, તેઓના અજ્ઞાનનો નાશ કરીને સુજ્ઞાનવંત બનાવ્યા છે, એવી ચંદ્ર કિરણ સમાન શીતળ, મહા ઉજ્જ્વળ જ્ઞાનોદ્યોતવંત તથા વિવિધ પ્રકારના તર્કે કરીને મહા પવિત્ર એવી જે આપની અત્યુત્તમ વાણી, તેને હું હેમચંદ્રસૂરી અત્યંત ભક્તિ, આદર સહિત, બહુમાન પૂર્વક ત્રિકરણ શુદ્ધિએ પૂજું છું. ૩૦

હવે સ્તુતિકાર નામે કરીને નહિ, પણ ગુણે કરીને વિશિષ્ટ પરમાત્માની સ્તવના કરે છેઃ—

યત્ર તત્ર સમયે યથા તથા, યોસિ સોસ્ય ભિધયા યયા તયા;
વીતદોષ કલુષઃ સ ચેદ્ભવાનેક, એવ ભગવન્નમો સ્તુતે. ૩૧

ભાવાર્થ—હે સ્વામિન્, જે જે મતને વિષે, જે જે શાસ્ત્રને વિષે, જે જે પ્રકારે કરીને, જે જે નામે કરીને, જ્યાં જ્યાં આપનું વર્ણન, સ્તુતિ, પ્રાર્થનાદિ કરવામાં આવે છે, ત્યાં ત્યાં, સર્વત્ર હે ભગવન્, પરમાર્થે એક તૂંજ છો; જે જે સિદ્ધાંતોને વિષે રાગ, દ્વેષ, મોહાદિ દૂષણોએ કરીને રહિત, નિષ્કલંક, નિર્દૂષિત, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, સર્વદર્શિ, સર્વવ્યાપક, શાશ્વત, અવિનાશી, સચ્ચિદાનંદ સ્વરૂપી, પૂર્ણાનંદી, બ્રહ્મ સ્વરૂપી, ઇત્યાદિ વિશેષણોએ યુક્ત કથન છે, ત્યાં ત્યાં સર્વત્ર હે પ્રભો, તૂંજ છો; એવા હે અનંતજ્ઞાનિ, પરમ પવિત્ર, પરમોપકારી, જગતવત્સલ વીર પ્રભુ, આપને અમારો ત્રિકરણ શુદ્ધિએ સદા નમસ્કાર હો. ૩૧

હવે સ્તુતિકાર ગ્રંથનો ઉપસંહાર કરતાં થકાં આ સ્તુતિનો પ્રભાવ વર્ણવે છે.

ઇદં શ્રદ્ધા માત્રં તદથ પરનિન્દાં મૃદુધિયો,
વિગાહન્તાં હન્ત પ્રકૃતિ પર વાદ વ્યસનિનઃ;
અરક્ત દ્વિષ્ટાનાં જિનવર પરીક્ષા ક્ષમધિયા,
મયંતત્ત્વા લોકઃ સ્તુતિ મય મુપાધિં વિધૃતવાન્. ૩૨

ભાવાર્થ—જે મુગ્ધ, ભદ્રિક પરિણામી, મૃદુ બુદ્ધિવાળા છે, અને જેઓને જીન મત ઉપર ઓઘે રાગ છે, એવા ભદ્રિક ભવ્ય પ્રાણીઓ ભલે શ્રદ્ધાએ કરીનેજ આ સ્તુતિનું અવગાહન કરો; તથા જેઓને પોતે ગ્રહણ કરેલા દેવને વિષે સ્વપક્ષપાત આગ્રહ છે, કે અમારે તો આજ કબૂલ છે. એવા આગ્રહી જનો, આ સ્તુતિને પરદેવ નિંદક સ્તુતિ માનીને નિંદા કરો, અવગણના કરો, તથા સત્ય પરિક્ષા કરવામાં સમર્થ બુદ્ધિમાન, રાગ, દ્વેષે રહિત, અપક્ષપાતિ, મધ્યસ્થ પરિણામી, સદ્ અસદ્ વસ્તુનો નિર્ણય કરવામાં સમ્યક્ વિવેકવાન સજ્જનો, આ તત્ત્વ પ્રકાશક સ્તુતિને ધર્મ ચિંતવનરૂપ કાર્ય પ્રવૃતિ વિષે ધારણ કરો; તથાસ્તુ. ૩૨

## ખ૦ વિભાગ. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત
## શ્રી પરમાત્મ દર્શન પચીશી. (અર્થ સહિત.)

અનુષ્ટુપ વૃંત.

પરમાત્મા પરંજ્યોતિઃ, પરમેષ્ઠિ નિરંજનઃ;
અજઃ સનાતન. શંભુઃ, સ્વયંભૂ ર્જયતાર્જ્જિનઃ. ૧

શબ્દાર્થ—સર્વ આત્માઓને વિશે સંપૂર્ણ નિર્મળ આત્મા હોવાથી સર્વોત્કૃષ્ટ, સર્વગુણી મહાત્મા, એવા હે પરમાત્મા, હે પરમ જ્ઞાન જ્યોતિસ્વરૂપી, હે ઉત્કૃષ્ટ પદને વિષે બિરાજમાન, સર્વ કિલષ્ટ કર્મ રૂપી અંજને કરીને રહિત, હે અજરામર પ્રભુ, હે અનાદિ અનંત એક સ્વરૂપી, સર્વ જગસુખ દાતા એવા હે શંભુ, પોતાની મેળેજ પરમાત્મ સ્વરૂપને પામેલા, સ્વરૂપમાંજ રમનાર,

એવા હે રાગ, દ્વેષાદિ શત્રુઓના જીતનાર, સર્વજ્ઞ, સર્વદર્શિ, અનંત બલી છતાં અત્યંત સમતાવંત, હે ચિદાનંદ પરમાત્મા તમે જયવંતા વર્તો. ૧

નિત્યં વિજ્ઞાન માનંદં, બ્રહ્મ યત્ર પ્રતિષ્ઠિતં;
શુદ્ધ બુદ્ધ સ્વભાવાય, નમસ્તસ્મૈ પરાત્મને. ૨

શબ્દાર્થ—જ્યાં નિત્ય, શાશ્વત વિજ્ઞાન રૂપ આનંદ એટલે જ્ઞાનાનંદ સ્વરૂપી, બ્રહ્મ સ્વરૂપજ પ્રકાશી રહ્યું છે, એવા શુદ્ધ બુદ્ધ સ્વભાવવાળા પરમાત્માને નમસ્કાર થાઓ. ૨

અવિદ્યા જનિતૈ: સર્વૈ, ર્વિકારૈ રનુપદ્રુત:;
વ્યકત્યા શિવ પદસ્થોસૌ, શક્ત્યા જયતિ સર્વગ:. ૩

શબ્દાર્થ—અજ્ઞાન જનિત સર્વ પ્રકારના વિકારોથી જે હણાયા નથી, તથા જે વ્યક્તિરૂપે એટલે પ્રગટ પ્રત્યક્ષપણે સ્વસ્વરૂપે જે મોક્ષ સ્થાનમાં બિરાજે છે, અને શક્તિરૂપે એટલે સત્તાએ કરી સર્વ જીવ દ્રવ્યમાં રહેલ હોવાથી યોગ્ય ભવ્ય જીવને યોગ્ય ઉપાય સાધન વડે સાધતાં પ્રાપ્ત થાય છે, તે પરમાત્મા દેવનું યથાર્થ સ્વરૂપ જાણવું. ૩

યતો વાચો નિવર્તંતે, ન યત્ર મનસો ગતિ:;
શુદ્ધાનુભવ સંવેદ્યં, તદ્રુપં પરમાત્મન:. ૪

શબ્દાર્થ—જ્યાં વાણી એટલે સર્વ પ્રકારના વચનોનું બોલવું પાછું પડે છે, અર્થાત્, જ્યાં કોઇ પણ વાણીનું પ્રયોજન નથી, જ્યાં મનની ગતિ લેશ માત્ર પણ પ્રવૃતિ કરી શકતી નથી, અર્થાત્, જ્યાં મન પણ નિરર્થક છે, કેવળ શુદ્ધ નિર્મળ ચિદાનંદ સ્વરૂપી એવા આત્માના પ્રગટ અનુભવ વડે કરીનેજ જે આત્માને ગમ્ય છે, એટલે જણાય છે, તે પરમાત્મ સ્વરૂપી દેવને નમસ્કાર થાઓ. ૪

ન સ્પર્શો યસ્ય નો વર્ણો, ન ગંધો ન રસશ્રુતિ:;
શુદ્ધ ચિન્માત્ર ગુણવાન્, પરમાત્મા સ ગીયતે. ૫

શબ્દાર્થ—જેને વિષે કોઇ પણ પ્રકારનો સ્પર્શ, વર્ણ કેતાં રૂપ રંગ, કે રસાદિક કાંઇ નથી, માત્ર શુદ્ધ, એક જ્ઞાનાનંદમયજ,

નિર્મળ ગુણવાન આત્મા થયો છે જેનો, એવા નિર્વિકારી, સર્વ ગુણી આત્માને પરમાત્મા કહીએ. ૫

માધુર્યાતિશયો યદ્વા, ગુણોધઃ પરમાત્મન ;;
તથાખ્યાતું ન શકયોપિ, પ્રત્યાખ્યાતું ન શકયતે. ૬

શબ્દાર્થ—અતિમાધુર્ય વચન બોલવાના અતિશય ગુણવાલા પુરૂષથી પણ જે મહાત્માના અનંત ગુણોના સમુહોનું વર્ણન થવું અશકય છે, તેમજ તેનું સ્પષ્ટ નિરાકરણ એટલે પ્રતિભાસન પણ થવું મહા અશકય છે, એવા વળી, ૬

બુદ્ધો જિનો ઋષીકેશ:, શંભુ બ્રહ્માદિ પુરૂષ:;
ઇત્યાદિ નામ ભેદે પિ, નાર્થત: સ વિભિદ્યતે. ૭

શબ્દાર્થ—બુધ, જીન, ઋષીકેશ એટલે મુનીશ્વર અથવા યોગીશ્વર, શભુ, બ્રહ્મા, આદિનાથ ઇત્યાદિક અનેક નામોના ભેદ હોવા છતાં, તે સર્વ નામો, ગુણ નિષ્પન્ન, સિદ્ધ અર્થવાળા હોવાથી પરમાત્માના ભાવ સ્વરૂપમાં અર્થે કરીને કાંઇ પણ ભેદ પડતો નથી, એવું પરમાત્મ સ્વરૂપ છે. ૭

ધાવંતો પિ નયાનેકે, તત્ સ્વરૂપં સ્પૃશન્તિ ન;
સમુદ્રા ઇવ કલ્લોલૈ:, કૃત પ્રતિનિવૃત્તયઃ. ૮

શબ્દાર્થ—નાના પ્રકારના અર્થમાં પ્રવૃત્તિ કરનારા એવા નૈગમાદિ અનેક પ્રકારના નયો પણ જે પરમાત્મ સ્વરૂપને સ્પર્શ કરી શકતા નથી, અર્થાત્, તે નયોએ પણ, તથા ભંગ પ્રમાણાદિ કથનોને પણ જે સ્વરૂપ અગમ અગોચર છે, તે જેમ પરાવર્તન કરનારા એવા સમુદ્રના કલ્લોલો એટલે મોજાઓ જેમ મૂલ સમુદ્રનું સ્વરૂપ સ્પર્શતા નથી, તેની પેઠે સર્વ વાગ્જાળ કેતાં વચન કથનીને પરમાત્મ સ્વરૂપ અલભ્ય છે. ૮

શબ્દો પરક્ત તદ્રુપ, બોધકૃન્નય પદ્ધતિ:;
નિર્વિકલ્પં તુ તદ્રુપં, ગમ્યં નાનુભવં વિના. ૯

શબ્દાર્થ—સાત નયની પદ્ધતી વડે, એટલે જીન વચનાનુસાર, શબ્દાર્થ પર્યાયાલોચન રૂપ, કથનવડે પરમાત્મ સ્વરૂપ સવિકલ્પ ધ્યાન રૂપ પ્રાપ્ત થાય છે, શારાંશ કે, પરમાત્માનું સવિકલ્પ રૂપ,

સપ્ત નયોના સંપૂર્ણ મિલન વડે બોધગમ્ય છે, અને નિર્વિકલ્પ પરમાત્મ સ્વરૂપ તો અનુભવ જ્ઞાન વિના જણાતું નથી, અર્થાત્, પરમાત્મ સ્વરૂપી થઇને પરમાત્માને આરાધે તોજ શુદ્ધ પરમાત્મ દશા ને આત્મા અનુભવે છે. ૯

કેષાં ન કલ્પના દર્વી, શાસ્ત્ર ક્ષીરાન્ન ગાહિની;
સ્તોકાસ્તત્ત્વ રસાસ્વાદ, વિદોનુભવ જીવ્હયા.. ૧૦

શબ્દાર્થ—કયા પુરૂષોની કલ્પના રૂપ કડછી, શાસ્ત્રરૂપ ક્ષીરના પાત્રમાં પ્રવેશ કરતી નથી? અર્થાત્, સર્વેની કરે છે, પરંતુ અનુભવ જીવ્હા વડે તત્ત્વ રસનું આસ્વાદન કરનાર તો કોઇ વીરલાજ હોય છે. ૧૦

જિતેન્દ્રિયા જિત ક્રોધા, દાન્તાત્માન: શુભાશયા:;
પરમાત્મ ગતિં યાન્તિ, વિભિન્નૈરપિવર્ત્મભિ: ૧૧

શબ્દાર્થ—જેઓએ ઇંદ્રીઓને જીતી છે, ક્રોધાદિ કષાયને જીત્યા છે, અને ભલે પ્રકારે આત્માને દમ્યો છે, એટલે પોતાને વશવર્તી રાખ્યો છે, એવા શુભ પરિણામવાળા મહાત્માઓ વિવિધ પ્રકારના માર્ગો વડે પણ પરમાત્મ પદને પ્રાપ્ત કરે છે. ૧૧

નૂનં મુમુક્ષવ: સર્વે, પરમેશ્વર સેવકા:;
દૂરાસન્નાદિ ભેદસ્તુ, તદ્ ભૃત્યત્વં નિહન્તિ ન. ૧૨

શબ્દાર્થ—સર્વે મુમુક્ષુઓ એટલે મુનીયો, અર્થાત્, શાંત, દાંત, જ્ઞાનિ મહાત્માઓ ખરેખર પરમેશ્વરના સેવકો છે, દુર્ભવી અને આસન્નભવીના ભેદોને પણ પરમાત્માનું સેવકપણું દૂર નથી, અર્થાત્, તેઓ પણ તેમના સેવકજ છે, પણ એમાં એટલું વિશેષ જે વિમુખીભાવપણું ટલીને સન્મુખીભાવપણું અનુક્રમે થશે, તેથી તેઓ પણ પરમાર્થે સેવકજ છે. ૧૨

નામ માત્રેણ યેદપ્તા, જ્ઞાન માર્ગ વિવર્જિતા:;
ન પશ્યન્તિ પરાત્માનં, તે ઘૂકા ઇવ ભાસ્કરમ. ૧૩

શબ્દાર્થ—જેઓ પરમાત્માના નામ માત્રથી ગર્વિષ્ટ થયેલા છે, અને જ્ઞાન માર્ગ થકી શૂન્ય છે, તેઓ પરમાત્મ સ્વરૂપ પ્રાપ્તિમાં ઘૂડ સમાન છે, અર્થાત્, જેમ ઘૂડ સૂર્યને દેખી શકતા નથી, તેમ કેવળ-

જ્ઞાન જ્યોતિ સ્વરૂપી, નિરાવરણી, નિર્મળ એવુ જે શુદ્ધ પરમાત્મ સ્વરૂપ, તેને તેવા મિથ્યાડંબરી નામધારીઓ જોઇ શકતા નથી. ૧૩

શ્રમ: શાસ્ત્રાશ્રય: સર્વો, યજ્જ્ઞાનેન ફ્લે ગ્રહિ:;
ધ્યાતવ્યો યમુપાસ્યોયં, પરમાત્મા નિરંજન:. ૧૪

શબ્દાર્થ--જ્ઞાન વડે જો જ્ઞાનનું ફ્લ ગ્રહણ ન થયું, તો શાસ્ત્ર આશ્રીત કરેલો સર્વ અભ્યાસ, શ્રમ કેતાં કષ્ટ એટલે વેઠ રૂપ જાણવો; અને તેજ જ્ઞાનનું ફ્લ જે વિરતીછે, તેને ગ્રહણ કરનારજ પરમાત્માનું ધ્યાન કરવાને, એટલે ઉપાસના કરવાને યોગ્ય છે, શારાંશ કે, સંસાર થકી પરાઙ મુખ એવા સમ્યગદ્રષ્ટિ વિરતીવંત આત્માઓજ પરમાત્માની ભક્તિને યોગ્ય છે. ૧૪

નાન્તરાયો ન મિથ્યાત્વં, હાસ્યો રત્યરતિ ચ ન;
ન ભીર્યસ્ય જુગુપ્સા નો, પરમાત્મા સ મે ગતિ:. ૧૫

શબ્દાર્થ--જેને અંતરાય નથી, મિથ્યાત્વ નથી, હાસ્ય, રતિ અરતિ નથી, ભય નથી, જુગુપ્સા નથી, એવા પરમાત્માનું મને શરણ થાઓ. ૧૫

ન શોકો યસ્ય નો કામો, નાજ્ઞાનાવિરતિ સ્તથા;
નોવકાશશ્ચ નિદ્રાયા:, પરમાત્મા સ મે ગતિ:. ૧૬

શબ્દાર્થ--જેને શોક નથી, કામ નથી, અજ્ઞાન નથી, અવિરતિ ( અવ્રત ) નથી, તથા નિદ્રાનો અવકાશ નથી, તે પરમાત્માનું મને શરણ થાઓ. ૧૬

રાગદ્વેષૌ હતૌ યેન, જગતત્રય ભયંકરૌ;
સ ત્રાણં પરમાત્મા મે, સ્વપ્નેપિ જાગરેપિ વા. ૧૭

શબ્દાર્થ—આ જગતને મહા વિટંબનાને પમાડનાર એવા મહા ભયંકર, આત્માના બે મુખ્ય શત્રુઓ જે રાગ અને દ્વેષ છે, તેને જેણે મૂળમાંથી ઉખેડી નાંખ્યા છે, એવા વીતરાગ પરમાત્મા મને સ્વપ્નાવસ્થામાં તેમજ જાગૃત દશામાં સાહ્યકારી થાઓ. ૧૭

ઉપાધિ જનિતા ભાવા, યે યે જન્મ જરાદિકા:;
તેષાં તેષાં નિષેધેન, સિદ્ધં રૂપં પરમાત્મન:. ૧૮

શબ્દાર્થ--રાગ, દ્વેષાદિની ઉપાધિથી ઉત્પન્ન થએલા અષ્ટ કર્મ વિકાર ભૂત જન્મ, જરા, અને મરણ, રોગ, શોગ, સંજોગ, વિજોગ, આધિ, વ્યાધિ, સંતાપાદિક, સર્વ પર પુદ્ગલિ ભાવ એટલે જડભાવ માત્રથી રહિત એવું શુદ્ધ નિષ્પન્ન પરમાત્મ સ્વરૂપ છે. ૧૮

અતદ્વ્યાવૃત્તિ તો ભીતં, સિદ્ધન્તાઃ કથયન્તિ તમ;
વસ્તુ વસ્તુ ન નિર્વાચ્યં, તસ્યરૂપમ કથંચન. ૧૯

શબ્દાર્થ—સિદ્ધાંતો જાણે ભય પામ્યા હોય તેવી રીતે તે પરમાત્માનું સ્વરૂપ કથે છે, વસ્તુતઃ પરમાત્મ સ્વરૂપ વચનને કથંચિત્ અગોચર છે; શારાંશ કે, શાસ્ત્ર તો માત્ર દિશિના દેખાડનાર છે, અને અનુભવજ ખરૂં કામ કરી આપે છે. ૧૯

જાનન્નપિ યથા મ્લેચ્છો,ં ન શકનોતિ પુર્યા ગુણાન;
પ્રવક્તુ મુપમા ભાવા, ત્તથા સિદ્ધ સુખંજનઃ. ૨૦

શબ્દાર્થ—નગરીના ગુણોને જાણતો છતો પણ મ્લેચ્છ, એટલે ગામડીઓ ભિલ્લ જેમ ઉપમાને અભાવે નગરીનું વર્ણન યથાર્થ કરી શકતો નથી, તેમ જ્ઞાનિ પુરૂષ પણ પરમાત્મ સ્વરૂપને જાણતા તથા અનુભવતા થકા પણ સંસારમાં સિદ્ધના સુખની યથાર્થ ઉપમા દેવા યોગ્ય કોઇ પણ વસ્તુ ન હોવાથી, સિદ્ધનું સુખ કહેવાને અસમર્થ છે. ૨૦

સુરા સુરાણાં સર્વેષાં, યત્સુખં પિંડિતં ભવેત;
એકત્રાપિહિ સિદ્ધસ્ય, તદનન્ત તમાંશગમ. ૨૧

શબ્દાર્થ—દેવો અને અસુરો સર્વેના સુખને ભેગું કરીએ, અને એક તરફ સિદ્ધનું સુખ ભેગું કરીએ, તે તે સિદ્ધના સુખના અનંતમે ભાગે પણ દેવોનું ઉત્કૃષ્ટ સુખ આવી શકતું નથી; કેમકે પરમાત્મ સ્વરૂપના અનુભવનું સુખ તે તમામ જડ પુદ્ગલિક ભાવથી અલગ છે, માટે નિરૂપમ છે, અને અગમ અગોચર છે, જ્યારે સર્વ સંસારીક સુખો જડભાવજનિત, પુદ્ગલિક, પરાધિન સુખ છે, તે પરમાર્થે સુખજ નથી, તો પછી ખરા સુખને મુકાબલે તો તે કયાંથીજ આવે. ૨૧

અદેહા દર્શન જ્ઞાનો, પયોગમય મૂર્તય:;
આકાલં પરમાત્મન:, સિદ્ધા: સન્તિ નિરામયા:. ૨૨

શબ્દાર્થ--અશરિરી, અરૂપી, નિરંજન નિરાકાર એવી, અને સદા કાળ કેવળજ્ઞાન તથા કેવળદર્શનના ઉપયોગ મય છે ચિદાનંદ મય મૂર્તિ જેમની, એવા, તથા સર્વ કર્મથી મુક્ત, સ્વ સ્વરૂપે, સાદિ અનંત ભાંગે સદા કાળ નિરાબાદપણે સિદ્ધ પરમાત્માઓ લોકાગ્ર ભાગે વર્તી રહ્યા છે, ( તેઓને મારો ત્રિકરણ શુદ્ધિએ નમસ્કાર હો. ) ૨૨

લોકાગ્ર શિખરારૂઢા:, સ્વભાવ સમવસ્થિતા:;
ભવપ્રપંચ નિર્મૂક્તા, યુક્તાનન્તાવગાહના:. ૨૩

શબ્દાર્થ--લોકના અગ્ર ભાગ ઉપર રહેલા સ્વસ્વરૂપમાં રમતા, ભવ પ્રપંચથી રહિત, અને અનંત અવગાહનાએ સહિત, એવા સિદ્ધ પરમાત્મા છે. ( તેને મારો સદા નમસ્કાર હો. ) ૨૩

ઇલિકા ભ્રમરી ધ્યાનાદ્, ભ્રમરીત્વં યથાશ્નુતે;
તથા ધ્યાયન્ પરમાત્માનં, પરમાત્મત્વમાપ્નુયાત્. ૨૪

શબ્દાર્થ--જેમ ઇયલ ભ્રમરીનું એકાગ્ર ધ્યાન કરતી છતી પોતે ભ્રમરીપણું પામે છે; તેમ ભવ્યાત્મા સિદ્ધ પરમાત્માનું તન્મય ધ્યાન કરતો છતો પરમાત્મ દશાને પામે છે. ૨૪

પરમાત્મ ગુણાનેવં, યે ધ્યાયન્તિ સમાહિતા:;
લભન્તે નિભૃતાનંદા, સ્તે યશોવિજય શ્રિયમ. ૨૫

શબ્દાર્થ--જે ભવ્ય પ્રાણીઓ પૂર્વોક્ત શ્લોકમાં વર્ણવેલા, શુદ્ધ, નિરાવર્ણ, સચ્ચિદાનંદઘન સ્વરૂપી પરમાત્મ સ્વરૂપનું અતિ સાવધાનપણે નિર્મળ ઉપયોગ પૂર્વક સ્થીરતાએ એકાગ્રપણે ધ્યાન કરે છે, તેઓ અત્યંત આનંદમાં મગ્ન થઇ, યશનો કર્યો છે વિજયતે જેમણે, એવા શ્રી યશોવિજયજી પ્રભુની અનંતી શાશ્વતી જ્ઞાનાદિક ગુણોની જે અખૂટ લક્ષ્મી, તેના ભોક્તા થાય છે. ૨૫

ઇતિ શ્રી પરમાત્મ દર્શન પચીશી ગ્રંથ સમાપ્ત:.

———

## ગ૦ વિભાગ. શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત

## શ્રી પરમાત્મ જ્યોતિ પચીશી.



પરમાત્મ દર્શનનું મહાત્મ્ય વખાણે છે.

ઐન્દ્રં તત્પરમં જ્યોતિ, રૂપાધિ રહિતં સ્તુમઃ;
ઉદીતે સ્યૂર્યદંશેપિ, સંનિધૌ નિધયો નવ. ૧

શબ્દાર્થ--અનંત જ્ઞાનાદિ ગુણની સમૃધિએ ભરપૂર એવો જે અનંતબળી આત્મા. તેની સર્વોત્કૃષ્ટ કેવળજ્ઞાનરૂપ જ્યોતિ જે સર્વ રાગ, દ્વેષાદિ કર્મ જનીત ઉપાધિથી રહિત છે, તે આત્માની જ્યોતિના અંશ માત્ર પ્રકાશ થયે છતે આત્માને પોતાની સમીપેજ નવેનિધિ અને સર્વે સિદ્ધિ પ્રત્યક્ષ પ્રકાશે છે, તે આત્મિક, નિરાવર્ણ, શુદ્ધ ચિદાનંદઘનસ્વરૂપી જ્યોતિને અમે સ્તવીયે છીયે. ૧

હવે પરમ જ્યોતિનો પ્રકાશ કેટલો વીસ્તાર વાળો છે, તે કહે છે:

પ્રભા ચંદ્રાર્ક ભાદીનાં, મિતક્ષેત્ર પ્રકાશિકા;
આત્મનસ્તુ પરં જ્યોતિ, લોકાલોક પ્રકાશકં. ૨

શબ્દાર્થ—ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારાદિકની જ્યોતિ તો પરિમિત એટલે અમુક પ્રમાણ વાલા ક્ષેત્રમાંજ એટલે માપેલી જગ્યામાંજ પ્રકાશે છે; પરંતુ શુદ્ધ આત્મ સ્વરૂપની લોકોત્તર જ્યોતિ તો સર્વ લોક અને અલોકને વિષે વિસ્તારને પામી રહી છે. ૨

હવે પરમાત્મિક જ્યોતિનું સ્વરૂપ વર્ણવે છે.

નિરાલંબં નિરાકારં, નિર્વિકલ્પં નિરામયં;
આત્મનઃ પરમંજ્યોતિ, નિરૂપાધિ નિરંજનં. ૩

શબ્દાર્થ-સર્વ આલંબન રહિત, અર્થાત્, કોઇનો પણ આશ્રય નહિ કરનારી એવી સ્વતંત્ર, સમસ્ત સંકલ્પ વિકલ્પથી મુક્ત, અને સર્વ આધિ અને વ્યાધિથી રહિત, સર્વ કર્મરૂપી અંજન કેતાં આવરણ, તથા ક્લેશ રહિત શુદ્ધાત્મ જ્યોતિ સદાકાળ નિરાબાધ પણે જયવંતી વર્તે છે. ૩

હવે આત્માની જ્ઞાન જ્યોતિ, પરવસ્તુની અપેક્ષા રહિત, સ્વાધિન પ્રકાશે છે તે કહે છે.

દીપાદિ પુદ્ગલાપેક્ષં, સમલં જ્યોતિ રક્ષજં;
નિર્મલં કેવલં જ્યોતિ, નિરપેક્ષ મતિંદ્રિયં. ૪

શબ્દાર્થ—પ્રાણીઓની ચક્ષુમાં રહેલો પ્રકાશતો દીવા પ્રમુખ પુદ્ગલિક પદાર્થોની અપેક્ષા રાખવાવાલો પરાધિન મલીન છે; પરંતુ આત્માની સંપૂર્ણ જ્ઞાન જ્યોતિ તો સદાકાળ સર્વ પરવસ્તુની અપેક્ષાએ રહિત, તેમજ સર્વ ઇંદ્રિયોની પણ સહાયતા વિનાજ સ્વાધિનપણે મહા નિર્મળ પ્રકાશે છે. ૪

હવે આત્મા સદાકાળ જગત્માં સાક્ષીરૂપ, સ્વતંત્ર, સ્વામિપણે વર્તિ રહ્યા છે, તે દેખાડે છે.

કર્મણઃ કર્મ માનેષુ, જાગરૂ કેષ્વપિ પ્રભુઃ;
તમસાનાવૃતઃ સાક્ષી, સ્ફૂરતિ જ્યોતિષા સ્વયં. ૫

શબ્દાર્થ—જ્ઞાનાવર્ણાદિ કર્મના ઉદયીક ભાવને વિષે પણ આત્મા સદાકાળ સાક્ષી ભૂત તટસ્થ નિર્લેપપણે સ્વસ્વરૂપેજ સર્વ જગ ભાવનો સ્વતંત્ર માલિકપણે પ્રવર્તે છે, તે કદાપિ કાળે પણ કોઇ પણ અજ્ઞાન, મોહ, મિથ્યાત્વાદિક અંધકારવડે ઢંકાતોજ નથી, પણ સદા તેજોમય સ્વરમણમાંજ વિલસે છે. ૫

હવે આત્માની પરમ જ્યોતિ, અન્ય સર્વ આત્મિક શક્તિઓની વૃદ્ધિનું કારણ છે, તે દેખાડે છે.

પરમ જ્યોતિષઃ સ્પર્શાદ, પરં જ્યોતિ રૈધતે;
યથા સૂર્યકર સ્પર્શાત્, સૂર્યકાંત સ્થિતોનલઃ, ૬

શબ્દાર્થ—જેમ સૂર્યકિરણના સ્પર્શથી સૂર્યકાંતમણિમાં ગુપ્ત રહેલો અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ આત્માની શુદ્ધ સર્વોત્કૃષ્ટ જ્ઞાન જ્યોતિનો પ્રકાશ થતાં, અન્ય સર્વ આત્મિક જ્યોતિ રૂપ શક્તિઓ પણ પોતાના પ્રકાશમાં વૃદ્ધિગત્ બળને પામે છે, અર્થાત્, આત્માની તીવ્ર જ્ઞાન દશામાં આત્માની સર્વ સમૃદ્ધિઓ સમકાળે સ્ફુરાયમાન થાય છે, અને સર્વ પ્રકારનું સુખ આત્માને અનુભવાવે છે. ૬

હવે પરમ જ્યોતિ વિવેકને દર્શાવનાર છે તે કહે છે.

પશ્યન્ન પરમં જ્યોતિ, ર્વિવેકાદ્રેઃ પતત્યધઃ;
પરમં જ્યોતિરન્વિચ્છન્, ના વિવેકે નિમજ્જતિ. ૭

શબ્દાર્થ--આત્મિક જ્ઞાન જ્યોતિને દેખતો થકો પ્રાણી કદીપણ વિવેક રૂપી પર્વતથી નીચે પડતો નથી, અર્થાત્, મહા વિવેકે વર્તે છે, એટલે કૃત્યાકૃત્ય, હિતાહિત, લાભાલાભ, ભક્ષાભક્ષ, પેયાપેય, આદિ સર્વમાં મહા વિવેક ચક્ષુ વડે જોઈને પ્રવર્તે છે; તેથી ક્યાંઈ પણ ઠોકર ખાતો નથી; અને પરમ જ્યોતિને નહિ જોતો, આંખો મીચીનેજ ચાલનાર અવિવેકી પ્રાણી અવિવેકમય ભવકૂપમાં ડૂબી મરે છે. ૭

હવે શુદ્ધ પરમ જ્યોતિનેજ નમસ્કાર કરે છે.

તસ્મૈ વિશ્વ પ્રકાશાય, પરમ જ્યોતિષે નમઃ;
કેવલં નૈવ તમસઃ, પ્રકાશાદપિ યત્પરં. ૮

શબ્દાર્થ--જે પુદ્ગલિ અંધકાર માત્રથીજ નહિ, પરંતુ સર્વ પુદ્ગલિક અજવાળાથી પણ ન્યારી છે, એવી આખા વિશ્વના સમસ્ત ભાવોને તથા ધર્મોને પ્રકાશ કરનારી, અર્થાત્, યથાર્થ રીતે દેખાડી આપનારી સર્વોત્કૃષ્ટ લોકોત્તર કેવળજ્ઞાન જ્યોતિને અમારો ત્રિકરણ શુદ્ધિએ નમસ્કાર છે ૮

હવે કર્ત્તા, કેવી જ્યોતિનો પ્રકાશ માગે છે, તે કહે છે.

જ્ઞાન દર્શન સમ્યક્ત્વ, ચારિત્ર સુખ વીર્યભૂઃ;
પરમાત્મ પ્રકાશો મે, સર્વોત્તમ કલામયઃ. ૯

શબ્દાર્થ--સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર રૂપ અખંડ સુખ, અને અખંડ વીર્યરૂપ અનંત ચતુષ્ક લક્ષ્મિની ભૂમિ ભૂત, સર્વથી ઉત્તમ કલાવાન, સર્વોત્કૃષ્ટ, શુદ્ધ, નિરાવર્ણ પરમાત્મ સ્વરૂપની જ્યોતિનો પ્રકાશ મને હો. ૯

હવે આત્મિક જ્ઞાનકળા વિના બીજી સર્વ કળાઓ નિષ્ફલ છે, તે બતાવે છે.

યાં વિના નિષ્ફલા: સર્વા:, કલા ગુણ બલાન્વિકા:;
આત્મધ્યાન કલા મેકાં, તાં વયં સમુપાસ્મહે. ૧૦

શબ્દાર્થ—ગુણો અને પ્રભાવમાં શ્રેષ્ટ, એવી સર્વ સંસારીક કળાઓ, જે એક કળા વિના નિષ્ફળ છે; તે આત્મ ધ્યાનમાં રહેનારી પરમ જ્યોતિરૂપ અધ્યાત્મિક જ્ઞાનકળાનીજ અમે ઉપાસના કરીએ છીએ. ૧૧

હવે આત્મજ્ઞાનપ્રકાશનું સુખ સર્વોત્કૃષ્ટ છે, તે દેખાડે છે.

નિધિભિર્નવભી રત્નૈ, શ્ચતુર્દશભિરપ્યહો;
ન તેજશ્ચક્રિણાં યત્સ્યા, ધ્દાત્માધીન મેવહિ. ૧૧

શબ્દાર્થ—અહો ઇતિ આશ્ચર્યે, એટલે આ કેવી અદભૂત ચમત્કારી બીના છે, કે જે પ્રકાશ સુખ એટલે સ્થિરતારૂપ, આનંદનું સુખ, ચક્રવર્તીને તેના નવ નિધાન, અને ચૌદ રત્નોથી પણ પ્રાપ્ત થઇ શકતું નથી; તે જ્ઞાનાનંદ પ્રકાશ સુખ, સહેજ આત્માને સ્વાધિન-પણે સમીપેજ વર્તે છે. ૧૧

હવે મુનિ મહાત્માઓ ઇંદ્રોથી પણ અધિક શોભી રહ્યા છે, તે બતાવે છે.

દંભ પર્વત દંભોલિ, ર્જ્ઞાન ધ્યાન ધનં સદા;
મુનયો વાસવે ભ્યોપિ, વિશિષ્ટં ધામ બિભ્રતિ. ૧૨

શબ્દાર્થ—દંભ કેતાં મિથ્યાડંબર, કપટ, વા, માયારૂપી, પર્વતને તોડવામાં વજ્ર સમાન, જ્ઞાન ધ્યાનમાંજ સદાકાળ રમતા, દેવેંદ્રોથી પણ અધિક સુખના ભોક્તા, એવા વિશિષ્ટ ગુણના ધામરૂપ મુનિ મહાત્માઓ શોભે છે. ૧૨

હવે એક વર્ષ સુધીના દિક્ષા પર્યાય અવસ્થામાં કેવું આત્મ-સુખ પ્રકાશે છે, તે કહે છે.

શ્રમણે વર્ષ પર્યાયાત્, પ્રાપ્તે પરમ શુક્લતાં;
સર્વાર્થ સિદ્ધિ દેવે ભ્યો, પ્યધિકં જ્યોતિ રૂલ્લસેત્. ૧૩

શબ્દાર્થ—માત્ર એક વર્ષના દીક્ષા પર્યાયથી, પરમ વિશુદ્ધિને પામેલા, સાધુ પરણતિમાં, સર્વાર્થ સિદ્ધ વિમાનવાસી દેવોના સુખ

કરતાં પણ અધિક ચિત્ત સુખ લાભ આશયરૂપ અત્યંત આત્મિક આનંદ જ્યોતિ વિસ્ફૂરે છે. ૧૩

હવે જીવનમુક્ત મહાત્માઓની દશાનું સ્વરૂપ વખાણે છે.

વિસ્તારી પરમ જ્યોતિ, ઘોતિતાભ્યંતરાશયા:;
જીવન્મુક્તા મહાત્માનો, જાયંતે વિગત સ્પૃહા:. ૧૪

શબ્દાર્થ—અત્યંત વૃદ્ધિને પામતી, એવી અંતરંગ શુદ્ધાત્મિક, નિર્મળ જ્ઞાન પરિણુતિના પ્રકાશવડે જેમના બાહ્યાભ્યંતર આશયો મહા ચિત્ત સુખ લાભરૂપ વર્તી રહ્યા છે, એવા જીવનમુક્ત મહાત્માઓ જગત્‌ની પરપુદ્‌ગલિક ભાવની ઇચ્છા મૂર્ચ્છાએ રહિત, સદા નિસ્પૃહી હોય છે. ૧૪

હવે આત્મભાવમાં સદા જાગૃત કોણુ હોય? તે કહે છે.

જાગૃત્યાત્મનિ તે નિત્યં, બહિર્ભાવેષુ શેરતે;
ઉદાસ્તે પરદ્રવ્યે, લિંગંતે સ્વગુણામૃતે. ૧૫

શબ્દાર્થ—જે બહિરાતમ ભાવમાંજ પોતાપણું માની પુદ્‌ગલિક પરાધિન પદાર્થોમાં સુખના ભ્રમે લીન થઇ સૂતા છે, તે તો મૂઢ આત્મા જાગતા છતાં સૂતાજ જાણવા; પરંતુ જે આવા બહિરાતમ ભાવનો ત્યાગ કરીને પોતાના સત્ય આત્મ સુખમાંજ રમતા રહે છે, તે સૂતા છતાં પણ જાગતા છે, એવા મહાત્માઓ પરદ્રવ્યમાં ઉદાસીન રહી, સ્વસ્વરૂપ ગુણરૂપ અમૃતનું આસ્વાદન કરે છે. ૧૫

હવે મુનિ મહારાજના ચારિત્રાત્મા કેવા પ્રકાશે છે, તે કહે છે.

યથૈવાભ્યુદિત સૂર્યો, વિદ્યાતિ મહાન્તરં;
ચારિત્રં પરમ જ્યોતિ, ઘોતિતાત્મા તથા મુનિ:. ૧૬

શબ્દાર્થ—જેમ ઉદય પામેલો સૂર્ય મહીમંડળના મહા વિસ્તારને પ્રકાશ કરે છે, તેમ શુદ્ધ પરમાત્મ સ્વરૂપ રમણના આનંદવડે, મુનિ મહાત્માઓ પોતાની શુદ્ધ ચારિત્ર પરણુતિની જ્યોતિ સર્વત્ર પ્રતિબિંબીત કરે છે, અર્થાત્, તેમની ચારિત્રની પ્રભા પોતાની સમીપ રહેલા પ્રાણી માત્ર પદાર્થોમાં નિર્મળપણે ઝળકે છે. ૧૬

હવે પરમ જ્યોતિ કેમ પ્રગટે છે, તે બતાવે છે.

પ્રચ્છન્નં પરમં જ્યોતિ, રાત્મના જ્ઞાન ભસ્મના;
ક્ષણાદાવિ ર્ભવત્યુગ્ર, ધ્યાન વાત પ્રચારત:. ૧૭

શબ્દાર્થ—અજ્ઞાનરૂપી રાખનું જેના ઉપર આચ્છાદન થઇ રહેલું છે, તે આત્મિક જ્યોતિ ઉગ્ર સ્વરૂપ ધ્યાનરૂપી વાયુના પ્રચારવડે પૂર્વોક્ત રાખને ઉડાડી દઇને એક ક્ષણવારમાં પોતાના સહેજ શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરે છે. ૧૭

હવે આત્માની પરમ જ્યોતિની પ્રાપ્તિ કોણ કરી શકે છે, તે કહે છે.

પરકીય પ્રવૃત્તૌ યે, મૂકાંધ બધિરોપમા:;
સ્વગુણાર્જન સજ્જાસ્તૈ:, પરમ જ્યોતિ રાપ્યતે. ૧૮

શબ્દાર્થ—જે પરપુદ્‌ગલિક પદાર્થોના વ્યાપારમાં મૂંગા, બહેરા, તથા અંધ સમાન વર્તે છે, અર્થાત્, જેઓ પરપુદ્‌ગલિક વસ્તુઓને વિષે તદ્દન સાક્ષી રૂપેજ નિર્લેપપણે વર્તે છે, અને પોતાના આત્મિક ગુણો જે કર્મ જનિત ઉપાધિથી ઢંકાયલા છે, તેને સત્વર પ્રગટ કરવામાં સદા સાવધાનપણે તત્પર થઇ રહ્યા છે, તેવા મહાત્માઓજ શુદ્ધાત્મ જ્યોતિને પ્રાપ્ત કરે છે. ૧૮

હવે પરચિંતકદ્રષ્ટિ અને સ્વચિંતકદ્રષ્ટિના ગુણ દોષનો મુકાબલો કરે છે.

પરેષાં ગુણ દોષેષુ, દ્રષ્ટિસ્તે વિષદાયિની;
સ્વગુણાનુભવાલોકાદ્, દ્રષ્ટિ: પીયુષ વર્ષિણી. ૧૯

શબ્દાર્થ—પરપુદ્‌ગલિક પદાર્થો તથા જીવોના ગુણ દોષના ચિંતવનવાળી દ્રષ્ટિ વિખમચી, ઝેરીલી જાણવી; પરંતુ સ્વાત્મ ગુણોનો અનુભવ કરવાવાળી દ્રષ્ટિ અમૃતને વર્ષાવનારી જાણવી. ૧૯

હવે શુદ્ધાત્મ સ્વરૂપ પ્રકાશ વિજ્ઞાન કોને કહીએ, તે કહે છે.

સ્વરૂપ દર્શનં શ્લાઘ્યં, પરરૂપેક્ષણં વૃથા;
એતાવદેવ વિજ્ઞાનં, પરમ જ્યોતિ: પ્રકાશકં. ૨૦

શબ્દાર્થ—સ્વાત્મ સ્વરૂપનુંજ દર્શન પ્રશંસનીય છે, અને પર

દ્રવ્યનું સ્વરૂપ નિરક્ષણ, તે નિરર્થક છે; આવા પ્રકારનુંજ વિજ્ઞાન તે શુદ્ધ પરમાત્મ જ્યોતિનું પ્રકાશક છે. ૨૦

હવે આત્મજ્ઞાન પ્રકાશ કોને હિતકારક છે, તે કહે છે.

સ્તોકમપ્યાત્મનો જ્યોતિ:, પશ્યતો દીપ વદ્‌હિતં;
અંધસ્ય દીપશતવત્, પરં જ્યોતિન બહ્વપિ. ૨૧

શબ્દાર્થ—ચક્ષુવંત એવા દેખતા પ્રાણીને દીવાની પેઠે થોડી પણ આત્મ જ્યોતિ એટલે અલ્પ આત્મજ્ઞાન પણ મહા હિતને કરનારૂં થાય છે; પરંતુ અંધને સેંકડો દીવાની પેઠે ઘણી વિદ્યમાન આત્મ જ્યોતિ, અર્થાત્, ગમે તેટલું આત્મજ્ઞાન વાંચે, સાંભળે, ભણે, પણ અંતરંગ ચક્ષુએ હીન, ભેદ જ્ઞાન રહિત, બહિરાત્માઓને નિરર્થક છે. ૨૧

હવે પરમ જ્યોતિ કોને પ્રગટ થાય છે, અને તે કેવી રીતે? તે કહે છે.

સમતામૃત મગ્નાનાં, સમાધિ ધૂત પાપ્મનાં;
રત્નત્રયમયં શુદ્ધં, પરંજ્યોતિ: પ્રકાશતે. ૨૨

શબ્દાર્થ—સમતારૂપી અમૃતમાં જે નિમગ્ન છે, અને સમાધિ જળવડે જેના પાપરૂપ મેલ ધોવાઇ ગયા છે; એવા સાધુ જનોને રત્નત્રયમય શુદ્ધ, એવી પરમ જ્યોતિ પ્રગટ થાય છે. ૨૨

હવે પરમ જ્યોતિના પ્રકાશથી ત્રણ જગતને વંદ્ય કોણ થયા છે, તે કહે છે.

તીર્થંકરા ગણધરા લબ્ધિ, સિદ્ધાશ્ચ સાધવ:;
સંજાતાસ્ત્રિ જગદ્વંદ્યા:, પરજ્યોતિ પ્રકાશત:. ૨૩

શબ્દાર્થ—શ્રી તીર્થંકર પરમાત્મા, ગણધર મહારાજા, અને લબ્ધિ, સિદ્ધિ, સાધુ મહાત્માઓ, પરમ જ્યોતિના પ્રકાશથી ત્રણ જગતને વંદ્ય થયા છે. ૨૩

હવે પરમ જ્યોતિને કોણ, ક્યારે પામે છે, તે કહે છે.

ન રાગં નાપિ ચ દ્વેષં, વિષમેસુ યદા વ્રજેત્;
ઔદાસીન્ય નિમગ્નાત્મા, તદાપ્નોતિ પરમંહ:. ૨૪

શબ્દાર્થ—જ્યારે વિષમ વસ્તુમાં, અર્થાત્, મહા વિકટ ભયંકર કસોટીને વખતે એટલે ઘોર મર્ણાંત ઉપસર્ગને વિષે કે અત્યંત પુદ્ગલિક સુખની અવસ્થામાં પણ જીવને જ્યારે રાગ, દ્વેષ થતા નથી, સમભાવજ રહે છે; તેવી ઉદાસીન વૃતિમાંજ વર્તતા આત્માઓનેજ પરમ જ્યોતિની પ્રાપ્તિ થાય છે. ૨૪

હવે ગ્રંથ કર્ત્તા પોતાનું નામ સૂચવતા થકા ગ્રથનુ મહાત્મ્ય વખાણે છે.

વિજ્ઞાય પરમ જ્યોતિ, માંહાત્મ્ય મિદમુત્તમં;
યઃ સ્થૈર્યં યાતિ લભતે, સ યશોવિજય શ્રિયં. ૨૫

શબ્દાર્થ—શુદ્ધ પરમાત્મ સ્વરૂપ રમણરૂપ સ્થિરતા ગુણને પ્રાપ્ત કરે છે, તેવા મહાત્માઓ, કર્યો છે યશનો વિજય તે જેમણે, એવા મહાયશોવિજયજી પરમાત્મ પ્રભુ, તેની પરમ જ્યોતિ રૂપી અનતી રિદ્ધિને પામે છે. ૨૫

## ઘ॰ વિભાગ. શ્રી રત્નાકર પચીશી. અર્થ સહિત.

---

શ્રેયઃ શ્રિયાં મંગલ કેલિસદ્મ, નરેંદ્ર દેવેંદ્ર નતાંઘ્રિપદ્મ;
સર્વજ્ઞ સર્વાતિશય પ્રધાન, ચિરંજય જ્ઞાન કલાનિધાન, ૧

ભાવાર્થ—સર્વ પ્રકારના કલ્યાણને કરનારી એવી જ્ઞાનાદિ અનંત ગુણરૂપ, લક્ષ્મિરૂપ, સર્વ પ્રકારના માંગલિકોને ક્રીડા કરવાના મંદિર રૂપ, ચક્રવર્ત્યાદિ મનુષ્યના મહારાજાઓ તથા દેવોના જે ઈંદ્રો તેમણે જેમનાં ચરણ કમલ પ્રત્યે મહા ભક્તિ પૂર્વક નમસ્કાર કર્યો છે એવા, જગત્રયના સર્વ ભાવને એક સમયમાં સમકાળે જાણનાર હોવાથી સર્વજ્ઞ એવા, વળી અષ્ટ મહા પ્રાતિહાર્ય તથા ચોત્રીશ અતિશય યુક્ત સર્વોત્તમ મહિમાવંત એવા, અને સર્વ પ્રકારની કલાઓને જીતનારી એવી કેવળજ્ઞાનરૂપી સર્વોત્કૃષ્ટ કળાના નિધાન એવા, હે વીતરાગ જીનેશ્વર પ્રભુ, હે પરમાત્મા, આપ સદા ઉત્કૃષ્ટપણે જયવંતા વર્તો. ૧

જગત્રયાધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકાર વૈદ્ય;
શ્રી વીતરાગ ત્વયિ મુગ્ધ ભાવા, દ્વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત. ૨

ભાવાર્થ—ત્રણ ભુવનના એક પરમ આધાર ભૂત, એવા હે નાથ, સર્વ જગતજીવ ઉપર સમાન દ્રષ્ટિએ એકાંત દયાનાજ અવતારરૂપ, એવા, વળી આ ભયંકર ચતુર્ગતિ ભ્રમણરૂપ, વિષય કષાયના મૂળ રૂપ, અત્યંત કષ્ટે કરીને નિરવાણ થઇ શકે એવો આ મહા સંસારરૂપી જે દીર્ઘ રોગ, તેના અતિ પ્રબલ રાગ. દ્વેષ, અજ્ઞાન, મોહ, મિથ્યાત્વાદિ દારૂણ વિકારોને પરમ શાંત દેશનામૃતરૂપી સમતામય શીતળ ઔષધોપચારે કરીને મટાડવામાં, હે સર્વોત્કૃષ્ટ ધનવંતરી વૈદ્ય, ગયા છે રાગ અને દ્વેષાદિ સર્વ દોષો તે જેમના, એવા હે વીતરાગ પરમાત્મા, હે ચતુર શિરોમણી, તમારી આગળ હું અલ્પ-મતીવંત વિકલ જ્ઞાનવાળો હોવાથી ભોળે ભાવે લેશ માત્ર વિનંતી કરૂં છું. ૨

કિંબાલ લીલા કલિતો ન બાલઃ, પિત્રોઃ પુરો જલ્પતિ નિર્વિકલ્પઃ;
તથા યથાર્થં કથયામિ નાથ, નિજાશયં સાનુશય સ્તવાગ્રે. ૩

ભાવાર્થ—હે સ્વામિન્, બાળ ચેષ્ટાએ યુક્ત એવા મુગ્ધ બાળક, સર્વ પ્રકારના વિકલ્પે રહિત હોવાથી, નિર્દોષપણે, સરળતાથી પોતાના પિતા આગળ નિડરપણે, નિખાલસદીલથી શું નથી બોલતો? અર્થાત્, બોલે છે, તેમ હું પણ મારા પાપના પશ્ચાતાપ પૂર્વક મારા અભિપ્રાયને આપની પાસે યથાર્થ કહી બતાવું છું. ૩

દત્તં ન દાનં પરિશીલિતં ચ, ન શાલિ શિલં ન તપોભિ તપ્તં;
શુભો ન ભાવોપ્ય ભવદ્ભવેસ્મિન્, વિભોમયા ભ્રાંત મહો મુધૈવ. ૪

ભાવાર્થ—હે સ્વામિન્, મેં મૂઢે સત્પાત્રને વિષે દાન પણ ન દીધું, વળી અબ્રહ્મના ત્યાગરૂપ, રૂડા આચારના સેવનરૂપ પવિત્ર શીયલ ધર્મને પણ ન પાળ્યો, વળી પરમાત્માએ કહેલ બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો, ઇચ્છાનિરોધરૂપ તપ પણ સમતા ભાવે ન કર્યો, તેમ ચિત્તના નિર્મળ પરિણામરૂપ ભલો ભાવ પણ ન ભાવ્યો, અર્થાત્, ભક્તિ, વૈરાગ્ય, અને જ્ઞાનની કોઇ પણ રૂડી ભાવનાનું ચિંતવન કર્યું નહિ; માટે હા ઇતી ખેદ, હે પ્રભો, મેં તો આ સંસારને વિષે વ્યર્થજ જન્મ મરણરૂપ ભ્રમણ કર્યું. ૪

દગ્ધોગ્નિના ક્રોધમયે ન દષ્ટો, દુષ્ટેન લોભાખ્ય મહોર ગેણ;
ગ્રસ્તોભિમાના જગરેણ માયા, જાલેન બદ્ધોસ્મિ કથં ભજેત્વાં. ૫

ભાવાર્થ—હે પ્રભુ, ક્રોધરૂપી અગ્નિએ સદા ધગધગતા તાપે તપ્ત થયેલો, અને લોભરૂપી મહા ભયંકર સર્પે ડસેલો, તથા અહંકારરૂપી અજગરે ગળેલો, અને માયા એટલે છલ, કપટ, પ્રપંચરૂપી જાળના બંધનમાં બંધાયેલો એવો હું પામર પ્રાણી છું; તેથી હે પ્રભુ, હું આપને કેવી રીતે ભજું? હે નાથ, આ અનાદિ અનંત કાળના કેડે લાગેલા ક્રોધ, માન, માયા, અને લોભરૂપી ભયંકર શત્રુઓથી હું છૂટું, એવી મહારા ઉપર આપની કૃપા થયે આપનું સમ્યક્ પ્રકારે સેવન કરવાનો મારો હેતુ કયારે પાર પડે? ૫

કૃત્રં મયામુત્ર હિતં ન ચેહ, લોકેપિ લોકેશ સુખં ન મેભૂત્;
અસ્માદ્દશાં કેવલમેવ જન્મ, જિનેશ જજ્ઞે ભવ પૂરણાય. ૬

ભાવાર્થ—છક્કાય જીવોના પ્રતિપાળક, હે જગન્નાથ, મેં નિશ્ચે પરભવને વિષે કોઇ પણ પ્રકારનું હિત એટલે લોક કલ્યાણ, કે આત્મ કલ્યાણ, કે પરોપકારાદિ કાંઇ પણ સુકૃત ન કર્યું, તેથીજ આ ભવમાં પણ મને યથાર્થ સુખ પ્રાપ્ત ન થયું; હે જિનનાથ, અમારા જેવાનો જન્મ તો કેવળ અવતાર પૂર્ણ કરવારૂપ થયો, અર્થાત્, જેમ પૂર્વે ઘણા ભવ વ્યર્થ કર્યા તેમ આ પણ એક વધારે, ગણવા માટે થયો. ૬

મન્યે મનોયન્ન મનોજ્ઞવૃતં, ત્વદાસ્ય પીયૂષ મયૂખ લાભાત્;
દ્રુતં મહાનંદરસં કઠોર, મસ્માદ્દશાં દેવ તદશ્મતોપિ. ૭

ભાવાર્થ—હે સ્વામિન્, આપનું અતિ સુંદર, શાંત, પવિત્ર, શીળવંત, મહા મનોહર સુધારસમય મુખરૂપી ચંદ્ર કિરણના અપૂર્વ દર્શનનો લાભ થયા છતાં, તથા તેમાંથી નિકળતા પરમ અમૃત સદ્દરસ દેશનારૂપી મહા આનંદદાયક રસનું પાન થયે છતે પણ માહારૂં મન તેમાં લેશ માત્ર ભીનું થયું નહિ, પિગળ્યું નહિ, તેથી હું એમ માનું છું કે તે માહારૂં મન પાષાણથકી પણ અત્યંત કઠોર હોવું જોઇએ. ૭

ત્વત: સુદુ: પ્રાપ્તમિદં મયાપ્તં, રત્નત્રયં ભૂરિ ભવ ભ્રમેણ;
પ્રમાદ નિદ્રા વશતો ગતંતત્, કસ્યાગ્રતો નાયક પૂત્કરોમિ. ૮

ભાવાર્થ—હે નાથ, સેંકડો ગમે ભવભ્રમતાં મહા કષ્ટે પ્રાપ્ત થાય, એવું અતિ દુર્લભ સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયનું શુદ્ધ સેવન તુજથકી મુજને મળ્યા છતાં, મેં તેને વિષય કષાયાદિ પ્રમાદ તથા નિદ્રાને વશ પડી, તથા વ્યર્થ વિકથાઓ, પરનિંદા, તથા કુથલી કરવામાં ગુમાવ્યું; માટે હવે હું રંક પામર ભિખારી કોની આગળ પોકાર કરૂં ? મારે તો એક આપનોજ આધાર છે, તો હવે આપની કૃપા થાય તોજ મારૂં કાંઇ શ્રેય થાય તેમ છે. ૮

વૈરાગ્ય રંગ: પરવંચનાય, ધર્મોપદેશો જનરંજ નાય;
વાદાય વિદ્યા ધ્યયનંચ મેભૂત્, કિયદ્બ્રુવે હાસ્યકરં સ્વમીશ. ૯

ભાવાર્થ—હે ભગવન્, મેં બહારથી વૈરાગ્યનો રંગ એટલે ડોળ દેખાડીને ભોળા લોકોને છેતર્યા, વળી લોકોને રિઝવવા માટે, તથા લોકોમાં ભલો ગણાવા માટે મેં બહારથી ધર્મનો ઉપદેશ કર્યો; વળી મારા સર્વ વિદ્યાભ્યાસનો ઉપયોગ મેં વાદવિવાદમાં તથા તકરારો કરી જય પરાજય કરવામાં કર્યો; માટે હે ઇશ, આવું મારૂં હાસ્યકારક ચરિત્ર તે હું આપને કેટલું કહું ? ૯

પરાપવાદેન મુખં સદોષં, નેત્રં પરસ્ત્રી જન વીક્ષણેન;
ચેતઃ પરાપાય વિચિંતનેન, કૃતં ભવિષ્યામિ કથં વિભોહં. ૧૦

ભાવાર્થ—હે નાથ, પારકાના છતા અછતા દોષો બોલી મેં મારા મુખને દૂષિત કર્યું, તથા પરસ્ત્રીને વિકાર દ્રષ્ટિએ જોઇ જોઈ મારાં નેત્રોને મેં અપવિત્ર કર્યાં; વળી પરજીવોને અનર્થ તથા પીડા ઉત્પન્ન કરવાના વિચારો કરીને મારા મનને મેં મહા મલિન કર્યું; હવે હે સ્વામિન્, આવા પાપાચરણોએ કરી માહારી આગળ શી ગતિ થશે ? ૧૦

વિડંબિતં યત્ સ્મરઘસ્મરાર્તિ, દશા વશાત્સ્વં વિષયાંધલેન;
પ્રકાશિતં તદ્ભવતો હ્રિયૈવ, સર્વજ્ઞ સર્વં સ્વમેય વેત્સિ. ૧૧

ભાવાર્થ—હે પ્રભુ, કામદેવરૂપી રાક્ષસની મહા વિટંબણારૂપ પીડાને પામેલો વિષયાંધપણે એટલે વિવેકરૂપી ચક્ષુ વિંચાએલી છે જેની, એવો જે હું, તે આપને આ મારી લજ્જા યુક્ત વૃતિજ પ્રકાશિ રહી છે, અને આપતો અંતરજામિ સર્વજ્ઞ છો, સર્વ જગતજીવના ભાવને જ્ઞાને કરીને જાણી રહ્યાછો, તેથી મુખે કરીને શું કહું ! ૧૧

ध्वत्सोन्यमंत्रैः परमेष्ठि मंत्रः, कुशास्त्रवाक्यै र्निहितागमोक्तिः;
कर्तुं वृथा कर्म कुदेव संगा, दवांछि ही नाथ मति भ्रमो मे. १२

ભાવાર્થ—હે નાથ, અન્ય દેવી દેવલાનાં મલિન કુમંત્રો શિખી શિખીને આપનો પંચ પરમેષ્ઠિ મંગલરૂપ નવ પદાત્મક શ્રી નવકાર મહા મંત્રનો મેં નિરાદર કર્યો; વળી હે ભગવાન્, કુશાસ્ત્રના શ્રવણ વડે આપના મહા પવિત્ર જિનાગમના વચનોને વૃથા, અસત્ય માન્યાં, વળી હરિહરાદિ કુદેવોની કુસંગતિવાળી સેવાએ કરી મેં મારાં પાપ કર્મોનો નાશ કરવાને ચાહ્યું, હા હા ઇતિ ખેદ, હે પરમેશ્વર, આ મને કેવો મતિનો ભ્રમ, અર્થાત્, બુદ્ધિનો વિપર્યાસ થયો ! १२

विमुच्य दृग् लक्ष्यगतं भवंतं, ध्याता मया मूढधिया हृदंतः;
कटाक्ष वक्षोज गभीरनाभी, कटीतटीयाः सुदृशां विलासाः. १३

ભાવાર્થ—હે જગદિશ, શાક્ષાત મારી દ્રષ્ટિને ગોચર એવા પ્રત્યક્ષ તમોને મૂકીને, અર્થાત્, આપના મહા પવિત્ર મુખ દર્શનનો ત્યાગ કરીને મેં મૂઢે ચપળ નેત્રોવાલી સુંદર સ્વરૂપવાન કામિની-ઓના હાવ ભાવ, કટાક્ષ, સ્તન પ્રદેશ, ગંભીર નાભી, પાતળી કેડ ઇત્યાદિક મનોજ્ઞ અવયવોના વિભ્રમ યુક્ત વિલાસોનું મારા હૃદયને વિષે કામાંધપણે ચિંતવન કર્યું, હે નાથ, અનોપમ ચિંતામણી રત્નથી પણ અધિક એવા આપના દર્શન તથા ધ્યાનનો ત્યાગ કરીને હું મહા મૂઢ જડપ્રાણી આવા કલુષિત, મલિન, પાપી, વિષય વિકા-રોમાં આશકત થયો, માટે મને ધિક્કાર હો. ૧૩

लोलेक्षणा वक्त्र निरीक्षणेन, यो मानसे राग लवो विलग्नः;
न शुद्ध सिद्धांत पयोधि मध्ये, धौतोप्य गात्तारक कारणं किं. १४

ભાવાર્થ—હે ત્રિકાળવેદિ નાથ, મેં ચંચળ નેત્રોવાલી રમણીઓના મુખોને વિકાર દ્રષ્ટિએ નિરખી નિરખીને મહારા મનને વિષે વિષયાભિલા-ષનો જે ચીકણો લાલાશના અંશવાલો ડાઘ લાગ્યો છે, તે હે સંસાર તારક વિભો, મેં આપના પ્રરૂપેલા સિદ્ધાંત સમુદ્રના મધ્ય ભાગને વિષે ધોયો, તોપણ તે રાગનો લવ એટલે વિષય ચોકાશનો ડાઘ નિકળ્યો નહિ, તેનું શું કારણ હશે ? સારાંશ કે, આપનાં શાસ્ત્ર વચનોને અતિ વિસ્તારપણે અભ્યાસ પૂર્વક જાણ્યા છતાં, તેના ગૂઢ મર્મોને અનુભવતા છતાં, આ રાગની ચીકણતા ટળી નહિ, તેનું શું

કારણ? હે પ્રભુ, મને તો તેનું કારણ મારી અત્યંત બૂરી દ્રઢ વિષયાશક્ત બુદ્ધિજ જણાય છે. ૧૪

અંગં ન ચંગં ન ગણો ગુણાનાં, ન નિર્મળ: કોપિ કલા વિલાસ:;
સ્ફૂરત્ પ્રભાન પ્રભુતા ચ કાપિ, તથાપ્યહંકાર કદર્થિતોહં. ૧૫

ભાવાર્થ—હે જિનેશ્વર, મારૂં શરીર પણ કાંઈ સુંદર નથી, તેમ મારામાં કોઈ પણ પ્રકારના ઉત્તમ વિનય, ગાંભીર્ય, ધૈર્ય, સમતા, સત્યતા, ક્ષમા, ઐાદાર્યાદિ સત્વવંત ગુણોનો સમૂહ પણ નથી, તેમ કોઇ પણ પ્રકારનો પવિત્ર ઉત્તમ કળાવિલાસ પણ નથી, વળી દેદીપ્યમાન કાંતિયુક્ત રાજા પ્રધાનાદિની ઠકુરાઇ કે સાહેબિ પણ નથી, છતાં મહા અહંકારે મદોન્મત થયો થકો હું વિચિત્ર કદર્થનાને પામું છું. ૧૫

આયુર્ગલત્યાશુ ન પાપ બુદ્ધિ, ર્ગતં વયોનો વિષયાભિલાપ:;
યત્નશ્ચ ભૈષજ્ય વિધૌ નધર્મે, સ્વામિન્મહા મોહ વિડંબના મે. ૧૬

ભાવાર્થ—હે સ્વામિન્, મારૂં આયુષ્ય સર્વ નાશ પામવા આવ્યું, તોપણ મારી પાપ પરિણામની બુદ્ધિ ગઈ નહિ, મારી તરૂણ અવસ્થા પૂરી થઇ, તોપણ મારી વિષયવાંચ્છા તો હજી અધૂરીજ જણાય છે, હે પ્રભુ, મેં મારા શરીરના જતન કરવામાં ઘણો શ્રમ લીધો, પણ શરીરની અંદર રહેલો જે આત્મા તેની શુદ્ધિને અર્થે તો કોઈ પણ પ્રકારનો વિચારજ ન કીધો, અર્થાત્ કાંઇ પણ સુકૃત ન કર્યું, એવી મારી મહા મોહ વિટંબણા તો જુઓ! ૧૬

નાત્મા ન પુણ્યં ન ભવો ન પાપં, મયા વિટાનાં કટુગીર પીયં;
અધારિ કર્ણેત્વયિ કેવલાર્કે, પરિસ્ફૂટે સત્યપિ દેવ ધિગ્ મામ્. ૧૭

ભાવાર્થ—હે પ્રભુ, આપ કેવળજ્ઞાનરૂપી સૂર્ય, સાક્ષાત અતિ પ્રગટ છતાં મેં જીવ એટલે આત્મા નથી, પુન્ય નથી, પાપ નથી, પુનર્ભવ નથી, સ્વર્ગ નથી, નર્ક નથી, મોક્ષ નથી, કાંઇ નથી, ઇત્યાદિ અધમ, નાસ્તિક, દૂર્જનોની વાણી મેં કાને ધારણ કરી, માટે ગુણ અવગુણના વિવેકે કરીને રહિત, એવા મુજ મૂઢ અવિવેકીને ધિક્કાર હો. ૧૭

ન દેવ પૂજા ન ચ પાત્ર પૂજા, ન શ્રાદ્ધ ધર્મશ્ચ ન સાધુ ધર્મ:;
લબ્ધ્વાપિ માનુષ્ય મિદં સમસ્તં, કૃતં મયારણ્ય વિલાપ તુલ્યં. ૧૮

ભાવાર્થ—હે ભગવંત, મને દશ દ્રષ્ટાંતે દોહિલો એવો સર્વ ઉત્તમ ધર્મની સામગ્રી યુક્ત ઉત્તમ કુલવાન મનુષ્ય ભવ મળ્યો છતાં, મેં દેવાધિ દેવની સાચે દિલે પૂજા ન કરી, સત્પાત્રને વિષે ભક્તિ-ભાવે દાન ન દીધું, બારવ્રતરૂપ શ્રાવકનો ધર્મ રૂડી રીતે ન પાળ્યો, તેમ પંચ મહાવ્રતરૂપ શુદ્ધ રત્નત્રય આરાધનરૂપ સાધુ ધર્મનું યથાર્થ પાલન ન કર્યું; એવી રીતે સર્વસ્વ અનુકૂળ મળ્યા છતાં તે ગુમાવ્યું, અને બાકી જે કર્યું, તે સર્વે રણ વગડામાં રૂદન કરવા સરખું વ્યર્થ કર્યું. ૧૮

ચક્રે મયા સસ્ત્વપિ કામધેનુ, કલ્પદ્રુ ચિંતામણીષુ સ્પૃહાર્તિ:;
ન જૈન ધર્મે સ્ફુટ શર્મદેપિ, જિનેશ મે પશ્ય વિમૂઢભાવં. ૧૯

ભાવાર્થ—હે જિનપતિ, મેં અવિદ્યમાન, અગોચર, અદ્રષ્ટ એવા મનોવાંછિત પૂરનારા કામધેનુ, કલ્પવૃક્ષ તથા ચિંતામણી રત્ન ચિત્રા-વેલી પારસમણિ રસકૂપિકા ઈત્યાદિ પદાર્થોની પ્રાપ્તિ માટે વ્યર્થ પીડા કારક ચિંતા કરી, પણ હે નાથ, પ્રત્યક્ષ શિઘ્ર સુખને આપનારો આપનો ભાખેલો સત્ય જૈન ધર્મ કરવાની લેશ પણ કાળજી ન કરી, મારી મૂઢતા તો જુઓ! ૧૯

સદ્ભોગ લીલા ન ચ રોગ કીલા, ધનાગમો નો નિધ નાગમશ્ચ;
દારા ન કારા નરકસ્ય ચિત્તે, વ્યચિંતિ નિત્યં મયકાધમેન. ૨૦

ભાવાર્થ—હે નાથ, મેં અધમે નિરંતર ખાનપાનાદિ ઉત્તમ વિષય ભોગોનું ચિંતવન કર્યું, પરંતુ તેની આશક્તિથી બંધાતા મહા ચીકણાં કર્મો અને તેથી ઉત્પન્ન થતા લોહના ખીલા ભોકાયા સમાન અતિ દારૂણ રોગરૂપી વિપાકોનો તો વિચારજ ન કર્યો, વલી મેં ધનની આવક માટે બહુ તરફડીયાં માર્યાં, પણ માથે કાળ તાકી રહેલ છે, તેનો પણ ભય ન આણ્યો, વલી સુંદર રમણીયોના રમણ વિલાસનું ચિંતવન કર્યું, પણ તેના દારૂણ વિપાકરૂપ નરકાદિ દુ:ખની પ્રાપ્તિનો ખ્યાલજ ન કર્યો. ૨૦

સ્થિતં ન સાધોર્હૃદિ સાધુ વૃત્તાંત, પરોપકારાન્ન યશો ર્જિતંચ;
કૃતં ન તીર્થોદ્ધરણાદિ કૃત્યં, મયા મુધા હારિતમેવ જન્મ. ૨૧

ભાવાર્થ—હે નાથ, સદાચરણે કરીને મેં સાધુ પુરૂષ એટલે ઉત્તમ વર્તનવાળા સંત, સજ્જન પુરૂષોના હૃદયને વિષે વાસ ન કર્યો,

અર્થાત્, તેઓને પ્રિય ન થયો; વલી હે સ્વામિ. મેં ભલાઇ, પરોપકાર, પરજીવનું ભલું કરવું, તે રૂપ કાર્ય કરીને યશ સંપાદન ન કર્યો, તેમ હે પ્રભુ, જિર્ણોદ્ધાર, તીર્થોદ્ધાર, સિદાતા ધર્મ ક્ષેત્રોનો ઉદ્ધાર, ઈત્યાદિ રૂડાં ધર્મ કાર્યો પણ ન કર્યાં, હે ભગવંત, હું તો મારો ભવ વ્યર્થજ હારી ગયો. ૨૧

વૈરાગ્ય રંગો ન ગુરૂદિતેષુ, ન દુર્જનાનાં વચનેષુ શાંતિ:;
નાધ્યાત્મ લેશો મમકોપિદેવ, તાર્ય: કથં કારમયં ભવાબ્ધિ:. ૨૨

ભાવાર્થ—હે જિનેશ, સદ્દગુરૂ મહારાજનો ભલો હિતોપદેશ સાંભળીને મને કાંઇ પણ વૈરાગ્ય વાસના ન આવી, અપિતુ, ભવ થકી વિર્ક્ત બુદ્ધિનો લવ પણ ન થયો; વલી હે નાથ, દુર્જન પ્રાણીઓના અપ્રીય, કટૂક વચનો સાંભળીને મનમાં ઉપશમ એટલે સમતાભાવ ન રાખ્યો; વલી હે દેવ, મેં પરમાર્થ બુદ્ધિએ એટલે કેવળ આત્માની નિર્મળતાને અર્થેજ જ્ઞાનાભ્યાસ, ક્રિયા યોગ, ધ્યાન તપાદિ ન કર્યાં; કોઇ પણ પ્રકારની અધ્યાત્મિક દશા એટલે શુદ્ધાત્મ સ્વરૂપ ચિંતવન મને આવ્યું નહી, તો હવે હે નાથ, આવો અધમ દૂરા ચારી જે હું, તેને આ ગહન સંસાર સમુદ્ર તરવાની યોગ્યતા ક્યાં થકીજ હોય! ૨૨

પૂર્વે ભવેકારિ મયા ન પુણ્ય, માગામિ જન્મન્યપિનો કરિષ્યે;
યદી દ્રશોહં મમ તેન નષ્ટા, ભૂતોદ્દભવદ્દભાવિ ભવ ત્રયીશ. ૨૩

ભાવાર્થ—હે કેવળીપતે, મેં પૂર્વ ભવને વિષે કાંઇ પણ પુન્ય કર્યું નહિ, કેમકે જો કર્યું હોત તો આ ભવમાં સુખ મળ્યું હોત, પણ તે તો નથી; વલી આવતે ભવે પણ હું કાંઇ પણ સુકૃત કરનાર નથી, કેમકે આ ભવમાં કોઈ પણ જાતની ભલી ધર્મવાસના દ્રઢ કરતો નથી, તો આગળ તે ક્યાંથી થશે? કેમકે જેવી મતિ તેવી ગતિ થાય છે; આ રીતે હે ભગવન્, મારા તો વર્તમાન, ભૂત, અને ભવિષ્ય, ત્રણે ભવો નષ્ટ થયા. ૨૩

કિંવા મુધાહં બહુધા સુધાભુક્, પૂજ્ય ત્વદગ્રે ચરિતં સ્વકીયં;
જલ્પામિ યસ્માત્ ત્રિજગત્સ્વરૂપ, નિરૂપકસ્ત્વં કિય દેત દત્ર. ૨૪

ભાવાર્થ—અસંખ્ય દેવોએ પૂજિત એવા હે જગત્પતે, હું મારૂં ચરિત્ર તે આપની પાસે શું કહું! કેમકે આપ તો ત્રણ ભુવનના સર્વ

ભાવોને એક સમયમાં જાણીને નિરૂપણ કરનારા છો; તો હે અંતરજામી, આપને આ મારૂં ચરિત્ર જાણવું તે શા હિસાબમાં છે! ૨૪

શાર્દૂલવિક્રિડિત છંદ.

દીનોદ્ધાર ધુરંધર સ્ત્વદપરો નાસ્તે મદન્યઃ કૃપા,
પાત્રં નાત્ર જને જિનેશ્વર તથાપ્યેતાં ન યાચે શ્રિયં;
કિંત્વર્હન્નિદ મેવ કેવળ મહો સદ્બોધિરત્નં શિવં,
શ્રી રત્નાકર મંગલૈક નિલય શ્રેયસ્કરં પ્રાર્થયે! ૨૫

ભાવાર્થ—હે જિનેશ્વર ભગવંત, આ જગતને વિષે દીન, અનાથ જનોનો ઉદ્ધાર કરવામાં સદા તત્પર, એવો પરમોપકારી સ્વામિ આપ વિના મને બીજો કોઇ નથી, અને આપને કૃપા કરવાને અત્યંત યોગ્ય એવું મારા શિવાય બીજું પાત્ર કોઇ નથી; એવું છતાં પણ હે નાથ, હું આ સંસારીક વૈભવાદિ કોઇ પણ પ્રકારની પુદ્ગલિક સંપત્તિની પ્રાર્થના કરતો નથી, પરંતુ શ્રી જિનેશ્વર ભગવંત પ્રણિત, તત્વ શ્રદ્ધાનરૂપ, શુદ્ધ સમ્યકૃત્વરૂપ બોધિરત્ન, જે સર્વ કલ્યાણને કરનારૂં, સમસ્ત મંગલિકનું નિધાન, અને સમગ્ર રત્નોની ખાણરૂપ છે તેનીજ જાચના કરૂં છું; તથાસ્તુ; કિં બહુના. ૨૫

---

## ચ૦ વિભાગ. પરમાનંદ પચિશી અર્થ સહિત.

—:૦:—

અનુષ્ટુપ વૃતં.

પરમાનંદ સંપન્નં, નિર્વિકારં નિરામયં;
ધ્યાન હીના ન પશ્યન્તિ, નિજ દેહે વ્યવસ્થિતં. ૧

ભાવાર્થ—ઉત્કૃષ્ટ આનંદ યુક્ત, રાગ દ્વેષાદિ સર્વ મનોવિકારે કરીને રહિત, તથા સર્વ પ્રકારના રોગ રહિત, એવો, પોતાના શરીરને વિષે વ્યાપિ રહેલો અનંત શક્તિવંત જે આત્મા, તેને તેના ચિંત્વને કરી રહિત, એવા અજ્ઞાની પ્રાણીઓ, દેખતા નથી. ૧

અનંત સુખ સંપન્નં, જ્ઞાનામૃત પયોધરં;
અનંત વીર્ય સંપન્નં, દર્શનં પરમાત્મનઃ. ૨

ભાવાર્થ—અનંત સ્વાભાવિક સુખે પરિપૂર્ણ, જ્ઞાનરૂપી અમૃત રસનું ઉત્તમ ભાજન, તથા અનંત પરાક્રમ રૂપ શક્તિએ સહિત એવું શુદ્ધ પરમાત્માનું અલૌકિક દર્શન છે. ૨

નિર્વિકારં નિરાધારં, સર્વ સંગ વિવર્જિતં;
પરમાનંદ સંપન્નં, શુદ્ધ ચૈતન્ય લક્ષણં. ૩

ભાવાર્થ—સર્વ વિકારે રહિત, સર્વ આધારે રહિત સ્વતંત્ર, સર્વ સંગે રહિત નિઃસંગિ, પરમ આનંદે સહિત, એવું નિર્મળ ચેતનનું લક્ષણ છે, અર્થાત્, નિર્વિકારી જ્ઞાનસ્વરૂપમયજ આત્મા છે. ૩

ઉત્તમાત્મચિંતા ચં, મોહ ચિંતા ચ મધ્યમાઃ;
અધમાઃ કામ ચિંતા ચ, પરચિંતા ધમા ધમાઃ. ૪

ભાવાર્થ--આત્માનુંજ ચિંતવન કરનારા મહાત્માઓ ઉત્તમ પુરૂષો જાણવા, તથા મોહ ચિંતાવંત એટલે પોતાનો આત્મા કર્મે કરીને ભરેલો છે, હું સુખી છું, હું દુઃખી છું, પાપી છું, ઇત્યાદિ કર્મ ધારાએ વર્તતા સમકિતિ જીવો તથા ભાદ્રિક શુભ પરિણામી પ્રાણીઓ મધ્યમ જાણવા; વિષય, કષાયાદિ મલીન પરિણામે વર્તતા, સંસાર સન્મુખી, ભવવાશી જીવો અધમ જાણવા; તથા પારકી નિંદા તથા કુથલી કરનારા, પારકાનું બૂરૂં ચિતવનારા, વિના કારણે પરજીવોને દુઃખ દેવાના ઉપાયોને ચિંતવી રહેલા, પરનું દુઃખ દેખી રાજી થનારા, મત્સરી, ગુણ દ્વેષિ, અદેખા, છિદ્રઆદિ દૂર્જનો અધમાઅધમ જાણવા. ૪

નિર્વિકલ્પ સમુત્પન્નં, જ્ઞાનામૃત પયોધરં;
વિવેક મંજલીં કૃત્વા. તં પિબન્તિ તપસ્વિનઃ. ૫

ભાવાર્થ--નિર્વિકલ્પ દશામાં સમ્યક્ પ્રકારે પ્રાપ્ત થયેલો, એટલે મનના સર્વ સંકલ્પ તથા વિકલ્પથી રહિત શુદ્ધ દશામાં દેખાતો એવો, એકાંત નિર્વિકારી જ્ઞાનરસમય, જ્ઞાનામૃત સાગરરૂપ આત્મા છે, તે

મધ્યેથી તપસ્વિ, યોગી પુરૂષો, ભેદ જ્ઞાનરૂપ વિવેક ચક્ષુએ ખોબો ભરીને આનંદ સહિત પાન કરે છે. ૫

સદાનંદ મયં જીવં, યો જાનાતિ શ પંડિતઃ;
સ સેવતે નિજાત્માનં, સુસર્વાનંદ કારણં. ૬

ભાવાર્થ—નિરંતર આનંદમયજ આ જીવ છે, એમ જે જાણે છે, અને વર્ત્તે છે, તે ખરેખરો પંડિત છે; તેજ પુરૂષ સમસ્ત આનંદને કરવાવાલો, એવો જે પોતાનો આત્મા, તેનું યથાર્થ સેવન કરે છે. ૬

નલિનંચ યથા નીરં, ભિન્નં તિષ્ટતિ સર્વદા;
અયમાત્મા સ્વભાવેન, દેહે તિષ્ટતિ સર્વદા. ૭

ભાવાર્થ- જેમ પાણીને વિષે કમળ જલ થકી નિરંતર ન્યારૂં રહે છે; તેમજ આ આત્મા શરીરમાં રહ્યો છતાં, શરીર થકી સદા જૂદોજ રહે છે. ૭

દ્રવ્ય કર્મ વિનિર્મુક્તં, ભાવ કર્મ વિવર્જિતં;
નોકર્મ રહિતં બિંતિ, નિશ્ચયેન ચિદાત્માનં. ૮

ભાવાર્થ—જ્ઞાનાવરણાદિ આઠે દ્રવ્ય કર્મ રહિત, તથા તે કર્મોને ઉત્પન્ન કરનારા રાગ, દ્વેષાદિરૂપ ભાવ કર્મથી પણ રહિત, અને ઔદારિકાદિ પાંચે શરીરરૂપ નોકર્મથી પણ રહિત, એક જ્ઞાનાનંદમયજ આ આત્મા નિશ્ચયપણે છે, એમ જ્ઞાની કહે છે. (જાણે છે.) ૮

અનંત બ્રહ્મણોરૂપં, નિજ દેહે વ્યવસ્થિતં;
જ્ઞાન હીના ન પશ્યન્તિ, જાત્યંધા ઇવ ભાસ્કરં. ૯

ભાવાર્થ—અનંત બ્રહ્મજ્ઞાન સ્વરૂપી, સ્વશરીરને વિષે વ્યાપક છતાં, જેમ જન્મથી અંધ પ્રાણી સૂર્યને દેખતો નથી; તેમ જ્ઞાન ચક્ષુએ રહિત પ્રાણી પણ આવા આત્માને દેખતો નથી. ૯

યત્ ધ્યાનં ક્રિય તે ભવ્યૈ, યેંન કર્મ વિલીયતે;
તત્ક્ષણં દ્રવ્ય તે શુદ્ધં, ચિત્ ચમત્કાર દર્શનં. ૧૦

ભાવાર્થ—જેવો પ્રાણી તનમય સ્વરૂપે આ આત્માનું ધ્યાન કરે છે, કે તુરતજ તે કર્મનો વિનાશ કરીને તત્કાળ શુદ્ધ, નિર્મળ, સ્ફટિક રત્નની પેઠે સ્વચ્છ દીસે છે; ત્યારે તેનું દર્શન પણ ચિત્તને મહા ચમત્કાર ઉત્પન્ન કરનારૂં થાય છે. ૧૦

ઉપજાતિવૃતં

યે ધર્મ શિલા મુનયઃ પ્રધાના, સ્તે દુઃખ હીના નિયમે ભવન્તિ;
સંપ્રાપ્ય શિઘ્રં પરમાર્થ તત્વં, વ્રજન્તિ મોક્ષં ચિદમેકમેવ. ૧૧

ભાવાર્થ—સદાકાળ ધર્મને વિષેજ લીન રહેનારા, ઉત્તમ ધર્માચારી મુનિવરો નિશ્ચયે આ ભવના (સંસારના) દુઃખોથી રહિત થાય છે, અને એક પરમ પદાર્થ, ઉત્કૃષ્ટ સારભૂત, ચિદાનંદઘન સ્વરૂપી જે મોક્ષ પદ,તેને શિઘ્ર પામે છે. ૧૧

આનંદરૂપં પરમાત્મ તત્વં, સમસ્ત સંકલ્પ વિકલ્પ મુક્તં;
સ્વભાવલીના નિવસન્તિ નિત્યં, જાનાતિ યોગી સ્વયમેવ તત્વં. ૧૨

ભાવાર્થ—એક આનંદમયજ રૂપ છે જેનું એવો પરમાત્મ સ્વરૂપી, મનના સર્વ આહટ્ટદોહટ્ટ વિકલ્પોથી રહિત, પોતાના સ્વભાવને વિષેજ નિરંતર વસનાર, એવો જે શુદ્ધ આત્મ પદાર્થ, તેનેજ યોગીપુરૂષો સહજ, શુદ્ધ તત્ત્વ કરી જાણે છે. ૧૨

અનુષ્ટૃપ વૃતં.

ચિદાનંદ મયં શુદ્ધં, પરાપાય નિરામયં;
અનંત સુખ સંપન્નં, સર્વ સંગ વિવર્જિતં. ૧૩

ભાવાર્થ—આત્માના શુદ્ધ આનંદયુક્ત, મહા નિર્મળ, સર્વ કષ્ટ, તથા સર્વ વ્યાધિથી મુક્ત, અપાર સુખે કરીને પૂર્ણ, અને સદાકાળ સર્વ પરપુદ્ગલિક સંગે કરીને રહિત, આ આત્માધિરાજ વર્તે છે. ૧૩

લોક માત્ર પ્રમાણોહિ, નિશ્ચયે નહિ શંસયઃ;
વ્યવહારો દેહ માત્રેણ, કથયન્તિ મુનિશ્વરાઃ. ૨૪

ભાવાર્થ—ચૌદ રાજલોક પ્રમાણ, નિશ્ચયે અવગાહન ક્ષેત્ર છે જેનું, પણ વ્યવહારે પોત પોતાના શરીર પ્રમાણ ક્ષેત્રવાળો આત્મા છે, એમ મહા મુનિયો એટલે તીર્થંકર, ગણધરાદિ મહાત્માઓ કહે છે, તે વાતમાં લેશ માત્ર સંદેહ નથી. ૧૪

યત્ક્ષણું દ્રશ્યતે શુદ્ધં, તત્ક્ષણું ગત વિભ્રમઃ;
સ્વસ્થ ચિત્તં સ્થિરિ ભૂતં, નિર્વિકલ્પં સમાધયે. ૧૫

ભાવાર્થ—જે ક્ષણે આ આત્મા જીવને શુદ્ધ દેખાય છે, તેજ ક્ષણે સર્વ કલ્પિત સુખના ભ્રમથી રહિત જીવ માલમ પડે છે; વલી સંપૂર્ણ શાંત, સ્થિર ચિત્તવંત, અચલ, નિર્વિકલ્પ સમાધિને વિષે રહેલો દીસે છે. ૧૫

સ એવ પરમં બ્રહ્મ, સ એવ જિનપુંગવઃ;
સ એવ પરમં તત્વં, સ એવ પરમં તપઃ ૧૬

ભાવાર્થ—તેજ ઉત્કૃષ્ટો બ્રહ્મ સ્વરૂપી છે, તેજ સામાન્ય કેવલીને વિષે શિરોમણિ શિખર સમાન તીર્થંકર સ્વરૂપી છે, તેજ ઉત્કૃષ્ટું તત્વ છે. સારભૂત પદાર્થ છે, અને તેજ ઉત્કૃષ્ટો, ઇચ્છાનિરોધરૂપ તપમય એવો આ આત્મા છે. ૧૬

સ એવ પરમં જ્યોતિઃ, સ એવ પરમોગુરૂઃ;
સ એવ પરમં ધ્યાનં, સ એવ પરમોત્તમઃ. ૧૭

ભાવાર્થ—તેજ ઉત્કૃષ્ટ જ્ઞાન જોતિમય છે, તેજ ઉત્કૃષ્ઠ સદ્ગુરૂ એટલે પોતાના આત્માને પોતેજ શિક્ષા આપનાર ઉત્તમગુરૂ છે, વલી તેજ ઉત્કૃષ્ટું ધ્યાન છે, અને તેજ સર્વોત્તમ પદાર્થ આ આત્મા છે. ૧૭

સ એવ સર્વ કલ્યાણં, સ એવ સુખ ભાજનં;
સ એવ શુદ્ધ ચિદ્રૂપં, સ એવ પરમં શિવં. ૧૮

ભાવાર્થ—તેજ સમસ્ત કલ્યાણનું નિધાન છે, તેજ સમસ્ત સુખોનું ભાજન છે, તેજ નિર્મળ જ્ઞાનાનંદ સ્વરૂપી છે, અને તેજ સર્વ ઉપદ્રવથી રહિત, અજરામર શિવરૂપ આ આત્મા છે. ૧૮

સ એવ પરમાનંદઃ, સ એવ સુખદાયકઃ;
સ એવ પરમ ચૈતન્યં, સ એવ ગુણ સાગરઃ. ૧૯

ભાવાર્થ—તેજ પરમ આનંદ યુક્ત છે, તેજ મહા સુખદાયક છે, તેજ ઉત્કૃષ્ટ ચૈતન્ય એટલે જ્ઞાનશક્તિ છે, અને તેજ સર્વ ગુણ સમુદ્ર આ આત્મા છે. ૧૯

પરમ આલ્હાદ સંપન્નં, રાગ દ્વેષ વિવર્જિતં;
સોહં તુ દેહ મધ્યે તુ, યો જાનાતિ સ પંડિતઃ. ૨૦

ભાવાર્થ—તેજ ઉત્કૃષ્ટ હર્ષમય છે, તેજ સર્વ રાગ, દ્વેષાદિ વિકારે રહિત, શરીરને વિષે શોભી રહ્યો છે, તેને જે યથાર્થ જાણે છે, તેજ ખરો પંડિત છે. ૨૦

આકારં રહિતં શુદ્ધં, સ્વસ્વરૂપે વ્યવસ્થિતં;
સિદ્ધ મષ્ટ ગુણો પેતં, નિર્વિકારં નિરંજનં. ૨૧

ભાવાર્થ—સર્વ આકાર રહિત, પોતાના સ્વરૂપેજ રહેલો, સિદ્ધના આઠ ગુણોએ સહિત, નિર્વિકારી, સર્વ કર્મરૂપી અંજને રહિત, શુદ્ધ નિષ્પન્ન સ્વરૂપી આ આત્મા છે. ૨૧

તત્ સમંતુ નિજાત્માનં, રાગ દ્વેષ વિવર્જિતં;
સહેજાનંદ ચૈતન્યં, પ્રકાશયતિ મહા યશે. ૨૨

ભાવાર્થ—એવોજ, એટલે ઉપર કહ્યો તેવોજ, પોતાનો આત્મા રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વાદિ, વિકારે રહિત છે, સ્વાભાવિક, સ્વાધિન, જ્ઞાન ચેતનાવત આત્માનું સ્વરૂપ છે, એમ મહોટા યશના ધણી શ્રી પરમાત્માએ પ્રકાશ્યું છે. ૨૨

પાષાણેષુ યથા હેમં, દુગ્ધ મધ્યે યથા ઘૃતં;
તિલ મધ્યે યથા તૈલં, દેહ મધ્યે તથા શિવં. ૨૩

ભાવાર્થ—જેમ પથ્થરને વિષે સૂવર્ણ, જેમ દૂધને વિષે ઘી, જેમ તલમાં તેલ, સત્તાગત્ એટલે શક્તિરૂપે રહેલાં છે; તેવીજ રીતે આ શરીરને વિષે શક્તિરૂપે વ્યાપિ રહેલો શિવસ્વરૂપી આત્મા છે. ૨૩

કાષ્ટ મધ્યે યથા વન્હિઃ, શક્તિ રૂપેણ તિષ્ટતિ;
અયમાત્મા શરીરેષુ, યો જાનાતિ સ પંડિતઃ. ૨૪

ભાવાર્થ—જેમ કાષ્ટને વિષે અગ્નિ શક્તિરૂપે ગુપ્ત રહેલી છે, તેમ આ આત્મા શરીરને વિષે રહેલો છે, એમ જે જાણે છે, અને વર્તે છે, તેજ ખરો જાણકાર પંડિત છે. ( પણ આત્મા, આત્મા કરીને પોકારનારા, માત્ર કથની કરનારા, અને આત્માના સ્વરૂપથી વીપરીત વર્તનારા, રાગી, દ્વેષિ, મોહિ, વિકારી, મમત્વિ, જડાનંદી, ભવવાસિ પ્રાણીઓ પંડિત નામને યોગ્ય નથી, એકલા વચન જાળને વિષે ફસી રહેલા શુકપાઠિ પંડિતાભાસો પોતાના આત્માને ઠગી

રહ્યા છે, અને આત્માને નામે આત્માનેજ વગોવે છે; એ ખેદની વાત છે.) ૨૪

અવ્રતાનિ પરિત્યજ્ય, વ્રતેષુ પરિતિષ્ઠતિ;
ત્યજેત્તાન્યપિ સંપ્રાપ્ય, પરમં પદ માત્મનઃ. ૨૫

ભાવાર્થ—અવ્રતોને ત્યાગ કરીને વ્રત નિયમને વિષે સ્થિર થવું, અને પછી વિશેષ પ્રકારે શુદ્ધાત્મ સ્વરૂપને વિષે લીન થતાં, તે વ્રત નિયમને પણ તે સ્વરૂપમાં સમાવી દઈને આત્મા શુદ્ધ પરમાત્મ પદને પામે છે. ૨૫

ઇતિ પરમાનંદ પચીશી સમાપ્તઃ.

---

## ૭૦ વિભાગ. શ્રી અભયદેવસૂરી કૃત જયતિહુઅણ સ્તોત્ર અર્થ સહિત.

આ ગ્રંથના પ્રારંભમાં ગ્રંથકર્ત્તા શ્રીઅભયદેવસૂરી મહારાજા છ સંબોધને કરી પાર્શ્વનાથ પ્રભુની વિનતિ પૂર્વક સ્તુતિ કરે છે.

જયતિહુઅણ વરકપ્પ રૂક્ખ, જય જિણ ધન્નંતરિ,
જયતિહુઅણ કલ્લાણ કોસ, દુરિઅક્કરિ કેસરિ;
તિહુઅણ જણ અવિલંઘિઆણ, ભુવણત્તય સામિઅ,
કુણસુ સુહાઈ જિણેસ પાસ થંભણય પુરટ્ઠિઅ. ૧

ભાવાર્થ—હે પરમાત્મા, ત્રણ ભુવનને વિષે પ્રધાન કલ્પવૃક્ષ સમાન, અર્થાત્, સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ, તે રૂપ ત્રણ લોકને વિષે રહેલા સર્વ પ્રાણીમાત્રને મનોવાંછિત વરદાન દેનારા, વલી હે ધનવંતરિ જીનેશ્વર ભગવંત, અર્થાત્, સમસ્ત સંસારી પ્રાણીઓના આધિ, વ્યાધિ, અને ઉપાધિરૂપ જે દ્રવ્ય રોગ તથા રાગ, દ્વેષ, વિષય, કષાય, જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોગ, વિયોગ આદિ જે, ભાવ રોગ તેવા બાહ્ય અને અભ્યંતર સર્વ પ્રકારના રોગોનો જેમનાં નામ સ્મરણ માત્રથી નાશ થાય છે, તે માટે હે સર્વોપરિ અપૂર્વ

ધનવંતરિ વૈદ્ય, વલી હે સ્વામિ, ત્રણ ભુવનને વિષે રહેલા સ
શ્રેયના ભંડાર, અર્થાત્, દ્રવ્ય કલ્યાણ જે સુવર્ણ, રૂપું, હીર
માણેક, મોતી, વસ્ત્રાભૂષણ, રાજ્યાધિકાર, મહાન્ પદવીઓ, યશ
કીર્તિ, તેને તથા ભાવ કલ્યાણ જે સમગ્ર જ્ઞાનાદિ અનંત ગુ
લક્ષ્મીનું શાંત સુખ એવા દ્રવ્ય અને ભાવ બંને પ્રકારના કલ્યાણ
નિધાનરૂપ, વલી હે નાથ, સર્વ પ્રકારના દૂરિત જે પાપ, અર્થાત
અજ્ઞાન, મોહ, મિથ્યાત્વાદિ મહા ઉપદ્રવરૂપી જે હાથીઓ તે
પલાયન કરાવવામાં કેસરીસિંહ સમાન, હે પ્રભુ, સમસ્ત જગત્રય
વિષે કોઈ પણ દેવ મનુષ્યાદિ પ્રાણીથી જેની આજ્ઞા અસ્ખલિત
અખંડિત છે, અર્થાત્, સર્વે પ્રાણીઓ જેની આજ્ઞા આનંદ પૂર્વ
મસ્તકે ચઢાવે છે, એવા, વલી હે સ્વામિ, સમગ્ર ચોત્રીશ અતિશ
અને અષ્ટ મહા પ્રાતીહાર્યાદિ બાહ્ય લક્ષ્મી અને કેવળજ્ઞાના
ચતુષ્કરૂપ અનંત અંતરંગ લક્ષ્મીવંત સમસ્ત ઐશ્વર્ય સંપન્ન, સ
શક્તિમાન હોવાથી ત્રણ ભુવનના યથાર્થ સ્વામિ એવા થંભનક
જે ત્રંબાવટીનગરી, અર્થાત્, ખંભાતનગરને વિષે બિરાજમાન
પાર્શ્વનાથ જિનેશ્વર ભગવંત, અમોને સર્વ પ્રકારના દ્રવ્ય અને ભા
સુખોનું વરદાન આપીને સુખી કરો. ૧

હવે પાર્શ્વનાથ પ્રભુની સ્મરણ ભક્તિનું ફલ દેખાડે છે.

તઇ સમરંત લહંતિ ઝત્તિ, વર પુત્તકલત્તઇ,
ધણ્ણ સુવણ્ણ હિરણ્ણ પુણ્ણ જણ ભુંજઇ રજ્જઇ;
પિખ્ખઇ મુખ્ખ અસંખ સુખ્ખ તુહપાસ પસાઇણ,
ઇઅ તિહુઅણ વરકપ્પ રૂખ્ખ સુખ્ખઇ કુણ મહજિણ, ૨

ભાવાર્થ--હે પરમાત્મા, આપનું ભક્તિ પૂર્વક સ્મરણ કરના
ભવ્ય પ્રાણીઓ, તત્કાળ શ્રેષ્ટ, વિનિત, એવા પુત્ર પુત્રાદિ પરિવ
તથા પતિવ્રતા ઉત્તમ સ્ત્રી, અર્થાત્, આલોક અને પરલોક સંબં
સુખ સાધન કરવામાં અનુકૂળપણે સહાયકારી એવા સ્વજના
કુટુંબ પરિવારને આપની ભક્તિના પસાયથી પામે છે; વલી અખ
સર્વ પ્રકારના ધાન્ય, ધન સંપત્તિ, સુવર્ણ, રૂપું, ઝવેરાત આ
અનેક વિલાસોથી ભરપૂર એવાં મહાન્ રાજ્યના ભોક્તા થાય છે
વલી હે પાર્શ્વનાથ સ્વામિ, આપના સ્મરણના પ્રસાદવડે પ્રાણીએ

સ્વર્ગાદિ અસંખ્ય સુખ તથા મોક્ષના અનંત સુખ પ્રત્યે શીઘ્ર અનુભવે છે; એ હેતુ માટે હે ત્રણ ભૂવનને વિષે પ્રધાન કલ્પવૃક્ષ સમાન, હે વીતરાગ પ્રભુ, મારા હાલના સર્વ પ્રતિકુળ સંજોગો, કષ્ટોનો નાશ કરીને મને સર્વ પ્રકારે સુખી કરો. ૨

હવે પ્રભુ ધન્વંતરિ વૈદ્ય સમાન કેમ છે, તે દેખાડે છે.

જર જજ્જર પરિજુણ્ણ કણ્ણ નટ્ઠુઠ સુકુટ્ઠિણ,
ચખ્ખુ ખ્ખીણ ખએણ ખુણ્ણ નરસલ્લિય સૂલિણ;
તુહ જિણ સરણ રસાયણેણ લહુ હુંતિ પુણણ્ણવ,
જય ધન્નંતરિ પાસ મહવિ તુહ રોગહરો ભવ. ૩

ભાવાર્થ--હે સ્વામિ, આપનું શરણ ગ્રહણ કરીને આપનેજ સ્મરણ કરનારાઓ એવા મહા દુઃખી, દીન પ્રાણીઓ જેઓ દુષ્ટ તાપે કરીને જીર્ણ થયેલા છે, વળી ગલત કોઢ રોગે જેમના કાન સડી ગયા છે, હોઠ નાશ પામ્યા છે, નેત્રો ક્ષીણ થઇને નષ્ટ થયા છે, તથા ક્ષય રોગે કરીને અત્યંત દુર્બલ થયેલ છે, તથા મહાન્ શૂલ રોગવડે શલ્યવાળા થએલ છે, અર્થાત્, અત્યંત પીડાને પામતા એવા પૂર્વોક્ત દુષ્ટ કર્માધિન, રોગીષ્ટ પ્રાણીઓ પણ, હે સ્વામિ, હે જિનેશ્વર ભગવંત, તમારા નામના સ્મરણરૂપ રસાયણવડે તે, પૂર્વોક્ત તમામ રોગોથકી મુક્ત થઇને નવીન તંદુરસ્તિને પામી, મહા આરોગ્યવાન સૌભાગી થાય છે; તે જાણે કોઈ દિવસ રોગ હતોજ નહિ, એવા સુંદર સ્વરૂપવાન સ્હેજવારમાં બને છે, એ હેતુ માટે હે સર્વોપરિ ધન્વંતરિ વૈદ્ય સમાન, હે પાર્શ્વનાથ સ્વામિ, આપ મહારા પણ સર્વ દ્રવ્ય અને ભાવરૂપ, દીર્ઘ સંસાર રોગનો નાશ કરનારા થાઓ. ૩

હવે પરમાત્મા સર્વ કલ્યાણના ભંડારરૂપ કેમ છે, તે દેખાડે છે.

વિજ્જા જોઇસ મંત તંત સિદ્ધિઉ અપયત્તિણ,
ભુવણબ્ભુઉ અટ્ઠવિહ સિદ્ધિ સિજ્ઝહિ તુહ નામિણ;
તુહ નામિણ અપવિત્તઓવિ જણ હોઇ પવિત્તઉ,
તં તિહુઅણ કલ્લાણ કોસ તુહ પાસનિરૂત્તઉ. ૪

ભાવાર્થ--હે સ્વામિ, અત્યંત ભક્તિ પૂર્વક એકાગ્ર ચિત્તે શુદ્ધ ઉપયોગથી આપના નામનું સ્મરણ, જાપ કે ધ્યાન કરનાર પ્રાણીને સર્વ પ્રકારની વિદ્યાની પ્રાપ્તિ થાય છે, ત્યાં ક્રિયા સાધનવડે જે પ્રાપ્ત થાય છે, તેને વિદ્યા કહીયે, તથા ત્રિકાળ વિષયીક, નૈમિતિકજ્ઞાન જાણવાની સર્વ જ્યોતિષ વિદ્યા પ્રાપ્ત થાય છે, તેમજ પાઠસિદ્ધ એવા સર્વ મંત્રોની પ્રાપ્તિ થાય છે, તથા કામણ દુમણાદિ વશિકરણ, જંત્ર તંત્રાદિ સિદ્ધિઓની અપ્રયાસે સહેજવારમાં પ્રાપ્તિ થાય છે; વળી જગતને મહા આશ્ચર્યકારી એવી અણિમાદિ આઠ મહાસિદ્ધિઓ આપના નામના સ્મરણવડે જીવને સહેજવારમાં પ્રાપ્ત થાય છે. (અહિં આઠ સિદ્ધિનું સ્વરૂપ વખાણે છે. ૧ અણિમા સિદ્ધિ કેતાં અત્યંત સૂક્ષ્મ શરીર કરીને ધરતીના ગમે તેવા ઝીણા છિદ્રમાં પેશીને ત્યાંજ રહ્યા થકા ચક્રવર્તીની રિદ્ધિનો ભોગવટો કરી શકે એવી લબ્ધિ; ૨ મહિમા સિદ્ધિ, તે મેરૂપર્વતથકી પણ અત્યંત મોટું શરીર કરવાની સામર્થ્ય લબ્ધિ; ૩ લઘિમા સિદ્ધિ, તે પવનથી પણ અત્યંત હલકું શરીર કરવાની સામર્થ્ય લબ્ધિ; ૪ ગરિમા સિદ્ધિ, તે લોહથકી પણ અત્યંત ભારી શરિર કરવાની લબ્ધિ; ૫ પ્રાપ્તિ-નામા સિદ્ધિ, તે પૃથ્વિઉપર બેઠા થકા જે પોતાની આંગળીવડે મેરૂ પર્વતના અગ્ર ભાગને સ્પર્શે એવી સામર્થ્ય શકિત; ૬ પ્રાકામ્ય સિદ્ધિ, તે જળ તથા સ્થળ ઉપર સરખો ચાલે, જળની માફક સ્થળમાં પણ ડુબકી મારી પેશી જાય, ઉપર આવે, તળીયે જાય, ઇત્યાદિ સામર્થ્ય લબ્ધિ; ૭ ઇશિત્વ સિદ્ધિ, તે તીર્થંકર ઇંદ્રાદિકની પેઠે ત્રણ જગતનાં સ્વામિત્વપણાની ઐશ્વર્ય એટલે ઠકુરાઇ વિકુર્વી શકે, તેવી લબ્ધિ; ૮ વશિત્વ સિદ્ધિ, તે સર્વ પ્રાણી માત્રને ક્ષણવારમાં વશ કરી શકે, એવી સામર્થ્ય શક્તિ; એ આઠ મહા સિદ્ધિયોનું સ્વરૂપ જાણવું; ) વળી હે સ્વામિ, આપના નામના સ્મરણવડે નિર્ગુણી, અપવિત્ર, નીચ જન પણ મહા ગુણી, પવિત્ર અને ઉચ્ચ થાય છે, એવા ત્રણ લોકને વિષે રહેલા સર્વ કલ્યાણના નિધાનરૂપ આપને પંડિત પુરૂષોએ નિરૂપણ કરેલા છે, એવા હે પાર્શ્વનાથ પ્રભુ, તમો જયવંતા વર્તો. ૪

હવે પાર્શ્વનાથ પ્રભુ, ભક્તજનોના પાપરૂપ હસ્તીઓનો નાશ કરવામાં કેસરીસિંહ સમાન કેવી રીતે છે, તે દેખાડે છે.

ખુદ્દ પઉત્તદ્ગ મંત તંત જંતાઈ વિસુત્તઇ,
ચર થિર ગરલ ગહુગ્ગ ખગ્ગ, રિઉ વગ્ગુ વિગંજઇ;
દુત્થિય સત્થ અણુત્થ ઘત્થ, નિચ્છારઇ દયકરિ,
દુરિયહ હરઉ સ પાસ, દેઉ દુરિયક્કરિ કેસરિ. ૫

ભાવાર્થ—વળી હે પ્રભુ, આપના સ્મરણ કરનાર ભક્તજન ઉપર અપકાર કરવાને માટે ક્ષુદ્ર તુચ્છ પુરૂષોએ કરેલાં તથા કરાવેલા મંત્ર, જંત્ર, તંત્રાદિના સર્વ દુષ્ટ પ્રયોગો નિષ્ફલ થાય છે, કાંઇ પણ પરાભવ કરી શકતા નથી; વળી આપના નામનું ધ્યાન કરનાર સેવક જનોને કોઇ પણ પ્રકારનું સ્થાવર કે જંગમ વિષ ચડી શકતું નથી; તેમજ મંગલાદિ નવ ગ્રહો, અને વિકાળ છે તરવાર પ્રમુખ શસ્ત્રો તે જેનાં, એવા ભયંકર શત્રુઓનો સમુહ પણ કાંઈ પણ ઉપદ્રવ પીડા કે પરાભવ કરી શકતા નથી, ઉલટા તેઓ પોતેજ પોતાના કરેલા ઉપદ્રવોના ભોગ થઇ પડે છે; વળી અનર્થ કેતાં કષ્ટથી ઘેરાઇ ગયેલા દુ:ખી પ્રાણીઓના સમુહને દયા કરીને નિસ્તાર કરનાર, એવા હે પાર્શ્વનાથ સ્વામિ, આપ ખરેખરા ભક્તજનોના દુરિત જે પાપરૂપી હાથીઓ, તેનો નાશ કરવામાં કેસરીસિંહ સમાન છો; માટે હે પ્રભુ, હું પણ આ સંસારના અનેક પ્રકારના દુ:ખોવડે ચોપાસથી ઘેરાયલો મહા દીન દુ:ખી પ્રાણી છું; તેથી મારી ઉપર પણ દયા કરીને મારા પાપોનો નાશ કરો, અને મને સુખી કરો. ૫

હવે પ્રભુની આજ્ઞા કોઇ પણ જગત જીવથી ઉલંઘન ન થઈ શકે એવી કેમ છે, તે દેખાડે છે.

તુહ આણા થંભેઈ ભીમ, દપ્પુદ્ધર સુરવર,
રખ્ખસ જખ્ખ ફણિંદ વિંદ ચોરાનલ જલહર;
જલથર ચારિ રઉદ્દ ખુદ્દ, પસુ જોઇણિ જોઇય,
ઇય તિહુઅણ અવિલંઘિ આણ, જય પાસ સુસામિ ય. ૬

ભાવાર્થ—હે પરમાત્મા, આપની આજ્ઞામાં વર્તનારા ભક્તજનો, આપની આજ્ઞાના બળવડે કરીને મહા ગર્વિષ્ટ એવા ભૂત, પ્રેત, વ્યંતર, જક્ષ, રાક્ષસ, તેમજ ફણીધર, મણીધર, નાગેંદ્ર, દુષ્ટ ભિલ્લ, તસ્કર, અગ્નિના ઉપદ્રવ, તથા મેઘના ઉપદ્રવ, ભયંકર જળચર જે મગર-મચ્છાદિ પ્રાણીઓના ઉપદ્રવ, તથા ઘોર થલચર વ્યાઘ્ર સિંહ પ્રમુખ

ભયો, તથા રૌદ્ર દર્શનવાળી ભયાનક જોગિણિઓ, ક્ષુદ્ર મંત્રોથી સિદ્ધ થયેલા જોગીયો, ઈત્યાદિ સર્વ તુચ્છ જીવોને ક્ષણ માત્રમાં થંભાવી દે છે, અને બળરહિત કરી નાંખે છે; એવી હે સ્વામિ, આપની અખંડિત એટલે ત્રણભુવનને વિષે કોઈથી પણ ઉલંઘન ન થઇ શકે એવી આજ્ઞા છે, માટે હે ત્રણભુવનના સ્વામિ, હે પરમાત્મા, હે પાર્શ્વનાથ જીનેશ્વર ભગવંત, તમારો જય થાઓ. ૬

હવે પાર્શ્વનાથ પ્રભુ ત્રણભુવનના સ્વામિ કેવી રીતે છે, તે દેખાડે છે.

પથ્થિય અથ્થ અણુથ્થ તથ્થ, ભત્તિબ્ભર નિબ્ભર,
રોમંચંચિય ચારૂ કાય, કિન્નર નર સુરવર;
જસુ સેવહિ કમ કમલ જુયલ, પખ્ખાલિય કલિમલુ,
સો ભુવણત્તય સામિ પાસ, મહ મદ્દઉ રિઉ બલુ. ૭

ભાવાર્થ—વળી હે સ્વામિ, આ સંસારના મહા દુઃખમય અનર્થોથી ત્રાસ પામેલા એવા જનો, તથા સંસારી સુખના અર્થી હોઇને કેવળ ધનાદિનીજ પ્રાપ્તિને અર્થેજ પ્રાર્થના કરતા એવા જનો, તથા આપના અનંતા ગુણોના બહુમાનના પ્રેમે કરીને પરિપૂર્ણ ભક્તિના ભરે કરીને ઉલ્લાસમાન થયા છે હૃદય તે જેમના, તથા અત્યંત પ્રેમના હર્ષોત્કર્ષવડે વિકસ્વર થઈ છે રોમરાજી તે જેમની, એવા મનોહર, સુંદર શરીરધારી કિન્નર દેવોમાં શ્રેષ્ટ દેવો, તથા મનુષ્યને વિષે ચક્રવર્ત્યાદિ પ્રધાન પુરૂષો, તથા વૈમાનીક દેવોને વિષે શ્રેષ્ટ મહાત્માઓએ જેમના ચરણ કમળનું મહાભક્તિ સહિત સેવન કરીને સર્વ પ્રકારના કલુષિત વિષય, કષાયાદિ મળ જે મનની મલીનતા, તેને ધોઇ નાખે છે; એવા હે જગન્નાથ, હે પાર્શ્વનાથ પ્રભુ, તમે મારા બાહ્ય અને અભ્યંતર સર્વપ્રકારના શત્રુઓના બળનું મર્દન કરો, અર્થાત્, આપના સાધનને વિષે મને નડતા એવા જે સંસારિક અધમ વિરોધિઓરૂપ બાહ્ય શત્રુઓ, અને કામ, ક્રોધાદિ અંતરંગ વૈરીઓ, તેના ઉપદ્રવને શાંત કરો. ૭

એવી રીતે પૂર્વોક્ત છ સંબોધને કરીને પ્રભુની સ્તુતિ કરી; હવે બીજા છ ( પ્રકારાંતરે સાત ) સંબોધનવડે પરમાત્માની વિશેષ પ્રકારે સ્તવના કરે છે.

જય જોઈથ મણ કમલ, ભસલ ભય પંજર કુંજર,
તિહુઅણ જણ આણંદચંદ, ભુવણત્તય દિણયર;
જય મઇ મેઇણિ વારિવાહ, જય જંતુ પિયામહ,
થંભણયટ્ઠિય પાસનાહ, નાહત્તણ કુણમહ. ૮

ભાવાર્થ—હે સ્વામિ, આપ કેવા છો, તો કે, મન, વચન, કાયાના જોગ, સ્વરૂપ ધ્યાનને વિષે નિશ્ચલ કર્યા છે જેમણે, એવા જે જોગી મહાત્માઓ, તેઓના મનરૂપી ભ્રમરને રહેવાને કમળ સમાન છો; વળી આ સંસારના ઇહલોક, પરલોકાદિ જે સાત પ્રકારના ભયરૂપી પાંજરૂં, તેને તોડવામાં હસ્તિ સમાન છો; વળી હે પ્રભુ, આપ ત્રણભુવનને વિષે રહેલા પ્રાણીમાત્રને પોતાના અલૌકિક ગુણોવડે કરીને આનંદ પમાડવામાં શીતળ, આનંદકારી, શાંત ચંદ્રમા સમાન છો; વળી હે પ્રભુ, આપ ત્રણલોકને વિષે રહેલા પ્રાણીઓના અજ્ઞાનરૂપી અંધકારનો, કેવળજ્ઞાનરૂપી સૂર્ય વડે પ્રકાશ કરીને નાશ કરતા હોવાથી સૂર્ય સમાન છો; વળી હે સ્વામિ, ચાર પ્રકારની ઔત્પાતિકી, વૈનયિકી પ્રમુખ જે બુદ્ધિઓ તે રૂપ પૃથ્વિને આપની વાણીરૂપ મેઘજળની વૃષ્ટી કરીને પ્રફુલ્લીત કરતા હોવાથી આપ મતિમંત પ્રાણીઓને મેઘ સમાન છો; વળી હે પ્રભુ, જેનું વચન સમસ્ત જગત્રય જીવોને બહુમાન પૂર્વક, આદર સહિત, પ્રીય, માનવા યોગ્ય હોય છે, એવા પિતામહ, અર્થાત્, પિતાના પિતા એટલે દાદારૂપ છો; એવા હે થંભનકપુર (ખંભાત) ને વિષે બિરાજમાન પાર્શ્વનાથ જીનેશ્વર ભગવંત, મને આપનો સાચો સેવક જાણી મારા નાથ થાઓ, અને મને દુઃખોથકી મુક્ત કરો. ૮

હવે પ્રભુ, જોગીના મનરૂપી ભ્રમરને રહેવાને કમળ સમાન કેમ છે, તે દેખાડે છે.

બહુ વિહુ વન્નુ અવન્નુ સુન્નુ વન્નઉ છપ્પન્નિહિ,
મુખ્ખ ધમ્મ કામથ્થ કામ, નર નિય નિય સથ્થિહિ;
જંઝાયહિ બહુ દરિસણથ્થ, બહુ નામ પસિદ્ધઉ,
સો જોઇય મણકમળભસલ, સુહુ પાસ પવદ્ધઉ. ૯

ભાવાર્થ—હે ભગવન્, મોક્ષ, ધર્મ, કામ, તથા અર્થ એ ચાર પ્રકારના પુરૂષાર્થની કામનાને પૂર્ણ કરે એવા, અનેક

દર્શનમાં રહેલા એવા, જે પોત પોતાના દર્શનનું પ્રતિપાદન કરનારા એવા શાસ્ત્રોને વિષે પંડિત પુરૂષોએ ઘણા નામે કરીને પ્રસિદ્ધ કરેલા એવા, અને એજ કારણ માટે ઘણા પ્રકારના છે વર્ણ તે જેમના એવા, અને વર્ણ રહિત એવા, અને આકાશની પેઠે શુન્યરૂપે વર્ણન કરેલા એવા, વળી અનેક નામે તથા સ્વરૂપે જેમનું ધ્યાન કરી રહ્યા છે, એવા જોગીના મનરૂપ કમળમાં રહેનાર ભ્રમર સમાન એવા, હે પાર્શ્વનાથ પ્રભો, મારા સુખ પ્રત્યે વધારો, અર્થાત્, વિસ્તારો; સારાંશ કે, અનેક અન્યદર્શનીયો, તથા મતધારીયો આપને અનેક વર્ણે, અનેક નામે, અનેક રૂપે, અનેક પ્રકારે ધ્યાયી રહ્યા છે, તેમાં પરમાર્થે તો આપજ આવો છો, અર્થાત્, તેઓ આપનુંજ ધ્યાન કરે છે, કેમકે અન્ય દર્શનીયોને પૂછીએ કે તમારા દેવ સરાગી કે નિરાગી? જો કહે કે સરાગી તો તે દેવજ નહિ, કેમકે ચારે ગતિના સંસારી પ્રાણીઓ, રાગદ્વેષે સહિત છે અને રાગદ્વેષે સહિતે હોય, તે દેવ એટલે ઇશ્વર ન હોય; પણ આપણા જેવા સામાન્ય દોષવંત સંસારી પ્રાણી ઠર્યા; અને જો કહે કે અમારા દેવ નિરાગી, નિરંજન, સચ્ચિદાનંદ, બ્રહ્મ સ્વરૂપી છે, તો હે નાથ, એતો આપજ આવ્યા; એવી રીતે પુરૂષોત્તમ જગદીશ્વર; નારાયણ, વિષ્ણુ, બ્રહ્મા, બુદ્ધ, શિવ, શંકર, આદિ નામે કોઇ શુન્ય રૂપમાં, કોઇ સાકારપણે, કોઇ નિરાકાર પણે, પણ સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપનેજ ધ્યાવે છે; માટે આપ એવા નિરાગી, નિરંજન, પરમાત્માનું ધ્યાન કરનારા જોગીયોના મનરૂપી ભ્રમરને વસવા માટે કમળ સમાન છો; તે તમો મારા સર્વ પ્રકારના સુખને વિસ્તારો. ૯

હવે પ્રભુ સર્વ પ્રકારના ભયરૂપી પંજરને તોડવામાં હસ્તિ સમાન કેમ છે, તે દેખાડે છે.

ભય વિબ્ભલ રણ ઝણિર, દસણ થરહરિય સરીરય,
તરલિય નયણ વિસુન્ન સુન્ન, ગગ્ગર ગિર કરૂણય;
તઇ સહસત્તિ સરંત હુંતિ, નરનાસિય ગુરૂદર,
મહ વિજ્ઝવિ સજ્ઝસઇ પાશ, ભય પંજર કુંજર. ૧૦

ભાવાર્થ—હે ભગવન્, ભયે કરીને વ્યાકુળ એવા, તથા પરસ્પર સંઘટ્ટનવડે શબ્દાયમાન થયા છે દાંત તે જેમનાં એવા

તથા થર થર કંપતુ છે શરીર તે જેમનું એવા, તથા ચંચલ છે નેત્ર તે જેમનાં એવા, તથા ખેદ પામતા એવા, તથા ચૈતન્ય શૂન્ય થયેલા એવા, તથા ગદ્‌ગદ્ છે વાણી તે જેમની એવા, તથા કરૂણા કરવાને યોગ્ય એવા, અર્થાત્, અતિશય રંક થયેલ એવા જે મનુષ્યો તે તમારા નામનું સ્મરણ કરતા થકા, નાશ પામ્યા છે, જલોદર પ્રમુખ મહાન ઉદરના રોગ તે જેમના એવા શીઘ્ર નિરોગી થાય છે; તે માટે ભયરૂપ પાંજરાને ભાંગવાને હાથી સમાન એવા, હે પાર્શ્વનાથ, મારા ભયનો નાશ કરો; પૂર્વે કહેલા મોટા મોટા રોગ પણ જેના સ્મરણ માત્રથી, અથવા જેનું શરણુ ગ્રહણ કરવાથી નાશ પામે છે, તો તમારે શરણે આવેલો જે હું, તે મારા રોગાદિ દુઃખ નાસ કરવા, તે તમારે કાંઇ પણ હિસાબમાં નથી; માટે હે સ્વામિ, મારી ઉપર દયા કરીને મારા રોગ, શોગ, અનિષ્ટ સંજોગ, ઇષ્ટ વિયોગ, આધિ. વ્યાધિ, જન્મ, જરા, મરણાદિ સર્વ સંતાપને મટાડીને, મને સર્વ પ્રકારે સુખી કરો. ૧૦

વળી પ્રભુ જગત્રયના જીવોને ચંદ્ર સમાન આનંદદાયક કેવી રીતે છે, તે દેખાડે છે.

પઇં પાસિ વિયસંત નિત્ત, પત્તંત પવિત્તિય,<br>
બાહ પવાહ પવૂઢ રૂઢ દુહ, દાહ સુપુલઇય;<br>
મન્નઇ મન્નુ સઉન્નુ પુન્નુ, અપ્પાણં સુરનર,<br>
ઇય તિહુઅણ આણંદચંદ, જય પાસ જીણેસર. ૧૧

ભાવાર્થ--વળી હે સ્વામિ, ઘણા કાળથી સંસારને વિષે ભ્રમણ કરવામાં અનેક પ્રકારના દુઃખરૂપ અગ્નિના ભડકા આ જીવના અંતરમાં લાગી રહ્યા છે, તેની શાંતિ અદ્યાપિ કોઇ પ્રકારે થઈ નથી, પરંતુ હે. જગદીશ્વર, આજ તમારી મહા શાંત મુદ્રા જોઇને, વિક-સ્વર થતાં જે નેત્ર, તેમાંથી નીકળ્યા જે હર્ષના આંસુ, તેની ધારાઓ, તેથીજ જાણે, ઘણા કાળનો દુઃખરૂપ અગ્નિ જેમનો શમી ગયો છે એવા, અને તેથી કરીનેજ શારી પેઠે રોમાંચિત થયેલા, અર્થાત્, ઘણા આનંદથી રોમ રોમ વિકસ્વર થયેલા એવા, દેવતા મનુષ્યાદિ સર્વે ભક્તો, પોતાના આત્માને પૂજ્ય, ધન્ય, કૃતપુન્ય, કૃતાર્થ, ભાગ્યવંત, પવિત્ર, માને છે, અર્થાત્, પોતાને મહા ધન્યકારી

કૃતકૃત્ય થયેલાં સમજે છે; એ હેતુ માટે હે ત્રણ જગતને આનંદ-કારી ચંદ્ર સમાન એવા, હે પાર્શ્વનાથ તીર્થંકર પરમેશ્વર, તમે સદા-કાળ જયવંતા વર્તો. ૧૨

વળી એજ વાત વિશેષ પ્રકારે દ્રઢ કરતાં થકાં કહે છે.

તુહ કલ્લાણ મહેસુ ઘંટ, ટંકારવપિલ્લિય,
વલ્લિર મલ્લ મહલ્લ ભત્તિ સુરવર ગંજુલ્લિય;
હલ્લુ પ્ફુલિય પવત્તયંતિ, ભુવણેવિ મહૂસવ,
ઈય તિહુઅણ આણંદ ચંદ, જય પાસ સુહુબ્ભવ. ૧૨

ભાવાર્થ—હે ભગવન્, તમારા કલ્યાણકના ઉત્સવને વિષે સુઘો-ષા નામે મહોત્સવને જણાવનારી ઘંટાનો શબ્દ, તેણે કરીને શીઘ્ર પ્રેરાયલા એવા, તથા ઉતાવળ કરવાથી હાલતા છે પુષ્પહાર તે જેમના એવા, તથા મોટી છે ભક્તિ તે જેમની એવા, અને તેથી કરીનેજ વિકસ્વર થઈ છે રોમરાજી તે જેમની એવા, ચોસઠ ઇંદ્રો ઉતાવળા થયા થકા એટલે પોતાના મોટાં મોટાં વિષય સુખનો ત્યાગ કરીને આ લોકને વિષે પણ જન્માદિ કલ્યાણક મહોત્સવોને પ્રવર્તાવે છે; ઇંદ્રાદિક મોટા મોટા દેવતાઓ સુઘોષા નામે, દેવતાના સંકેતને જણાવનારી ઘંટાના શબ્દને સાંભળી, મોટા મોટા વિષય સુખને તત્કાળ મૂકી, મહા મોટી ભક્તિથી જેના કલ્યાણાદિક મહોત્સવને કરવા સાવધાન થાય છે, એવા તમો છો; એ હેતુ માટે, હે ત્રણ જગ-તને આનંદ કરવાને ચંદ્ર સમાન એવા, તથા હે સુખની ખાણ એવા, એટલે જેમ રત્નની ખાણમાંથી રત્ન નિકળે છે; તેમ તમો સર્વ પ્રકારના સુખના દાયક હોવાથી, સુખની ખાણ છો, માટે સુખની ઇચ્છાવાલાને તો તમોજ પ્રાર્થના કરવા યોગ્ય છો; એવા, હે જીનેશ્વર ભગવંત, આપનો જય થાઓ. ૧૨

હવે પરમાત્મા જગત્રય જીવોના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન કેમ છે, તે દેખાડે છે.

નિમ્મલ કેવળ કિરણ નિયર, વિહુરિયતમ પહુયર,
દંસિય સયલ પયથ્થ સથ્થ, વિથ્થરિય પહાયર;
કલિ કલુસિય જણઘૂય લોય, લોયણહ અગોયર,
તિમિરઇ નિરૂ હર પાસનાહ, ભુવણત્તય દિણયર. ૧૩

ભાવાર્થ---કર્મરૂપ મળરહિત, કેવળજ્ઞાનની કાંતિના સમુહ-વડે નાશ કર્યો છે અજ્ઞાનરૂપ અંધકારનો સમુહ તે જેણે એવા, હે અજ્ઞાનરૂપ અંધકાર નાશક, વળી દેખાડયો છે, સમસ્ત પદાર્થ સમુહ તે જેણે એવા, અને વિસ્તાર પામ્યો છે, કાંન્તિનો સમુહ તે જનો એવા, વળી કલિ કાલે કરીને મલિન થએલા, એટલે પાપ યુક્ત થયેલા એવા જનરૂપ ઘુડ, તેનો જે સમુહ, તેના નેત્રોને અગોચર, એવા ત્રણ જગતને પ્રકાશ કરવામાં સૂર્ય સમાન, એવા હે પાર્શ્વનાથ, આપ નિશ્ચે અમારા અજ્ઞાનરૂપી અંધકારને હરો. ૧૩

વળી પ્રભુ, જગત જીવની સમ્યક્ જ્ઞાનરૂપ જે મતિરૂપ પૃથ્વી, તેને પ્રપુલ્લિત કરવામાં મેઘસમાન કેમ છે, તે દેખાડે છે.

તુહ સમરણ જલ વરિસ સિત્ત, માણવ મઈ મેઇણિ,
અવરાવર સુહુ મત્થ બોહ, કંદલદલ રેહણિ;
જાયઇ ફલ ભર ભરિય હરિય, દુહ દાહ અણોવમ,
ઇય મઇ મેઇણિ વારિવાહ, દિસ પાસ મઇં મમ. ૧૪

ભાવાર્થ—વળી હે સ્વામિન્, મનુષ્યની બુદ્ધિરૂપ પૃથ્વી તમારા સ્મરણરૂપ જલવડે સિંચન થઇ, તો તે પૃથ્વીમાં જીવા જીવાદિ તત્વ જ્ઞાનરૂપ અંકુરા તથા પત્ર ઉત્પન્ન થાય છે, ને તે લતાને દેશવિરતિ, સર્વવિરતિ પ્રમુખ ફળ લાગે છે, તે દુઃખ માત્રને હરનારી, અને અનુપમ થાય છે; અર્થાત્, મેઘ વરસવાથી જેમ પૃથ્વી કંદપત્રસહિત પ્રફુલ્લિત, સંપૂર્ણ ફલવાળી, દાહ રહિત થાય છે, તેમ તમે મારી બુદ્ધિ પ્રફુલ્લિત, તથા વાંછિત ફળસહિત, અને ચિંતારૂપ તાપે રહિત કરો; અર્થાત્, મને હે પાર્શ્વ પ્રભુ, સમ્યક્ જ્ઞાનરૂપ બુદ્ધિ આપો, એટલે કૃત્યાકૃત્ય, લાભાલાભ, હિતાહિત, સારાસાર, ભક્ષાભક્ષ, પેયાપેય, ઇત્યાદિ વિચારોને વિષે સત્ય વેંચણ કરવારૂપ ભેદજ્ઞાનની વિવેક બુદ્ધિ આપો. ૧૪

વળી પરમાત્મા, જગત્ પ્રાણીમાત્રને પિતામહ, એટલે દાદા સમાન કેવી રીતે છે, તે બતાવે છે

કય અવિકલ કલ્લાણ વલ્લિ ઉલ્લૂરીય દુહવણું,
દાવિય સગ્ગ પવગ્ગ મગ્ગ દુગ્ગઇ ગમ વારણું;

જય જંતુહ જણએણ તુહ્નિ જંજણિય હિયાવહુ,
રમ્મુ ધમ્મુ સો જયઉ પાસ, જય જંતુ પિયામહુ. ૧૫

ભાવાર્થ—કરી છે સુંદર કલ્યાણની વલ્લી એટલે વેલ, અર્થાત્, શ્રેણી તે જેમણે એવા, તથા નાશ કર્યું છે દુ:ખરૂપ વન તે જેમણે એવા, અથવા નાશ કર્યો છે દુ:ખનો સમૂહ તે જેમણે એવા, તથા દેખાડયો છે સ્વર્ગ અને અપવર્ગ કહેતાં મોક્ષ, તેનો માર્ગ તે જેમણે એવા, તથા દુર્ગતિમાં પડતાની રક્ષા કરનારા એવા, તથા જગત્રયના જીવ-પ્રાણીમાત્રના પિતા સમાન એવા, એટલે જેમ પિતા પુત્રનું કલ્યાણ કરે, તથા દુ:ખનો નાશ કરે, તથા સન્માર્ગને દેખાડે, તથા અસત્ માર્ગને વિષે જે પ્રવૃતિ તેનો નિષેધ કરે છે, તેમ તમો કરો છો, માટે પિતા સમાન, તથા મહા હિતકારી, રમણીય, મનોહર એવો જે ધર્મ, તેને ઉત્પન્ન કર્યો છે જેમણે એવા, તથા સર્વ જગત જીવના પિતામહ એટલે પિતાનાં પણ પિતા એવા, હે પાર્શ્વનાથ પ્રભો, તમો જયવંતા વર્તો, હે દાદા આપનો જય થાઓ. ૧૫

વળી પાર્શ્વનાથ પ્રભુ ત્રણભુવનનેવિષે રહેલા દુષ્ટ વ્યંતરાદિક, પ્રાણીઓનું પશુરૂપ જે વન, તેને વિષે સિંહ સમાન કેમ છે, તે દેખાડે છે.

ભુવણ્ણા રણ્ણ નિવાસ દરિય પર દરિસણ દેવય,
જોઇણિ પૂયણ ખિત્તવાલ ખુદ્દાસુર પસુવય;
તુહ ઉત્તટ્ઠ સુનટ્ઠ સુટ્ઠુ અવિસંઠુલુ ચિટ્ઠહિ,
જય તિહુઅણવણ સિંહ પાસ પાવાઈ પણાસહિ. ૧૬

ભાવાર્થ—જગતરૂપ અરણ્યને વિષે નિવાસ છે જેમનો એવા, મદસહિત એટલે અહંકારયુક્ત એવા, અન્યદર્શનના દેવતા, એટલે બુદ્ધાદિ દેવ દેવીઓ, તથા સિદ્ધ છે દુષ્ટ મંત્રો તે જેને એવી મનુષ્ય જાતિની સ્ત્રિયો, તથા દુષ્ટ વ્યંતરિઓ, તથા ક્ષેત્રના નાયક એવા વ્યંતરદેવ, તથા દુષ્ટ એવા ભુવનપતિ પ્રમુખ અસુરદેવો તેજ જાણે પશુના સમૂહ, તે તમારા થકી અતિશે ત્રાસ પામીને અદૃષ્ટપણે અતિશય સાવધાનપણે, ભય સહિત રહે છે; એ હેતુ માટે, હે ત્રણ જગતરૂપ વનને વિષે સિંહ સમાન, એટલે જેમ સિંહથી વનનાં પશુ માત્ર ત્રાસ પામી દૂર થાય છે, તેમ પ્રથમ કહેલા સર્વ ક્ષુદ્ર

દેવાદિ પશુઓ તમને ઉપદ્રવ કરી શક્તા નથી, એટલુંજ ન
પરંતુ તમારી સ્તુતિ કરનારને પણ ઉપદ્રવ કરી શકતા નથી, એ
હે પાર્શ્વનાથ સ્વામિન્, મારા સર્વ પાપમાત્રને નાશ કરો, અર્થાત
મને વિષય, કષાય રોગાદિ શત્રુઓથી બચાવો. ૧૬

હવે શ્રી પાર્શ્વનાથ પ્રભુએ ગ્રંથ કર્તાને પ્રત્યક્ષ દરિશન દીધું,
વખાણે છે.

ફણિ ફણફાર ફુરંત રયણકર રંજીય નહયલ,
ફલિણીકંદલ દલ તમાલ નિલુપ્પલ સામલ;
કમઠાસુર ઉવસગ્ગ વગ્ગ સંસગ્ગ અગંજીય,
જય પચ્ચખ્ખજીણેસ પાસ થંભણય પુરઠ્ઠિય. ૧૭

ભાવાર્થ—હે સ્વામિન્, ફણીશ્વર કેતાં ધરણેંદ્ર, તેની ફણાએ
ને વિષે અતિશય વિસ્તાર પામતા રત્નનાં કિરણોએ રંજ્યું
આકાશતળ, તેને વિષે રાયણ વૃક્ષના નવા અંકુરા, તથા પાંદડ
તથા તમાલ વૃક્ષનાં પાંદડાં, તથા કાલું કમલ, તેના જેવા શ્યામમૂર્તિવં
નીલ કાંતિવાન એવા, અને કમઠ નામે જે અસુર દેવ, તેના ઉપસગ
નાં સમુહના સંસર્ગથી નં પરાભવ પામેલા એવા, વળી મા
દ્રષ્ટિ ગોચર થયા માટે પ્રત્યક્ષ, એવા હે જીનેશ્વર, સ્થંભનકપુર
રહેલાં, એવા હે પાર્શ્વનાથ પ્રભો, તમો જયવંતા વર્તો. ૧૭

વળી હે પ્રભુ, મારા મન, વચન, કાયાના જોગ પ્રસન્ન થા
ત્યારેજ હું તારી ઉપર કૃપા કરૂં, એમ હે સ્વામિન્, આપે વિચાર
નહિ; પણ આપના મહાત્મ્યનેજ પ્રમાણભૂત રાખીને મારી ઉ
કૃપા કરો, એવી પ્રાર્થના, ગ્રંથ કર્તા વિનતી પૂર્વક કરે છે.

મહ મણતરલુ પમાણુ નેય, વાયાવિ વિસંઠુલુ,
નેય તણુરવિ અવિણય સહાવું, અલસ વિહલંથલુ;
તુહ માહપ્પુ પમાણુ દેવ, કારૂણ્ણ પવિત્તઉ,
ઇય મઈ મા અવહીરિ, પાસ પાલિહિ વિલવંતઉ. ૧૮

ભાવાર્થ—હે ભગવન્, મારૂં મન પ્રસન્ન છે, અથવા થા
તેનું કાંઇ પણ પ્રમાણ નથી. કારણકે, તે અતિ ચંચળ છે; વ
મારી વાણી પણ પ્રસન્ન છે, કે પ્રસન્ન થાય, તેનું કાંઈ પ્રમા

નથી, કેમકે તે અવ્ય, વસ્થિત છે, એટલે ચળ વિચળ છે, તથા શરીર છે તે પણ અવિનીત છે, એટલે વિનય રહિત છે, સ્વભાવ તે જેનો, એવું છે, કેમકે આલસે કરી તે વશવર્તિ નથી રહ્યું, પરવશ થયું છે; માટે તમારૂં મહાત્મ્યજ એક પ્રમાણભૂત છે, તેજ પરમ શુદ્ધ છે, પણ મારા મન, વચન, કાયાના યોગ શુદ્ધ નથી, તો પણ તમારૂં મહાત્મ્ય ઘણું મોટું છે, માટે મારા ઉપર કૃપા કરો, કેમકે હે દેવ, તમારી ઘણી કરૂણાએ કરીનેજ પવિત્ર છું, માટે મારી અવગણના કરો નહિ, પણ હે પાર્શ્વનાથ પ્રભો, દુઃખવડે વિલાપ કરતો એટલે શોક કરતો એવો મુજને પાલન કરો, રાગાદિ શત્રુથકી રક્ષણ કરો, પણ મને અવિનીત, અયોગ્ય જાણીને ઉવેખી મૂકો નહિ, પણ સેવક જાણીને બાંહે ધરો. ૧૮

વળી હે સ્વામિન્, આપ કહેશો કે અન્ય હરિહરાદિ દેવોની પણ તમે પ્રાર્થના કરો, કેવળ મારીજ પ્રાર્થના કરવાનુ શું પ્રયોજન છે, એમ પણ આપે ન વિચારવું, એમ કર્તા વિનતિ પૂર્વક કહે છે.

કિં કિં કપ્પિઉ નેય કલુણ કિં કિં વ ન જંપિઉ,
કિં વ ન ચિટ્ઠિઉ કિટ્ઠુ દેવ દીણયમવલંબીઉ;
કાસુ ન કિય નિપ્ફલ્લ લલ્લિ અમ્હેહિ દુહત્તિહિ,
તહવિન પત્તઉ તાણું કિંપિ પઇ પહુ પરિચત્તિહિ. ૧૯

ભાવાર્થ—વળી હે પાર્શ્વ પ્રભુ, આપે તજી દીધેલો એવો જે હું તેને બીજે કોઇ પણ સ્થળે કોઇની પાસે પણ ગમે તેટલી દીનતા દેખાડ્યા છતાં પણ કાંઇ વળ્યું નહિ, હે ભગવન્, દુઃખે પીડાતા એવા જે અમો તેણે શું શું નથી ચિંતવન કર્યું અપિતુ, દુઃખ મટાડવાને મનવડે સઘળું વિચારી જોયું, વળી દીનપણાને અવલંબીને શું શું દીન વચન હું વાણીવડે નથી બોલ્યો? અપિતુ, મારા દુઃખ મટાડવા માટે અન્ય દેવ મનુષ્યાદિ સર્વ પાસે અનેક પ્રકારના દીન વચન પણ બોલ્યો, વળી દીન થઇને લાચારપણે કલેશકારી એવી કાયાવડે કરીને શું શું કષ્ટ નથી કર્યાં? અપિતુ, સઘળું કષ્ટકારી આચરણ કાયાએ કરીને કર્યું; હે દેવ, દીનપણાને એટલે રંકપણાને ધારણ કરીને મેં કયા કયા પુરૂષની આગળ નિષ્ફળ એવી ચાટુ ઉક્તિ, એટલે નમ્રતાપૂર્વક પ્રિય મધુર વચન, બોલવું, તે

નથી કર્યું! અપિતુ, સઘળું નહિ કરવા જોગ પણ કર્યું, તો પણ પ્રભો, તમોએ મારો પરિત્યાગ કરેલો હોવાથી કોઇથી પણ કોઇ સ્થળે કાંઇ પણ શરણ કે રક્ષણ હું ન પામ્યો, એટલે મન વ કાયાએ કરી સર્વની આગળ વિનતિ કરી પણ તમારી કૃપા મ ઉપર થયા વિના કોઈ દેવાદિ કાંઇ પણ કરવા સમર્થ નથી ર એવા તમો સમર્થ છો; માટે આ કષ્ટનું નિવારણ થવા તમાર પ્રાર્થના સફળ થાઓ. ૧૯

વળી હે સ્વામિન્, આ સંસારને વિષે આપના વિના બીજા કોઈનું પણ શરણ નથી, તેજ વાત વિનતિપૂર્વક ગ્રંથ કહે છે.

તુહુ સામિઉ તુહ માય બપ્પુ તુહુ મિત્ત પિયંકરૂ,
તુહુ ગઈ તુહુ મઈ તુહુ જિતાણુ તુહુ ગુરૂ ખેમંકરૂ;
હઉ દુહભર ભારિઉ વરાઉ રાઉ નિબ્ભગ્ગાહ,
લીણઉ તુહકમકમલ સરણું જિણ પાલહિ ચંગહ. ૨૦

ભાવાર્થ—હે ભગવન્, મારે તો આ જગતને વિષે એક તમે સ્વામિ છો, અર્થાત્, સર્વ ઐશ્વર્ય સંપન્ન પતિ છો, તથા મારે તમોજ માતા છો, તમોજ પિતા છો, વળી મ્હારે તો મહાહિ કરવાવાળા એવા પ્રિયકારી મિત્ર પણ તમોજ છો, વળી હે સ્વામિ મારી ગતિ પણ તમોજ છો, એટલે પામવા યોગ્ય પણ તમોજ અર્થાત્, જે રક્ષણ તમારા વિના બીજા કોઈથી પણ થઇ શ નથી, એવા રક્ષણના ઉપાયરૂપ તમારૂંજ અર્થાત્, જેણે કરીને મ કરીએ, જાણીયે, તેને મતિ કહીયે, તે મતિ પણ તમોજ છો, શ કરવા યોગ્ય પણ તમોજ છો, કેમકે જે જગ્યાએ જે યથાર્થ જ્ઞાન જણાય છે, તેટલું તમારાથીજ પ્રવર્ત્યું છે, વળી તો તમોજ રક્ષણરૂપ છો, તથા કલ્યાણકારી એવા ગુરૂ પણ મારે તમોજ છો, કેમકે ગુ એટલે અજ્ઞાન અને રૂ એટલે રૂંધનાર, એ ગુરૂ શબ્દનો અર્થ થાય છે, માટે મારા અજ્ઞાનરૂપ અંધકારનો ન કરનાર એવા ગુરૂ પણ તમોજ છો, હું જે દુઃખરૂપ ભારવડે ભ વાલો એટલે દબાયલો એવો, અથવા દુઃખના સમૂહ વડે ભરેલ એટલે ચારેપાસથી ઘેરાયલો. એજ કારણ માટે રાંક થયેલો એ

તથા ઉત્કૃષ્ટ એવા ભાગ્ય રહિત પુરૂષોનો ચક્રવર્તી રાજા, એટલે નિર્ભાગ્ય પુરૂષોમાં પણ જે ઉત્કૃષ્ટા નિર્ભાગ્ય પુરૂષો તેનો રાજા કહેતાં શિરોમણી રાજા એવો છું; તો પણ તમારા ગુણોમાં લીન થયેલો. અર્થાત્, તમનેજ આશ્રીને રહેલો છું, માટે તમારા ચરણ કમલનુંજ મને શરણ છે, માટે હે જિન પરમાત્મન્, મારૂં પાલન કરો, મારૂં રક્ષણ કરો. ૨૦

હે ભગવન્, કદાપિ તમો એમ કહેશો કે ભાઇ, હું તો વીતરાગ છું. ને મેં ઉપકાર કોઇનો કર્યો નથી, માટે મારી પ્રાર્થના શું કરવા કરે છે? એમ પણ તમારે ન કહેવું, એવી રીતે તર્ક કરી. તેનો ઉત્તર મનમાં ધારીને ગ્રંથકર્તા પ્રભુની વિનતિ પૂર્વક પ્રાર્થના કરે છે.

પઇ કિવિકય નીરોય લોય કિવિ પાવિય સુહસય,
કિવિ મઈમંત મહંત કેવી કિવિ સાહિય સિવપય;
કિવિ ગંજીય રિઉવગ્ગ કેવિ જસ ધવલિય ભૂયલ,
મઈ અવહીરહિ કેણ પાસ સરણાગય વચ્છલ. ૨૧

ભાવાર્થ—વળી હે સ્વામિન્, આપે કેટલાક ભક્ત લોકોને રોગરહિત કર્યા છે, વળી કેટલાકોને સંકડોગમે સુખોની પ્રાપ્તિ કરાવીને સુખી કર્યા છે, વળી કેઈકને મહા મતિવંત કર્યા છે, કઈકને મહંત, મહા ગુણવાન, ઉત્તમ ચારિત્રવાળા સર્જ્યો કર્યા છે, વળી કઇકને આપે શિવપદ જે મોક્ષ અર્થાત્, શુદ્ધ પરમાત્મ સ્વરૂપ, સાધી આપ્યું છે. વળી પોતાના શત્રુઓને જેણે સહેજમાં પરાભવ પમાડયો છે; એવા જયવાન્ કેઇકને કર્યા છે, તથા વળી પૃથ્વીને જેણે પોતાની કીર્તિથી ઉજવલ કરી છે, અર્થાત્, જેમની જગતને વિષે સર્વત્ર કીર્તિ પ્રસરી રહી છે, એવા યશસ્વિ કર્યા છે; તો હે પ્રભો, હે શરણાગત વત્સલ, અર્થાત્, પોતાને શરણે આવેલાને પ્રીતિ પૂર્વક મહા હિતના કરનાર એવા, હે મહા કૃપાવંત પાર્શ્વ પ્રભુ, મારો તિરસ્કાર કરીને મારી અવગણના શા માટે કરો છો? ૨૧

હે ભગવન્, મારી અવગણના કરવાનું તમારે કાંઇ પણ કારણ નથી, તે હવે વિનતિપૂર્વક દેખાડે છે.

પચ્ચુવયાર નિરીહનાહ નિપ્પન્ન પઓયણ,
તુહ જિણ પાસ પરોવયાર કરણિક્કપરાયણ;
સત્તુમિત્ત સમચિત્ત વિત્તિ નયનિંદય સમમણ,
મા અવહીરિય જુગ્ગઉવિ મઈ પાસ નિરંજણ. ૨૨

ભાવાર્થ—હે સ્વામિન્, આપ કેવા છો? તો કે, પારકા ઉપર ઉપકાર કરીને લેશ પણ પાછા બદલાની ઇચ્છા નથી જેમને, અર્થાત્. સંપૂર્ણ નિઃસ્પૃહિ, નિઃસ્વાર્થપણે, કેવળ પરમાર્થબુદ્ધિએ, એક કરૂણા ભાવથીજ પરનું એકાંતે હિત કરવાની અપેક્ષાએ પરનો ઉપગાર કરનારા છો; વળી હે પ્રભુ, આપ કેવા છો? તો કે, જેના સર્વ અર્થ કેતાં પ્રયોજન સિદ્ધ થયા છે, કાંઇ પણ કરવું કે પામવું બાકી રહ્યું નથી, એવા સર્વાર્થ સિદ્ધ પ્રભુ છો; વળી હે નાથ, આપ સદાકાળ રાગદ્વેષે કરીને રહિત, મહા સમતાભાવે વર્તનારા છો, વળી પારકા ઉપર ઉપગાર કરવાને સદા તત્પર, એક તાનવાળા. તન્મયપણે વર્તો છો; વળી હે સ્વામિન્, આપ શત્રુને વિષે તથા મિત્રને વિષે સમાન છે ચિત્તની વૃત્તિ તે જેમની, એવા સમભાવિ છો, વળી પોતાને નમસ્કાર પૂર્વક સ્તુતિ કરનારા ભક્ત જનો ઉપર, તેમજ નિંદા કરીને, અનેક પ્રકારના ઉપદ્રવ કરીને, શત્રુભાવ દર્શાવનારા વિરોધિઓ ઉપર પણ જેનું સદાકાળ સમચિત્ત વર્તે છે એવા છો, અર્થાત્. કોઈ વાંસલાએ કરીને છેદે. મારે, કુટે, નિભ્રંછે, અને કોઇ બાવના-ચંદનના વિલેપનપૂર્વક મહા સુગંધી પુષ્પો, તથા મહા મૂલ્યવાન વસ્ત્રાલંકારે કરીને અત્યંત ભક્તિસહિત પૂજા કરે, તે બંને ઉપર તુલ્ય મનોવૃતિ છે જેમની, એવા મહા વીતરાગ છો; તો હે પ્રભુ. હું ગમે તેવો ભૂંડો કે અજોગ છું, તોપણ મારી ઉપર કરૂણા લાવીને મને રહેમ દ્રષ્ટિવડે જુઓ, પણ મારી અવગણના કરો નહિ; કેમકે આપ સર્વપ્રકારના કર્મઅંજને કરીને રહિત નિર્વિકારી, નિર્દોષ છો, મહા શુદ્ધ છો, માટે આપની અમિની દ્રષ્ટિ મારી ઉપર નાખો, જેથી હું પાવન થાઉં, પણ અવગણનાનું પાત્ર ન થાઉં, જેની દ્રષ્ટિમાં રાગ દ્વેષરૂપ અંજન રહ્યું છે તેવા પુરૂષે મારા ઉપર દ્રષ્ટિ કરી તો પણ શું, અને ન કરી તો પણ શું; માટે હે નિરંજન, તમો મારા ઉપર કૃપા દ્રષ્ટિ કરો, જેથી મારૂં સઘળું કાર્ય સિદ્ધ થાય. ૨૨

આપની પ્રસન્નતાજ મારે સર્વ અર્થની સિદ્ધિરૂપ હોવાથી મારા ઉપર પ્રસાદ કરો, પણ અવગણના કરવી ન ઘટે તે કહે છે.

હુઉ બહુવિહ દુહતત્તગત્તુ તુહુ દુહ નાસણપરૂ,
હુઉ સુયણહ કરૂણિક્કઠાણુ તુહુ નિરૂ કરૂણાપરૂ;
હુઉ જિણ પાસ અસામિસાલુ તુહુ તિહુઅણ સામિય,
જં અવહીરહિ મઇં ઝખંત ઇય પાસ ન સોહિય. ૨૩

ભાવાર્થ-- હે સ્વામિન્, ઘણા પ્રકારના દુઃખવડે તપ્ત થએલું છે શરીર તે જેનું, એવો હું છું, અને આપ દુઃખનો નાશ કરવામાં સદા તત્પર એવા છો, તથા હું સજ્જન પુરૂષોને કરૂણા કરવા યોગ્ય. અર્થાત્, તેઓની દયાનું એક અદ્વિતીય એટલે મારા જેવું બીજું કોઇ નહિ એવા સ્થાનરૂપ છું, અને આપ એક દયામયજ મૂર્તિ છો. અર્થાત્, દયાની ખાણ છો, કરૂણાના નિધાન છો, વળી હું હે પ્રભુ, સ્વામિપણાએ રહિત દીન, અનાથ, સર્વ પ્રકારના દરિદ્રપણાએ શોભતો છું, અને આપ ત્રણ ભુવનના સ્વામિ એવા, એટલે સર્વ પ્રકારના ઐશ્વર્યવડે શોભતા છો, તો એવી રીતે વિલાપ કરતો એવો જે હું તેની આપ અવગણના કરો છો, એ હે પરમાત્મા, આપને શોભતું નથી. માટે હે કૃપાળુ દેવ, હવે તો જે તે પ્રકારે મારી ઉપર પ્રસન્ન થઇને પસાય કરો. ૨૩

વળી હે ભગવન્, કદાપિ મને અયોગ્ય ધારીને મારી અવગણના કરશો તો તે પણ યુક્ત નથી, એમ કહી દેખાડે છે.

જુગ્ગા જુગ્ગ વિભાગ નાહ નહુ જોયહિ તુહ સમ,
ભુવણુવયારસહાવભાવ કરૂણારસસત્તમ;
સમવિસમઇં કિં ઘણુ નિયઇ ભુવિદાહ સમંતઓ,
ઇય દુહિ બંધવ પાસ નાહ મઇપાલ થુણંતઓ. ૨૪

ભાવાર્થ—હે ભગવન્, જગતને ઉપકાર કરનાર એવો છે સ્વાભાવિક અભીપ્રાય તે જેમનો એવા, તથા દયારસવડે શ્રેષ્ઠ એવા, હે સ્વામિન્, તમારા જેવા મોટા પુરૂષો, આ યોગ્ય છે, ને આ અયોગ્ય છે, એ પ્રકારના વિભાગને નથીજ જોતા, આ યોગ્ય પુરૂષ છે માટે એના ઉપર કૃપા કરૂં, ને આ તો અયોગ્ય છે, માટે એના

ઉપર કૃપા ન કરૂં, એવો વિચાર મોટા પુરૂષો કરતાજ નથી, તે ઉપર દ્રષ્ટાંત કહે છે; કે પૃથ્વિવિષે દાહને શમાવતો એવો જે મેઘ તે શું સરખા, ઉંચા કે નીચા સ્થાન જુવે છે? નહી, અપિતુ, વરસતી વખતે તે વિચાર કરતો નથી કે; આ સારૂં સ્થાન છે, માટે ઇહાં વરસું, ને આ સારૂં સ્થાન નથી, માટે ઇહાં ન વરસવું; તેમ આપ પણ દુઃખી ઉપર દયા કરતી વખત સાર અસારનો વિચાર કરતા નથી એ હેતુ માટે, દુઃખવાળા જનના બંધુ સમાન એટલે જેમ બાંધવ દુઃખનો નાશ કરે, તેમ દુઃખી જનના દુઃખનો નાશ કરનાર એવા હે પાર્શ્વનાથ પ્રભુ, સ્તુતિ કરતો એવો જે હું, તે મારૂં પાલન કરો, અર્થાત્, રક્ષણ કરો, ૨૪

હે ભગવન્, વળી કદાચિત તમો એમ વિચારતા હશો કે, યોગ્ય કે અયોગ્ય એવો વિચાર તો અમારે કરવો ઘટે છે, તો એવી રીતે પણ હું કૃપા કરવાને યોગ્ય છું, એવા પ્રકારની સ્તુતિપૂર્વક પ્રાર્થના કરે છે.

નય દીણહ દીણયું મુયવિ અન્નુવિ કિવિ જુગ્ગય,
જં જોઇવિ ઉવયાર કરહિ ઉવયાર સમુજ્જય;
દીણહ દીણું નિહીણું જેણ તઇનાહિણ ચત્તઉ,
તો જુગ્ગઉ અહમેવ પાસ પાલહિ મઇ ચંગઉ. ૨૫

ભાવાર્થ—હે ભગવન, ઉપાકર કરવાને ઉદ્યમવંત થયેલા એવા મોટા પુરૂષો જે યોગ્યતાની ગવેષણા એટલે તપાસ કરીને સહુ સહુની યોગ્યતા પ્રમાણે તથાવિધ ઉપકાર કરે છે, તેવી યોગ્યતા તો રંક પુરૂષોની રંકપણાને મૂકીને બીજી કોઈ પણ યોગ્યતા નથી, એટલે રંક પુરૂષોનું રંકપણું મૂકીને બીજી યોગ્યતા દયા કરવાને અર્થે ખોળવી પડતી નથી; કેમકે હું રંકથકી પણ રંક છું, અતિશે નિર્બલ છું, લઘુ છું, તુચ્છ, હલકો છું, કારણકે હે સ્વામિન્, આપે મને ત્યાગ કરેલો છે, તેથી હુંજ કૃપા કરવાને યોગ્ય છું; માટે હે પાર્શ્વનાથ પ્રભો, જેમ મારૂં કલ્યાણ થાય તેમ પાલન કરો, અર્થાત્, રક્ષણ કરો. ૨૫

વળી ઉપરની વાતને વિશેષ પ્રકારે દ્રઢ કરતા થકા પ્રભુની પ્રાર્થના કરે છે.

અહ અન્નુવિ જુગ્ગય વિસેસુ કિવિ મન્નહિ દીણહ,
જં-પાસિવિ ઉવયારૂ કરઈ તુહ નાહ સમગ્ગહ;
સુચ્ચિય કિલ કલ્લાણુ જેણ જિણ તુમ્હ પસીયહ,
કિં અન્નિણ તંચેવ દેવ મા મઈ અવહીરહ. ૨૬

ભાવાર્થ--વળી હે ભગવન્, હવે આપ બીજી કોઈ પણ યોગ્યના વિશેષ જોઇને ઉપકાર કરતા હો, તો સમસ્ત રંક પુરૂષોની યોગ્યતા વિશેષને દેખીને ઉપકાર કરો છો, તો હે જિન પરમાત્મન્, જેણે કરીને તમો પ્રસન્ન થાઓ તેજ યોગ્યતા વિસેષ નિશ્ચે કરીને જીવને કલ્યાણકારી થાય છે; બીજા કોઇ પણ હેતુએ કરીને શું પ્રયોજન છે? અર્થાત્, કાંઇ પણ નહિ; જે ભક્તિ, વિવેક આપની પ્રસન્નતા મેળવી શકે, તેજ તે ભક્તની ખરેખરી યોગ્યતા વિશેષ છે. માટે હે દેવ, તેજ યોગ્યતા વિશેષને કરો, પણ મારી અવગણના નહિ કરો. ૨૬

વળી હે પ્રભુ આપની કરેલી પ્રાર્થના કદાપિ નિષ્ફલ જતી નથી, તે દેખાડે છે.

તુહ પત્થણ નહુ હોઇ વિહલુ જિણ જાણઉ કિંપુણ,
હઉ દુક્ખિય નિરૂ સત્તચત્ત દુક્કહુ ઉસ્સુયમણ;
તંમન્નઉ નિમિસેણ એઉ એઉવિ જઇ લબ્ભઇ,
સચ્ચં જં ભુક્ખિયવસેણ કિં ઉંબરૂ પચ્ચઇ. ૨૭

ભાવાર્થ--વળી હે સ્વામિન્, આપને કરેલી પ્રાર્થના કદી પણ નિષ્ફલ કોઇને પણ જતી નથી, એમ તો હું નિશ્ચે જાણું છું; તો પણ હે પ્રભુ, હું અત્યંત દુઃખવડે કરીને પીડિત, હેરાન થયેલો, સર્વ સત્વે કરીને રહિત બની ગયેલો છું, અને તેથીજ દુઃખના ખેદ અને શ્રમના પરિતાપવડે કરીને, રોગ મટાડવાને અત્યંત ઉત્સુક બનેલો છું; તેથી વારંવાર આતુરપણાએ વ્યાકુળ થઇને આમ મારા દુઃખની શાંતિને અર્થે પ્રાર્થના કરૂં છું; વળી જાણું છું કે, આ ફળ રહ્યું, આ વસ્તુની પ્રાપ્તિ રહી, એક આંખના પલકારા માત્રમાં જાણે મળી જાય એવી ઉત્સુક્તા થાય છે, તે અત્યંત દુઃખના ભરને લીધે છે, તે ઉપર દ્રષ્ટાંત એ છે કે, શું અત્યંત ભુખ લાગી હોય તેથી કાંઇ ઉંબરાના વૃક્ષ પાકી જાય? અર્થાત્, કાંઇ ઉતાવળે આંબા

પાકતા નથી, તેમ પણ હું જાણું છું, વળી એમ પણ સમજું છું કે, રત્નત્રયીની શુદ્ધ આરાધનાવડે ઘનઘાતી કર્મનો ક્ષય કરી કેવળ-જ્ઞાન પામીને શુદ્ધ પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ થતાં સર્વ પ્રકારના દુઃખોની સમકાળે શાંતિ થાય, એમ પણ જાણું છું; તો પણ આતુરતાને લીધે વારંવાર મારૂં દુઃખ મટાડવાને માટે કહું છું. ૨૭

હે સ્વામિ મારૂં જે સ્વરૂપ હતું, અને મારે જે ઇચ્છા હતી; તે સર્વ આપની પાસે વિદિત કરી, હવે આપ મહા ચતુર, અને દયાવંત છો, તો જેમ આપને ઉચિત હોય, તેમ મારૂં કાર્ય સિદ્ધ કરો, તેજ કહે છે.

તિહુઅણ સામિય પાસ નાહ મઇ અપ્પુ પયાસિઉ,
કિજ્જઉ જં નિયરૂવ સરિસુ ન મુણઉ બહુ જંપિઉ;
અન્નુ ન જિણ જગ્ગિ તુહ સમોવિ દાખિન્નુ દયાસઉ,
જઇ અવગન્નસિ તુહજિ અહહ કહ હોસુ હયાસઉ. ૨૮

ભાવાર્થ—હે ત્રણ જગતના ધણી, હે પાર્શ્વનાથ પ્રભો, મેં મારૂં જેવું દુઃખ સ્વરૂપ હતું તેવું, અથવા મારૂં જેવું મનનું વાંછિત હતું, તેવું આપને પ્રકાશ કર્યું, એટલે કહી દેખાડ્યું, કારણ કે હું ઘણું બોલવું નથી જાણતો, તે કારણ માટે પોતાના સ્વભાવને યોગ્ય એવું, એટલે આપ મહાદયાળુ સ્વભાવવંતને જે ઉચિત લાગે તે કરો; કદાચિત હે પ્રભો, આપ મારૂં નિવેદન કરેલું કાર્ય નહિ કરો, તો પણ હું બીજા કોઇ દેવની તો પ્રાર્થના કરવાનોજ નથી; હે રાગ દ્વેષના જીતનારા, હે જિનેશ, આપને જગમાં અસાધ્ય કાંઇ પણ નથી, માટે જગતને વિષે ડહાપણ તથા દયા તેમના આસ્થાનરૂપ એવા એટલે જગતમાં જેટલું ડહાપણ છે, તે સઘળું તમારે વિષે રહેલું છે, અને જેટલી જગતમાં દયા છે; તે કરતાં અનંત ઘણી દયા આપ એકલાને વિષે છે, એવા આપતુલ્ય અન્ય કોઈ પુરૂષ નથી; એટલે આપ જેવો જગતમાં ડહાપણવાલો, દયાળુ કોઇ પણ અન્ય પુરૂષ નથી, તો અધિક તો ક્યાંથીજ હોય? જેથી તમને મૂકી તેની પ્રાર્થના કરૂં, હવે જો આપજ મારી અવગણના કરશો, તો હા હા, ઇતિખેદ, હતાશ એવો જે હું, અર્થાત્, હણાઇ છે વા નાશ પામી છે સર્વ આશા તે જેની, એવો જે હું તે મારા શા હાલ થશે? અર્થાત્,

હું અનન્ય ગતિવાલો છું, માટે આપજ જરૂર મારૂં કાર્ય સિદ્ધ કરો. ૨૮

હવે ઘણા પ્રેમથી સ્તુતિ કરતાં થકાં પ્રેમથી અંતરદ્રષ્ટિ થઇ તેથી જાણે સ્વપ્નાવસ્થામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું રૂપ જોઇને નમસ્કાર કરે છે, ને તેને અનુસારે વિજ્ઞાપના કરે છે.

જઈ તુહ રૂવિણ કિણવિપેય પાઇણ વેલવિયઉ,
તુવિ જાણુઉ જિણ પાસ તુમ્હિ હઉં અંગીકરિઉ;
ઇય મહ ઇચ્છિઉ જં ન હોઇ સા તુહ ઓહાવણુ.
રખ્ખંતહ નિયકિત્તિ ણેય જુજ્જૈઇ અવહીરણુ. ૨૯

ભાવાર્થ—હે જિન પરમાત્મન, હે પાર્શ્વનાથ પ્રભો, આપના રૂપે કરીને પ્રેતસરખા કોઇ પુરૂષે એટલે પાર્શ્વનામે યક્ષાદિક અથવા કોઇ વ્યંતર દેવથી જો હું ઠગાયો હોઉં, એટલે મેં આજ સાક્ષાત પાર્શ્વનાથજી દીઠા એ પ્રકારે ઠગાયો હોઉં, તો પણ આપેજ જાણે મારો અંગીકાર કર્યો છે, એવી રીતે હું જાણું છું; એ હેતુ માટે હવે આ મારૂં ઇચ્છેલું કાર્ય સિદ્ધ ન થાય તો તે તમારી અપભ્રાજના એટલે લઘુતાઈ છે, કારણ કે પોતાની કીર્ત્તિની રક્ષા કરતા એવા આપની અપકીર્ત્તિ ન થવી જોઈએ; એટલે યદ્યપિ કોઇ દેવે આપનું રૂપ ધારણ કરી મને જુઠું સ્વપ્ન આપ્યું હોય, ને તેથી હું આવીને આ પ્રકારની આપની પ્રાર્થના કરૂં તો પણ મારૂં વાંછિત સિદ્ધ ન થાય તેમાં પણ આપનીજ હેલના છે, કેમ જે અદ્યાપી ન થયેલી આપની જે અવગણના તે શું હવે કરાવવી ઘટે? અર્થાત્, નજ ઘટે. માટે શીઘ્ર પ્રસન્ન થાઓ. ૨૯

હવે વિજ્ઞાપનામાં કોઇ પણ પ્રકારની અપૂર્ણતા ન રહે એવી રીતે સ્તુતિ કરે છે.

એહ મહારિય જત્ત દેવ ઇહુ ન્હવણ મહુસઉ,
જં અણલિય ગુણ ગહણ તુમ્હ મુણિજણ અણિસિદ્ધઉ;
એમ પસીય સુપાસનાહ થંભણય પુરટ્ઠિય,
ઇય મુણિવરૂ સિરિ અભયદેઉ વિન્નવઇ અણિંદિય. ૩૦

ભાવાર્થ—હે દેવ, પ્રત્યક્ષ થયેલા એવા જે આપ તેજ હે પ્રભુ, આ મ્હારી યાત્રા છે. આજ મ્હારો સ્નાત્રમહોત્સવ માનું છું. કેમ જે આપનું મુનિજનોએ નહિ નિષેધ કરેલું એવું તથા વિદ્યમાન સાક્ષાત ગુણોનું ગ્રહણ કરેલ છે જેમાં, એવું આ સ્તોત્ર મેં કર્યું. એ પ્રકારે એટલે આ ઉપર કહ્યા પ્રમાણે મારૂં વૃતાંત છે, માટે મારી ઉપર પ્રસન્ન થાઓ; કારણ કે રાજાદિકના ગુણ ગ્રહણ કરવા તથા બોલવા તે મુનિને નિષેધ છે. કેમ જે તેઓ પાપી હોય. તથા જે ગુણ તેઓમાં ન હોય તેવા ગુણ કહેવા પડે ઇત્યાદિક દોષ છે, પણ આ સ્તોત્ર તો મુનિજનને પણ ભણવા યોગ્ય છે; તેથી ગૃહસ્થે તો અવશ્ય પાઠ કરવોજ જોઇયે, એમ સૂચના કરી; તથા હે પ્રભો. જે તમારી યાત્રા કરે, તથા સ્નાત્રમહોત્સવ કરે, તથા જે તમારા આ સ્તોત્રનો પાઠ કરે, તેના ઉપર પ્રસન્ન થાઓ, સ્તંભનપુરને વિષે રહ્યા એવા હે પાર્શ્વનાથ પ્રભો, આવી રીતે ત્રણ લોકના લોકોને મનોવાંછિત પૂરક એવા આ સ્તોત્રને દેખીને પ્રશંસા કરાયલા એવા, વળી મુનિમાં શ્રેષ્ઠ એવા શ્રીઅભયદેવસૂરિ મહારાજાએ આપની એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. ૩૦

ઇતિ: શ્રીઅભયદેવસૂરિ મહારાજા. જે લગભગ સંવત ૧૧૦૦ ની શરૂઆતમાં તથા તે પહેલાં થઇ ગયા, અને જેમણે મહા અદ્ભુત નવાંગી વૃતિ કરી છે, તે શ્રીપ્રસન્નચંદ્રસૂરિ મહારાજના ગુરૂ અને શ્રીબુદ્ધિસાગરસૂરિ મહારાજના શિષ્ય તથા શ્રીજિનચંદ્રસૂરિના ગુરૂભાઇ એવા આ મહાત્મા શ્રીઅભયદેવસૂરિ મહારાજા રચિત આ શ્રીજયતિહુઅણ સ્તોત્ર સમાપ્ત થયું. કલ્યાણમસ્તુ.

## ૪૦ વિભાગ. જીવાનુશાસ્તિ કુલક, અર્થસહિત.



જીવાનુશાસ્તિ કુલક શબ્દમાં જીવ કહેતાં દેહધારી ભવ્ય પ્રાણીઓ, જેને અનુશાસ્તિ કેતાં બોધ થાય એવો ગ્રંથ, એટલે પોતાના આત્માને હિતશિક્ષા કેમ કરાય, તે શિખવનાર ગ્રંથ લખીયે છીયે; આ ગ્રંથના પ્રારંભમાં ગુરૂ મહારાજા, આત્માર્થિ, સુવિનીત, શિષ્યો-

એ પોતાના આત્માને હિતશિક્ષા કેમ કરવી, તેની પરિપાટી શિખવે છે.

રે જીવ કિં ન બુજ્ઝસિ, ચઉગઇ સંસાર સાયરે ઘોરે;
ભમીયો અનંત કાલં, અરહટ્ટ ઘડિવ્વ જલમઝ્ઝે. ૧

ભાવાર્થ—હે શરીરધારી પ્રાણી, શું તું નથી જાણતો કે. એક દેવગતિ, બીજી મનુષ્ય ગતિ, ત્રીજી તિર્યંચ ગતિ, અને ચોથી નરક ગતિ. એમ એ ચતુર્ગતિ ભ્રમણરૂપ સંસારરૂપી જે સમુદ્ર, તે કેવો છે? તો કે સંયોગ, વિયોગ, આધિ, વ્યાધિ, દુર્ભાગ્ય, જન્મ, જરા. મરણ, ઇત્યાદિ દુ:ખોના સમુહે કરીને મહા ભયંકર એવો આ સંસારરૂપી જે સમુદ્ર તેને વિષે તું વિષય, કષાયના મલિન અધ્યવસાયે કરી અનંતો કાલ ભમ્યો, અર્થાત્, અનંતા જન્મ મરણ પ્રત્યે પામ્યો, તે કેની પેઠે તો કે, રેંટના કૂવાને વિષે રહેલા અરહટ્ટના ઘડાની પેઠે. એટલે જેમ રેંટનો ઘડો કૂવાને વિષે વારંવાર ભરાય છે અને ઠલવાય છે, તેમ તું પણ, આ સંસારરૂપી સમુદ્રને વિષે વારંવાર જન્મ્યો અને મૂઓ. એમ અનંતો કાળ ભમ્યો, એવો એકાંત દુ:ખમય જે આ સંસાર, તેને વિષે વિષય, કષાયની આસક્તિએ કરી, સુખની બુદ્ધિપૂર્વક શું મગ્ન થઈ રહ્યો છે! માટે સાવધાન થા, અને વિષય કષાયના પ્રતિબંધને છોડ, અને દેવગુરૂ ધર્મની ભક્તિપૂર્વક તાહરા આત્માની નિર્મલતા કર, જેથી તાહરૂં કલ્યાણ થાય. ૧

વળી ગુરૂ મહારાજા શિષ્યને પોતાના આત્માને હિતશિક્ષા કેમ કરવી, તે શિખવે છે.

રે જીવ ચિંતસિ તુમં, નિમિત્ત મિત્તં પરો હવઇ તુજ્ઝ;
અસુહ પરિણામ જણિયં, ફલમેયં પુવ્વકમ્માણં. ૨

ભાવાર્થ—હે દેહધારી પ્રાણી, તું ચિંતવે છે કે, આ મારો વિરોધિ છે, આ મારો દ્વેષી છે, આ મારો વિશ્વાસઘાતી છે, આ મારૂં કાર્ય બગાડવાવાલો છે, ઇત્યાદિક અનેક પ્રકારે તું ચિંતવન કરે છે, પરંતુ તને પર જીવ તો નિમિત્ત માત્ર છે, અર્થાત્, તાહરૂં બગાડવાવાલું તથા સુધારવાવાલું કોઇ નથી; આ વાત સાંભળી શિષ્ય ગુરૂ મહારાજને પ્રશ્ન કરે છે કે, હે સ્વામિ, ત્યારે મારૂં બગા-

ડવાવાલું તથા સુધારવાવાલું કોણ છે? તેવારે ગુરૂ મહારાજા કહે કે કે હે, વત્સ પૂર્વે ભવાંતરને વિષે, વિષય, કષાયાદિક, મલિન અધ્યવસાયે કરી ઉત્પન્ન કરેલા, બાંધેલા એવા જે પૂર્વનાં કર્મો, તેનું એ ફળ છે, અર્થાત્, તાહરૂં બગાડવાવાલું અને સુધારવાવાલું તાહરૂં પૂર્વ કૃત કર્મજ છે. બીજું કોઇ નથી, એમ જાણી પરજીવોની ઉપર વિરોધ ભાવનો ત્યાગ કરી સર્વ જીવોની સાથે મૈત્રીભાવને ધારણ કર. ૨

વળી ગુરૂ મહારાજા શિષ્ય પ્રત્યે હિત શિખામણ આપે છે.

રે જીવ કમ્મ ભરિઅં, ઉવએસં કુણસિ મૂઢ વિવરિઅં;
દુગ્ગય ગમણ મણાણું, એસવ્વિચય હિયઇ પરિણામો. ૩

ભાવાર્થ—હે પ્રાણી, તું મોહિની પ્રમુખ કર્મના ભારે કરી ભર્યો થકો, ગુરૂ મહારાજના ઉપદેશ પ્રત્યે, મૂઢતાએ, અજ્ઞાનપણે, વિપરીત કરે છે, અર્થાત્, તું ગુરૂમહારાજના ઉપદેશથકી ઉલટી પ્રવૃત્તિ કરે છે, જેથી કરી હું એમ જાણું છું જે, દૂર્ગતિને વિષે ગમન કરવાનું છે મન તે જેનું એવા નિશ્ચે આ તારા હૃદયગત પરિણામ વર્તે છે, તેથી કરી હું એમ જાણું છું જે, તારૂં દૂર્ગતિને વિષે ગમન કરવાનું મન થયું છે; માટે હે વત્સ, આવા મલિન પરિણામનો ત્યાગ કર, અને ગુરૂ મહારાજાના ઉપદેશને આધિન પ્રવૃત્તિ કર, જેના પ્રભાવથકી તાહરૂં કલ્યાણ થાય. ૩

વળી ગુરૂ મહારાજા શિષ્ય પ્રત્યે પોતાના આત્માને હિતશિક્ષા કેમ કરવી તે શિખવે છે.

રે જીવ તુમં સીસે, સવણા દાઊણ સુણસુ મહુવયણં;
જં સુખં નઇ પાવિસિ, તા ધમ્મ વિવજ્જિઓ નૂણં. ૪

ભાવાર્થ—હે દ્રવ્ય પ્રાણધારી જીવ, તું શિષ્યરૂપ થઇને કાન દઇને, અર્થાત્, પ્રમાદનો ત્યાગ કરી, તારા કાનને સાવધાન કરી, મારા વચન પ્રત્યે સાંભળ, જે આ સંસારને વિષે સર્વ પ્રકારના સુખ પ્રત્યે તું નથી પામતો તેનું કારણ કે તું અઢાર પાપસ્થાનકે કરીને રહિત, આત્માના નિર્મલ પરિણામરૂપ જિનપ્રણીત જે ધર્મ, તેણે કરીને રહિત છો, તેથી નિશ્ચે કરીને તું સર્વ પ્રકારના સુખ

પ્રત્યે પામતો નથી; માટે હે વત્સ, જો તું સુખનો ઈચ્છક હો, તો અઢારે પાપસ્થાનકે કરીને રહિત, જિનપ્રણીત જે ધર્મ, તેનું સેવન કરવાને સાવધાન થા, જેના પ્રભાવથકી તને સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ થશે, માટે ધર્મ કર. ૪

વળી ગુરૂ મહારાજા શિષ્ય પ્રત્યે હિતશિક્ષા કરે છે.

રે જીવ મા વિસાયં, જાહિ તુમં પિચ્છિઉણ પરરિદ્ધી;
ધમ્મ રહિયાણ કુત્તો, સંપજ્જઇ વિવિહ સંપત્તી. ૫

ભાવાર્થ—હે પ્રાણી, તું પરની જે સંપદાઓ તેને જોઇને વિખવાદ મ કર, કારણ કે સત્ય, સંતોષ, પરોપકારાદિક આત્માના નિર્મલ પરિણામરૂપ જે જિનપ્રણીત ધર્મ, તેણે કરીને રહિત એવા જે જીવો છે, તેઓને વિવિધ પ્રકારની સંપત્તિની સિદ્ધિ કયાંથકી પ્રાપ્ત થાય, અર્થાત્, ધર્મે કરીને સહિત એવા જે જીવો છે, તેઓનેજ સર્વપ્રકારની સંપત્તિની પ્રાપ્તિ થાય છે; માટે હે વત્સ, વિખવાદને દૂર કરી, અઢાર પાપસ્થાનકે કરીને રહિત જે જિનપ્રણીત ધર્મ, તેનું સેવન કર, જેના પ્રભાવથકી તને સર્વપ્રકારની સંપત્તિની પ્રાપ્તિ થશે. ૫

વળી એવી રીતે હિતશિક્ષા કરીને ગુરૂ મહારાજા શિષ્યપ્રત્યે સંસારનું અસારપણું દેખાડતા થકા પોતાના આત્માને હિતશિક્ષા દેતાં શિખવે છે.

રે જીવ કિં ન પિચ્છસિ ઝિજ્જંતં જુવ્વણં ધણં જીઅં;
તહવિહુ સિગ્ઘં ન કુણસિ, અપ્પહિયં પવર જીણ ધમ્મં. ૬

ભાવાર્થ—હે શરીરધારી પ્રાણી, શું તું જાણતો નથી કે, તારૂં જોબનપણું, તથા શુભ કર્મના ઉદયરૂપ જે ધન, તથા શરીરને ધારણ કરવારૂપ જે જીવિત, તે સર્વ સમય સમય પ્રત્યે ઓછાં થઇ રહ્યાં છે, તથાપિ મલિન આચારના ત્યાગરૂપ જે પોતાના આત્માનું હિત, તેને તથા સર્વ જીવોના હિતનું ચિંતવન કરવાના પરિણામરૂપ જે દયા, તે દયા છે મૂલ તે જેનું એવો પ્રધાન જે જિનભાષિત ધર્મ, તેને તું શિઘ્ર કરતો નથી; માટે હે દેવાનુપ્રીય, હે વત્સ, પ્રમાદનો ત્યાગ કરી જોબન, તથા શુભ કર્મના ઉદયરૂપ જે ધન, તથા શરીરને ધારણ

કરવારૂપ જે જીવિતવ્ય ઇત્યાદિકના મદનો ત્યાગ કરી શિઘ્રપણે જિનભાષિત ધર્મ પ્રત્યે કર, જેના પ્રભાવથકી તાહરૂં કલ્યાણ થાય. ૬

વળી ગુરૂ મહારાજા શિષ્ય પ્રત્યે હિતશિક્ષા કરે છે.

રે જીવ માણવજ્જિઅ, સાહસ પરિહીણ દીણ ગયલજ્જ;
અથ્થસિ કિ વિસથ્થો, નહુ ધમ્મે આયરં કુણસિ. ૭

ભાવાર્થ—હે પ્રાણી, હે સૌભાગ્યવંત, પોતાપણાના માને કરીને રહિત થકો એટલે હું જ્ઞાનવંત છું, હું સમતાવંત છું, ઇત્યાદિક પોતાપણાના માને કરીને રહિત, સાહસિકપણાએ કરીને રહિત, પુદ્ગલિક ભાવના પરિણામરૂપ દીનભાવને પામેલો, તથા લજ્જાએ કરીને રહિત થકો, આ ચતુર્ગતિ ભ્રમણરૂપ જે બાહ્ય સંસાર, તથા વિષય, કષાયના મલિન અધ્યવસાયરૂપ જે અભ્યંતર સંસાર, તેને વિષે સુખની પ્રાપ્તિના વિશ્વાસને ધારણ કરતો થકો શું રહ્યો છે? તથા અઢાર પાપસ્થાનકે કરી રહિત આત્માના નિર્મલ પરિણામરૂપ જે જિનપ્રણીત ધર્મ, તેનો આદર કરતો નથી; આવું વિપરીતપણું તને ઘટે નહિ, આ સંસારને વિષે સુખ નથી, માટે હે ભદ્ર, સાહસિકપણાને ધારણ કરવા પૂર્વક દીન ભાવનો ત્યાગ કરી, તારો આત્મધર્મ પ્રગટ કરવાને સાવધાન થા, જેથી તાહરૂં કલ્યાણ થાય. ૭

વળી ગુરૂ મહારાજા શિષ્ય પ્રત્યે હિતશિક્ષા કરે છે.
રે જીવ માણુયજમ્મં, અકયથ્થં જુવ્વણં ચ વોલીણં;
નય ચિન્નં ઉગ્ગતવં, નય લચ્છી માણિઆ પવરા. ૮

ભાવાર્થ—હે સંસારી પ્રાણી, તારો મનુષ્ય જન્મ અકૃતાર્થ જાય છે, અર્થાત્, નિષ્ફલ જાય છે, તથા તાહરૂં જોબન પણ વ્યર્થ જાય છે, તે શું તું નથી દેખતો? કારણકે; આવો મનુષ્ય જન્મ પામીને, પ્રધાન એવી જે લક્ષ્મિ તે પણ તેં ન ભોગવી, અર્થાત્, પ્રધાન એવું સંપદાનું સુખ તે પણ તેં ન ભોગવ્યું, અને ભવાંતરને વિષે મહા સુખને આપવાવાલો એવો ઈચ્છાનિરોધરૂપ ઉગ્ર તપ, તે પણ તેં કર્યો નહિં, માટે હે મહાનુભાવ, હે વત્સ, શૂન્યતાનો ત્યાગ કરી, કૃત્યાકૃત્યના વિચારને વિષે નિપૂણતારૂપ જે દક્ષતાપણું તેને અંગીકાર કરી, કષાયના અભાવરૂપ, આત્માના નિર્મલ પરિણામરૂપ, શ્રીવીત-

રાગ પ્રણીત જે ધર્મ, તેનું સેવન કરવાને સાવધાન થા, જેના પ્રભાવથકી તને સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ થશે. ૮

વળી ગુરૂ મહારાજા શિષ્ય પ્રત્યે હિત શિખામણ આપે છે.

રે જીવ કિં ન કાલો, તુજ્જ્ઝ ગઓ પરમુહં નીયંતસ્સ;
જં ઇચ્છિઅં ન પત્તં, તં અસિધારાવયં ચરસુ. ૯

ભાવાર્થ—હે આત્માર્થિ પ્રાણી, તું તાહરા આત્માથકી ભિન્ન, પાંચ ઇંદ્રીયોના વિષયના વિકારના પરિણામરૂપ જે વિષયાભિલાષ, તેના સુખને વિષે બંધાયલો થકો, અર્થાત્, વિષયાભિલાષના કથનનેજ કરતો થકો શું તાહરો કાળ પરવશપણે નથી ગયો? અપિતુ, ગયો છે; કારણકે, આ સંસારમાં તે વિષયાભિલાષના પરિણામવડે તું ઇચ્છિત સુખ પ્રત્યે ન પામ્યો; માટે હે પ્યારા, હે આયુષ્યવંત વત્સ, જો તું સુખનો ઇચ્છક હો, તો ખડગની ધારા સમાન, પાંચ ઇંદ્રીયોના વિષયના ત્યાગ પૂર્વક, ઉત્તમ આચારના સેવનરૂપ પ્રાણાતિપાતાદિ આશ્રવના વિરમણરૂપ જે પાંચ મહાવ્રત, તેનું સેવન કર, તેના પ્રભાવથકી તને વાંછિત અર્થની પ્રાપ્તિ થશે, અને તાહરૂં કલ્યાણ થશે, માટે વ્રતનું સેવન કર. ૯

એવી રીતે પોતાના આત્માને હિતશિક્ષા કેમ કરવી, તેની પરિપાટી શિખવીને, હવે ગુરૂ મહારાજા આ ગ્રંથનો ઉપસંહાર કરતા થકા, સામાન્યપણે આત્માર્થિ ભવ્યપ્રાણીઓ પ્રત્યે હિતોપદેશ કરે છે.

ઇય મા મુહ સુમણેણં, તુજ સિરી જા પરસ્સ આઇત્તા;
તા આયરેણ ગિન્હસુ, સંગોય વિહિ પયંત્તેણ. ૧૦

ભાવાર્થ—આ ત્રણ ભુવનને વિષે દેખાતી તથા કર્મના સંયોગથકી ઉત્પન્ન થયેલી, ગિરિની માટીરૂપ હિરણ્ય, સુવર્ણાદિક જે દ્રવ્ય લક્ષ્મિ છે, તે કેવી છે? તો કે સ્વપ્ન સમાન છે, અનિત્ય, ક્ષણ વિણાસિ છે, તેને વિષે હે પ્રાણી, તું મૂંજા મા, મોહ મ પામ; કારણ કે તું તાહરી અકૃત્રિમ, શાશ્વતિ, સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનંત ગુણરૂપ સ્વાભાવિક જે ભાવલક્ષ્મિ છે, તે હે વત્સ, તાહરા આત્માથકી ભિન્ન જ્ઞાનાવરણાદિ જે કર્મો, તેને વશ પડેલી છે, તે સંયોગ કર્મે કરી આછાદિત થએલી એવી સ્વાભાવિક જે ભાવ

લક્ષ્મિ, તેને વિધિ પૂર્વક, એટલે ઉત્તમ આચારના સેવનપૂર્વક પ્રયત્નવડે આદરપૂર્વક ગ્રહણ કર, જેના પ્રભાવથકી તાહરૂં સર્વ પ્રકારે કલ્યાણ થશે. ૧૦

વળી ગુરૂ મહારાજા આ સંસારને વિષે પુદ્ગલિક પદાર્થોની અનિત્યતા દેખાડતા થકા, શિષ્યો પ્રત્યે હિતોપદેશ કરે છે.

જીવં મરણેણ સમં, ઉપ્પજ્જઇ જુવ્વણં સહ જરાએ;
રિદ્ધિ વિણાસહિઆ, હરિસ વિસાઓ નય કાયવ્વો. ૧૧

ભાવાર્થ—આ સંસારને વિષે દ્રવ્ય પ્રાણને ધારણ કરવારૂપ જે જીવિતવ્યપણું, તે પ્રાણના અભાવરૂપ મરણે કરીને સહિત ઉપજે છે; તથા જોબનપણું જરા અવસ્થાએ સહિત ઉપજે છે; તથા હિરણ્ય સુવર્ણાદિક જે દ્રવ્ય લક્ષ્મિ, તે તો પ્રગટપણે વિનાશિક ભાવે સહિત વર્તે છે; માટે હે વત્સ, હે સોભાગ્યવંત, હે અયુષ્યવંત, આ સંસારને વિષે સર્વ પુદ્ગલાદિ પદાર્થોની પ્રાપ્તિ થયે છતે હર્ષ ન કરવો, તથા તેનો નાશ થએ છતે વિખવાદ ન કરવો; કેમકે આ સંસારને વિષે પુદ્ગલિક પદાર્થો અનિત્ય, અધ્રુવ, વિચિત્ર પ્રકારના દુઃખે કરીને મિશ્રિત વર્તે છે; તે મધ્યે તારા આત્માની સ્વભાવિક અનંત ગુણરૂપ જે ભાવલક્ષ્મિ છે, તેજ નિત્ય છે, તેને આદર પૂર્વક ગ્રહણ કર, તેના પ્રભાવથકી તારૂં સર્વ પ્રકારે કલ્યાણ થશે. ૧૧

---

## ૭૦ વિભાગ. શ્રીદેવેંદ્રસુરિકૃત ભાવ કુલક નામા ગ્રંથ.



દાન, શીલ, તપાદિક સર્વે ધર્મ કરણીમાં ચિત્તાની નિર્મળતારૂપ જો ભાવ ભળે, તોજ તે સર્વે કરણી કર્મ નિર્જરાને હેતે થાય; માટે તે સ્વરૂપ જણાવવાને આ ભાવકુલક નામા ગ્રંથ લખીએ છીએ; ત્યાં પ્રથમ કર્ત્તા પોતાના ઇષ્ટ દેવને નમસ્કારરૂપ મંગલાચરણ કરે છે.—

કમઠાસુરેણ રઇયંમિ, ભીસણે પલય તુલ્લ જલ બોલે;
ભાવેણ કેવલલચ્છિં, વિવાહીઓ જયઓ પાસજિણો. ૧

ભાવાર્થ—કમઠ નામા જે અસુરદેવ, તેણે પોતાના દશ ભવના વૈરી, શ્રી પાર્શ્વનાથ પ્રભુ સાથે પૂર્વ ભવના વૈરને સંભારીને, તે મહાત્મા ઉપર ભયંકર, મહા બિહામણું, પ્રલયકાળ સમાન જળ વૃષ્ટિ કરી, અર્થાત્, મુસળધારા સમાન વર્ષાદ વર્સાવીને પ્રભુને મહા ઘોર ઉપસર્ગ કર્યો, તો પણ જે પ્રભુએ તે અવસરે મોહના ઉચ્છેદ પૂર્વક, છકાય જીવના હિત ચિંતવનરૂપ, ભાવધર્મના પ્રભાવવડે, પરમ સમતામય શુદ્ધ સ્વરૂપ ધ્યાનમાં રહેતાં થકાં, કેવળજ્ઞાનાદિ અનંત ગુણરૂપ જે લક્ષ્મિ, તેની સાથે વિવાહ કર્યો, અપિતુ, કેવળ જ્ઞાન પામી શુદ્ધ પરમાત્મ અવસ્થાને પામ્યા; એવા પરમોપકારી જગત બંધુ શ્રીપાર્શ્વનાથ પ્રભુ જયવંતા વર્તો; અને આ સ્વરૂપ જાણીને તથા અંતરમાં સમજીને ઉત્તમ જીવોએ ચિત્તની નિર્મળતારૂપ જે ભાવધર્મ, તેનું સદાકાળ સેવન કરવું. ૧

એવી રીતે પોતાના ઇષ્ટ દેવને નમસ્કાર પૂર્વક મંગલાચરણ કરીને; હવે ગુરૂ મહારાજા ભાવધર્મનું મહાત્મ્ય વખાણે છે.

નિચ્ચુન્નો તંબોલો, પાસેણ વિણા ન હોઇ જહ રંગો;
તહ દાણ સીલ તવ ભાવણાઓ, અહલાઓ ભાવ વિણા. ૨

ભાવાર્થ—જેમ ચુના વિનાનું તંબોલ શોભા ન પામે, તથા ફટકડી, લીંબુ પ્રમુખ ખટાશાદિના પાસ વિના જેમ વસ્ત્રાદિકને વિષે રંગ ન થાય, તેવીજ રીતે દાન ધર્મ, શીયળ ધર્મ, પુદ્‌ગલિક ઇચ્છા નિરોધરૂપ તપ ધર્મ, અને ચિત્તની નિર્મળતા પૂર્વક શુદ્ધ ધ્યાનરૂપ જે ભાવના ધર્મ, એ ચારે, વિષય કષાયના ત્યાગ પૂર્વક અંતઃકરણની શુદ્ધિરૂપ ભાવ ધર્મ વિના સર્વે નિષ્ફળ જાણવા. ૨

હવે ગુરૂ મહારાજા લૌકિક દ્રષ્ટાંતવડે ભાવધર્મનું મહાત્મ્ય વખાણે છે.

મણિ મંત ઓસહીણં, જં તય તંતાણ દેવયાણંપિ;
ભાવેણ વિણા સિદ્ધિ, ન હુ કસ્સઇ દીસઇ લોએ. ૩

ભાવાર્થ—મણિરત્ન, મંત્ર, ઔષધિ જે જડી બુટ્ટી પ્રમુખ, તથા જંત્ર, તંત્ર, દેવોની ઉપાસના, ઇત્યાદિ ચિત્તની એકાગ્રતારૂપ ભાવ વિના નિશ્ચે, લોકને વિષે સિદ્ધિપણાને ન આપે, અર્થાત્, ચિત્તની

નિર્મળતારૂપ ભાવધર્મ વિના જગતમાં કોઈને પણ નિશ્ચે પોતાની અર્થસિદ્ધિ થતી દીસતી નથી; એમ જાણી ઉત્તમ જીવોએ ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવધર્મ તેનું સમ્યક્ પ્રકારે નિરંતર સેવન કરવું. ૩

એવી રીતે ભાવધર્મનો મહિમા વખાણીને, હવે ગુરૂ મહારાજા તે ભાવ ધર્મના પ્રભાવવડે કોણ કોણ જીવ સુખ સંપત્તિ પ્રત્યે પામ્યા, તેનાં દ્રષ્ટાંત વિચારે છે.

સુહ ભાવણા વસેણં, પસન્ન ચંદો મુહુત્ત મિત્તેણ;
ખવિઊણ કમ્મગંઠિં, સંપત્તો કેવલં નાણં. ૪

ભાવાર્થ--વિષય કષાયના ત્યાગ પૂર્વક ભલી ભાવનાના વશાવડે, એટલે ભલી ભાવનાએ કરીને, પ્રસન્નચંદ્ર નામા જે રાજરિષિ, તે મુહુર્ત માત્રમાં, એટલે બે ઘડીમાં, પૂર્વે અજ્ઞાનપણે બાંધેલો સાતમી નરકે જવા યોગ્ય જે કર્મનો સમૂહ, તેને ભલી ભાવના પૂર્વક ખપાવીને, તથા વિશેષ નિર્મળતાવડે જ્ઞાનાવરણાદિ ઘનઘાતી કર્મરૂપ નિવિડ એવી જે કર્મની ગાંઠ, તેને ખપાવીને લોકાલોકના ધર્મને પ્રકાશ કરનારૂં વિમળ કેવળ જ્ઞાન પ્રત્યે પામ્યા; તે પ્રસન્નચંદ્ર નામા રાજરિષિ જયવંતા વર્તો; આ સ્વરૂપ જાણીને ઉત્તમ જીવોએ ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવ ધર્મ, તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૪

વળી તે ભાવધર્મના પ્રભાવવડે સુખી થયેલા મહાત્માનું બીજું દ્રષ્ટાંત વખાણે છે.

સુસ્સૂસંતી પાએ, ગુરૂણીણં ગરહિઊણ નિયદોસે;
ઉપ્પન્ન દિવ્વનાણા, મિગાવઈ જયઓ સુહભાવા. ૫

ભાવાર્થ—પોતાના ધર્માચાર્ય જે ગુરૂ મહારાજા, તેમના ચરણ કમળને વિષે શુશ્રુખાને કરતી, અર્થાત્, સેવના કરતી, પોતાની ગુરૂણીજી જે શ્રી ચંદનબાળાજી, તેમની સમક્ષ પોતાના દોષને ગર્હા કરતી, અર્થાત્, નિંદતી એવી મૃગાવતી નામા જે સતી, તેને શુદ્ધ ભાવધર્મના પ્રભાવવડે, લોકાલોકના ધર્મને પ્રકાશ કરનારૂં, દીવ્ય કેવળજ્ઞાન ઉત્પન્ન થયું; એવી શ્રી મૃગાવતીજી નામા જે મહા-

સતી સાધ્વીજી, તે જયવંતા વર્તો, એમ જાણી ઉત્તમ જીવોએ પોતાના ધર્માચાર્ય જે ગુરૂ મહારાજા, તેમની બહુમાન પૂર્વક સેવના કરવી, અને તેમની સમક્ષ પોતાના દોષનો પ્રકાશ કરી ચિત્તની નિર્મળતા-રૂપ, જે શુદ્ધ ભાવ ધર્મ તેનું સેવન કરવું. ૫

વળી ભાવધર્મ ઉપર ત્રીજું દ્રષ્ટાંત કહે છે.

ભયવં ઇલાઇપુત્તો, ગુરૂએ વંસંમિ જો સમારૂઢો;
દઠ્ઠૂણ મુનિવરિંદં, સુહભાવા કેવલી જાઓ. ૬

ભાવાર્થ—ભગવંત, વા પૂજ્ય, શ્રીએલાચીપુત્ર નામા જે મુનિ, તે પૂર્વે ગ્રહસ્થપણામાં અજ્ઞાનપણે નટવીના રૂપને વિષે મોહ્યા થકા, મોટા વાંસની ઉપર નાટક કરવાને અર્થે ચડયો, અને તિહાંથી કોઇક ગ્રહસ્થના ઘરને વિષે નિસ્પૃહી, મહાશાંતસ્વરૂપી મુનિ મહારાજાને દેખીને, અને તે મુનિની નિસ્પૃહીદશાને ચિંતવતા થકા શુદ્ધ ભાવ ધર્મના પ્રભાવવડે કેવળજ્ઞાન પામી શુદ્ધ પરમાત્મ સ્વરૂપને પામ્યા; એવા તે ઈલાચીપુત્ર નામા જે મહામુનિ તે જયવંતા વર્તો; એમ જાણી ઉત્તમ જીવોએ મૈથુનસંજ્ઞાનો ત્યાગ કરી ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવ ધર્મ, તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૬

વળી ભાવધર્મ ઉપર ચોથું દ્રષ્ટાંત કહે છે.

કવિલોઅ બંભણમુણિ, અસોગ વણિઆઇ મઝુયારંમિ;
લાહાલોહત્તિ પયં, ઝાણંતો જાય જાઇસરો. ૭

ભાવાર્થ—બ્રાહ્મણ એવા કપીલનામા જે મુનિ, તે પૂર્વે અજ્ઞાન-પણે ગ્રહસ્થપણામાં અશોકવાટિકા નામા જે વાડી, તેના મધ્ય ભાગમાં લાહાલોહત્તિ પયં, એ પદ ધ્યાતાં થકાં એટલે,

"જહા લાહો તહા લોહો, લાહા લોહો પવઠ્ઠઇ;
દો માસા કણયકજ્જં, કોડીએ ન નિઠ્ઠઇ."

ભાવાર્થ—જિહાં લાભ છે, તિહાં લોભ છે; લાભથકી લોભ વૃદ્ધિને પામે; જેમ બે માસા સુવર્ણની પ્રાપ્તિને અર્થે આવ્યો, પણ ક્રોડ સોનૈયાએ પણ સંતોષને ન પામ્યો, એવા પદને ધ્યાતો થકો, શુદ્ધ ભાવ ધર્મના પ્રભાવવડે જાતિ સ્મરણ જ્ઞાનવંત થયા, અને અનુ-

ક્રમે વિશેષ વિશુદ્ધિવડે ઘનઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી શુદ્ધ પરમાત્મ દશાને પામ્યા; એવા કપીલ નામા જે બ્રાહ્મણ મુનિ તે જયવંતા વર્તો. એમ જાણી ઉત્તમ જીવોએ ચિત્તને મલીન કરનારી જે લોભ મોહની, તેનો ત્યાગ કરી ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવ ધર્મ, તેનું સેવન કરવાને નિરંતર ઉદ્યમવંતા થવું. ૭

વળી ભાવધર્મના પ્રભાવ ઉપર પાંચમું દ્રષ્ટાંત કહે છે.

ખવગ નિમંતણ પુવ્વં, વાસિય ભત્તેણ શુદ્ધ ભાવેણ;
ભુંજંતો વરનાણં. સંપત્તો કૂરગડુઓ. ૮

ભાવાર્થ—ક્ષપક એટલે માસ ખમણાદિ તપસ્યાના કરનારા જે મુનિ, તેની નિમંત્રણા કરવા પૂર્વક, એટલે હે ભગવંત, આપને જો ખપ હોય, તો આ આહાર વાપરશો, એવી રીતે નિમંત્રણા કરવા પૂર્વક, કરંબાદિકનો જે આહાર તેને ખાતા થકા, શુદ્ધ ભાવ ધર્મના પ્રભાવવડે. પ્રધાન એવું જે કેવળજ્ઞાન તે પ્રત્યે પામ્યા, એવા તે કૂરગડુનામા જે મહામુનિ તે જયવંતા વર્તો; એમ જાણી ઉત્તમ જીવોએ ક્ષમા સહિત બહુમાન પૂર્વક, જે શુદ્ધ ભાવધર્મ. તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૮

વળી ભાવ ધર્મના પ્રભાવ ઉપર છઠું દ્રષ્ટાંત કહે છે.

પુવ્વભવ સૂરિવિ રઇય, નાણાસાયણ પભાવ દુમ્મેહો;
નિયનામં ઝાયંતો, માસતુસો કેવલી જાઓ. ૯

ભાવાર્થ—પૂર્વભવને વિષે આચાર્ય પદને પામીને જ્ઞાનની આશાતના કીધી. અને તે જ્ઞાનની આશાતનાના પ્રભાવવડે દુર્મેધાવંત થયા, અર્થાત્, બુદ્ધિએ કરીને હીન થયા, એવા માસતુસ નામા જે મુનિ, તે પોતે પૂર્વે કરેલી જ્ઞાનની આશાતના, તેના પ્રશ્ચાતાપ કરવા પૂર્વક, પોતાના યથાર્થ નામને એટલે મા તુસો મારૂસો, મા તુસ મા રૂસો, એ પદને બાર વરસ સુધી ધ્યાતા થકા, શુદ્ધ ભાવધર્મના પ્રભાવવડે, કેવળજ્ઞાન પામી શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પ્રત્યે પામ્યા એવા માસતુસ નામા જે મહામુનિ તે જયવંતા વર્તો; એમ જાણી ઉત્તમ જીવોએ જ્ઞાન તથા જ્ઞાનની આશાતનાના ત્યાગ પૂર્વક જે શુદ્ધ ભાવ ધર્મ, તેનું સેવન કરવાને નિરંતર ઉદ્યમવંતા થવું. ૯

વળી ભાવધર્મના પ્રભાવ ઉપર સાતમું દ્રષ્ટાંત ગુરૂ મહારાજા વખાણે છે.

હુથિંમ્મિ સમારૂઢા, રિદ્ધિં દઠ્ઠુણ ઉસભસામિસ્સ;
તખ્ખણ સુહઝાણેણં, મરૂદેવી સામિણી સિદ્ધા. ૧૦

ભાવાર્થ—ચક્રવર્તીના પટ્ટહસ્તી ઉપર સમારૂઢ થયા થકાં. શ્રી રિષભદેવ સ્વામિ ભગવંતની સમોવસરણ સંબંધીની, તથા કેવળજ્ઞાનાદિ અતિશયાદિકની રિદ્ધિ પ્રત્યે દેખીને, તત્કાળ શુદ્ધ ધ્યાનને ધ્યાતાં થકાં, શ્રી રિષભદેવ સ્વામિની માતા, શ્રી મરૂદેવા સ્વામિની સિદ્ધ થયા, અર્થાત્, અંતગડ કેવલી થઇ શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પ્રત્યે પામ્યા; એવા શ્રી મરૂદેવા માતા જયવંતા વર્તો. ૧૦

વળી ભાવધર્મના પ્રભાવ ઉપર આઠમું દ્રષ્ટાંત કહે છે.

પડિજાગરમાણીએ, જંઘાબલખીણ મન્નિઆપુત્તં;
સંપત્ત કેવલાએ, નમો નમો પુપ્ફચૂલાએ. ૧૧

ભાવાર્થ—વૃદ્ધ અવસ્થાને લીધે જંઘાનું બળ ખીણ થઇ ગયું છે જેમનું, તથા દુષ્કાળ પડ્યાને લીધે શિષ્યને અન્ય સ્થાનકે વિહાર કરાવ્યો છે જેમણે, એવા જ્ઞાનાદિ લક્ષ્મિવંત શ્રી અરણીકાપુત્ર નામા જે આચાર્ય ભગવંત, તે પ્રત્યે અત્યંત ભક્તિવંત શ્રી પુષ્પચૂલા નામા જે સાધ્વીજી, તે બહુમાન પૂર્વક ભક્તિસહિત પ્રતિજાગરણાને કરતી, અર્થાત્, ગુરૂ મહારાજની બહુ ભક્તિએ વૈયાવચ્ચને કરતાં થકાં, તે વૈયાવચ્ચ કરવારૂપ, જે શુદ્ધ ભાવધર્મ તેના પ્રભાવવડે, લોકાલોકના ધર્મને પ્રકાશ કરનારૂં એવું જે કેવળજ્ઞાન તે પ્રત્યે પામ્યા, એવા તે શ્રીપુષ્પચૂલા નામા જે મહા સાધ્વીજી, તેમને મહારો ત્રિકરણ શુદ્ધિએ નમસ્કાર હો; આમ જાણી ઉત્તમ જીવોએ બહુમાન પૂર્વક ભક્તિસહિત દેવ ગુરૂવાદિકનું વૈયાવચ્ચ કરવારૂપ, જે શુદ્ધ ભાવધર્મ, તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૧

નવમું દ્રષ્ટાંતઃ—

પનરસય તાવસાણં, ગોયમનામેણ દિન્નદિખ્ખાણં;
ઉપ્પન્ન કેવલાણં, સુહ ભાવાણં નમો તાણં ૧૨

ભાવાર્થ—અષ્ટાપદ પર્વતની પહેલી બીજી અને ત્રીજી મેખ લાને વિષે રહેલા, કોડિન્ન દિન્ન, સેવાલ પ્રમુખ પનરસોને ત્રણ તાપસોને શ્રી વીર પરમાત્માના પ્રથમ ગણધર શ્રીઇંદ્રભૂતિ નામ અણગારે દિક્ષા દીધી, અને તેજ દિક્ષાના દિવસે દેવ ગુરૂવાદિક ગુણનું બહુમાન ચિંતવનરૂપ, જે શુદ્ધ ભાવકર્મ, તેના પ્રભાવવ લોકાલોક ધર્મ પ્રકાશક કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. એવા તે પંદરસો ત્રણ તાપસો પ્રત્યે નમસ્કાર થાઓ; આ સ્વરૂપ જાણીને ઉત્તમ જીવોએ દેવ ગુરૂવાદિકના ગુણનું બહુમાન ચિંતવવારૂપ, જે શુદ્ધ ભાવધર્મ તેનું સેવન કરવાને નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૨

દશમું દ્રષ્ટાંતઃ—

જીવસ્સ સરીરાઓ, ભેઅંનાઉં સમાહિ પત્તાણં;
ઉપ્પાડિઅ નાણાણં, ખંદગ સીસાણ તેસિં નમો. ૧૩

ભાવાર્થ--જીવ જે તે, શરીરાદિક સર્વ પર પુદ્ગલિક પદાર્થો થક ભિન્ન છે, અર્થાત્, જ્ઞાનસ્વરૂપી એવો જે જીવ, તેથકી શરીરાદિ સર્વ પર પુદ્ગલિક પદાર્થોનું જુદાપણું જાણીને સમાધિ ધર્મ પ્ર પામ્યા, એવા ખંધક આચાર્યના પાંચસો શિષ્યો, જેમણે ઘાણીમ પીલાવારૂપ મહાઘોર મરણાંત ઉપસર્ગના વિકટ પ્રસંગને પણ સમત ભાવે સહન કરતા થકા. જ્ઞાનસ્વરૂપી, એવો જે પોતાનો આત્મા, થકી શરીરાદિક સર્વ પર પુદ્ગલિક પદાર્થો ભિન્ન છે, ઇત્યાદિક ચિંત વનરૂપ, જે શુદ્ધ ભાવધર્મ, તેના પ્રભાવવડે, લોકાલોકના ધર્મને પ્રકાશ કરનારૂં, એવું કેવળજ્ઞાન ઉત્પન્ન કર્યું, અર્થાત્, અંતગડ કેવલી થઇ શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પ્રત્યે પામ્યા, એવા તે ખંદક સૂરિના પાંચસે શિષ્યો મહાત્માઓ પ્રત્યે નમસ્કાર થાઓ; એમ જાણી ઉત્તમ જીવોએ જ્ઞાન સ્વરૂપી, એવો જે પોતાનો જીવ, તેથકી શરીરાદિક સર્વ પ પુદ્ગલિક પદાર્થો ભિન્ન છે, ઇત્યાદિક ચિંતવનરૂપ જે શુદ્ધ ભાવધર્મ તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૩

વળી ભાવધર્મ ઉપર અગિયારમું દ્રષ્ટાંત ગુરૂ મહારાજા વખાણે છેઃ—

સિરિ વદ્ધમાણ પાએ, પૂસઇથિ સિંદુવાર કુસુમેહિં;
ભાવેણું સુરલોએ, દુગ્ગઇ નારી સુહં પત્તા. ૧૪

ભાવાર્થ--જ્ઞાનાદિ અનંત ગુણ લક્ષ્મિવંત, એવા શ્રી વર્ધમા પરમાત્માના ચરણ કમળ પ્રત્યે નગોડના પુષ્પે કરીને. અર્થાત્, સિંદુ વાર નામના જે સામાન્ય પુષ્પો, તેણે કરી પ્રભુને પૂજવાની શુ વાંછાએ આવતી, એવી દુર્ગતા નામા જે વૃદ્ધા સ્ત્રી, તે વૃદ્ધ અવસ્થાં લીધે ચક્ષુના નિર્મલપણાએ કરીને માર્ગને વિષે પથ્થરની ઠે લાગવાથી ધરતી ઉપર પડી, અને ત્યાં મરણ પામી, અને તિહ મરણ પામતાં, પણ પરમાત્માની પૂજા કરવાના નિર્મળ પરિણામરૂ શુદ્ધ ભાવધર્મના પ્રભાવવડે, દેવલોકને વિષે દેવ સંબંધીના મહો સુખ પ્રત્યે પામી, અને તિહાં ચિરંકાળ સુધી પરમાત્માની પૂજાઓ કર્ તે પૂજા કરવાના પરિણામથી થોડા ભવમાં સિદ્ધિગતિને પામશે; એ જાણીને ઉત્તમ જીવોએ પરમાત્માની નિરંતર શુદ્ધમને, નિર્વંછ ભાવે પૂજા કરવી, અને તે પૂજા કરવાના નિર્મળ પરિણામરૂપ જે શુદ્ધ ભાવધર્મ. તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૧

બારમું દ્રષ્ટાંતઃ—

ભાવેણ ભુવણનાહં, વંદેઉં દદુરોવિ સંચલિઓ;
મરિઊણ અંતરાલે, નિયનમંકો સુરો જાઓ. ૧૫

ભાવાર્થ—ત્રણ ભુવનના નાથ શ્રીવીર પરમાત્મા, તેમને ભાઃ સહિત વાંદવાની ઇચ્છાએ, વાવથકી નીકળીને નંદમણિયારનો જીવ જે તિર્યંચ જાતિનો દેડકો હતો, તે પણ નિશ્ચે કરીને વીર પ્રભુને વાંદવાને ચાલ્યો, અને તિહાંથી ચાલતાં માર્ગને વિષે શ્રેણીક રાજાન સૈન્યના ઘોડાના પગ તળે ચંપાઇને મરણ પામ્યો, અને તિહાં મરત થકાં પણ શુદ્ધ ભાવધર્મના પ્રભાવવડે, પોતાનેજ નામે પ્રસિદ્ધિને પામેલો એવો, પહેલા સૌધર્મ દેવલોકમાં દર્દુરંક નામા દેવ થયો એમ જાણી ઉત્તમ જીવોએ પરમાત્માને ભાવથકી વંદન કરવાન નિર્મલ પરિણામરૂપ જે શુદ્ધ ભાવધર્મ, તેનું સેવન કરવાને વિ નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૫

વળી ભાવધર્મ ગુરૂ મહારાજ તેરમું દ્રષ્ટાંત વિચારે છે.

વિરયાવિરય સહોઅર, ઉદગસ્સ ભરેણ ભરિઅ સરિઆએ;
ભણિઆઇ સાવઆએ, દિન્નો મગ્ગુતિ ભાવવસા. ૧૬

ભાવાર્થ—એક ભાઇએ સાધુવ્રત લીધુ, અને બીજા ભાઇએ રાજ્ય અંગીકાર કર્યું; એમ મુનિ અને રાજા, એ બે સગા ભાઈઓના કહેવાથકી, પાણીના પૂરે કરીને ભરેલી એવી જે નદી, તેણે વિષય કષાયના ત્યાગ પૂર્વકની, તે બે મહાત્મા ભાઇઓની લુખ્ખી વૃત્તિરૂપ જે ભાવધર્મ તેના પ્રભાવવડે, શ્રાવકોને રથ સહિત સામે પાર જવાનો નદીએ માર્ગ દીધો, અને અનુક્રમે તે રાજારૂપ ભાઇ, જે રાજ્ય ભોગમાં પણ ભાવચારિત્રિયાપણે ચિત્તમાં વર્તતા હતા, તેમણે અવસર પામી ચારિત્ર લીધું, અને તે બંને ભાઇઓ શુદ્ધ ચારિત્ર પાળી, તથા વિષય કષાયાદિક જે પર પુદ્‌ગલિક પદાર્થો, તેથકી જે લુખ્ખી વૃત્તિ, તેના પ્રભાવવડે સિદ્ધિ ગતિને પામ્યા; એમ જાણી ઉત્તમ જીવોએ, વિષય કષાયાદિક જે પર પુદ્‌ગલિક પદાર્થો તેથકી જે લુખ્ખી વૃત્તિ એટલે વિષયાસક્તિનો ત્યાગ, તતસંબંધિ ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવધર્મ, તેનુ સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૬

વળી ચિત્તની નિર્મળતારૂપ શુદ્ધ ભાવધર્મના ઉપર ચૌદમું દ્રષ્ટાંત વખાણે છે.

સિરિ ચંડરૂદ્દ ગુરૂણા, તાડિઓ તોવિ દંડ ઘાએહિં;
તક્કાલં તસ્સીસો, સુહલેસો કેવલી જાઓ. ૧૭

ભાવાર્થ--જ્ઞાનાદિ લક્ષ્મીવંત એવા શ્રી ચંદરૂદ્રાચાર્ય નામા જે આચાર્ય ભગવંત, તેમણે મોટા શેઠનો પુત્ર નવદિક્ષિત એવો જે શિષ્ય, તેની ખાંધ ઉપર બેસીને માર્ગમાં ચાલતાં, રજોહરણના દંડના પ્રહારે કરીને તાડ્યો થકો, એટલે મારે થકે, તેના મસ્તક મધ્યેથી રૂધીરની ધારા ચાલી; તો પણ તે પીડાને ક્ષમાસહિત સહન કરી, તથા શરીરાદિક જે જે પર પુદ્‌ગલિક પદાર્થો, તેની અનિત્યતા ચિંતવી, તથા તે વૃદ્ધ મહાત્મા ગુરૂના ગુણનું બહુમાન ચિંતવતા, તથા પોતાની આત્મનિંદા કરતા થકાં, ગુરૂ મહારાજની અત્યંત બહુ,

માન પૂર્વક ભક્તિના પ્રભાવે, તેજ ક્ષણને વિષે, તે નવદિક્ષિત એવો જે શિષ્ય, તે શુદ્ધ ઉજ્જવળ એવી જે શુક્લ લેશ્યા, તેના પ્રભાવ થકી કેવળજ્ઞાની થઇ શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પ્રત્યે પામ્યો; એમ જાણી ઉત્તમ જીવોએ ગુરૂઆદિકની તાડના, તર્જના સહન કરવી, તથા શરીરાદિક જે પર પુદ્‌ગલિક પદાર્થો, તેની અનિત્યતા ચિંતવવી, તથા ગુરૂવાદિકના ગુણનું બહુમાન ચિંતવવું, ઇત્યાદિક ચિંતવનરૂપ જે શુદ્ધ ભાવધર્મ તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૭

એવી રીતે ભાવધર્મનું મહાત્મ્ય વખાણીને વળી ગુરૂ મહારાજા શિષ્ય પ્રત્યે હિતશિક્ષા કરે છે.

જં ન હુ ભણિઓ બંધો, જીવસ્સ વહેવિ સમિઇ ગુત્તાણં;
ભાવો તત્થ પમાણં, ન પમાણં કાયવાવારો. ૧૮

ભાવાર્થ--પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિએ અષ્ટ પ્રવચન માતાના સેવનરૂપ મુનિનો જે માર્ગ, તેને વિષે પરમાત્માની આજ્ઞા અનુસાર જે પ્રવૃત્તિ કરતા જીવનો વધ થયે થકે પણ કર્મનો બંધ નિશ્ચે કરીને પરમાત્માએ કહ્યો નથી; પરંતુ ત્યાં ચિત્તની નિર્મળતારૂપ જે ભાવ-ધર્મ તેજ પ્રમાણ છે, પણ એકલો કાયાનો વ્યાપાર એટલે પ્રવૃત્તિ પ્રમાણ નથી, એટલે અંગીકાર કરવા યોગ્ય નથી; એમ જાણી ઉત્તમ જીવોએ પરમાત્માની આજ્ઞા અનુસાર જે પ્રવર્તન કરવું, તે રૂપ શુદ્ધ ભાવધર્મ, તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૮

વળી ગુરૂ મહારાજા ભાવધર્મનો પ્રભાવ દેખાડતા થકા શિષ્ય પ્રત્યે હિતશિક્ષા કરે છે.

ભાવચિય પરમત્થો, ભાવો ધમ્મસ્સ સાહઓ ભણિઓ;
સમત્તસ્સવિ બીઅં, ભાવચિય બિંતિ જગ ગુરૂણો. ૧૯

ભાવાર્થ--હે વત્સ, વિષય, કષાયના ત્યાગ પૂર્વક ચિત્તની નિર્મળતારૂપ જે ભાવધર્મ, તેજ નિશ્ચે કરીને પરમાર્થ સાધવામાં ઉત્કૃષ્ટ સાધન છે, તથા ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવધર્મ, તેનેજ પરમાત્માએ આત્મધર્મનો સાધક ભાવ કહ્યો છે, તથા પર-માત્મા પ્રણીત તત્વશ્રદ્ધાનરૂપ જે સમ્યક્ત્વ, તેનું બીજ પણ શુદ્ધ

ભાવધર્મ છે, એમ જગતગુરૂ શ્રીપરમાત્મા તથા ગણધરાદિક મહાત્મા પુરૂષો કહે છે; એમ જાણી ઉત્તમ જીવોએ ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવધર્મ, તેનું સેવન કરવાને વિષે નિરંતર ઉદ્યમવંતા થવું. ૧૯

એવી રીતે ભાવધર્મનું મહાત્મ્ય વખાણીને હવે ગુરૂ મહારાજા આ ભાવકુલક નામા જે ગ્રંથ, તેનો ઉપસંહાર કરતાં થકાં વળી વિશેષ ભાવધર્મનો મહિમા વખાણે છે.

કિં બહુણા ભણિએણં. તત્તં નિસુણેહ ભો મહાસત્તા;
મુખ્ખ સુહબીય ભૂઓ, જીવાણ સુહાવહો ભાવો. ૨૦

ભાવાર્થ--શું ઘણું કહીયે! હે મહા સત્વવંત પ્રાણીઓ. એક તત્વની વાત સાંભળો; વિષય, કષાયના અભાવરૂપ આત્માના નિર્મળ પરિણામરૂપ જે મોક્ષના સુખ, તેના બીજભૂત, અને પ્રાણીઓને સર્વપ્રકારના સુખ પ્રત્યે આપનારો એક ભાવધર્મજ છે. ૨૦

એવી રીતે ભાવધર્મનું મહાત્મ્ય વખાણીને, હવે ગુરૂ મહારાજા દાન, શીયલ, તપ, અને ભાવધર્મના પ્રભાવિક સ્વરૂપને વખાણે છે.

ઈય દાણ સીલ તવ ભાવણાઓ, જો કુણઈ સત્તિભત્તિ પરો;
દેવિંદવિંદ મહિઅં. અઈરા સો લહઇ સિદ્ધિ સુહં. ૨૧

ભાવાર્થ—એ પૂર્વોક્ત કહ્યા જે રૂડા પાત્ર ધર્મવંત જે મુનિ મહારાજા, તેઓને વસ્ત્ર, પાત્ર, આહારાદિકનું જે દાન દેવું, તે રૂપ જે દાન ધર્મ. તથા રૂડા આચારરૂપ જે શીયળ ધર્મ, તથા પુદ્ગલિક ઇચ્છાનિરોધરૂપ જે તપ ધર્મ, તથા ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવધર્મ, એમ એ ચાર પ્રકારનો જે ધર્મ, તેને જે પ્રાણી શક્તિએ કરીને, તથા ભક્તિએ કરીને, તત્પર થયો થકો જે પ્રાણી આદર પૂર્વક કરે, તે પ્રાણી દેવોના જે ઇંદ્રો, તેણે પૂજેલું એવું સર્વ કર્મ કલંક કરીને રહિત પરમાનંદ સ્વરૂપી એવું જે મોક્ષનું સુખ, તે પ્રત્યે શીઘ્ર પામે. ૨૧

વળી તેજ વાત વિશેષ દ્રઢ કરતાં થકાં કહે છે.

ભાવેણ ભુવણનાહં, ભાવેણ હુંતિ સુરલોગાઓ;
ભાવેણ સિદ્ધિ સુખ્ખં, પાવંતિ સવ્વ સંપત્તિં. ૨૨

ભાવાર્થ—ત્રણ ભુવનના નાથ જે પરમાત્મા. તે પણ ભાવધર્મના પ્રભાવવડે કરીનેજ થાય છે, તથા દેવપણાના સુખની પ્રાપ્તિ પણ ભાવધર્મના પ્રભાવવડે કરીનેજ થાય છે; વળી કર્મ કલંકે કરીને રહિત જે પરમાત્મપણું, તેની પ્રાપ્તિ કહેતાં જે મોક્ષ, તેનું સુખ પણ ભાવધર્મના પ્રભાવથી થાય છે, અને પ્રાણીઓને સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ, ચિત્તમાં વર્તતા જે રૂડા નિર્મળ, સર્વ જીવનું ભલું ચિંતવવારૂપ શાંત પ્રસન્ન ચિત્તના ઉજ્વળ પરિણામરૂપ સર્વોત્તમ, સર્વોત્કૃષ્ટ, એવા જે ભાવધર્મ, તેના પસાયથકીજ થાય છે: એમ જાણીને ઉત્તમ, સમજુ, સુજ્ઞ, વિવેકી, ભવ્ય પ્રાણીઓએ સર્વપ્રકારની મલીનતાના ત્યાગપૂર્વક ચિત્તની નિર્મળતારૂપ જે શુદ્ધ ભાવધર્મ, તેનું સદાકાળ અપ્રમાદિપણે શુદ્ધ ઉપયોગે દૃઢ શ્રદ્ધાએ આદરસહિત બહુમાનપૂર્વક સેવન કરવું. ૨૨

---

## ૩૦ વિભાગ. શ્રીગુરૂપ્રદક્ષિણાકુલક, એટલે સદગુરૂ પ્રશસ્તિ ગ્રંથ.

ગોઅમ સુહમ્મ જંબૂ, પભવો સિજ્જંભવાઇ આયરિઆ;
અન્નેવિ જુગપ્પહાણા, પઈ દિઠ્ઠે સુગુરૂ તે દિઠ્ઠા. ૧

અર્થ—શ્રીગૌતમ પ્રભુ, શ્રીસુધર્માસ્વામિ મહારાજ, શ્રી જંબૂસ્વામિ, શ્રી પ્રભવાસ્વામિ, તથા શ્રી સિજ્જંભવસૂરી મહારાજ આદિ અનેક અન્ય જુગ પ્રધાન ગુરૂમહાત્માઓને હે ગુરૂજી સાહેબ. આપને દિઠે થકે મેં તે સર્વ સુગુરૂ ધર્માત્માઓને દીઠા માનું છું. ૧

અજ્જ કયત્થો જમ્મો, અજ્જ કયત્થં ચ જીવિયં મજ્જ;
જેણ તુહ દંસણામય, રસેણ સત્તાઈ નયણાઇં. ૨

અર્થ—આજ મ્હારો જન્મ કૃતાર્થ થયો, આજ મારો અવતાર સફળ થયો, કે આપ સદગુરૂ ભગવનના ઉત્તમ દર્શનમય

સુધારસે કરીને મારાં નેત્રો પ્રફુલ્લિત થયાં, અર્થાત્ મારા નેત્રોની આજ ખરેખરી સફળતા થઇ. ૨

સો દેસો તં નગરં, તં ગામો સોઅ આસમો ધન્નો;
જથ્થ પહુ તુમ્હ પાયા, વિહરંતિ સયાવિ સુપસન્ના. ૩

અર્થ—તે દેશને ધન્ય, તે નગરને ધન્ય, તે ગામને ધન્ય, અને તે આશ્રમને પણ ધન્ય, જ્યાં હે સ્વામિ, આપના મહા સુપ્રસન્ન પાવન ચરણ કમળો સદાકાળ વિચરે છે. ૩

હથ્થા તે સુકયથ્થા, જે કિઇકમ્મં કુણંતિ તુહ ચલણે;
વાણી બહુગુણખાણી, સુગુરૂ ગુણા વન્નિઆ જીએ. ૪

અર્થ—તે પુરૂષના હસ્તો સુકૃતાર્થ, ધન્ય, કૃતપુન્ય જાણવા, કે જે હાથોએ આપ સુગુરૂ મહારાજના ચરણ કમળની મહાવિનયપૂર્વક ભક્તિસહિત વંદના કરી, સેવા કરી, તથા તે પુરૂષની વાણી પણ મહા ગુણની ખાણી જાણવી, કે જે વાણીએ આપ સદ્ગુરૂ મહારાજના ગુણો ગાયા. ૪

અવયરિયા સુરધેણૂ, સંજાયા મહગિહે કણય વુઠ્ઠી;
દારિદ્દં અજજ ગયં, દિઠ્ઠે તુહ સુગુરૂ મુહ કમલે. ૫

અર્થ—વળી હે સદ્ગુરૂ ભગવન્, આપના મહા પાવન મુખારવિંદને દિઠે થકે આજ મારે ઘરે કામધેનૂ અવતરી, જાણે આજ મારે ઘેર સુવર્ણની વૃષ્ટિ થઇ, અને આજ મારૂં દારિદ્ર સર્વ નાશ પામ્યું, એવું થયું. ૫

ચિંતામણિ સારિથ્થં, સમત્તં પાવિયં મયે અજ્જા;
સંસારો દૂરિ કઓ, દિઠ્ઠે તુહ સુગુરૂ મુહ કમલે. ૬

અર્થ—વળી હે સ્વામિન્, આપનું પવિત્ર મુખ કમળ દિઠે થકે મને આજ ચિંતામણિ રત્ન સરખા સમ્યકત્વ ગુણની પ્રાપ્તિ થઇ, અને તેથીજ મારો આ દીર્ઘ, ભયાનક સંસાર સમસ્ત દૂર થયો. ૬

જા રિદ્ધિ અમરગણા, ભુંજંતા પિયતમાઇ સંજુત્તા;
સા પુણ કિત્તિયમત્તા, દિઠ્ઠે તુહ સુગુરૂ મુહ કમલે. ૭

અર્થ—હે પૂજ્ય, આપની પ્રસન્ન મુખમુદ્રાના દર્શનના

મુખ આગળ, દેવતાઓ પોતાની પ્રિયતમા એટલે દેવાંગનાઓસહિત જે દિવ્ય વિલાસ સુખ ભોગવે છે, તે દેવરિદ્ધિના સુખ, આ અપૂર્વ દર્શનના સુખ આગળ શા હિસાબમાં છે? અર્થાત્, કાંઇ હિસાબમાં નથી. ૭

મણવયકાએહિં મએ, જં પાપં અજ્જિયં સયા;
તં સવ્વં અજ્જ ગયં, દિટ્ઠે તુહ સુગુરૂ મુહ કમલે. ૮

અર્થ—વળી હે કૃપાવંત નેક મેહેરબાન ક્ષમા સમુદ્ર, આપના મુખ કમળને દિઠે થકે, અદ્યાપિ પર્યંત મેં મન વચન કાયાએ કરીને જે જે પાપ ઉપાર્જન નિરંતર કર્યું હતું, તે સર્વ પાપ આજ મારૂં વિલય થયું, આપના દર્શનવડે નષ્ટ થયું. ૮

દુલ્લહો, જિણિંદધમ્મો, દુલ્લહો જીવાણ માણુસો જમ્મો:
લદ્ધપિ મણુઅજમ્મે, અઈદુલ્લહા સુગુરૂસામગ્ગી. ૯

અર્થ—હે કરૂણાનિધાન સ્વામિ, શ્રીજિનેશ્વરપ્રણીત ધર્મ પામવો મહા દુર્લભ છે, વળી પ્રાણીઓને મનુષ્યભવ પામવો મહા દુર્લભ છે, અને તે મનુષ્યજન્મ પામે છતે પણ સદ્‌ગુરૂની સામગ્રી એટલે જોગવાઇ મલવી જીવને અત્યંત દુર્લભ છે. (પરંતુ.) ૯

જથ્થ ન દિસંતિ ગુરૂ, પચ્ચસે ઉઠિએહિં સુપસન્ના;
તથ્થ કહં જાણિજ્જઇ, જિણવયણં અમિઅસારિચ્છં. ૧૦

અર્થ—હે સદા સુપસાય દાતા, જ્યાં પ્રભાત સમયે ઉઠતાં વારંને સદ્‌ગુરૂ મહારાજનું સુપ્રસન્ન વદન દ્રષ્ટિ ગોચર થતું નથી, અર્થાત્, જ્યાં ગુરૂ મહારાજની જોગવાઇ નથી, ત્યાં અમૃતસદ્દશ એવી જે જિનવાણી, તે કેવી રીતે જાણવામાં આવે? અર્થાત્ નજ આવે. ૧૦

જહ પાઉસંમિ મોરા, દિણયર ઉદયંમિ કમલ વણસંદા;
વિહસંતિ તેમતચ્ચિય, તહ અમ્હે દંસણે તુમ્હ. ૧૧

અર્થ—હે દયા સાગર, જેમ મેઘને દેખીને મોર, તથા દિનકર એટલે સૂર્યને દેખીને સૂરજમુખી કમળના વનખંડ જેમ વિકસ્વરપણાને પામે છે, તેમ નિશ્ચે કરીને અમે પણ હે પૂજ્ય ગુરૂજી ભગવન્, આપના દર્શનવડે પ્રફુલ્લિતપણાને પામીએ છીએ. ૧૧

જઈ સરઇ સુરહિ વચ્છો, વસંત માસં ચ કોઇલા સરઇ;
વિંઝં સરઇ ગઇંદો, તહ અમ્મ મણં તુમં સરઈ. ૧૨

અર્થ—હે મહાન ઉપગારી પ્રભુ, જેમ વાછરડો પોતાની માતા ગાયને સંભારે છે, તથા જેમ કોયલ વસંત માસની ઇચ્છા કરે છે, તથા જેમ ગજેંદ્ર વિંધ્યાચળગિરિને મનમાં ચાહે છે, તેમ હે સ્વામિન અમારા મનમાં તમે યાદ આવો છો. ૧૨

બહુયાં બહુયાં દિવસડાં, જઇ મઈં સુહગુરૂ દીઠ;
લોચન બે વિકસી રહ્યાં, હીઅડઇં અમિય પઇઠ. ૧૩

અર્થ—હે શાંત સુધારસ પદ્મદ્રહ સમાન સ્વામિ, તે દિવસને ધન્ય છે, તે દિન બહુમાનનીય મ્હારે છે, મારા તે વાસરો (દિવસો) સફળ છે. કે જેમાં આપ એકાંત નિ:સ્વાર્થ હિતકર સદ્ગુરૂ મહારાજનું અમૃતમય દર્શન હું પામ્યો, જે દર્શન દેખતાં મારાં બે નેત્રો મહાવિકસ્વરભાવને પામ્યાં, અને મારા અંતરંગ હૃદયને વિષે અમૃતનો પ્રવાહ વહન થવા લાગ્યો. ૧૩

અહો તે નિજ્જિઓ કોહો, અહો માણો પરાજિઓ;
અહો તે નિરક્કિયા માયા, અહો લોહો વસીકીઓ. ૧૪

અર્થ—અહો ઇતિ આશ્ચર્યે આપનો નિર્જિતક્રોધ, અર્થાત્, ઉપશમભાવ કેવો છે! અહો ઇતિ આશ્ચર્યે વળી આપે માનને પણ કેવો પરાજયને પમાડયો છે? અર્થાત્, કેવા માનરહિત નમ્ર સુશીલ છો! અહો ઇતિ આશ્ચર્યે આપનું માયારહિતપણું, સરળપણું કેવું છે! અને અહો ઇતિ આશ્ચર્યે આપનું નિર્લોભીપણું અર્થાત્, લોભને કેવો વશવર્તી રાખ્યો છે! ૧૪

અહો તે અજ્જવં સાહુ, અહો તે સાહુ મજ્જવં;
અહો તે ઉત્તમા ખંતી, અહો તે મુત્તિ ઉત્તમા. ૧૫

અર્થ—અહો ઇતિ આશ્ચર્યે આપની કેવી આર્જવતા એટલે સરળતા છે! અહો ઇતિ આશ્ચર્યે આપની મૃદુતા એટલે કોમળતા કેવી અદ્ભુત છે! અહો ઇતિ આશ્ચર્યે આપનો ઉત્તમ ક્ષમાગુણ કેવો છે! અહો ઇતિ આશ્ચર્યે આપનું અનુપમ નિર્વંછકપણું, અર્થાત્, નિર્લોભદશા, અપૂર્વ નિર્મમત્વ ભાવ! ૧૫

ઇહંસિ ઉત્તમો ભંતે, ઇચ્છાહોહિસિ ઉત્તમો;
લોગુત્ત મુત્તમં ઠાણું, સિદ્ધિ ગચ્છસિ નીરઓ. ૧૬

અર્થ—વળી હે ભગવન્, આપનો મનોરથ પણ કેવો ઉત્તમ છે! અને વળી હે સ્વામિ, આપની ઇચ્છા પણ કેવી નિર્દોષ, શ્રેષ્ટ, પારમાર્થિક છે કે, અહો! લોકને વિષે સર્વોત્તમ સ્થાનક જે મોક્ષ, તે પ્રત્યે સદા ગમનશીલ છે, ઉત્તમ ચારિત્રાચરણ તે જેમનું, એવા હે જ્ઞાન દાતા સાહેબ ગુરૂજી, આપને ધન્ય છે. ૧૬

આયરિય નમુક્કારો, જીવંમો એઇ ભવ સહુસ્સાઓ;
ભાવેણ કીરમાણો, હોઇ પુણો બોહિલાભાએ. ૧૭

અર્થ—આચાર્ય ભગવંતને કરેલો નમસ્કાર જીવને આ મંસારના હજારો ભવથી છોડાવે છે, વળી ભાવપૂર્વક ચિત્તની નિર્મળતાએ નમસ્કાર કર્યા થકાં બોધબીજના લાભને અર્થે થાય છે. ૧૭

આયરિય નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો;
મંગલાણં ચ સવ્વેસિં, તઇયં હવઇ મંગલં. ૧૮

અર્થ—આચાર્ય ભગવન્ એટલે સદ્‌વિદ્યા તત્વજ્ઞાન દાતા પરમ ગુરૂ મહારાજને ભાવપૂર્વક જે નમસ્કાર કરવો, તે સર્વ પાપનો નાશ કરનાર થાય છે; વળી તે નમસ્કાર સર્વ માંગલિકોને વિષે ત્રીજું મંગલ છે. ૧૮

સમાપ્ત:

---

## ૮૦ વિભાગ. શ્રી સોમસુંદરસુરિકૃત ગુણાનુરાગ કુલક ગ્રંથ.



ગુણાનુરાગના પ્રભાવથી થયેલ શ્રીતીર્થંકર પ્રભુને મંગલાચરણરૂપે નમસ્કાર કરે છે.

અનુષ્ટુપ્ વૃત્ત.

સયલ કલ્લાણ નિલયં, નમિઊણ તિત્થનાહ પય કમલં;
પરગુણ ગહણ સરૂવં, ભણામિ સોહગ્ગ સિરિ જણયં. ૧

અર્થ—સકળ કલ્યાણના મંદિર એવા, શ્રીતીર્થનાથ જિનેશ્વર ભગવાનના પદ કમળને નમસ્કાર કરીને સર્વ સૌભાગ્ય લક્ષ્મિને આપનાર, એવા પરગુણ ગ્રહણ સ્વરૂપને કહું છું. ૧

ઉત્તમ ગુણાનુરાગથી સર્વ પદ્દવીઓ મલે છે.

ઉત્તમ ગુણાણુરાઓ, નિવસઇ હિયયંમિ જસ્સ પુરિસસ્સ;
આતિત્થયર પયાઓ, ન દુલ્લહા તસ્સ રિદ્ધિઓ. ૨

અર્થ--જે પુરૂષનાં હૃદયમાં ઉત્તમ ગુણનુરાગ હોય છે, તે ભવ્યાત્મા તીર્થંકર પર્યંતની સર્વોત્તમ પદવીઓ પ્રાપ્ત કરે છે, તેને કોઇ પણ પ્રકારની રિદ્ધિઓ દુર્લભ નથી. ૨

ગુણાનુરાગીને ગ્રંથકર્ત્તા સદા નમસ્કાર કરે છે.

તે ધન્ના તે પુન્ના, તેસુ પણામો હવિજ્જ મહ નિચ્ચં;
જેસિં ગુણાનુરાઓ, અકિત્તિમો હોઇ અણવરયં. ૩

અર્થ--જેઓને હમેશાં અકૃત્રિમ ગુણાનુરાગ રહે છે, તેઓને ધન્ય છે, તેઓ ખરેખરા કૃતપુન્ય છે. એવા મહાત્માઓને મારો સદા પ્રણામ હોજો. ૩

બહુ ભણવા વિગેરેથી શું? ફક્ત એક ગુણાનુરાગ ધારણ કરવો યોગ્ય છે.

કિં બહુણા ભણિએણં, કિંવા તવિએણ કિંવા દાણેણં;
ઇક્કં ગુણાનુરાયં, સિખ્ખહ સુખ્ખાણ કુલભવણં. ૪

અર્થ—ઘણું ભણવાથી, ઉગ્રતપ કરવાથી, કે અતિ દાનદેવાથી કાંઇ વળવાનું નથી, સર્વ સુખોના સ્થાનરૂપ, આ એક ગુણાનુરાગ ગુણનેજ પ્રથમ શિખો, અર્થાત્, ગુણાનુરાગી થવાની મનને ટેવ પાડો. ૪

ગ્રંથકર્ત્તા ગુણાનુરાગ વિના ધર્મકરણીની નિષ્ફળતા જણાવે છે.

જઇવિ ચરસિ વિઉલં, પઢસિ સુયં કરિસિ વિવિહ કટ્ઠાઇં;
ન ધરસિ ગુણાનુરાયં, પરેસુ તા નિફ્ફલં સયલં. ૫

અર્થ— જો કે તું ભારે ઉગ્રતપ કરે, અને શાસ્ત્રો ભણે, તથા અનેક પ્રકારનાં કષ્ટો સહન કરે, તો પણ તે સર્વ નિષ્ફલ જાણવા, જો તું ગુણાનુરાગ ધારણ કરતો નથી તો. ૫

ગુણાનુરાગ વિના અધઃપતન થાય છે.

સોઉણ ગુણુક્કરિસં, અન્નસ્સ કરેસિ મચ્છરં જઇવિ;
તા નૂણં સંસારે, પરાહવં સહસિ સવ્વત્થ. ૬

અર્થ—પરના ગુણનો ઉત્કર્ષ શ્રવણ કરીને જો તું ઇર્ષા ધારણ કરીશ, તો તું સંસારમાં સર્વત્ર પરાજયને પામીશ. ૬

ગુણીજનનો લેશમાત્ર પણ દોષ જોવો નહિ.

ગુણવંતાણ નરાણં, ઈસાભર તિમિર પૂરિઓ ભણસિ;
જઇ કહવિ દોસલેસં, તા ભમસિ ભવે અપારંમિ. ૭

અર્થ—હે ચેતન, જો તું ગુણીજનોના લેશમાત્ર દોષને ઇર્ષાથી કહીશ, તો તું ખરેખર આ અપાર એવા સંસારમાં પરિભ્રમણ કરીશ. ૭

ગુણ કે દોષ એ બેમાંથી જેનો અભ્યાસ થાય તેજ પરભવમાં પ્રાપ્ત થાય છે.

જં અબ્ભસેઇ જીવો, ગુણં ચ દોષં ચ ઇત્થ જમ્મંમિ;
તં પરલોએ પાવઇ, અબ્ભાસેણં પુણો તેણં. ૮

અર્થ—આત્મા આ ભવમાં ગુણ કે દોષ એ બેમાંથી જેનો અભ્યાસ કરે છે, તેજ અભ્યાસ તેને પાછો પરલોકમાં પ્રાપ્ત થાય છે. ૮

ગુણી પણ પરદોષ વદતાં છતાં નિર્માલ્ય ગણાય છે.

જો જંપઇ પરદોસે, ગુણ સમય ભરિઓવિ મચ્છર ભરેણં;
સો વિઉસાણ મસારો, પલાલ પુંજવ્વ પડિભાઇ. ૯

અર્થ—સેંકડો ગુણથી ભરેલો એવો પણ, કોઇ મનુષ્ય ઇર્ષા-ભરથી પારકાના દોષો બોલે, તો તે એટલો બધો ઉચ્ચ છતાં પણ,

પંડિત ગુણી પુરૂષોમાં અસાર પલાલપુંજની પેઠે શોભે છે, અર્થાત્, નિર્માલ્ય ઘાસના ફૂલની પેઠે નકામો છે. ૯

દુષ્ટભાવથી છતા કે અછતા દોષો ગ્રહણ કરવાથી પાપાત્મા બને છે.

જો પરદોસે ગિણ્હઇ, સંતા સંતોવિ દુટ્ઠભાવેણું;
સો અપ્પાણં બંધઇ. પાવેણ નિરત્થ એગાવિ. ૧૦

અર્થ—દુષ્ટભાવથી જે આત્મા પરના છતા કે અછતા દોષોને ગ્રહણ કરે છે, તે પાપવડે પોતાના આત્માને નિરર્થક બંધનમાં નાખે છે. ૧૦

કષાયાગ્નિના હેતુઓનો ત્યાગ બતાવે છે.

તં નિયમા મુત્તવ્વં, જત્તો ઉપજ્જીએ કસાયગ્ગી;
તં વત્થું ધારિજ્જા, જેણો વસમો કસાયાણં. ૧૧

અર્થ—જેથી કષાયરૂપ અગ્નિ ઉત્પન્ન થાય, એવું કાર્ય અવશ્ય ત્યાગવું જોઇએ, અને જેથી કષાયો દબાઈ જાય, તેવું કરવું જોઇએ. ૧૧

હવે કર્ત્તા સર્વ પ્રયત્નથી નિંદા છોડી દેવાનું બતાવે છે.

જઇ ઇચ્છઇ ગુરૂયત્તં, તિહુયણ મજ્જિમ અપ્પણો નિયમા;
તા સવ્વ પયત્તેણં, પરદોસ વિવજ્જણં કુણહ. ૧૨

અર્થ—હે ચેતન, જો તને ત્રણભુવનને વિષે સર્વોત્કૃષ્ટ પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તો સર્વ પ્રકારના પ્રયત્ન કરી પારકા દોષ જોવાના તથા બોલવાના છોડી દે. ૧૨

ભારે કર્મી જીવોની પણ નિંદા કરવી નહિ, તો અન્ય જીવોની તો કેમજ કેરાય તે જુદા જુદા પુરૂષોના ભેદોદ્વારા જણાવે છે.

ચઉહા પસંસણિજ્જા, પુરિસા સવ્વુત્તમુત્તમા લોએ;
ઉત્તમ ઉત્તમ ઉત્તમ, મજ્જિમ ભાવાય સવ્વેસિ. ૧૩

જે અહમ અહમઅહમા, ગુરૂકમ્મા ધમ્મવજ્જિયા પુરિસા;
તેવિ ય ન નિંદણિજ્જા, કિંતુ દયા તેસુ કાયવ્વા. ૧૪

અર્થ—ચાર પ્રકારના મનુષ્યો પ્રશંસવા યોગ્ય છે, ૧ સર્વોત્તમોત્તમ. ૨ ઉત્તમોત્તમ, ૩ ઉત્તમ, ૪ મધ્યમ, આ ચાર ભેદવાળા મનુ-

તૃણ તોલે મુજ આગળ સહુ એ, એમ અભિમાને હરખે; પહેલે કલ્પે ઇંદ્રા બેઠો, અવધિ જ્ઞાને નિરખે; જિનવર ભક્તિ કરે બહુ રાજા, પણ અભિમાને ચઢીઓ; જિનવર ભક્તિ કરી કોણ પૂજે, ત્રણ જગ આવે જડીઓ. ૧૦

એમ ચિંતી ઇંદ્રા, ઐરાવણ સુર તેડ્યો; તે હરખ્યો અંજલી, જોડી ઉભો નેડો; જિન વંદન જાશું, માન ઉતારણ કાજ, ઐરાવણ સરિખા, સહુસ ચોસઠ ગજરાજ. ૧૧

ગજરાજ એક એકને મસ્તક, સોહે પાંચસે બાર; મસ્તક મસ્તક આઠ દંતુસળ, સોહે અતિહી સ્ફાર; દંતદંત પ્રત્યે આઠ આઠ વાવી, વાવે વાવે આઠ આઠ કમલ; કમલે કમલે લાખ પાંખડી, લાખ નાટક તિહાં વિમલ. ૧૨

ડોડા વિચે વિચે એક એક, કમલ પ્રત્યે પ્રાસાદ; અગ્ર મહિષિ આઠ આઠ, સાથે ઇંદ્ર આલ્હાદ; પ્રતિ કમલે બેઠો, ઇંદ્રા આવે જામ; બત્રીસ બદ્ધ નાટક, ઝમક સમક હુવો તામ. ૧૩

તામ વીર વાંદીને બેઠો, દશાણભદ્ર નરેષ; શુભ ઉજવલ ગજ ઘટા સંઘાતે, ઇંદ્રે કીઓ પ્રવેશ; ઉંચું વદન વિલોકે રાજા, બહોલી રિદ્ધિ પ્રમાણ; માહરો મદ એણે ઉતાર્યો, તો જીવ્યું અપ્રમાણ. ૧૪

મેં રિદ્ધિનો ગારવ, ફોકટ કીધો આજ; ઇંદ્રની રિદ્ધિ આગળ એ આવે કુણ કાજ; હવે જો હું છાંડું, તો હારે સ્વર્ગવાસી, તવ જિનવર પાસે, ગયો ઇસ્યું વિમાસી. ૧૫

ઇસ્યું વિમાસીને અભિમાને, રાયે ચારિત્ર લીધું; ઇંદ્ર કહે હવે મેં નવિ થાએ, તેં બોલ્યું તે કીધું; મેં જે હોડ કરી તુમ સાથે, તે ખમજો રિષિરાય; મુજમાં શક્તિ ઘણી છે બીજી, પણ મુજથી એ નવિ થાય. ૧૬

ઇંદ્ર વાંદી બોલે, ધન માનવ અવતાર; અભિમાન કરીને, નૃપ પામ્યો ભવપાર; હવે વીર પયંપે, માન માનવને હોય; ઇંદ્ર પાય લગાડયો, એ સમો અવર ન કોય. ૧૭

એ સમે અવર ન કોઇ બુઝચો, ઝુઝચો કર્મ સંઘાતે; કેવલ પામી મુક્તે પોહોતો, મંગલિક હુવો ઇણ વાતે; પઢતાં ગુણતાં ઉત્તમના ગુણ, પોંહોચે સયલ જગીશ; શુભવિજય પંડિત શિષ્ય પ્રણમે, લાલવિજય નિશ દિશ. ૧૮

## ૬. શ્રી અઇમત્તા મુનિવરની સઝ્ઝાય.

આધા આમ પધારો હો પૂજ્ય—એ દેશી.

વીર જિણંદ વાંદીને ગૌતમ, ગોચરીયે સંચરીયા;
રાજ ગ્રહી નયરી માંહે ગૌતમ, ઘર ઘર આંગણ ફરીયા;
આધા આમ પધારો પૂજ્ય, અમ ઘર વહોરણ વેલા. ૧

ઇણ અવસર અઇમત્તે રમતાં, મન ગમતા મુનિ દીઠા;
કંચન વરણી કાયા નિરખી, મનમાં લાગ્યા મીઠા. આધા૦ ૨

બોલ્યો કુંવર અમીરસ વાણી, એક કહો અભિરામે;
ખરે બપોરે પાયે અલવાણે, ભમવો તે કુણ કામે. આધા૦ ૩

સાંભલ રાજકુંવર શોભાગિ, શુદ્ધ ગવેષણ કીજે;
નિર્દુષણ ને નિરતિચાર, ઘર ઘર ભિક્ષા લીજે. આધા૦ ૪

આવો આજ અમારે મંદિર, કહીસો તે વિધ કરશું;
જે જોઇએ તે જુગતે કરીને, ભાવસું ભિક્ષા દેશું. આધા૦ ૫

ઇમ કહી ઘર તેડી ચાલ્યો, આવ્યા મુનિ આનંદે;
અઇમત્તારાણી દેખીને, વિધિસું ગૌતમ વંદે. આધા૦ ૬

આજ અમારે રતન ચિંતામણિ, મેહ અમીરસ વૂઠા;
આજ અમ આંગણા સુરતરૂ ફલીયો, જે ગૌતમ નયણે દીઠા. આ૦ ૭

રે બાલુડા બહુ બુદ્ધિવંતા, ગણધર ગૌતમ આવ્યા;
થાલ ભરીને મોદક મોટા, ભાવેસું તોહરાવ્યા. આધા૦ ૮

વાંદી પાય કુંવર મુનિવરના, હાથ મેલાવ્યો માથે;
વોલાવું કહેતો મુનિને, ઇમ કહી ચાલ્યો સાથે. આધા૦ ૯

કુંવર કહે આ ભાજન આપો, ભાર ઘણો પ્રભુ પાસે;
ગૌતમ કહે હું તેહને આપું, ચારિત્ર લીયે ઉલ્લાસે. આધા૦ ૧૦

ચારિત્ર લહીસું હું તુમ પાસે, ઝોળી દીયો મુજ હાથે;
ગૌતમ પૂછે અનુમતી કેહની, મા મોકલીયો સાથે. આધા૦ ૧૧
ગુરૂજ્ઞાનિ ગૌતમ મન આણી, દિક્ષા દીધી તેહને;
વૃદ્ધ મુનિને ભળાવી દીધો, મુનિ મારગ દીયો તેહને. આધા૦ ૧૨
તે સંઘાતે અઇમત્તો ચાલ્યો, સાધુ સંઘાતે વનમાં;
નાનુંસું સરોવર નીરે ભરીયું, તે દેખી હરખ્યો મનમાં. આધા૦ ૧૩
નાનુંસું સરોવર નાનું ભાજન, નાવ કરી અઇમત્તો;
વલતા સાધુજી તે દેખે, બાળક રમત કરતો. આધા૦ ૧૪
બોલાવીને મુનિ બાલકને, એ આપણ નવિ કીજે;
છકાય જીવની વિરાધના કરતાં, દુર્ગતિનાં ફલ લીજે. આધા૦ ૧૫
લાજ ઘણી મન માંહે ઉપની, સમોસરણમાં આવ્યો;
ઇરિયાવહી પડિક્રમતાં અઇમત્તો, ધ્યાન સુકલ મન ભાવ્યો. આ૦ ૧૬
કેવલજ્ઞાન તિહાં ઉપન્યું, ધન ધન મુનિ અઇમત્તો;
શુદ્ધ મને ચારિત્ર પાળીને, તે મુનિ મુગતે પોહોતો. આધા૦ ૧૭
ગૌતમ આદે અઇમત્તા સરિખા, ગુણવંતા રિષિરાયા;
લક્ષ્મીરતન કર જોડી વંદે, તે મુનિવરના પાયા. આધા૦ ૧૮

## ૭. શ્રી વયર સ્વામિની સઝ્ઝાય.

સાંભળજો તુમે અદભુત વાતો, વયર કુંમર મુનિવરની. એ આંકણી.
ખટ મહિનાના ગુરૂ જોળીમાં, આવે કેલ કરંતા;
ત્રણ વરસના સાધવી મુખથી, અંગ અગ્યાર ભણંતા રે. સાં૦ ૧
રાજ સભામાં નહિ ક્ષોભાણા, માત સુખડલી દેખી;
ગુરૂએ દીધો ઓઘો મુહપત્તિ, લીધો સર્વ ઉવેખી રે. સાંભળજો૦ ૨
ગુરૂ સંઘાતે વિહાર કરે મુનિ, પાળે શુદ્ધ આચાર;
બાલપણાથી મહા ઉપયોગી, સંવેગિ શિરદાર રે. સાંભળજો૦ ૩
કોળાપાકને ઘેબર ભિક્ષા, દોય ઠામે નવિ લીધી;
ગગન ગામિની વૈક્રીય લબ્ધિ, દેવે જેહને દીધી રે. સાંભળજો૦ ૪
દશ પૂરવ ભણીયા જે મુનિવર, ભદ્ર ગુપ્ત ગુરૂ પાસે;
ખીરાસ્રવ પ્રમુખ જે લબ્ધિ, પ્રકટ જાસ પ્રકાસે રે. સાંભળજો૦ ૫

કોડી સૈંકડા ધનને સંચે, કન્યા રૂકમીણી નામે;
શેઠ ધનાવો દીયે પણ ન લીયે, વધતે શુભ પરિણામે રે. સાંભળજો૦ ૬
દેઈ ઉપદેશને રૂકમીણી નારી, તારી દિક્ષા આપી;
યુગ પ્રધાન જે વિચરે જગમાં, સૂરજ તેજ પ્રતાપી રે. સાંભળજો૦ ૭
સમકિત શિયળ તુંબ ધરી કરમાં, મોહ સાયર કર્યો છોટો;
તે કેમ બૂડે નારી નદીમાં, એતો મુનિવર મોટો રે. સાંભળજો૦ ૮
જેણે દુર્ભિક્ષ સંઘ લેઈને, મૂક્યો નયર સુગાલ;
શાસન શોભા ઉન્નતિ કારણ, પુષ્ફ પદ્મ વિસાલ રે. સાંભળજો૦ ૯
બોધરાયને પણ પ્રતિ બોધ્યો, કીધો શાસન રાગી;
શાસન શોભા જય પતાકા, અંબર જઈને લાગી રે. સાંભળજો૦ ૧૦
વિસર્યો સુંઠ ગાંઠીયો કાને, આવશ્યક વેળા જાણ્યો;
વિસરે નહિ પણ એ વિસરીયો, આયુ અલ્પ પીછાણ્યો રે. સાં૦ ૧૧
લાખ સોનૈયે હાંડી ચડે જિમ, બીજે દિન સુગાલ;
એમ સંભળાવી વયરસેનને, જાણી અણસણ કાલ રે. સાંભળજો૦ ૧૨
રથાવર્ત પર્વત જઈ અણસણ કીધું, સોહમ હરિ તિહાં આવે;
પ્રદક્ષિણા પર્વતને દેઈને, મુનિવર વંદે ભાવે. સાંભળજો૦ ૧૩
ધનસીંહગિરિ સૂરિ ઉત્તમ, જેહના એહ પટધારી રે
પદ્મવિજય કહે ગુરૂ પદ પંકજ, નિત્ય નમીયે નર નારી રે. સાં૦ ૧૪

## ૮. શ્રી મેતારજ મુનિની સઝાય.

મન મોહન જિનજી મીઠી તાહરી વાણ—એ દેશી.

સંયમ ગુણના આગરૂજી, પંચ મહાવ્રત ધાર;
માસ ખમણને પારણેજી, રાજ ગ્રહી નગરી મઝાર;
મેતારજ મુનિવર, ધન ધન તુમ અવતાર. ૧
સોનીને ઘરે આવીયાજી, મેતારજ રિષિરાય;
જવલા ઘડતો ઉઠીયોજી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૨
આજ ફલ્યો ઘર આંગણેજી, વિણ કાલે સહકાર;
લ્યો ભિક્ષા છે સુજતીજી, મોદક તણો એ આહાર. મેતારજ૦ ૩

ક્રૌંચ જીવ જવલા ચર્યાજી, વહોરી ચાલ્યા રિષિરાજ;
સોની મન શંકા થઈજી, સાધુ તણા એ કાજ. મેતારજ૦ ૪
રીશ કરીને રૂષિને કહેજી, દ્યો મુજ જવલા આજ;
વાધરશિર્ષે બાંધીયાજી, તડકે રાખ્યા મુનિરાજ. મેતારજ૦ ૫
ફટ ફટ ફૂટે હાડકાંજી, ત્રટ ત્રટ ત્રુટે ચામ;
સોનીડે પરિસો કર્યોજી, સાધુ રાખ્યો મન ઠામ. મેતારજ૦ ૬
એહવા પણ મોટા જતિજી, મન્ન ન આણે રોષ;
આતમ નિંદે આપણોજી, સોનીનો શ્યો દોષ. મેતારજ૦ ૭
ગજ સુકુમાલ સંતાપીયાજી, બાંધી માટીની પાલ;
ખેર અંગારા શિરે ધર્યાજી, મુગતે ગયા તત્કાલ. મેતારજ૦ ૮
વાધણ શરીર વલુરીયુંજી, સાધુ સુકોસલ સાર;
કેવલ લહી મુગતે ગયાજી, એમ અરણીક અણગાર. મેતારજ૦ ૯
પાપી પાલકે પીલીયાજી, ખંધક સૂરિના શિષ્ય;
અંબડ ચેલા પાંચશેજી, નમો નમો તે મુનિ શિષ્ય. મેતારજ૦ ૧૦
એહવા પુરૂષ સંભારતાંજી, મેતારજ રિષિરાય;
અંતગડ હુઆ કેવલીજી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૧૧
ભારી કાષ્ટની સ્ત્રી તિહાંજી, લાવી નાંખી તેણીવાર;
ધબકે પંખી જાગીયોજી, જવલા કાઢ્યા તિણે સાર. મેતારજ૦ ૧૨
દેખી જવલા વીટમાંજી, મનમાં લાજ્યો સોનાર;
ઓઘો મુહપત્તિ સાધુનોજી, લેઇ થયો અણગાર. મેતારજ૦ ૧૩
આતમ તાર્યો આપણોજી, થીર કરી મન વચ કાય;
રાજવિજય રંગે ભણેજી, સાધુ તણી એ સઝાય. મેતારજ૦ ૧૪

## ૯. શ્રી વિનય અધ્યયનની સઝાય.

સમકિતનું મૂલ જાણીયેજી—એ દેશી.

પવયણ દેવી ચિત્ત ધરીજી, વિનય વખાણીશ સાર;
જંબૂને પૂછયે કહ્યોજી, શ્રી સોહમ ગણધાર;
ભવિક જન વિનય વહો સુખકાર. - એ આંકણી. ૧

પહિલે અધ્યયને કહ્યોજી, ઉત્તરાધ્યયન મઝાર;
સઘલા ગુણમાં મૂલગોજી, જે જિન શાસન સાર. ભવિક૦ ૨

નાણ વિનયથી પામીયેજી, નાણે દરિશન શુદ્ધિ;
ચારિત્ર દરિશણથી હુએજી, ચારિત્રથી પૂણ સિદ્ધિ. ભવિક૦ ૩

ગુરૂની આણ સદા ધરેજી, જાણે ગુરૂનો રે ભાવ;
વિનયવંત ગુણ રાગીયોજી, તે મુનિ સરલ સ્વભાવ. ભવિક૦ ૪

કણનું કૂંડું પરિહરીજી, વિષ્ટાશું મન રાગ;
ગુરૂ દ્રોહી તે જાણવાજી, સૂઅર ઉપમા લાગ. ભવિક૦ ૫

કોહ્યા કાનની કૂતરીજી, ઠામ ન પામેરે જેમ;
શીલહીણ અકહ્યાગરાજી, આદર ન લહે તેમ. ભવિક૦ ૬

ચંદ્ર તણી પરે ઉજલીજી, કીર્તિ તેહ લહંત;
વિષય કષાય જિતી કરીજી, જે નર શીલ વહંત. ભવિક૦ ૭

વિજયદેવ ગુરૂ પાટવીજી, શ્રી વિજયસિંહ સૂરીંદ;
શિષ્ય ઉદય વાચક ભણેજી, વિનય સયલ સુખકંદ. ભવિક૦ ૮

## ૧૦. પરનિંદા વારક હિત શિખામણની સજ્ઝાય.

( કડખાની દેશી. )

મ કર હો જીવ પરતાંત દિન રાત તું, આપણો વાંક નયણે ન દેખે;
તિલ સમ પારકા દોષ હોવે જીકે, તેહ કરી દાખવે મેરૂ લેખે. મ કર૦ ૧

કો કરે પર તણી અતિહી નિંદા ઘણી, તે હુનો તેહનો મેલ ધોવે;
તાસ ઉજવલ કરે પિંડ પાપે ભરે, મૂઢ તે માનવી સુગુણ ખોવે. મ કર૦ ૨

બહુલ મચ્છરપણે ગુણ તજી પર તણા, સંત અણસંત જે દોષ ભાખે;
બાપડો જીવડો તેહ મૂરખપણે, ગજ પરે નિજ શિરે ધૂળ નાંખે. મ૦ ૩

દ્રાક્ષ સાકર સરસ વસ્તુ સવિ પરિહરી, કાક જેમ ચાંચશું મેલ ચૂંથે;
નિંદકી તેમ ગુણ કોડિ છાડી કરી, ચિત્તમાં પર તણા દોષ ગૂંથે. મ કર૦ ૪

અંગ જેમ ગોપવી મીનને મારવા, બગ રહે તાકિ જીમ નીર નાકે;
નિચ તિમ છિદ્ર ગોપવી કરી આપણાં, રાત દિન પારકાં છિદ્ર તાકે. મ૦ ૫

નિપટ લંપટ પણે લંપટી કૂતરો, વમન દેખી કરી નટ્ટ નાચે;
દોષ લવલેશ પામી તથા પાતકી, અધમ જન સબલ મન માંહિ
માચે. મ કર૦ ૬

એક સજ્જન હોયે સેલડી સારિખા, ખંડ ખંડ કરી કોઈ કાપે;
તોહિ પણ પીડતાં આપ ઉત્તમપણે, સરસ રસ વસ્તુનો સ્વાદ આપે.
મ કર૦ ૭

કોડ અવગુણ પણ છોડી જે ગુણ ગ્રહે, દેશ પરદેશ તે સુખ પાવે;
દેખ પ્રત્યક્ષ પણે કૃષ્ણ પરે તેહનાં, દેવ રાજેંદ્ર પણ સુયશ ગાવે. મ૦ ૮

દેવ ગુરૂ ધર્મ આરાધ શુદ્ધ મને, પારકે પેશમાં મૂઠ કાને;
સકલ સુખ કારિણી દૂરિત દુઃખ વારિણી, ભાવના એહ હિત શિખ
માને. મ કર૦ ૯

## ૧૧. જીભલડીની સઝ્ઝાય.

આપલડી રે જીભલડી તું, કાં નવિ બોલે મીઠું;
વિરૂઆં વચન તણાં ફલ વિરૂઆં, તે શું તેં નવિ દીઠું રે. આ૦ ૧

અન્ન ઉદક અણગમતાં તુજને, જે નવિ રૂચે અનીઠાં;
અણ બોલાવ્યો તું શા માટે, બોલે કુવચન ધીઠાં રે. આ૦ ૨

અગ્નિ દાઝ્યો તે પણ પાળે, કુવચન દુર્ગતિ ઘાલે;
અગ્નિ થકી અધિકું તે કુવચન, તે તો ક્ષણ ક્ષણ સાલે રે. આ૦ ૩

તે નર માન મહોત નવિ પામે, જે નર હોય મુખ રોગી;
તેહને તો કોઈ નવિ બોલાવે, તે તો પ્રત્યક્ષ સોગી રે. આ૦ ૪

ક્રોધ ભર્યો ને કડવું બોલે, અભિમાને અણગમતે;
આપ તણો અવગુણ નવિ દેખે, તે કેમ જાશે મુગતે રે. આ૦ ૫

જનમ જનમની પ્રીતિ વિણાશે, એકણ કડુવે બોલે;
મીઠાં વચન થકી વિણ ગરથે, લેવો સબ જગ મોલે રે. આ૦ ૬

આગમને અનુસારે હિત મતિ, જે નર રૂડું ભાખે;
પ્રગટ થઇ પરમેશ્વર તેહની, લજ્જા જગ માંહિ રાખે રે. આ૦ ૭

સુવચન કુંવચનનાં ફળ જાણી, ગુણ અવગુણ મન આણી;
વાણી બોલે અમીય સમાણી, લબ્ધિ કહે સુણો પ્રાણી રે. આ૦ ૮

## ૧૨. પુન્યની સઝાય.

( કડખાની દેશી. )

પુન્ય કર પુન્ય કર પુન્ય કર પ્રાણીઆ, પુન્ય કરતાં સયલ રિદ્ધિ વૃદ્ધિ કનકની કોડી કર જોડી કાયા કહે, લાચ્છી લીલા લહે ધર્મ બુદ્ધિ. પુન્ય૦ ૧

આહટ દોહટ છોડી છોકરપણું, અતિ ઘણું મન તણું છોડી પાપં; પાપ સંતાપ આલાપ પરહર પીયુ, પંચ પરમેષ્ટિ પદ સમર જાપં. પુન્ય૦ ૨

તું મુજ કંત હું કામિની તાહરી, માહરી શિખ સુણી કાન જાગે; શુભ મતિ માંડતાં અશુભ ગતિ છાંડતાં, ધર્મ કરતાં કીસી લાજ લાગે. પુન્ય૦ ૩

મુજ મતિ વાહલા ધૈર્ય ધર નાહલા, થોડલા વયણ અવધાર મોરા; શુદ્ધ ગુરૂ દેવ પય સેવ કરવા ભણી, આપણી ખાંતે કરી મ કર ભોરા. પુન્ય૦ ૪

શેલડી સરસ સાકર સમ વયણ સુણી, આપણો મન કર્યો મુક્તિ વરવા; કાયા કામિની તણી શિખ સંભારતો, પ્રાણીઓ ધસ મસ્યો ધર્મ કરવા. પુન્ય૦ ૫

ઉગતે ભાણ સુવખાણ સદ્ગુરૂ તણી, વાણી હિત લાઇ ચિત્ત કાન ચાખે; ઉંઘ આળસ હરે જીવડો ભવ તરે, પરમ પદવી વરે પ્રીતિ ભાખે. પુન્ય૦ ૬

## ૧૩. આઠ મદની સઝાય.

ક્રિડા કરી ઘર આવીયો—એ દેશી.

મદ આઠ મહા મુનિ વારીએ, જે દુર્મતિના દાતાર રે;
શ્રી વીર જિણેશ્વર ઉપદિશ્યા, ભાંખે સોહમ ગણધાર રે. મદ૦ ૧
હાંજી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે હરિ કેસીયે કીધો રે;
ચંડાળ તણે કૂળે ઉપન્યો, તપથી સવી કારજ શીધો રે. મદ૦ ૨

હાંજી કૂળ મદ બીજો દાખીયો, મરીયંચ ભવે કીધો પ્રાણી રે;
કોડા કોડી સાગર ભવમાં ભમ્યા, મદ મ ધરો એમ મન જાણી રે. મ० ૩
હાંજી બલ મદથી દુઃખ પામીયા, શ્રેણીક વસુભૂતિ જીવો રે;
દુઃખ નરક તણાં જઈ ભોગવ્યાં, મુખ પાડતા નીત રીવો રે. મદ० ૪
સનત કુમાર નરેશરૂ, સુર આગમરૂપ વખાણ્યો રે;
સા રોમ રોમ કાયા બિગડી ગઇ, મદ ચોથાનોએ ટાણો રે. મદ० ૫
મુનિવર સંયમ પાલતા, તપનો મદ મન માંહે આવ્યો રે;
થયા કૂરગડુ રૂષિ રાજીયા, પામ્યા તપનો અંતરાયો રે. મદ० ૬
હાંજી દેશ દશારણનો ધણી, રાય દશાણભદ્ર અભિમાની રે;
ઇંદ્રની રિદ્ધિ દેખી બુઝયા, સંસાર તજી થયા જ્ઞાની રે. મદ० ૭
હાંજી થુલીભદ્રે વિદ્યાનો કર્યો, મદ સાતમો જે દુઃખદાઇ રે;
શ્રુત પૂરણ અર્થ ન પામીઆ, જુવો માન તણી અધિકાઈ રે. મદ० ૮
રાય સુંભૂંમ ષટ ખંડનો ધણી, લાભનો મદ કીધો અપારો રે;
હય ગય રથ સબ સાયર ગલ્યું, ગયો સાતમી નરક મઝારો રે. મદ० ૯
ઇમ તન મન ધન યૌવન રાજનો, મ ધરો મનમાં અહંકારો રે;
એહ અથીર અસત્ય કારમું, વિણસે ક્ષણમાં બહુ વારો રે. મદ० ૧૦
મદ આઠ નિવારો વ્રત ધારીયા, પાળો સંયમ સુખકારી રે;
કહે માનવિજય તે પામીયા, અવિચલ પદવી નર નારી રે. મદ० ૧૧

## ૧૪. એકાદશીની સઝાય.

(ગરબીની દેશી.)

આજ મારે એકાદશી રે, નણદલ મૌન કરી મુખ રહીયે;
પૂછયાનો પડુત્તર પાછો, કેહને કાંઇ ન કહીએ. આજ० ૧
માહરો નણદોઇ તુજને વહાલો, મુજને તારો વીરો;
ધૂઆડાના બાચક ભરતાં, હાથ ન આવે હીરો. આજ० ૨

ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એકે ન આવ્યો આડો;
પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો. આજ૦ ૩
માગશિર શુદિ અગિયારસ મ્હોટી, નેવું જિનનાં નિરખો;
દહોઢસો કલ્યાણક મ્હોટાં, પોથી જોઇ જોઇ હરખો. આજ૦ ૪
સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીયો;
પાવક પૂર સઘળો પરજાળ્યો, એહનો કાંઇ ન દહીયો. આજ૦ ૫
આઠ પહોર પોસો તે કરીએ, ધ્યાન પ્રભુનું ધરીયે;
મન વચ કાયા જો વશ કરીએ, તો ભવ સાયર તરીએ. આજ૦ ૬
ઉદયરતન વાચક ઉપદેશે, જે નર નારી રહેશે;
પોસા માંહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લેહેશે. આજ૦ ૭

## ૧૫. ભાવની સજ્ઝાય,

ધન ધન તે દિન માહરો—એ દેશી

રે ભવિ ભાવ હૃદય ધરો, જે છે ધર્મનો ધોરી;
એકલ મલ્લ અખંડ જે, કાપે કર્મની દોરી. રે ભવિ૦ ૧
દાન શિયળ તપ ત્રણ એ, પાતક મલ ધોવે;
ભાવ જો ચોથો નવી મલે, તો તે નિષ્ફલ હોવે. રે ભવિ૦ ૨
વેદ પુરાણ સિદ્ધાંતમાં, ખટ દર્શન ભાખે;
ભાવ વિના ભવ સંતતિ, પડતાં કોણ રાખે. રે ભવિ૦ ૩
તારક રૂપએ વિશ્વમાં, જંપે જગ ભાણ;
ભરતાદિક શુભ ભાવથી, પામ્યા પદ નિરવાણ. રે ભવિ૦ ૪
ઔષધ આય ઉપાયજે, મંત્ર નિયંત્રને મૂલી;
ભાવે સિદ્ધિ હોવે સદા, ભાવ વિણ સહુ ધૂલી. રે ભવિ૦ ૫
ઉદયરતન કહે ભાવથી, કોણ કોણ નર તરિયા;
શોધિ જો જો સૂત્રમાં, સજ્જન ગુણ દરિયા. રે ભવિ૦ ૬

## ૧૬. શ્રી નવકાર વાલીની સઝ્ઝાય.

પંચ પોથીરે ઠવણી પાઠાં વિટાંગણાં -એ દેશી.

ઢાળ—એક નારીરે, ધર્મ તણે ધુર જાણિયે,
તસ મહિમારે, મન રંગે વખાણિયે;
તેહ નારીરે, આપણુડે મન આણિયે,
ખટ દર્શની રે, તે પણ સઘળે માનિયે. ૧

ત્રુટક—માનીએ પણ નારી રૂડી, નહિ કુડી તે વલી,
કર કમલ કીજે કાજ સીઝે, ધ્યાને ધરિયે મન રૂલી;
ત્રિભુવન સોહે રૂપ મોહે, દેવ દાનવ કર ચડી,
નોકરવાલી મુહપત્તિને, આદિ પુરૂષે આદરી. ૨

ઢાળ—જિન શાસનરે, નોકરવાલી સહુ કહે,
પર શાસનીરે, જપ માલી કહી સવિ ગણે;
તુરકો પણરે, તસબીર બોલે પણ મન રૂલી,
અક્ષમાલારે, નામ કહિયે ચોથું વલી. ૩

ત્રુટક—તસ નામ લીજે કામ સીઝે, લોક બુઝે અતિ ઘણાં,
દરશન દીઠે દુઃખ નીઠે, પાપ જાયે ભવ તણાં;
હરિહર પુરંદર સકલ મુનિવર, હાથે રૂડી દીસે એ,
નોકરવાલી હાથ લેતાં, દેવ દાનવ તૂસે એ. ૪

ઢાળ—એક સોહેરે, મૂરતિ મોહન વેલડી,
સોહામણીરે, ચતુર પણે તે ગુણે ચડી;
દોય ચોપનરે, મલી કરી અષ્ટોત્તરી,
ધ્યાન ધરિયેરે, તરિયે ભવસાયર વલી. ૫

ત્રુટક—સંસાર તરીયે ધ્યાન ધરિયે, તરિયે ભવસાયર વલી,
નોકરવાલી ધ્યાન ધરતાં, મુક્તિ પામે કેવલી;
સવિ આશ પુરી કર્મ ચૂરી, સહેજે સોહે મન રૂલી,
કહે કવિઅણ સુણો લોકો, આરાધો એક મન વલી. ૬

## ૧૭. ચેતનને શિખામણની સજ્ઝાય.

( કડખાની દેશી. )

ચતુર તું ચાખ મુજ હિત શીખ સુખડી, બાપડા વિષય કાં મૂઢ મંડે; વિષય લંપટપણે, રાત દિન નવિ ગણે, ક્રોધ મદ માન માયા ન છંડે. ચ૦ ૧

સદન ધન સ્વજન જન, નિરખી નિજ વશ અરે; માહરૂં માહરૂં મ કર ભોળા, તાહરૂં તેહ જે સુકૃત સંચય કરે, પિંડ પાપે ભરી કરીય રેલા. ચ૦ ૨

કાલ અર્હટ શશી સુર વૃષ જોડલું, દિવસને નિશી અતિ ઘડીય માલં; નિરખી નિજ આઉખું નીર ઉલેચતાં, કાન છંડે હજીય મોહજાલં. ચ૦ ૩

સકલ શુભ કાજની આજ વેલા લહી, મોહે મૂંઝયો હજી શું વિમાસે; સકલ સુખ તુજ ગમે, દેહે દુઃખ નવિ ખમે, કરણી વિણ મુક્તિ રતિ કેમ કરાશે. ચ૦ ૪

અથિર સંસારમાં સાર નવકારનું, ધ્યાન ધરતાં સદા હૃદય રીઝે; એહથી ભવતરે મેરૂ મહિમા ધરે, રિદ્ધિ વિજયાદિ સુખ સકલ સીઝે. ચ૦ ૫

## ૧૮. ભાવના મહિમા સજ્ઝાય.

( કડખાની દેશી. )

વિમલ કુળ કમલના હંસ તું જીવડા, ભુવનના ભાવ ચિત્ત જો વિચારી; જેણે આ મનુજ ગતિ રત્ન નવિ કેળવ્યું, તેણે નર નારી મણિ કોડી હારી. વિમલ૦ ૧

જેણે સમકિત ધરી સુકૃત મતિ આસુસરી, તેણે નરનારી નિજ ગતિ સમારી; વિરતિ નારી વરી કુમતિ મતિ પરિહરી, તેણે નરનારી સબ કુગતિ વારી. વિમલ૦ ૨

જૈન શાસન વિન જીવ યતના વિના, જે જના જગ ભમે ધર્મ હીના; જૈન મુનિદાન બહુ માન હીના નરા, પશુ પરે તેમરે ત્રિજગ દીના. વિમલ૦ ૩

જૈનના દેવગુરૂ ધર્મ ગુણ ભાવના, ભાવ્ય નિત જ્ઞાન લોચન વિચારી; કર્મ ભર નાશની બાર વર ભાવના, ભાવ્ય નિત જીવ તું આપ તારી. વિમલ૦ ૪

સર્વ ગતિ માંહિ વર નરભવો દુલ્લહો, સર્વ ગુણ રત્નનો શોધિ કાઢી; સર્વ જગ જંતુને જેણે હિત કીજીયે, સોઈ મુનિ વંદીયે શ્રુત વિચારી. (સકલ મુનિ વંદીયે શ્રુત વિચારી.) વિમલ૦ ૫

## ૧૯. અનિત્ય ભાવના સજ્ઝાય.

મૂંઝ માં મૂંઝ માં મોહમાં જીવ તું, શબ્દ વર રૂપ રસ ગંધ દેખી; અથિર તે અથિર તું અથિર તનુજીવિતં, ભાવ્ય મન ગગન હરિચાપ પેખી. મૂંઝ૦ ૧

લચ્છિ સરિઅત પરે એક ઘર નવિ રહે, દેખતાં જાય પ્રભુ જીવ લેતી; અથિર સબ વસ્તુને કાજ મૂઢા કરે, જીવડો પાપની કોડી કેતી. મૂંઝ૦ ૨

ઉપની વસ્તુ સવિ કારિમી નવિ રહે, જ્ઞાન શું ધ્યાનમાં જો વિચારી; ભાવ ઉત્તમ હસ્યા અધમ સબ ઉધસ્યા, સંહરે કાલ દિન-રાતચારી. મૂંઝ૦ ૩

દેખ કલિ કૂતરો સર્વ જગને ભખે; સંહરી ભૂપ નર કોડિ કોટી; અથિર સંસારને થિરપણે જે ગણે, જાણ્ય તસ મૂઢની બુદ્ધિ ખોટી. મૂંઝ૦ ૪

રાય મમ રાજની રિદ્ધિ શું પરિવર્યો. અંતે સબ રિદ્ધિ વિસરાલ હોશે; રિદ્ધિ સાથે સબ વસ્તુ મૂકી જતે, દિવસ દો તીન પરિવાર રોશે. મૂંઝ૦ ૫

કુસુમ પરે યૌવનં જલબિંદુ જીવિતં, ચંચલં નર સુખં દેવ ભોગો; અવધિ મન કેવલી સુકવિ વિદ્યાધરા, કલિયુગે તેહનો પણ વિયોગો. મૂંઝ૦ ૬

ધન્ય અન્નિકા સુતો ભાવના ભાવતો, કેવલ સુર નદી માંહે લીધો; ભાવના સુરલતા જેણે મન રોપવી, તેણે શિવ નારી પરિવાર રૂંધ્યો. (કીધો) મૂંઝ૦ ૭

## ૨૦. શ્રી ભરત ચક્રવર્તીની સઝ્ઝાય.

મનહીમેં વૈરાગી ભરતજી, મનહી મેં વૈરાગી; એ ટેક.

સહુસ બત્રીસ મુગટબંધ રાજા, સેવા કરે વડ ભાગી;
ચોસઠ સહુસ અંતે ઉરી જાકે, તોહી ન હુવા અનુરાગી. ભ૦ ૧

લાખ ચોરાસી તુરંગમ જાકે, છન્નુ ક્રોડ હે પાગી;
લાખ ચોરાસી ગજરથ સોહિયે, સુરતા ધર્મશું લાગી. ભ૦ ૨

ચાર ક્રોડ મણ અન્નજ ઉપડે, લુણ દશ લાખ મણ લાગે;
તીન ક્રોડ ગોકુલ જશ દૂઝે, એક ક્રોડ હલ સાગી. ભ૦ ૩

સહુસ બત્રીસ દેશ વડભાગી, ભએ સર્વ કે ત્યાગી;
છન્નુ ક્રોડ ગામ કે અધિપતિ, તોહિ ન હુવા સરાગી. ભ૦ ૪

નવ નિધી રતન ચૌઘડીયાં બાજે, મન ચિંતા સબ ભાગી;
કનકકિર્તિ મુનિવર વંદત હે, દીજો મુક્તિ મેં માગી. ભ૦ ૫

## ૨૧. અમૃત વેલની સઝ્ઝાય.

ચેતન જ્ઞાન અજુવાલીએ, ટાલીયે મોહસંતા પરે;
ચિત્તડું ડમ ડોળતું વાળીએ, પાળીયે સહજ ગુણ આપરે. ચે૦ ૧

ઉપશમ અમૃત રસ પીજીયે, કીજીએ સાધુ ગુન ગાન રે;
અધમ વયણે નવિ ખીજીયે, દીજીયે સજ્જનને માન રે. ચે૦ ૨

ક્રોધ અનુબંધ નવિ રાખીયે, ભાખીયે વયણ મુખ સાચ રે;
સમકિત રત્ન રૂચિ જોડીયે, છોડીયે કુમતિ મતિ કાચ રે. ચે૦ ૩

શુદ્ધ પરિણામને કારણે, ચારનાં શરણ ધરે ચિત્ત રે;
પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગમિત્ત રે. ચે૦ ૪

જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક સંદેહ રે;
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે. ચે૦ ૫

શરણ બીજું ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે;
ભોગવે રાજ શિવ નગરનું, જ્ઞાન આનંદ ભરપૂર રે. ચે૦ ૬

સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવ પથ રે;
મૂલ ઉત્તર ગુણે જે વર્યા, ભવ તર્યા ભાવ નિગ્રંથ રે. ચે૦ ૭

શરણ ચોથું કરે ધર્મનું, જેહમાં વર દયા ભાવ રે;
જે સુખ હેતુ જિનવર કહ્યો, પાપ જલ તારવા નાવ રે. ચે૦ ૮

ચારનાં શરણ એ પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધ રે;
દુરિત સવિ આપણાં નિંદિયે, જેમ હોયે સંવર વૃદ્ધિ રે. ચે૦ ૯

ઇહ ભવ પર ભવ આચર્યાં, પાપ અધિકરણ મિથ્યાત રે;
જે જિના શાતનાદિક ઘણાં, નિંદિયે તેહ ગુણ ઘાત રે. ચે૦ ૧૦

ગુરૂ તણાં વચન તે અવગણી, ગુંથિયા આપ મત જાલ રે;
બહુ પરે લોકને ભોલવ્યા, નિંદિયે તેહ જંજાલ રે. ચે૦ ૧૧

જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદ રે;
જેહ પરધન હરિ હરખિયા, કીધલો કામ ઉન્માદ રે. ચે૦ ૧૨

જેહ ધન ધાન્ય મૂર્ચ્છા ધરી, સેવિયા ચાર કષાય રે;
રાગને દ્વેષને વશ હુવા, જે કીયો કલહ ઉપાય રે. ચે૦ ૧૩

જૂઠ જે આલ પરને દિયાં, જે કર્યાં પિશુનતા પાપ રે;
રતિ અરતિ નિંદ માયા મૃષા. વલિય મિથ્યાત્વ સંતાપ રે. ચે૦ ૧૪

પાપ જે એહવાં સેવીયાં, તેહ નિંદિયે ત્રિહું કાલ રે;
સુકૃત અનુમોદના કીજિયે, જિમ હોયે કર્મ વિસરાલ રે. ચે૦ ૧૫
વિશ્વ ઉપગાર જે જિન કરે, સાર જિન નામ સંયોગ રે;
તે ગુણ તાસ અનુમોદિયે, પુણ્ય અનુબંધ શુભ યોગ રે. ચે૦ ૧૬
સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષય થકી ઉપની જેહ રે;
જેહ આચાર આચાર્યનો, ચરણવન સિંચવા મેહ રે. ચે૦ ૧૭
જેહ ઉવજ્ઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામ રે;
સાધુની જે વલી સાધુતા, મૂલ ઉત્તર ગુણ ધામ રે. ચે૦ ૧૮

જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જે સમકિત સદાચાર રે;
સમકિત દ્રષ્ટિ સુરનર તણો, તેહ અનુમોદિયે સાર રે. ચે૦ ૧૯

અન્યમાં પણ દયાદિક ગુણા, જેહ જિન વચન અનુસાર રે;
સર્વ તે ચિત્ત અનુમોદિયે, સમકિત બીજ નિરધાર રે. ચે૦ ૨૦

પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભવ રાગ રે;
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગ રે. ચે૦ ૨૧

થોડલો પણ ગુણ પર તણો, સાંભળી હર્ષ મન આણ રે;
દોષ લવ પણ નિજ દેખતાં, નિર્ગુણ નિજાતમા જાણ રે. ચે૦ ૨૨

ઉચિત વ્યવહાર અવલંબને, એમ કરી સ્થિર પરિણામ રે;
ભાવિયે શુદ્ધ નય ભાવના, પાવનાશય તણું ઠામ રે. ચે૦ ૨૩

દેહ મન વચન પુદ્ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે;
અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનંદ સ્વરૂપ રે. ચે૦ ૨૪

કર્મથી કલ્પના ઉપજે, પવનથી જેમ જલધિ વેલ રે;
રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દ્રષ્ટિ સ્થિર મેલ રે. ચે૦ ૨૫

ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વડ ચોર રે;
જ્ઞાન રૂચિ વેલ વિસ્તારતાં, વારતાં કર્મનું જોર રે. ચે૦ ૨૬

રાગ વિષ દોષ ઉતારતાં, જારતાં દ્વેષ રસ શેષ રે;
પૂર્વ મુનિ વચન સંભારતાં, સારતાં કર્મ નિઃશેષ રે. ચે૦ ૨૭

દેખિયે માર્ગ શિવ નગરનો, જે ઉદાસીન પરિણામ રે;
તેહ અણ છોડતાં ચાલિયે, પામિયે જેમ પરમ ધામ રે. ચે૦ ૨૮

શ્રી નયવિજય ગુરૂ શિષ્યની, શીખડી અમૃત વેલ રે;
એહ જે ચતુર નર આદરે, તે લહે સુયશ રંગરેલ રે. ચે૦ ૨૯

---

ઇતિ નવમ ખંડ સમાપ્ત:

# ખંડ દશમો પરમ શાંત રસ કુંડ.



## ૧ કળ વિભાગ. શ્રાવક પૌષધ તથા સામાયિક વ્રત સંબંધી સામાચારી વિધિ.



### પોસહ સ્વરૂપ.

पोसेइ सुहभावे असुहाइ खवेइ नत्थि संदेहो
छिन्नई नरय तिरिय गई, पोसहविहि अप्पमत्तोय.

અર્થ—જે પ્રાણી પોતાના આત્માને પૌષધ એટલે શુભ ભાવે કરીને પોસે, તે અશુભ કર્મોને ખપાવે તેમાં સંદેહ નથી; વળી જે અપ્રમત્તપણે પોસહ વિધિપૂર્વક કરે તે નરક તિર્યંચ ગતિને છેદી નાંખે.

૧ પૌષધ એટલે જે વ્રત કરવાથી આત્મધર્મની પુષ્ટિ થાય, અર્થાત્ આત્મા નિર્મલતાએ પોસાય જેણે કરી, તેને પોસહ કહીએ. શ્રાવકના બાર વ્રતમાં એ અગ્યારમું વ્રત છે, અષ્ટમી, ચતુર્દશી વિગેરે પર્વ તિથિને વિષે, એ વ્રત ચાર પહોરનું અથવા આઠ પહોરનું કરવામાં આવે છે, એના મુખ્ય ચાર ભેદ છે.

૧ આહાર ત્યાગ પોસહ દેશથી કે સર્વથી.

૨ શરીર સત્કાર ત્યાગ પોસહ સર્વથી.

૩ બ્રહ્મચર્ય પોસહ એટલે, અબ્રહ્મનો ત્યાગ સર્વથી.

૪ અવ્યાપાર પોસહ સર્વથી, અર્થાત્ સંસાર વ્યાપારાદિ સર્વ સાવદ્ય કાર્યનો પરિત્યાગ.

સૂચના—દેશથી એટલે થોડે ભાગે ત્યાગ, અને સર્વથી એટલે સર્વથા ત્યાગ જેમકે, આહાર પોસહમાં ચૌવિહાર ઉપવાસ કરવો તે સર્વથી જાણવો; અને તિવિહાર ઉપવાસ, આંબિલ, નિવી, અને છેવટ એકાસણું, એ સર્વ તપ, દેશ થકી એટલે થોડે ભાગે જાણવા. હવે પોસહ કરનારે તે દિવસે ઓછામાં ઓછો, એકાસણા સુધીનો તપ તો, અવશ્ય કરવોજ જોઈએ.

## પોસહ કરનારને ખાસ સૂચના.

પોસહ કરવાને ઇચ્છનારે, પ્રભાતમાં વહેલા ઉઠીને, રાઇ પ્રતિક્રમણ જરૂર કરવું જોઈએ.

૨ પછી પડિલેહણ કરવું, તે સવારના પડિલેહણ કરવાની વિધિ આ પ્રમાણે:—

પ્રથમ ઇરિયાવહિ પડિક્કમીને, ખમાસમણ દેઇ, ઇચ્છાકારેણ સંદીસહ ભગવન્ પડિલેહણ કરૂં ? ઇચ્છં, કહી સવારે પહેલાં મુહપત્તિ, ચરવલો, અને પછી કટાસણું, (બપોરના પડિલેહણમાં પ્રથમ મુહપત્તિ, પછી કટાસણું, અને પછી ચરવલો પડિલેહવો, એટલો ફેર છે.) પછી સઘળાં વસ્ત્રો એટલે ધોતીયું, આત્રીયું, અને ઉત્તરાસંગ વિગેરે વસ્ત્રો પડિલેહવા, અને તે પડિલેહતી વખતે, મુહપત્તિના અંગ સહિત પચાસ બોલ, કટાસણાના પચ્ચીશ, તથા ચરવલાના દશ બોલ, અને ધોતીયાના પચ્ચીશ બોલ, અને શેષ વસ્ત્રો ઉત્તરાસંગ વિગેરે દશ બોલ મનમાં ચિંતવતાં થકાં પડિલેહવાં, તે દશ બોલ આ પ્રમાણે:- ૧ સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું, ૨ સમકિત મોહિની, ૩ મિશ્રમોહિની, ૪ મિથ્યાત્વ મોહિની, પરિહરૂં, ૫ કામરાગ, ૬ સ્નેહરાગ, ૭ દ્રષ્ટિરાગ, પરિહરૂં, ૮ સુદેવ, ૯ સુગુરૂ, ૧૦ સુધર્મ, આદરૂં; હવે પચ્ચીશ બોલ પડિલેહવા હોય તો, ૧૧ કુદેવ, ૧૨ કુગુરૂ, ૧૩ કુધર્મ, પરિહરૂં, ૧૪ જ્ઞાન, ૧૫ દર્શન, ૧૬ ચારિત્ર, આદરૂં, ૧૭ જ્ઞાન વિરાધના. ૧૮ દર્શન વિરાધના, ૧૯ ચારિત્ર વિરાધના, પરિહરૂં, ૨૦ મન ગુપ્તિ, ૨૧ વચનગુપ્તિ, ૨૨ કાયગુપ્તિ, આદરૂં, ૨૩ મનદંડ, ૨૪ વચનદંડ, ૨૫ કાયદંડ, પરિહરૂં; અને જ્યાં અંગ પડિલેહણ સુધાં પુરૂષને પચાસ બોલ પડિલેહવાના હોય છે, તે પચાસમાંથી મુહપત્તિના

પચ્ચીશ કહ્યા; હવે અંગ પડિલેહણના પચ્ચીશ કહીયે છીયે. ૨૬ કૃષ્ણલેશ્યા, ૨૭ નીલલેશ્યા, ૨૮ કાપોત લેશ્યા, પરિહરૂં, ૨૯ રિદ્ધિ ગારવ, ૩૦ રસ ગારવ, ૩૧ સાતા ગારવ, પરિહરૂં, ૩૨ માયા શલ્ય, ૩૩ નિયાણા શલ્ય, ૩૪ મિથ્યાત્વ શલ્ય, પરિહરૂં, ૩૫ હાસ્ય. ૩૬ રતિ, ૩૭ અરતિ, પરિહરૂં, ૩૮ ભય, ૩૯ શોગ, ૪૦ દુગંચ્છા, પરિહરૂં, ૪૧ ક્રોધ, ૪૨ માન, પરિહરૂં, ૪૩ માયા, ૪૪ લોભ, પરિહરૂં, ૪૫ પૃથ્વિકાય, ૪૬ અપકાય, ૪૭ તેઉકાયની જયણા કરૂં, ૪૮ વાઉકાય, ૪૯ વનસ્પતિકાય, ૫૦ ત્રસકાયની રક્ષા કરૂં. પછી દંડાસણથી, અથવા ચરવલાથી કાજો લેઈને. ત્રણ પૂંજ કરી, તેમાં સચિત્ત, અચિત્ત, મિશ્ર, દ્રષ્ટિએ પડિલેહી, જીવાદિકને જતનાપૂર્વક પરઠવી કાજો શુદ્ધ કરી, ત્યાંજ ઇરિયાવહિ પડિક્કમીને વિધિપૂર્વક પરઠવવો: અને ત્યાર પછી જિન મંદિરે જઇને, પૂજા કરવી, અને પછી ઉપાશ્રયે આવી ઘેરે જો પ્રતિક્કમણ ને પડિલેહણ કર્યું હોય તો અહીં ઉપાશ્રયે ન કરવાં, જેણે પ્રતિક્કમણ ન કર્યું હોય, તેણે છેવટે દેવ વાંદ્યા પહેલાં તો કરી લેવું જોઇએ.

૩ પછી પોસહ લેવો તે આ પ્રમાણે.

પ્રથમ ખમાસમણ દેઇ, પ્રગટ લોગસ્સ કહેવા સુધી ઇરિયાવહિ પડિક્કમીને, પછી ઇચ્છા૰ પોસહ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, એમ કહીને મુહપત્તિ પડિલેહવી, પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૰ પોસહ સંદી સાહું ? ઇચ્છં, કહીને, બે હાથ જોડી, મનમાં એક નવકાર ગણી, ઇચ્છકારી ભગવન્ પસાયે કરી પોસહ દંડક ઉચ્ચરાવોજી; તે વારે ગુરૂ અથવા વડીલ પોસહ દંડક આ પ્રમાણે ઉચ્ચરાવે.–

## પોસહનું પચ્ચખ્ખાણ.

કરેમિભંતે પોસહં આહાર પોસહં, દેસઓ સવ્વઓ;
શરીર સક્કાર પોસહં, સવ્વઓ, બંભચેર પોસહં સવ્વઓ;
અવ્વાવાર પોસહં સવ્વઓ, ચઉવીહે પોસહં ઠામિ, જાવ દીવસં;
પજ્જુવા સામિ દુવિહં, તીવિહેણં, મણેણં,
વાયાયે, કાયેણં, નકરેમિ, નકારવેમિ, તસ્સભંતે,
પડિક્કમામિ, નિંદામિ, ગરીહામિ, અપ્પાણં વોસીરામિ.

( જો દિવસનોજ ચાર પહોરનોજ કરવો હોય તો "દીવસ" કહેવું, અને રાત દીવસ મલી આઠ પહોરનો કરવો હોય તો "અહોરત્ત" કહેવું.) અને એકલા રાત પોસહ માટે "શેષ દીવસં અહોરત્તં" કહેવું.

પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સામાયક મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, કહીને મુહપત્તિ પડિલેહવી; પછી ખમાસમણ દેઇ ઇચ્છા૦ સામાયક સંદી સાહું ? ઇચ્છં, વલી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સામાયક ઠાઉં ? ઇચ્છં, કહી બે હાથ જોડીને એક નવકાર ગણી. ઇચ્છકારી ભગવાન પસાય કરી, સામાયક દંડક ઉચ્ચરાવોજી, પછી વડીલ કરેમિભંતે ઉચ્ચરાવે. અહિંયાં જાવ નિયમંને બદલે, જાવ પોસહં કહેવું એમ કહી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ બેસણે સંદી સાહું ? ઇચ્છં, વલી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ બેસણે ઠાઉ ? ઇચ્છં, વલી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સઝ્ઝાય સંદી સાહું ? ઇચ્છં, વલી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સઝ્ઝાય કરૂં ? ઇચ્છં, કહી ત્રણ નવકાર ગણીને, ખમાસમણ દેઇ, ઇચ્છા૦ બહુવેલ કરશું ? ઇચ્છં, કહીને, વલી ખમાસમણ દેઇ ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં, કહીને પડિલેહણ ન કર્યું હોય તો હવે ઉપર કહ્યું તેવી રીતે, પડિલેહણ કરવું. તેમજ પ્રતિક્કમણ ન કર્યું હોય તો, અહિં આ આદેશથી રાઇ પ્રતિક્કમણ કરીને, પછી પડિલેહણ પાંચ વાનાનું કરવું, તેમાં મુહપત્તિ પચાસ બોલથી, કટાસણું પચ્ચીશ બોલથી, ચરવલો દશ બોલથી, ધોતીયું પચ્ચીશ બોલથી, અને કંદોરો દશ બોલથી, પડિલેહવો. પછી ખમાસમણ દેઇ, ઇચ્છકારી ભગવાન પસાય કરી, પડિલેહણા પડિલેહાવોજી, એમ કહી આચાર્યજી, એટલે થાપનાજીની પડિલેહના કરવી, તેમાં તેર બોલ બોલવા તે આ પ્રમાણે ૧ ગુરૂશુદ્ધ સ્વરૂપના ધારક, ૨ ગુરૂજ્ઞાન સહિત, ૩ ગુરૂદર્શન સહિત, ૪ ગુરૂ ચારિત્ર સહિત, ૫ ગુરૂ શુદ્ધ સદ્દહણા સહિત, ૬ ગુરૂ શુદ્ધ ફરસના સહિત, ૭ ગુરૂ શુદ્ધ પ્રરૂપણા સહિત, ૮ ગુરૂ મન ગુપ્તિ સહિત, ૯ ગુરૂ વચન ગુપ્તિ સહિત, ૧૦ ગુરૂ કાય ગુપ્તિ સહિત, ૧૧ ગુરૂ પંચાચાર પાલે, ૧૨ ગુરૂ પંચાચાર પલાવે, ૧૩ ગુરૂ પંચાચાર પાલતાને સહાજ કરે અથવા અનુમોદે. એવી રીતે, આચાર્યની, તથા તેમના સર્વ મુહપત્તિ, કામલી, વિગેરે વસ્ત્રોની પડિલેહના કરવી, તથા શ્રાવકે વડીલનું

વિનય અર્થે, એક વસ્ત્ર ઉત્તરાસંગ પડિલેહવું, પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, કહીને મુહપત્તિ પડિલેહવી પછી ખમા૦ ઇચ્છા૦ ઉપધિ સંદી સાહું ? ઇચ્છં, ખમાસમણ દેઇ, ઇચ્છા૦ ઉપધિ પડિલેહું ? ઇચ્છં, એમ કહી બાકીનાં વસ્ત્રો પડિલેહવાં, પછી યત્નપૂર્વક કાજો લેઇને, થાપનાચાર્યજી મહારાજ સામે ઉભડક બેસીને, ઇરિયા વહિ પડિક્કમીને કાજાને શુદ્ધ દ્રષ્ટિએ જોઇ કરી યથાયોગ્ય સ્થાનકે, અણુજાણહ જસ્સગો કહીને, પરઠવવો, અને પરઠવ્યા પૂઠે, ત્રણવાર વોસિરે વોસિરે કહેવું. પછી સવારના દેવ વાંદવા. ( સૂચના, ) જેણે ઘેરે પડિક્કમણું કર્યું હોય, તેણે ઉપાશ્રયમાં, રાઇ મુહપત્તિ પડિલેહવી, તથા બે વાંદણા દેઇને, ઇચ્છા૦ રાઇયં આલોઉં ? ઇચ્છં, આલોએમિ જોમે ઇત્યાદિક પાઠ કહેવો. પછી ઇચ્છકાર સુહરાઇનો પાઠ કહી અભુઠીઓ ખામવો. એટલે ચરવલા ઉપર હાથ રાખીને, મસ્તક નમાવી, જકિચી અપત્તીયંનો પાઠ કહેવો. પછી બે વાંદણાં દેવાં, પછી દેવ વંદન કર્યા પછી ખમાસમણ દેઇને ઇચ્છા૦ સજ્ઝાય કરૂં ? ઇચ્છં, કહીને એક નવકાર ગણી. ઉભડક બેસી, વડીલ અથવા પોતે મન્હ જિણાણંની સજ્ઝાય કહેવી પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ બહુ પડી પુન્ના પોરિસિ તહત્તી કહીને, ખમાસમણ દેઇ, ઇચ્છાકારેણ. ઇરિયાવહિ પડિક્કમું ? ઇચ્છં, કહી ઇરિયાવહિ પડિક્કમીને, ખમાસમણ દેઇ, ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ઇચ્છ, કહી મુહપત્તિ પડિલેહીને, ખમાસમણ દેઇ, ઇચ્છકારી ભગવાન પસાય કરી, પચ્ચખ્ખાણ નો આદેશ દેજોજી, એમ કહી યથા શક્તિ ઉપવાસાદિક પચ્ચખ્ખાણ વડીલ પાસે કરવું, અને તે પચ્ચખ્ખાણ પારવું હોય ત્યારે આ પ્રમાણે કરવું:—

૪ પોસહમાં પચ્ચખ્ખાણ પારવાની વિધિ —

પ્રથમ ખમાસમણ દેઇ, ઇચ્છા૦ ચૈત્ય વંદન કરૂં ? ઇચ્છં, કહીને જગચિંતામણીથી જયવીયરાય સંપૂર્ણ સુધી ચૈત્ય વંદન કરવુ. પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સજ્ઝાય કરૂં ? ઇચ્છં. કહીને, એક નવકાર ગણી, મન્હજિણાંણંની સજ્ઝાય કહેવી. પછી ખમાસમણ દેઇ. ઇચ્છા૦ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, એમ કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ પચ્ચખ્ખાણ પારૂં ? યથાશક્તિ, પછી

ઇચ્છા૦ પચ્ચખ્ખાણ પાર્યું ? તહત્તી, કહીને જમણો હાથ મૂઠી વાળીને ચરવલા ઉપર સ્થાપી એક નવકાર ગણી, જે પચ્ચખ્ખાણ કર્યું હોય, તે નામ લઈને નિચે પ્રમાણે પારવું:—

ઉગ્ગએસૂરે નમુક્કાર સહીયં, પોરિસિં, સાઢ પોરિસિં, સૂરે-ઉગ્ગયે, પૂરિમદ્ધ મૂઠી સહીયં, પચ્ચખ્ખાણ કર્યું, ચઉવિહાર, આંબિલ, નિવી, એકાસણું કર્યું, તિવિહાર પચ્ચખ્ખાણ ફાસીયં, પાલીયં, સોહીયં, તીરીયં, કીટ્ટીયં, આરાહીયં, જંચન આરાહીયં, તસ્સ મિચ્છામિ દુક્કડં.

૫ બપોરના કાલ વખતના દેવ વાંદીને, એક પહોર, સજ્ઝાય ધ્યાન કર્યા પછી, જિન મંદિરે દર્શન કરી આવીને, પડિલેહણ કરવું. તે આવી રીતઃ—

## ૬ સાંજની પડિલેહણ વિધિઃ—

પ્રથમ ખમાસમણ દેઇને, ઇચ્છા૦ બહુપડિ પુન્ના પોરિસી, તહત્તી કહીને, ખમાસમણ દેઇને, ઇચ્છા૦ ઇરિયાવહિયં પડિક્કમામિ ? ઇચ્છં, કહી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં, કહી ખમાસમણ દેઈ, ઇચ્છા૦ પોસહ શાલ પ્રમાર્જું ? ઇચ્છં, કહીને મુહપત્તિ, પછી કટાસણું, અને છેલ્લે ચરવલો, પડિલેહવો. અને પાણી પીધું કે વાપર્યું હોય તો, ધોતીયું અને કંદોરો મલીને પાંચ વાનાં પડિલેહવાં, અને બે વાંદણાં દેવાં. પછી ખમાસમણ દેઇને. ઇચ્છકારી ભગવાન પસાય કરીને, પડિલેહણા પડિલેહાવોજી એમ કહીને, આચાર્યજીની પડિલેહણા કરવી. અને વડીલનું એક વસ્ત્ર ઉત્તરાસંગ પડિલેહવું. પછી ખમાસમણ દેઈને, ઇચ્છા૦ ગમણા ગમણે આલોઉં ? ઇચ્છં, કહીને ઇરિયા સમિતિ, ભાષા સમિતિ, એખણા સમિતિ, આદાન ભંડમત્ત નિખેણવા સમિતિ, પારિષ્ઠાપનીકા સમિતિ, મન ગુપ્તિ, વચન ગુપ્તિ, કાયગુપ્તિ, એ પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, એ અષ્ટ પ્રવચન માતા, શ્રાવક તણે ધર્મે, રૂડી પેરે પાલી નહી. ખંડણ વિરાધના હુઇ, હોય; તે સવે હું મન વચન કાયાએ કરી, મિચ્છામિ દુક્કડં, પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છ, કહીને મુહપત્તિ પડિલેહવી, પછી ખમાસમણ દેઇને,

ઇચ્છા૦ સજ્ઝાય કરૂ ? ઇચ્છં, કહીને એક નવકાર ગણી, ઉભડક બેસીને, મન્હજિણાંણની સજ્ઝાય કહેવી, પછી ખમાસમણ દેઇને, ઇચ્છકારી ભગવન્ પસાયે કરી, પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી. એમ કહી પચ્ચખ્ખાણ કરવું, અને કર્યું હોય તો, કર્યું છેજી કહેવું. પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ ઉપધિ સંદી સાહું ? ઇચ્છં, પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ ઉપધિ પડિલેહું ? ઇચ્છ, એમ કહી બાકીનાં સર્વ વસ્ત્ર પડિલેહવાં; એવી રીતે પડિલેહણ કરીને, કાજો લેઇ શુદ્ધ કરી, પૂર્વે કહ્યું તેવી રીતે, વિધિપૂર્વક પરઠવીને, પછી સાંજના દેવ વાંદવા પછી, ઈરિયાવહિ પડિક્કમીને, પછી પ્રતિક્રમણ કરવું. પછી રાત પોસાતીયે, એક પહોર સુધી, સજ્ઝાય ધ્યાન કરવું, પછી વિધિપૂર્વક સંથારો પાથરીને, સંથારા ઉપર બેસીને, ઇરિયાવહિ પાડક્કમીને ચઉક્કસાયથી, જયવીયરાય સુધી ચૈત્ય વંદન કરીને, ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સંથારા પોરિસિ ભણવા મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, કહીને મુહપત્તિ પડિલેહવી, પછી ખમાસમણ દેઈ, સંથારા પોરિસિ ભણવી. અને પછી શરીરે શુદ્ધ થઇ, કાનમાં કુંદન રાખીને માતરીયું પહેરીને, વિધિપૂર્વક જતનાથી શયન કરવું, અને છ ઘડી રાત્રી રહેતાં સાવધાન થઇ, ઉપયોગ પૂર્વક ઇરિયાવહિ પડિક્કમી, ચાર લોગસ્સનો કાઉસ્સગ કરવો, પછી સજ્ઝાયધ્યાન કરીને, અવસર થયે, રાઇ પ્રતિક્રમણ કરવું, અતે પછી પડિલેહણ કરી દેવ વાંદીને પોસહ પારવો. ઇતિ:

## ૭. રાત પોસાતી માટે વિશેષ વિધિ તથા સૂચના.

માત્ર રાત્રીના ચાર પહોરનો પોસહ કરવો હોય, તેણે પડિલેહણ દેવ વંદન વિગેરે વિધિ, દિવસ છતાં કરવાની હોવાથી, વેહેલાં આવવું જોઇએ અને તે દિવસે ઓછામાં ઓછો એકાસણાનો તપ કરેલો હોવો જોઇએ. તેણે કરવાની વિધિ આ પ્રમાણે—

પ્રથમ ખમાસમણ દેઇ, ઇરિયાવહિ પડિક્કમીને, પડિલેહણ કરવું, તે પડિલેહણની વિધિ પ્રમાણે કરે, પછી ખમાસમણ દેઇને, ઇરિયાવહિ પડિક્કમવાથી માંડીને, યાવત બહુવેલં કરશું પર્યંત સવારના પોસહ લેવાની વિધિ પ્રમાણે વિધિ કરે, અને ત્યાર પછી સાંઝની પડિલેહ-

ણુમાં ખમાસમણુ દેઇ, પડિલેહણુ કરૂં, આદેશ માગવાનો છે, ત્યાંથી ઉપધિ પડિલેહુંનો આદેશ માગવા પર્યંત, તે પ્રમાણે વિધિ કરે. પોસહના પચ્ચખ્ખાણુમાં શેષ દિવસં, અહોરત્તં કહેવું, બીજો કાંઇ ફેરફાર નથી.

૮ પછી દેવ વાંદે, તથા ચોવીશ માંડલા કરે. તે આવી રીતેઃ—

૧ આગાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણીહાસે.

૨ આગાડે આસન્ને પાસવણે અણીહાસે.

૩ આગાડે મઝઝે ઉચ્ચારે પાસવણે અણીહાસે.

૪ આગાડે મઝઝે પાસવણે અણીહાસે.

૫ આગાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણીહાસે.

૬ આગાડે દૂરે પાસવણે અણીહાસે.

૭ આગાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અહીઆસે.

૮ આગાડે આસન્ને પાસવણે અહીઆસે.

૯ આગાડે મઝઝે ઉચ્ચારે પાસવણે અહીઆસે.

૧૦ આગાડે મઝઝે પાસવણે અહીઆસે.

૧૧ આગાડે દૂરે ઉચ્ચારે પાસવણે અહીઆસે.

૧૨ આગાડે દૂરે પાસવણે અહીઆસે.

૧૩ અનાગાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણીહાસે.

૧૪ અનાગાડે આસન્ને પાસવણે અણીહાસે.

૧૫ અનાગાડે મઝઝે ઉચ્ચારે પાસવણે અણીહાસે.

૧૬ અનાગાડે મઝઝે પાસવણે અણીહાસે.

૧૭ અનાગાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણીહાસે.

૧૮ અનાગાડે દૂરે પાસવણે અણીહાસે.

૧૯ અનાગાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અહીઆસે.

૨૦ અનાગાડે આસન્ને પાસવણે અહીઆસે.

૨૧ અનાગાડે મઝઝે ઉચ્ચારે પાસવણે અહીઆસે.

૨૨ અનાગાડે મઝ્ઝે પાસવણે અહીઆસે.

૨૩ અનાગાડે દૂરે ઉચ્ચારે પાસવણે અહીઆસે.

૨૪ અનાગાડે દૂરે પાસવણે અહીઆસે.

ચારે દિશાએ બહાર સો ડગલાં જઇને કરવું; એ પ્રમાણે માંડલા કરીને પછી પડિક્કમણું કરે, બાકીનો વિધિ ઉપર લખ્યા પ્રમાણે જાણવો.

## ૯ સંથારા વિધિ.

પ્રથમ પડિલેહેલી જગ્યાએ, સંથારીયું પાથરે, તેની ઉપર કામલી, અને પગની બાજુએ કટાસણું પાથરીને, અંતરપટ એટલે સુતરાઉ ચાદર પાથરે. મુહપત્તિ કેડે ભરાવે, ચરવલો પડખે મૂકે, અને માતરીયું પહેરીને, ડાબે પડખે હાથનું ઓશીકું કરીને સૂવે. રાત્રે ચાલવું પડે તો દંડાસણ વડે પડિલેહીને ચાલવું, માત્રાના ખપમાં આવતા પાણીમાં રાત્રે ચુનો નાંખી મૂકવો, તથા કામલીનો કાલ. ઉનાળામાં બે ઘડી, તથા ચોમાસામાં ચાર ઘડી, અને શિયાળામાં છ ઘડીનો છે. તે પ્રમાણે લક્ષમાં રાખીને, કાળ વિત્યા બાદ, માત્રે પ્રમુખ ઉપાશ્રય બહાર જવું પડે તો, કામળી ઓઢી માથે કટાસણું રાખીને જવું. વરસાદના છાંટામાં જવું પડે તો પણ એવીજ રીતે કરવાનું છે, ઉપાશ્રય બહાર જતાં ત્રણવાર આવસ્સહિ, અને પેસતાં ત્રણવાર નિસ્સીહિ કહેવી. પાછલી રાત્રે જાગીને નવકાર સંભારી ભાવના ભાવી, માત્રાની બાધા ટાલી આવે, અને કુસુમિણ દુસમિણનો કાઉસ્સગ ચાર લોગસ્સનો સંપ્રૂર્ણ કરવો.

## ૧૦ પોસહ પારવાની વિધિ.

પ્રથમ ખમાસમણ દેઇને, ઇરિયાવહિ પડિક્કમીને, ખમાસમણ દેઇને, ઇચ્છા૦ પોસહ પારવા મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, એમ કહી મુહપત્તિ પડિલેહવી, ( અહીંયાં પોષાતીએ, લીધેલા કુંડી પ્રમુખ સર્વ જાચેલી વસ્તુ છૂટા ગ્રહસ્થને ભળાવે, ) પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ પોષહ પારૂં ? યથાશક્તિ, પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ પોસહ પાર્યો ? તહત્તી, એમ કહીને એક નવકાર ગણી, ગુંટણીયે પડી,

ચરવલા ઉપર હાથ રાખી, મસ્તક નમાવીને પોસહ પારવાનો પાઠ બોલવો, તે આવી રીતે.

સાગર ચંદો કામો, ચંદવંડીસો સુદંસણો ધન્નો;
જેસીં પોસહ પડિમાં, અખંડીયા જીવીયંતેવી;
ધન્ના સલ્લાહણીજા, સુલસા આણંદ કામદેવાય;
જાસ પસંસીયં ભયવં, દઢવયં તં મહાવીરો.

પોસહવિધિ લીધું, વિધિ પાર્યું, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવે હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.

પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સામાયક પારવા મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, એમ કહી મુહપત્તિ પડિલેહી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સામાયક પારૂં ? યથાશક્તિ, પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સામાયક પાર્યું ? તહત્તી, એમ કહીને એક નવકાર ગણી, ચરવલા ઉપર હાથ રાખીને, સામાયક વય જુતાનો પાઠ કહીને, સામાયક પારવું.

## ૧૧ સંથારા પોરિસિ ભણવાની વિધિઃ—

પ્રથમ ખમાસમણ દેઇ, ઇચ્છા૦ બહુપડીપુન્ના પોરિસિ ? તહત્તી, કહીને ખમાસમણ દેઇ, ઇચ્છા૦ રાઈ સંથારએ ઠાઉં ? ઠાઇશું, એમ કહી ઈરિયાવહિ પડિક્કમી, જગચિંતામણી ચઉક્કસાયાદિનું ચૈત્યવંદન કરી જયવીયરાય સુધી કહેવું. પછી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સથારા વિધિ ભણવા મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, એમ કહીને મુહપત્તિ પડિલેહવી, પછી ખમાસમણ દેઈ ઇચ્છા૦ રાયસંથારાએ ઠામિ, કહીને, નમો ખમાસમણાણં ગોયમાએણં મહામુણીણં, એટલો પાઠ કહી ત્રણવાર નવકાર તથા કરેમિભંતે કહીને, સંથારા પોરિસિની સત્તર ગાથાનો સૂત્રપાઠ ભણવો. તે બીજા ગ્રંથ થકી જાણી લેવો.

## ૧૨ પોસહમાં ૧૮ દોષ ટાળવા તેનાં નામ.

૧ પોસહમાં વૃત્તિ વિનાના બીજા શ્રાવકનું આણેલું પાણી ન પીવું.

૨ પોસહ નિમિત્ત સરસ આહાર લેવો નહી.

૩ ઉત્તર પારણાને દિવસે વિવિધ પ્રકારની આહાર સામગ્રી મેલવવી નહી.

૪ પોસહમાં અથવા પોસહ નિમિત્તે આગલે દીવસે દેહ વિભૂષા કરવી નહી.

૫ પોસહ નિમિત્તં વસ્ત્ર ધોવરાવવાં નહી.

૬ પોસહ નિમિત્તે આભૂષણુ ઘડાવવાં નહી, અને પોસહમાં આભૂષણુ પેહેરવાં નહી.

૭ પોસહ નિમિત્તે વસ્ત્ર રંગાવવાં નહી.

૮ પોસહમાં શરીર પરથી મેલ ઉતારવો નહી.

૯ પોસહમાં અકાલે શયન કરવું નહી, નિદ્રા લેવી નહી. ( રાત્રીને બીજે પ્રહરે સંથારા પોરિસિ ભણાવીને નિદ્રા લેવી. )

૧૦ પોસહમાં સારો કે નઠારી સ્ત્રી સંબધી કથા કરવી નહી.

૧૧ પોસહમાં આહારને સારો નઠારો કહેવો નહી.

૧૨ પોસહમાં સારી નઠારી રાજકથા કે યુદ્ધ કથા કરવી નહી.

૧૩ પોસહમાં દેશ કથા કરવી નહી.

૧૪ પોસહમાં પૂંજ્યા પડિલેહ્યા વિના લઘુ નીતિ વડી નીતિ પરઠવવી નહી.

૧૫ પોસહમાં કોઇની નિંદા કરવી નહી.

૧૬ પોસહમાં ( વગર પોસાતી તે ) માતા, પિતા, પુત્ર, ભાઇ, સ્ત્રી વિગેરે સંબધીઓ સાથે વાર્તાલાપ કરવો નહી.

૧૭ પોસહમાં ચોર સંબંધી વાર્તા કરવી નહી.

૧૮ પોસહમાં સ્રીના અંગોપાંગ નિરખીને જોવા નહી.

આ અઢાર દોષ જરૂર ટાલવા.

પોસહ સંબંધી પાંચ અતિચાર.

૧ શય્યા સંથારાની જગ્યા સારી રીતે દ્રષ્ટિ કરીને જૂવે નહી. કદી જૂવે તો જેમ તેમ જૂવે તે પ્રથમ અતિચાર.

૨ શય્યા સંથારાની જગ્યા રૂડી રીતે પ્રમાર્જે નહી, અને પ્રમાર્જે તો, જેમ તેમ પ્રમાર્જે તે બીજો અતિચાર.

૩ લઘુનીતિ, વડી નીતિ પરઠવવાની ભૂમિ સારી રીતે જૂવે નહી, જૂવે તો જેમ તેમ જૂવે, તે ત્રીજો અતિચાર.

૪ લઘુનીતિ, વડી નીતિ પરઠવવાની ભૂમિ તથા પોસહ શાલની ભૂમિ સારી રીતે પ્રમાર્જે નહી, પ્રમાર્જે તો જેમ તેમ પ્રમાર્જે. તે ચોથો અતિચાર.

૫ પોસહની ક્રિયા વિધિપૂર્વક કરવામાં સાવદ્ય કાર્યો ચિંતવે અને પ્રથમ લખેલા પોસહના ૧૮ દોષ ટાલે નહી તે પાંચમો અતિચાર. આ પાંચ અતિચાર ટાલવા.

૧૩. કાઊસગ્ગનાં ઓગણીશ દોષ ટાલવા તેનાં નામ.

૧ ઘોડાની પેઠે એક પગ ઉંચો રાખે, વાંકો પગ રાખે તે.

૨ જેમ વાયરાથી વેલડી કંપે તેમ શરીરને ધુણાવે તે.

૩ થાંભા પ્રમુખના ઓઠિંગે રહે તે.

૪ મેડા પ્રમુખ ઉપરના કોઇ પણ ભાગને માથું અઠીંને કાઊસગ્ગમાં ઉભો રહે તે.

૫ ગાડાની ઊંધીની પેરે અંગુઠા તથા પહાની મેલવી પગ રાખે તે.

૬ નેપૂરમાં પગ નાખ્યાની પરે પગ મોકલા રાખે તે.

૭ નાગી ભીલડીની પરે ગુહ્ય સ્થાનકે હાથ રાખે તે.

૮ ઘોડાના ચોકડાની પેરે હાથ રજોહરણે રાખે તે.

૯ નવ પરણીત વહુની પેરે માથું નીચું રાખે તે.

૧૦ નાભિની ઉપરે અને ઢીચણુથી નીચે જાનું ઉપરે લાંબું વસ્ત્ર રાખે તે.

૧૧ ડાંસ મસાના ભયે અથવા અજ્ઞાનથી, લજ્જાથી સ્ત્રીની પરે હૈયું ઢાંકી રાખે, હૃદય આચ્છાદે તે.

૧૨ શિતાદિકને ભયે સાધ્વીની પરે બેહુ ખંભા ઢાંકી રાખે એટલે સમગ્ર શરીર આચ્છાદી રાખે તે.

૧૩ આલાવો ગણુવાને અર્થે સંખ્યા કરવાને અંગુલી તથા પાંપણુના ચાલા કરે તે.

૧૪ વાયસની પરે આંખના ડોલા ફેરવે તે.

૧૫ પહેરેલાં વસ્ત્ર તે યૂકા તથા પ્રસ્વેદને કરી મલીન થવાના ભયને લીધે કોઠની પરે લુગડું ગોપવી રાખે તે.

૧૬ યક્ષાવેશિતની પરે માથું ધુણાવે તે.

૧૭ મૂંગાની પેરે હુહુ કરે તે.

૧૮ આલાવો ગણુતો થકો મદિરાની પરે બડબડાટ કરે.

૧૯ વાનરની પેરે અરહું પરહું જોવે, ઓષ્ટપુટ હલાવે તે.

એ પ્રકારે એ ઓગણીશ દોષ કાઊસગ્ગને વિષે જાણુવાને ટાલવા.

### ૧૪. સામાયકના ૩૨ દોષના દૂહા.

[૧]રોષ સહિત [૨]અવિવેકથી, કરે ન [૩]અર્થ વિચાર,
મન [૪]ઉદ્વેગે [૫]જશ ઇચ્છા, [૬]વિનય રહિત [૭]ભય ધાર. ૧
[૮]વ્યાપાર ચિંતન [૯]ફલ સંદેહ, [૧૦]નિયાણુ મોહ વશ.
સામાયકમાં મન તણા, ટાળો દોષએ દશ. ૨

[૧]કુવચન [૨]ટુંકારો કરે, દીયે [૩]સાવદ્ય આદેશ;
[૪]લવલવતો [૫]વઢવાડને, દીયે [૬]આવકાર વિશેષ. ૩

[7]ગાલ દીયે વલી મોહ વશે, [8]હુલરાવે લઘુ બાળ;
કરતો [9]વિકથા [10]હાસ્ય એ, વચન દોષ દશ ટાળ. ૪

[1]ચપલાસન [2]ચિહું દિશિ જૂવે, [3]સાસદ્ય કામ [4]સઘટ;
[5]ઓઠિંગી [6]અવિનીતપણે, બેસે જે [7]ઉદ્ભટ્. ૫

[8]આળસ મોડે મેલ [9]ખાજખણે, પાયપર રાખે [10]પાય;
અતિ પ્રગટ કે [11]ગોપવે, નિદ્રા [12]સહિત નિજ કાય. ૬

બાર દોષ એ કાયના, મન વચના થયા વીશ;
સામાયકમાં સર્વે મળી, ટાળો દોષ બત્રીશ. ૭

(ઉપરનો અર્થ.) સામાયકના બત્રીશ દોષ.

(મનના દશ.)

૧ શૈલી સમજ્યા વિના સામાયક કરે.

૨ સામાયક કરીને યશ કીર્તિની વાંછા રાખે.

૩ સામાયકના પસાયથી ધનની વાંછા કરે.

૪ સામાયક કર્યાનો ગર્વ કરે.

૫ લોક નિંદાના ભયથી સામાયક કરે.

૬ સામાયક કરીને ધનાદિ પામવાનું નિયાણું કરે.

૭ સામાયકના ફળનો સંદેહ કરે.

૮ કષાય યુક્ત ચિત્તે સામાયક કરે.

૯ ગુરૂનો અથવા સ્થાપનાચાર્યનો વિનય ન કરે.

૧૦ ભક્તિ ભાવપૂર્વક સામાયક ન કરે.

(વચનના દશ.)

૧ સામાયકમાં કુવચન બોલે.

૨ ઉપયોગ વિના અવિચાર્યું બોલે.

૩ કોઇની ઉપર ખોટું આળ મૂકે.

૪ સામાયકમા શાસ્ત્રની અપેક્ષા વિના સ્વછંદે બોલે.

૫ સૂત્ર પાઠના વચનો સંક્ષેપ કરીને બોલે.

૬ સામાયકમાં કોઇ સાથે કલહ કરે.

૭ રાજકથાદિક ચાર વિકથા કરે.

૮ સામાયકમાં કોઇની મશ્કરી કરે.

૯ સૂત્ર પાઠનો ઉચ્ચાર અશુદ્ધ કરે.

૧૦ ઉતાવલો સૂત્ર પાઠનો ઉચ્ચાર કરે.

( કાયાના બાર. )

૧ સામાયકમાં પગ ઉપર પગ ચઢાવીને બેસે, ઉંચે આસને બેસે.

૨ આસન વારંવાર ફેરવે, ચપલતા રાખે.

૩ મૃગની પરે ચારે દિશાયે ચલવિચલ દ્રષ્ટિ ફેરવે.

૪ સામાયકમાં કાયાવડે કાંઇ સાવદ્ય ક્રિયાની સંજ્ઞા કરે.

૫ થાંભલા વિગેરેને ઓઠિંગણ દઇને બેસે.

૬ સામાયકમાં આળસ મરડે, કમ્મર વાકી ચૂકી કર્યા કરે.

૭ સામાયકમાં ઉદ્ભટ્ પણે એટલે નિરાદરપણે, બેપરવાયે બેસે.

૮ આંગળી પ્રમુખના ટાચકા ફોડે.

૯ ખસ વિગેરે વલુરે, ખરજ ખણે.

૧૦ સામાયકમાં હાથનો ટેકો દઇને બેસે.

૧૧ બેઠા બેઠા નિદ્રા લીયે, ઝોકાં ખાય.

૧૨ ટાઢ પ્રમુખના કારણથી આખું શરીર ઢાંકીને બેસે.

મન વચનના તથા કાયાના મલીને આ બત્રીશ દોષ સામાયકમાં તેમજ પોસહમાં ટાલવા.

## ૧૫. સામાયિક સ્વરૂપ વિચાર. (સામાયિકનાં મુખ્ય ચાર અગનું વર્ણન.)

**सामाईअ पोसह संठियस्स, जीवस्स जाई जो कालो;**
**सो सफलो बोधव्वो, सेसो संसार फल हेउ. १**

ભાવાર્થ—સામાયિક તથા પોસહને વિષે રહેલા જીવનો કાળ સફળ જાણવો; શેષ સર્વે કાળ સંસાર ઉપાર્જનનો હેતુ જાણવો.

( ૭૬. )

મમતા પરિહરિ કરો સઘળે, સમતાસમ સુખ ન ક્યાંય મળે.
ઘડી બે સમતા થકી ધ્યાન ધરો, દર રોજ સામાયિક જૈન કરો. ૨

સામાયિકનું સ્વરૂપ સમતા મયજ છે, તે વિષે કહે છે:—

**निंद पसंसासु समो समोय, माणा वमाणकारीसु;**
**सम सयण परियण मणो, सामाईय संगओ जीवो. ३**

ભાવાર્થ—નિંદા તથા સ્તુતિમાં, માન તથા અપમાનમાં, સ્વજન પ્રત્યે, તેમજ પરજન પ્રત્યે, એટલે પોતાના કે પારકા, ગમે તે હોય, તે સર્વ પ્રત્યે, સર્વ વખતે, જેનું મન સમ થઈ રહે છે, તેજ મહાત્મા પુરૂષ શુદ્ધ સામાયિકનો સંગી. એટલે સેવનાર જાણવો, અને તેજ ખરો સમતાવંત કહેવાય.

**जो समो सव्व भूएसु, तसेसु थावरेसुय;**
**तस्स सामाईयं होई, इमं केवली भासियं. ४**

ભાવાર્થ—જે પ્રાણી ત્રસ, થાવર, એમ સર્વ પ્રાણી માત્ર ઉપર સમચિત્તવંત છે, તેને સામાયિકજ છે, એમ સર્વજ્ઞ ભગવંતે કહ્યું છે.

શુદ્ધ સામાયિક થવા માટે મન બહુ શુદ્ધ રાખવું જોઈએ; કેમકે એક ઠેકાણે જ્ઞાની મહારાજે કહ્યું છે કે, મન શુદ્ધ કર્યા વગર જે પ્રાણી મોક્ષને મેલવવાને દાન, શીયળ, તપ, જ્ઞાન, ધ્યાન, પૂજાદિ

જે જે પુન્યના કામ કરે છે, તે પ્રાણી પોતાના હાથમાં આવેલી નાવને છોડી દઇ, પોતાના હાથથી મોટા સમુદ્રને તરવાની ઇચ્છા રાખે છે, અર્થાત્, શુદ્ધ મન એટલે નિર્મળ પરિણામ જો સર્વ પુન્યોના કામમાં સાહ્ય ભૂત હોય, તોજ તે પુન્યાનુબંધિ પુન્યરૂપ ફળ દઇને અનુક્રમે પરમ પદને આપે છે, નહિતો સર્વ ઉત્તમ કરણી છતાં નિર્મળ ભાવ વિના છાર ઉપર લિપણું, તથા ઝાંખરાં ઉપર ચિત્રામણ કરવા બરાબર થાય છે, માટે વચન અને કાયાની ચેષ્ટા કદાચ સંસાર આરંભમાં પ્રવર્તાવવાં પડે તો પણ શુદ્ધ મનને લીધે તે આરંભોનું પાપ લાગતું નથી; માટેજ જ્ઞાની કહે છે કે, મનઃ એવ મનુષ્યાણાં, કારણં બંધ મોક્ષયોઃ એટલે મનજ, અર્થાત, જીવનાં શુભા શુભ પરણામ (ભાવ) જીવને કર્મ બંધનું કે મોક્ષનું કારણ છે. એમ સામાયિકનો ખરો લાભ થવામાં પ્રથમ પુષ્ટ અંગ સમતા એટલે સમભાવ છે.

૧૬ સામાયિકનું બીજું અંગ વિષયાભિલાષનો ત્યાગ એટલે સંયમ પરિણામ અથવા વિરતિ કે લુખી વૃત્તિ છે, પાંચે ઇંદ્રીયોનાં સ્પર્શાદિ ત્રેવીશ વિષયોના ૨૫૨ વિકારોથી મનને નિરાલુ રાખી પ્રભુના ગુણ ગ્રામમાં કે આત્મ ધ્યાનમાં જોડેલુ રાખવું તે સંયમ છે. સ્પર્શ ઇંદ્રી એટલે કામ વિકારથી હાથી બંધનમાં પડે છે, રસ ઇંદ્રી એટલે જીભની લાલ સાથી માછલું પ્રાણ ખુએ છે, તેમજ કટુક વચનોથી પર પ્રાણીઓને દુઃખ ઉપજાવવાને કારણે આ ભવ તથા પરભવમાં મૂંગા, બોબડા તોતડા, ટૂંકી જીભવાલા, તથા જીભ રહિત થાય છે, તથા ઘ્રાણેંદ્રી એટલે નાકના વિકારોને લીધે ભમરો ફૂલમાં બીડાયને નાશ પામે છે, આંખના વિકારને લીધે પતંગીયો દીવામાં જંપલાવે છે, અને કામી પુરૂષો કામાંધ થઇને દુરાચાર સેવી પરસ્ત્રી સેવનના પાપને લીધે, તથા કુદ્રષ્ટિ કરવાને લીધે આ ભવમાં તથા પરભવમાં અંધપણું પામે છે, અથવા આંખોના રોગ અનેક પ્રકારે ભોગવે છે, કાનના વિકારોથી પ્રાણી બધિરપણું પામે છે, ઇત્યાદિ સર્વ દુઃખનું કારણ જીવને જ્ઞાની મહારાજે આ પાંચ ઇંદ્રીયો કહી છે, તેને વશ કરવા માટે ઘણું સત્વવાળું ઉત્તમ આત્મ જ્ઞાન

જોઇએ, તે શાંત, દાંત, મહંત, આત્માર્થિક, સદ્ગુરૂગમના સમાગમથી મેળવવાનો સદાકાળ પ્રયત્ન કરવો.

૧૭ વળી સામાયિકની પ્રાપ્તિમાં ત્રીજું મુખ્ય કારણ એટલે સામાયિકનું ત્રીજુ અંગ, શુભ ભાવના છે, તે સમતાનું બીજ છે, સમભાવની પ્રાપ્તિમાં ઉત્તમ ઔષધિ છે; આ ભાવનાઓ મુખ્ય ચાર મૈત્રી પ્રમુખ, અને અનિત્યાદિક બાર મળી સોલ ભાવનાનું કાંઇક સ્વરૂપ હવે વિચારીયે છીયે—૧ મૈત્રી ભાવના, એટલે સર્વ જગત જીવોને પોતાના આત્મ સમાન જાણીને તેઓની સાથે અંતરથી તેમ બહારથી સર્વ પ્રકારના વિરોધ ભાવને દૂર કરીને તેઓનું સદાકાળ ભલું ચિંતવવું તથા ભલું બને તો કરવું, નહિ તો તેઓનું બૂરૂં તો કદી પણ ચિતવવું નહિ તો પછી બૂરૂં કરવાની તો વાતજ શી ? માટે જ જ્ઞાનીએ કહ્યુ છે, ખામેમિ સવ્વ જીવે, સવ્વે જીવા ખમંતુમે. મિત્તિમે સવ્વ ભૂએસુ, વેરં મજ્ઝ નકેણઇ. એટલે હું સર્વ જીવોને ખમાવું છું, મારા અપરાધોની ક્ષમા માગું છું, અને તેઓ પણ મારા અપરાધ પ્રત્યે ખમજો, મને માફ કરજો, મહારે પ્રાણી માત્ર સાથે મૈત્રી ભાવ છે, જેવો મારો આત્મા છે, તેવાજ સર્વ જીવો હોવાથી મહારે કોઇ પણ સાથે વૈર ભાવ નથી; આ પ્રમાણે મનને સદા શુભ ધ્યાનમાં રાખવું; કદાચ કોઇ સાથે સંસાર પ્રવૃત્તિ કરતાં કે કષાયની પ્રકૃત્તિને લીધે લેશ્યાદિ થઇ જાય, તો તુરત કે પછી આ ભાવનાનો વિચાર કરી પરસ્પર ખમાસમણાં ચોખ્ખા દીલથી કરી લેવાં, અને ફરીથી ન થાય તેવો ઉદ્યમ રાખવો, કદાચ કોઈ સાથે પરભવની વિરાધનાને લીધે સામાને કે આપણને દેખતાંજ અરૂચિ ઉત્પન્ન થતી હોય તો તેની સાથે ઉદાસીન વૃત્તિએ વર્તવું, પણ દ્વેષ કે ઈર્ષાથી તેને તિરસ્કાર કે અપમાનના શબ્દો કહીને દુભાવવા નહિ, પણ મીઠા વચનથી બને તો તેઓનું જિન વચનાનુંસારે હિત કરવું, નહિ તો મૌનપણે મધ્યસ્થ રહેવું તેમાંજ સાર છે, અને કર્મ બંધ નહિ થાય; દુર્જનની પણ કદાપિ નિંદા કરવી નહિ, અને ભરસભામાં કે જાહેર રીતે તેનું નામ દઇને, કે કોઇનું રૂપ મનમાં ધારણ કરીને જે ઈર્ષા ભાવથી તેના અવગુણ બોલવા તે પણ પરમાર્થે નિંદાજ છે, માટે ગુણ ગ્રાહિ થવું, અને ગુણ બોલવા; કદાચ શ્રી જિન માર્ગનો

ઉપદેશ કરતાં દોષો પણ પ્રકાશવા પડે તો પણ સમભાવનો ત્યાગ નહિ કરવો, અને નિંદા તો કદિ પણ થવી નહિ જોઇએ.

બીજી કરૂણા ભાવના, તે દ્રવ્યથી દુખી પ્રાણીઓને દેખીને મનમાં દયા આણી યથાશક્તિ તેમનું દુઃખ મટાડવા ઉદ્યમ કરવો, અને ભાવથી મુનિની પેઠે, પરજીવ ઉપર મહાહિત આણી, ઉત્તમ ભાવ દયા લાવીને. તેઓને ધર્મ દાન દેવુ, કે જેથી તેઓ કર્મ બધ કરતાં અટકે, અને સંસાર ભ્રમણ ન વધારે; તે પરમ કરૂણા ભાવ જાણવો, અને સર્વોત્કૃષ્ટ ઉપકાર છે, અને તેથીજ (સવિ જીવ કરૂં શાસન રસિ, ઇસિ ભાવ દયા મન ઉલ્લસિ) નાંભલાં પરિણામે કરીને જીવ તીર્થંકરપણું પામે છે, અને જગત્ ઉપકારી પરમાત્મા થાય છે.

ત્રીજી પ્રમોદ ભાવના, એટલે પારકાની સંપત્તિ વિગેરે સુખ દેખીને, તથા ગુણીજનોના ગુણ સાંભળી મનમાં હર્ષ પામવો, પણ ઇર્ષા કે મત્સર ન આણે, એવો ગુણ પક્ષપાત, ગુણાનુરાગ, ગુણ-ગ્રાહક દ્રષ્ટિ સુજ્ઞ સજ્જનોને હોય છે, અને તેજ ગુણ એટલે દોષો-નો ત્યાગ અને ગુણનું ગ્રહણ કરવાની જેની મતિ છે તેજ ધર્મ પા-ળવાને યોગ્ય કહેવાય છે, માટે ક્રોધાદિ દોષોનો ત્યાગ કરવો, અને ઉદારતા, ગાંભિર્યાદિ ગુણોનો સંગ્રહ કરવો, ટુંકામાં ગુણવતની સંગતિ વડે ગુણાનુરાગી બની પરમાત્મ તત્વમય પોતાનો જે આત્મા તેને પિછાણી લેવો, એટલે સર્વ દુઃખનો નાશ થશે; પણ બોલવું અને જાણવું તો પોપટના જેવું મધુર લાગે છે, પણ હંસ સમાન વૃત્તિએ વરતી ચિદાનંદઘન સ્વરૂપમાં ક્રિડા કરનાર તો વિરલાજ હોય છે, માટે દંભનો ત્યાગ કરી ખરા ગુણી થવા માટે પ્રમોદ ભા-વના ભાવવી જેમકે શ્રી તીર્થંકર પ્રભુની મૈત્રી ભાવના, ગજસુકુમા-લજીની ક્ષમા, મેતાર્યજીની દયા, સાલિભદ્રના પૂર્વ ભવના જીવનું દાન, સુદર્શન શેઠનું શીયળ, વિજય શેઠ તથા વિજયા શેઠાણીની શીયળ ટેક, શ્રીપાલમહારાજની દાક્ષિણ્યતા, વિક્રમ રાજાનું પરોપ-કારીપણું, કુમારપાળ મહારાજાનાં વિનય તથા ભક્તિ, ગાૈતમ સ્વામિ-ની નમૃતા ને ગુરૂભક્તિ સિંહા અણગારનો વૈયાવચ્ચ, કુરગડુજીનો ભાવ, ઢંઢણ રિષિજીનો તપ, માસતુસ મુનિની ધીરજ ને ખંત, ચદનબા-લાજીની આત્મ નિંદા અને સદાચાર, મૃગાવતિજીની ગુરૂ ભક્તિ, રાજિ-

મતિજીનો રહનેમિ પ્રત્યે હિતોપદેશ, અને રહનેમિજીનો પશ્ચાત્તાપ, વજ્રસ્વામિની અચળ દ્રઢતા, અઈમત્તાજીની ઈરિયાવહિ પડિક્કમતાં આત્મનિંદા અને પરગુણ ગ્રહણપણું, શ્રી હીરવિજયજીનો ચમત્કારી ઉપદેશ, અને અચ્ચંકારીજીની સમતા ઇત્યાદિ દ્રષ્ટાંતોનું મનમાં ધ્યાન કરતાં આત્મામાં તે મહાત્માઓના ગુણ પ્રગટે છે, અને મહા નિર્મલતા સાથે ચિત્તમાં પરમ આનંદ વર્તે છે, માટે આવું જિનાગમ પાનનું ઉત્તમ રસાયણ છોડીને સંસારીક વિખપાન તે કોણ મૂર્ખ કરે ? વળી હાલમાંજ થયેલા શ્રી ચિદાનંદજી મહારાજનો વૈરાગ્ય ભાવ, અને આત્મજ્ઞાન, શ્રી આનંદઘનજીની યોગ દશા, અને શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીની મહંત જ્ઞાન બુદ્ધિ, અને પરમ ભક્તિરસ પણ એક ચિત્તે વિચારવા યોગ્ય છે, એ મહાત્માઓના ગ્રંથોનું પઠન, પાઠન, મનન, ચિંતન, વાંચનાદિ કરતાં પણ પરમાલ્હાદ ઉપજે છે.

ચોથી મધ્યસ્થ ભાવના, એટલે બીજાઓના દોષોની ઉપેક્ષા, કરવી તે, અથવા ન ટળી શકે તેવા દોષવાળા પ્રાણી ઉપર ઉદાસીન ભાવ રાખવો તે; જગતમાં સર્વ પ્રાણીઓ કોઇ કોઇ દોષવાલા હોયજ છે, એટલુંજ નહિ પરંતુ કેટલાકોમાં એટલા બધા મહાન પ્રમાણમાં દોષો ભરેલા છે. કે જેને આપણે ક્રૂર. પાપી, ધર્મપતિત, નિંદક, વિશ્વાસઘાતક કહી શકીએ; છતાં દરેકે પોતાના આત્માની સુધારણા કરવી હોય, સમતારૂપી અમૃતનું પાન કરી શાંતિ મેળવવી હોય તો તેણે કોઇના કોઇ પણ જાતના દોષ જોઇ, તે દૂર કરવાના પ્રયાસ કરવારૂપી કરૂણા ભાવના ભાવવાની છે, અને જો પ્રયત્ન કરતાં છતાં, પણ હિત થવાનો સંભવ ન હોય તો ઉદાસીનતા મધ્યસ્થ ભાવના ભાવવાની છે; આથી મનને જે વિશ્રાંતિ મળે છે, તે ખરેખર અપૂર્વ છે, અને મનની શાંતિમાં સમતા રહેલી છે. એ રીતે ધર્મ ધ્યાનના પરમહેતુરૂપ મૈત્રી પ્રમુખ ચાર ભાવનાનુ સ્વરૂપ કહ્યું.

૧૮ હવે અનિત્યાદિ બાર ભાવનાનું ટુંક સ્વરૂપ વિચારીયે છીયે, આ સંસારમાં તન, ધન, જોબન, કુટુંબાદિ સ્વજન પરિવાર, ખાનપાનાદિ વૈભવ વિલાસ, તથા રાજા પ્રજા, શેઠ, નોકર, મિત્ર, બંધવ, પુત્રાદિ સર્વ ક્ષણભંગુર, અનિત્ય છે, એક મારો આત્મા અને તેના

જ્ઞાનાદિક અનંતા ગુણો તથા પરમાત્માનું નામ અને તે સબંધી સાધન યોગ્ય નિર્મળ પરિણામ શાશ્વત છે, હિતકારી છે, બાકી સર્વ વ્યવહારે ઉચિત પ્રવૃત્તિ માટે છે, પરંતુ ધર્મ સાધનમાં જે જે અનુકુળ ન હોય, તે સર્વ દેહાદિ જડ ભાવ માત્ર મોહ ચેષ્ટિત વિટંબણા છે, અસ્થિર છે, માટે એવા સર્વ સંયોગિક ભાવની મમતાનો ત્યાગ કરી તેને વોસરાવવાં, તેને માટે હર્ષ શોક ન કરવો. આ સંસારમાં દેવગુરૂ અને ધર્મ સિવાય જીવને બીજું કોઇ પણ શરણુભૂત નથી, પરભવ જાતાં સુખને હેતે થાય એવો તો એક, નિર્મળ આત્માના પરિણામરૂપ શ્રી જિન પ્રણીત ધર્મજ છે, માટે તેનું સદાકાળ શરણ કરવું, અને પંચ પરમેષ્ઠિનું ધ્યાન નિરંતર મનમાં ધ્યાયા કરવું; હવે સંસાર ભાવના, એટલે આ જીવ અનાદિ અનંત કાળથી ચોરાશી લાખ જીવાજોનીમાં, ચારે ગતિમાં, અનંતા અનંત પિતા પુત્રાદિ સગપણો કરી આવ્યો છે, અને હજી કરે છે, અનંતાં શરીર ગ્રહણ કરી કરીને મૂકયાં, અનંતીવાર જગતની એઠ જે પુદ્‌ગલિક ખાનપાનાદિ જડ વસ્તુનો ભોગ કરતાં છતાં પણ લેશ માત્ર તૃપ્તિ પામ્યો નહિ; અનંતા વેશ, રૂપ, અલંકાર, ઓદ્ધા, પદવીઓ વિગેરે અનંતીવાર નામ ધારણ કરી કરીને અનુભવ્યાં, પણ કોઈ સ્થળે સદ્‌ગુરૂનો સમાગમ કરીને શુદ્ધ પરમાત્મ દર્શનરૂપ સમ્યક્ત્વ પામ્યો નથી, અને તેથીજ દ્રઢ થયેલી ભવવાસના, વિષય કષાયની અશુદ્ધ પરિણતિ, તથા મહા મૂઢપણું છૂટતું નથી, તો પછી જન્મ, જરા, મરણ, રોગ, શોક, વિયોગ, આધિ, વ્યાધિ, ઉપાધિથી ભરેલો જે આ સંસાર તે થકી જીવ કયાંથી છૂટે ! માટે તે થકી છૂટવાનો ઉપાય તો એક આત્માર્થી મહાત્મા સદ્‌ગુરૂની સંગતિ છે, માટે તે મેળવવાનો પ્રાણીએ ખરેખર પ્રયાસ કરવો જોઇએ, નહિ તો દશ દ્રષ્ટાંતે દોહિલો આ ઉત્તમ જૈનકુળમાં જન્મ, અને ઉત્તમ જોગવાયવાળો જે ઉત્તમ ભવ અનેકવાર એળે ગયો, અને અણસમજણથી હજી એળે જશે; માટે હે ચેતન ! સમજ સમજ, ચેત ચેત, જિન વચનની શ્રદ્ધા કર, સર્વ જીવનું ભલું ચિંતવ, અને પાપથી ડર; વળી આ આત્મા એકલોજ આવ્યો છે, એકલોજ જશે, એકલોજ દુઃખ ભોગવે છે, સંપત્તિમાં સર્વ સ્વાર્થે આવી મળે છે, અને વિપત્તિમાં તો દેવ ગુરૂધર્મ અને તેના આરાધક એવા કોઇ વિરલા સજ્જનોજ ટકી

રહે છે, દુઃખથી છોડવે છે, અને સુખી કરે છે, માટે મિથ્યા મમત નો ત્યાગ કર, અને ખરૂં સુકૃત કરી લે; તાહરૂં કોઇ નથી, તેમ તું પણ કોઇનો નથી, એમ દીનપણા રહિત, નિરંતર ચિંતવ, તારૂં તો શુદ્ધ જ્ઞાનાનંદ સ્વરૂપ છે, નિર્વિકારી જ્ઞાયક સ્વભાવ માત્ર તારો છે, તો શાક્ષીરૂપે દેહ ગેહાદિ સંસારીક સંબંધમાં પ્રવૃત્તિ કર, કેમકે તું પ્રત્યક્ષપણે જાણે છે, કે કર્મના સંજોગે સ્ત્રી, પુત્ર, ધનાદિ આવી મળે છે, અને કર્મના સંબંધેજ તેનો વિજોગ થાય છે. તો પછી તાહરૂં કોણ? એનો બરાબર ઉપયોગ તારા આત્માને કરાવ, અને જ્યાં સુધી આ પરપુદ્‌ગલિક ભાવનો તને સંજોગ છે. ત્યાં સુધી તુ નિશ્ચે સંસારી છો, અને ત્યાં સુધી દુઃખ પણ છે, માટે સર્વ સંજોગથી રહિત એવું અચળ, અનત સુખવાસરૂપ જે સિદ્ધ મહારાજનું સુખ તેની ભાવના ભાવ, અને તે જેમ શીઘ્ર મળે તેવું પ્રવર્તન રાખ; વળી આ શરીર મળ, મૂત્ર, કફ, રૂધીર, માંસ, વીર્ય, શ્લેષમાદિ મહા દુર્ગંધમય અશુચિથી ભરેલું છે, માત્ર ઉપર સુંદર ચામડીના રૂપે કરી મોહિત થઇને તે શરીર માટે શા માટે વૃથા કર્મબંધ કરે છે? સમજ સમજ, અને આ શરીરથી જે સુકૃત થાય તે કરી મનુષ્ય ભવનો લાહો લે; પણ હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહની મમતા, રાગ, દ્વેષ, કલેશ, તૃષ્ણા, ખોટા આળ, નિંદા, ચાડીચુગલી, મિથ્યા હરખ શોક, છલ, ભેદ, કપટ, આદિ મહા અજ્ઞાન, મોહ અને મિથ્યાત્વે કરીને અઢારે પાપ સ્થાનક સેવી આ પીંડનું પોષણ કરી નર્કાદિ દુર્ગતિમાં તારા આત્માને લઇને શા માટે નાંખે છે? માટે હે ચેતન! રાતે સુતાંને સવારે ઉઠતાં એકાંતપણે નિરાંતે બે ઘડી વિચાર કર, કે તું કોણ છો? કયાંથી આવ્યો છો? અને કયાં જવું છે? અને તારૂં ખરેખરૂ કર્ત્તવ્ય શું છે? વિચાર કરતાં માલમ પડશે કે સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રના આરાધનપૂર્વક સદ્‌ગુરૂના સમાગમે શુદ્ધ દેવગુરૂ અને ધર્મની ભક્તિ સહિત જ્ઞાન, ધ્યાન, દાન, પરોપકાર, ઇચ્છા નિરોધરૂપ તપ, અને સદાકાળ સર્વ જીવનું ભલું ચિંતવવા રૂપ સમભાવ રાખવો, એ તાહરૂં ખરૂં કર્ત્તવ્ય છે, એમ કરતાં તારાં પૂર્વકૃત કર્મની નિર્જરા થશે, સદાકાળ આ મહાપાસ બંધનરૂપ ગૃહવાસ થકી કયારે છુટું, અને શુદ્ધ સંજમ

પ્રવૃત્તિમાં પરમ આનંદ ક્યારે અનુભવુ, એવી ભાવના રાખતાં થકાં મહા સવર ભાવની વૃદ્ધિ થશે, અને અંતે પંચ પરમેષ્ઠિ મહારાજના દ્રઢ આલંબન થકી, અને વિનય. વૈયાવચ્ચાદિ ગુણ ગ્રાહક દ્રષ્ટિ વડે આત્માને શુદ્ધ કરતો થકો ક્ષાયક સમ્યકત્વ પામી ક્ષપક શ્રેણી આરોહિ અનાદિકાલનાં લાગેલાં ઘનઘાતિ મોહાદિ કર્મનો ક્ષય કરી લોકાલોક પ્રકાશક કેવળ જ્ઞાન પામી શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરીને ચૌદ રાજ લોક જે અનતા અનંત પુદ્દગલ અને જીવોથી ઠાંસી ઠાંસીને ભરેલ છે, તે થકી ન્યારો થઇને લોકા ગ્રહ ભાગે રહેલી એક ગાઉને છઠે ભાગે ઉંચી નિર્મળ સિદ્ધશીલાની ઉપર અધર અનંત સિદ્ધાત્માઓની સાથે એક રૂપ જ્યોતિમાં જ્યોતિ મેળવી સાદિ અનંત કાળ પર્યંત પરમાણંદને અનુભવતો આ સંસાર નાટકને જોતો થકો, પણ તેમાં નૃત્ય કરવાનું છૂટી જવાથી પરમ શુદ્ધ ચિદાનંદઘન સ્વરૂપમાં અવ્યાબાધપણે લીનતા પ્રાપ્ત થશે; માટે તં ખરા મોક્ષસુખરૂપ, અજરામર સ્થાનક પ્રત્યે પહોચવાનો સદાકાળ ઉદ્યમ કર, બસ આજ સુવિચાર અને સદાચારમાં આત્માને રાખવો એજ તારૂં કર્તવ્ય છે; તેથી તારા મન, વચન અને કાયાના જોગ સુધરસે, અને અનાદિકાળનો અશુદ્ધ ઉપયોગ, શુદ્ધ ઉપયોગમાં પ્રેરવાઇ જશે, એટલે પછી તત્કાળ તારા ખરા કાર્યની સિદ્ધિ થશે. કિં૦ બહુના.

૧૯ આ અશુદ્ધ ઉપયોગ જીવને અનાદિકાળથી મિથ્યા ભવવાસના ઉત્પન્ન કરીને દૂર ધ્યાનમાં નાંખે છે, તે દૂર ધ્યાન બે પ્રકારનું છે, ૧ આર્ત ધ્યાન, અને ૨ રૌદ્રધ્યાન; આર્તધ્યાન એટલે અનિષ્ટ પદાર્થોનો સંજોગ, ઇષ્ટનો વિયોગ, રોગાદિ શરીરની વ્યાધિ, અને પરપુદ્દગલિક સુખ પામવાની નિરંતર વર્તતી ઇચ્છા, વાંચ્છાને મૂર્ચ્છા ઇત્યાદિ કે મનની ચિંતાતુર મલીન અવસ્થા તે આર્તધ્યાન છે; આ ધ્યાનના ચિન્હ શંકા, શોક, ભય, પ્રમાદ, કલહ, ચિત્તભ્રમ, ઉદ્દભ્રાંતિ, મનની અસ્થિરતા, વિષયની ઇચ્છા, નિરંતર નિંદ્રા આવવી, અંગની જડતા, થાક, મૂર્ચ્છા આદિ છે; અને આ આર્તધ્યાનનું ફળ અનંત દુઃખથી ભરપૂર એવી તિર્યંચ ગતિ છે, તો તે ભલા જ્ઞાનના વિચારે કરી સદ્દગુરૂના સમાગમમાં રહી શ્રી જિનાગમ રૂપ અમૃત

પાનનું શ્રવણ કરતાં દૂર થાય તેમ છે, માટે એમ આત્માર્થિ જીવે અવશ્ય કરવું; બીજુ ભયકર ક્રૂર ધ્યાન અતિ કઠોર પ્રાણીઓને લાગેલું રૈદ્રધ્યાન છે. તેમાં પ્રાણીઓનું છેદન, ભેદન, મારન, કુટનાદિ મહા હિંસા કરીને આનંદ માનવો, હડહડતાં જૂઠાણા, તકંટ, પ્રપંચ, છળ ભેદપૂર્વક ભોળા જીવોને જિન વચનથી, વિપરીત એવી ઉત્સૂત્ર પ્રરૂપણા કરીને જાણી જોઇને પાપોપદેશ કરી ભોળા પ્રાણીઓને પોતાની મ્હોટાઇ રાખવા માટે, યાતો બીજો કોઇ નિચ સ્વાર્થ સાધવા માટે ગમે તેવા દુષ્કૃત્યો કરીને છેતરવા, કુમાર્ગે નાંખવા; વળી ચોરી અને મહા આરંભ, અને મહા પરિગ્રહનાં પરિણામ, સાતે વ્યસનોનું સેવવું, વિશ્વાસઘાત, સતીઓનું શીલખંડન, બાળહત્યા, સ્ત્રીહત્યા, સાધુહત્યા, ઇત્યાદિ ઘોર કર્મોનાં પરિણામ આ રૈદ્રધ્યાનનાં ચિંન્હ છે, તે ચિન્હો અંતરંગ અને બાહ્ય લક્ષણે કરીને બે પ્રકારે છે, અંતર લક્ષણો ક્રૂરતા, દુષ્ટતા, પરૂષતા, વચકતા, કઠોરતા, નિર્દયતા આદિ છે; વળી ( બાહ્ય લક્ષણો ) લાલ આંખ, વાકાં ભવાં, ભયાનક આકૃતિ, દેહમાંકંપ, પરસેવો થવો વિગેરે છે, આનું ફળ નરક ગતિ છે, માટે ઉત્તમ જીવે આ ધ્યાનને ત્યાગ સદાકાળ મહાત્મા સદ્ગુરૂના ઉપદેશ વડે ઉપશમ, વિવેક, અને સંવર ભાવ પ્રાપ્ત કરીને કરવો; અને તેની શિક્ષા, હે શુદ્ધ પ્રશ્ચાતાપપૂર્વક, પુદ્ગલિક ઇચ્છા નિરોધરૂપ ઘોર તપસ્યા છે.

૨૦ આની રીતે સામાયિકના ચાર અંગ નામે સમતા, સંયમ, શુભ ભાવના ( ધર્મ ધ્યાન, ) અને આર્તરૈદ્ર ધ્યાનનો ત્યાગ એ કહ્યાં, એ ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે સમતા એજ મુખ્ય ધર્મનો આધાર છે, તે લાવવા માટે સંયમ, શુભ ભાવના, અને અપ્રશસ્ત ધ્યાનનો ત્યાગ એ સાધનો છે; માટે આ સાધનોનો સામાયિકમાં હમેશાં અભ્યાસ કરવો જોઇએ, અને સામાયિકના કામમાં તે સાધનોનું અનુકૂળ ચિંતવન કરવું જોઇએ; જેમ બને તેમ મનની શીતળતા રાખવી, સાત્વિક ભાવ વધારવો, આત્મિક ઉન્નતિ કરતા જઇએ તેવું લક્ષ રાખવું, પૌદ્ગલિક ભાવનો ત્યાગ કરવો, ઉત્તમ વિચારોજ ભાવવા, અને તે વિચારની શ્રેણી આત્મનિરીક્ષણ થાય તે ઉપર લઇ જવી, અને પરિણામે વ્યવહારમાં રહ્યાં છતાં, પણ તે વ્યવહાર શુદ્ધ

રહેતો જાય એટલુંજ નહિ, પરંતુ દ્રષ્ટિ અંતર સન્મુખ આત્મભાવનો દ્રઢ પરિચય કરવા પ્રત્યેજ રહેતી જાય. એવો સદ્ગુરૂ જ્ઞાની મહારાજનો ઉપદેશ છે. આ વિષે શ્રી હરિભદ્રસૂરિ મહારાજા કહે છે કે—

सामायिकं च मोक्षांगं, परं सर्वज्ञभाषितं;
वासी चंदन कल्पाना, मुक्तमेतन्महात्मनां. १

અર્થ—વાંસલાથી છેદવા છતાં પણ, ચદન તુલ્ય સુગંધી, શીતળ પ્રકૃત્તિ દાખવનાર, એવા મહાત્માઓનું સામાયિક ઉત્કૃષ્ટ મોક્ષનું અંગ છે, એમ સર્વજ્ઞ પ્રભુએ કહેલું છે.

निरवद्यमिदं ज्ञेयमेकांते नैव तत्त्वतः;
कुशलाशयरुपत्वात्, सर्वयोगविशुद्धितः. २

અર્થ—સામાયિક કુશળ ઉત્તમ આશયરૂપ હોવાથી, તથા તેમાં સર્વ યોગ એટલે સઘળા મન, વચન, કાયાના યોગની શુદ્ધિ હોવાથી, સામાયિક પરમાર્થે એકાંત નિરવદ્ય જાણવું.

सामायिकविशुद्धात्मा, सर्वथा घातिकर्मणः;
क्षयात्केवलमाप्नोति, लोकालोकप्रकाशकं. ३

અર્થ—સામાયિકથી વિશદ્ધ થયેલો આત્મા, સર્વથા પ્રકારે ઘાતી કર્મોનો ક્ષય કરીને લોક અને અલોકને પ્રકાશ કરનારૂં, એવું કેવળ જ્ઞાન પામે છે.

હવે સામાયિક મોક્ષનું અંગ છે તે ગુરૂ મહારાજા વિચારે છે.

૧ સામાયિકમાં સમતા એ મુખ્ય પ્રાધાન્ય છે, સમતાએ સ્થિરતા છે, સ્થિરતા એજ ચારિત્ર છે, અને શુદ્ધ દશામાં રહેતાં તેજ ચારિત્રરૂપ મોક્ષ છે; કારણ કે શ્રીમદ્દયશોવિજયજી મહાત્મા કહે છે કે "ચારિત્રં સ્થિરતારૂપં, યતઃ સિદ્ધેષ્વપેક્ષ્યતે," એટલે ચારિત્ર સ્થિરતારૂપ છે, તેથી સિદ્ધ પરમાત્માઓમાં તેનીજ અપેક્ષા છે; આ

ઉપરથી જણાશે કે, સમતા વગર સર્વ ક્રિયા નકામી છે, અને સમતા તે ચારિત્રનો પાયો છે, ચારિત્ર એ મોક્ષનું એક અંગ છે, તેથી સમતા મોક્ષના અંગરૂપે છે, અને સામાયિકમાં સમતા પ્રાધાન્યે છેઃ તેથી સામાયિક પણ મોક્ષનું અંગ છે.

૨ સામાયિકને મોક્ષનું અંગ કહેવાનું વિશેષ કારણ એ કે, તેમાં સર્વ યોગની વિશુદ્ધિ છે.

૩ છેવટનું કારણ તેમાં રહેલ કુશળ આશય હોય છે, કુશળ એટલે શુદ્ધ આશય હોય છે, એટલે સામાયિકના શાંત વખતમાં કોઇનું અનિષ્ટ ઇચ્છવુ એ હોતુંજ નથી, તેમ સર્વનું શ્રેય થાઓ, એ તેમાં ભાવના રહેલી છે; અને તેની સાથે પોતાના આત્માના સ્વભાવમાં રમણ કરવાની શ્રેણીપર ચઢતાં પોતાના આત્માનું નિરીક્ષણ કરવાનું રહે છે; આત્મ નિરીક્ષણ આત્મ વિચારણાથી અશુદ્ધ વ્યવહાર, અશુદ્ધ ઉચ્ચાર, અને અશુદ્ધ વિચાર માટે પશ્ચાતાપ થાય છે, તેનો ત્યાગ કરવાની બુદ્ધિ થાય છે, તે બુદ્ધિ વડે તે અશુદ્ધતાનો ત્યાગ કરવાનો દ્રઢ નિશ્ચય થાય છે; આવું શુધ્ધ સામાયિક આચરણ અંશે દેશ વિરતિ એટલે પાંચમા ગુણઠાણાની પરિણતિવંત શ્રાવકને હોય છે, અને સંપૂર્ણ રીતે સર્વ વિર્રાત પરિણતિવંત એટલે બાર અવિરતિ અને આદિના બાર ક્રોધાદિક કષાયોનો જેને અભાવ થયો છે, એવા મુનિ મહાત્માઓને સહેજ પ્રાપ્ત હોય છે; અને એ બેઉનું મૂળ શુદ્ધ તત્ત્ર શ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ છે, એટલે શુદ્ધ પરમાત્મ દર્શનરૂપ દ્રઢ તત્ત્વ પ્રતીતિ છે, તે સમ્યગ્જ્ઞાનની દશા વિના સર્વ ક્રિયા, વેશ. વૃત તથા નિયમો દ્રવ્યરૂપ એકડા વિનાનાં મિંડા સમાન છે; કેમકે કરણી કરીને શું કરવું છે ? તથા તે કેવી રીતે કરીયે, તો ઇચ્છિત મળે તેની યથાર્થ સાધ્ય નથી; અને જે માર્ગાનુસારી, ભદ્રિક પરિણામી, શુદ્ધ માર્ગ રૂચિવંત, તત્ત્ર જીજ્ઞાસુ, બુદ્ધિમાન્ યોગ્ય ભવ્યાત્માઓ છે, તેને દ્રવ્ય કીથા પણ અભ્યાસરૂપ બહુ સારી છે; કેમકે એમ કરતાં કરતાંજ અંતે શુદ્ધ દશા ને સત્સંગ વડે જીવ પ્રાપ્ત થાય છે, પણ આવી યોગ્યતારૂપ શુદ્ધ ભૂમિ વિનાં વિષય, કષાય, ભવવાશી, દૂરાગ્રહી, સ્વમત મમત્રી પ્રાણીઓને તે દુર્લભ છે, તેઓએ પ્રથમ ભૂમિ શુદ્ધ કરવી જોઇએ, અને પછી અનુક્રમે દ્રઢ પાયારૂપ સમ્યગ્-

જ્ઞાનની પ્રાપ્તિ પરમાર્થ બુદ્ધિએ, વૈરાગ્ય વાસનાએ, શુદ્ધ દેવગુરૂ અને ધર્મની ભક્તિ બહુ માનપૂર્વક મેળવવાનો પ્રયત્ન કરવો, અને તે મળ્યા પછી તે પાયા ઉપર ચરિત્ર રૂપ મહાન્ પ્રાસાદનુ ચણતર ઉત્તમ રીતે શોભા પામે છે; હાલમાં આવી શોભા અનેક વ્રતના તથા કરણીના કરવાવાળા નામધારીઓમાં તટસ્થ ( મધ્યસ્થ ) જીવને દિસતી નથી, તેનું કારણકે આવો સત્સંગ પૂર્વકનો જિન વચનની અપેક્ષા સહિત જિનાજ્ઞાનુસાર અનુક્રમ રાખવામાં આવતો નથી તે છે; માટે આ દુ:ખમય સંસારથી ખરી રીતે મુક્ત થવાની ઇચ્છાવંત ઉત્તમ જીવે, આત્માર્થી, સ્વરૂપાનુભવી સદ્‌ગુરૂનો સમાગમ અવશ્ય કરવો જોઇએ, જેથી સર્વ દુષ્ટ પ્રવૃત્તિનો ક્રમે ક્રમે ત્યાગ થઇને સત્ પ્રવૃત્તિ જિનાજ્ઞાનુસાર થશે, અને તેની ખાત્રી આત્માને પોતાનેજ શાંતતા અનુભવતાં થશે. કોઈ પૂછે કે આવા સત્સંગને અભાવે શું કરવું? તેનો ઉત્તર કે જે કાળે, જે ક્ષેત્રે, જે જે જિનાજ્ઞાનુસારી આત્માર્થી અંશે પણ હોય તેનો સમાગમ કરવો. આ સત્સંગથી આત્મ વિચારણા સાથે આત્મ જાગૃતિ પ્રકટે છે, ઉત્તમ મનોરથ સ્ફૂરે છે, આશય શુદ્ધ બને છે, ઉપયોગ શુદ્ધ થવા સાથે ક્રિયા પણ વિધિપૂર્વક થોડી પણ શુદ્ધ થાય છે, અને અશુદ્ધને કદી પણ શુદ્ધ રીતે થયેલી જીવ માનશે નહિ; એવું અનુભવસિદ્ધ ગુરૂમહારાજનું વચન છે; માટે હે ચેતન! તને આવી શુદ્ધ સામાયિક જે આત્માની પ્રણુતિજ છે, તેની કયારે પ્રાપ્તિ થશે? કયારે આ કિલષ્ટ ભવ ભાવઠમાંથી છૂટીને એક જ્ઞાનાનદમય તન્મયપણે શુદ્ધ પરમાત્મસ્વરૂપમાં નિમગ્ન થઈશ? કયારે આત્મરૂપ આત્માની પરિણતિ તથા પ્રવૃત્તિ અભેદ ભાવે શુદ્ધ દેવગુરૂ અને ધર્મ સાથે એકીરૂપે બની રહેશે? અને કયારે આ જીવ સદાકાળ, સર્વત્ર, સર્વ કારણોમાં, સર્વ વિરોધ ભાવથી રહિત, પરમ સમભાવને અનુભવતો, બાવના ચંદન સમાન, સ્વપર શીતળતા પમાડતો, ધર્મોન્નતિને શિખરે ચડી શીઘ્ર આ ભવકૂપથી છૂટીને મહા નિર્મળ એવા ચિદાનંદઘન સ્વરૂપી પરમાત્મદેવના ખોળામાં જઇ બેશીસ? અર્થાત્, તેમની જ્યોતિમાં પોતાની જ્યોતિ મેળવી દઇને અનંતકાળ પર્યંત નિરૂપાધિક, અવ્યાબાધ સુખમાં ભુઝોલી રહિશ? હે જિનેશ્વર પરમાત્મા! હે નાથ! હે જગત્ વત્સલ પ્રભો! આવો ઉત્તમ સમય જેમ

બને તેમ મારા ઉપર કૃપા દ્રષ્ટિ રાખીને બક્ષો, એવી મારી અંતઃ-કરણથી નમ્ર પ્રાર્થના છે, તે પૂર્ણ થાઓ, અને સર્વ જીવનું સદા-કાળ ભલું ચિંતવવાવાળો તથા કરવાવાળો થાઉં, તથાસ્તુ.

---

## ખ૦ વિભાગ. શ્રાવક કલ્પતરૂ (સન્મિત્ર શ્રી કર્પુર વિજયજી લીખિત.)



## શ્રાવકના સમકિત મુળ દ્વાદશ વ્રતોનું શુદ્ધ સરલ સ્વરૂપ.

### પ્રસ્તાવના.

ભગવાન્ જ્ઞાત પુત્રે મોક્ષના સાધન માટે બે પ્રકારના ધર્મો કહેલા છે; તેમાં એક મુનિ ધર્મ, અને બીજો ગૃહસ્થ ધર્મ, તેમાં પ્રથમ પાયારૂપ ગૃહસ્થ ધર્મ હોવાથી, તેમજ તે મુનિ ધર્મથી સરલ અને સુસાધ્ય હોવાથી, તેમજ દેવપણું, મનુષ્યપણુ, અને યતિ ધર્મની પ્રાપ્તિ વિગેરેના ક્રમે કરી મોક્ષના સુખને આપનારો હોઇને, શાસ્ત્રકારે તેને કલ્પવૃક્ષની ઉપમા આપેલી છે.

આવો કલ્પવૃક્ષની ઉપમાને યોગ્ય ધર્મ વિવેક વિના થઇ શકતો નથી; સદસદ્ વિવેક થયા વિના આત્માનો સંભવ નથી; આત્મજ્ઞાન શિવાય સમ્યક્ત્વ નથી; જ્યારે ચતુર્થ ગુણસ્થાન પ્રાપ્ત ન થયું હોય તો શ્રાવકના પંચમ ગુણ સ્થાનની તો વાતજ શી કરવી? જેથી ભવ્ય પ્રાણીઓએ સદ્ વિવેક મેળવવા સત્શાસ્ત્રો અને સદ્ ગુરૂનું સેવન કરવું; અને જડ ચૈતન્યનું સ્વરૂપ સમજી પોતાનું કર્તવ્ય શું છે તે વિચારવું, આમ વિચાર કરતાં ગુરૂ મહારાજે બતાવેલા ધર્મનું આરાધન કરવાનું પોતાની મેળે સમજાશે; અને તેથી જયશ્રીની સિદ્ધિને આપનારો ધર્મ શુદ્ધ મંત્રની જેમ આરાધવા યોગ્ય છે તેમ નિશ્ચય થશે.

એવા ઉત્તમોત્તમ શ્રાવક ધર્મના તત્વ સ્વરૂપને જણાવનારો, તેમજ આત્માના શુદ્ધ યથાર્થ ગુણનો પ્રતિપાદન કરાવનારો, ભવ્ય જીવોને મોક્ષ મહેલમાં જવાનો માર્ગ બતાવનારો, આ ટુંક લેખ ઉપયોગી જાણી લખ્યો છે.

[ ભૂમિકા ]

જે અનાદિ કર્મ બંધન વડે જીવને અનંત સંસારમાં પરિભ્રમણ કરતાં જન્મ જરા અને મરણ સંબંધી તેમજ, આધિવ્યાધિ અને ઉપાધિ સંબંધી અનંતાનંત દુઃખ સહન કરવાપૂર્વક બહુ કડવો અનુભવ કરવો પડે છે; તેનાથી ભવ્ય ( યોગ્ય ) જનોનું રક્ષણ કરી તેમને ઉંચા પ્રકારનાં સુખનો અનુભવ કરાવી અનુક્રમે અક્ષય અજરામર મોક્ષ પદ પમાડવા પરમ ઉપકારી શાસ્ત્રકારોએ સિંહનાદ કરીને કહ્યું છે કે:—

બુદ્ધેઃ ફલં તત્વ વિચારણં ચ, દેહસ્ય સારં વ્રત ધારણંચ;
વિત્તસ્ય સારં કિલ પાત્રદાનં, વાચઃફલં પ્રીતિકરં નરાણામ્.

ભાવાર્થ—દશ દ્રષ્ટાંતે દુર્લભ મનુષ્ય જન્માદિક વિશિષ્ટ સામગ્રી સાથે શુદ્ધ બુદ્ધિ પામ્યાનું ફલ એ છે કે, આપણે કોણ? આપણી મૂળ સ્થિતિ કઇ? આપણી વર્તમાન સ્થિતિ કેવી છે? કયા કારણથી આપણી સ્થિતિ કફોડી થઇ પડી છે? તે કેમ સુધારી શકાય? આપણું શું કર્તવ્ય છે? વિગેરે વિગેરે આત્માને ઉપકારી બાબતોનો શાંત ચિત્તથી વિચાર કરી લેવો.

ચિંતામણી રત્ન કરતાં પણ દુર્લભ આ માનવ દેહ પામ્યાનો સાર એ છે કે, જ્યાં સુધી જરા અવસ્થા આવી પહોંચી નથી, વિવિધ વ્યાધિઓએ પોતાનું બળ જમાવ્યું નથી, અને ઇંદ્રિયો ક્ષીણ થઇ ગઇ નથી, ત્યાં સુધી સ્વાધીનપણે દેહનું દમન કરી, ઉત્તમ પ્રકારનાં વ્રત નિયમ પાળવા પુરતો પ્રયત્ન કરી લેવો.

નિર્ધન લોકો જેની રાત દિન ઝંખના કર્યા કરે છે, તે લક્ષ્મી પૂર્વ પુણ્યના યોગે પામીને ઉદાર દિલથી ફળ-બદલાની ઇચ્છા ગ-

ખ્યા વગર કેવળ પરમાર્થ દાવે તેના શુભ સ્થાને જ્ઞાનદાન, અભયદાન, પ્રમુખમાં, અથવા દીન-દુઃખી જનોનો ઉદ્ધાર કરવામાં, અથવા તેવાજ કોઇ પણ પરમાર્થનાં કાર્યોમાં વિવેકથી વ્યય કરવો એજ પુણ્ય પનોતી લક્ષ્મી પામ્યાનું ખરૂં ફળ છે; વળી સવેળા તેનો શુભ ઉપયોગ કરી લેવામાં ન આવે, વિલંબ કે વાયદા કરવામાં આવે તો જીવને પાછળથી પસ્તાવુંજ પડે છે; કેમકે તેની સ્થિતિનો કશો ભરૂસો નથીજ, જોતાંજોતાંમાં લક્ષ્મી હતી ન હતી થઇ જાય છે, માટે સવેળા ચેતવું જોઇએ; અને વચન શક્તિ ( સામર્થ્ય ) પામ્યાનું ફળ એ છે કે, જન સમુદાયને પ્રીતિકર, હિતકર થાય તેવું મિષ્ટ, મધુર, સત્ય વચનજ બોલવું; અંતે સત્યનોજ જય થાય છે" એ વાત સદાય સ્મરણમાં તાજીજ રાખવી, ગમે તેવા ભય વિગેરે કારણ પ્રાપ્ત થયા છતાં નિર્ભયપણે સત્યનીજ ટેક રાખવી, એજ ઉત્તમ જીવ્હા ( વચન શક્તિ ) પામ્યાનું ઉત્તમ ફળ સમજવું.

જે અષ્ટાંગ યોગ સાધનથી અનેક પ્રકારની સિદ્ધિઓ તેમજ લબ્ધિઓ યાવત્ મોક્ષ પર્યંત મહા ફળની પ્રાપ્તિ થઈ શકે છે, તે અષ્ટાંગ યોગ સાધનમાં પ્રથમ પદે યમ અથવા વ્રત આવે છે, અહિંસા. સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અકિંચનતા, એ પાંચ યમ અથવા જૈન શૈલીથી બોલતાં પાંચ વ્રત કહેવાય છે, સંસારથી વિરક્ત, થએલા યોગી પુરૂષો, ઉક્ત પાંચ વ્રતોને યથાર્થ રીતે સંપૂર્ણ પાલી શકે છે; પરંતુ જેઓ સંસાર સંબંધી આરંભ સમારંભથી હજુ છૂટી શકતા નથી તેવા ગ્રહસ્થો ધારે તો પોતાના કલ્યાણને માટે ઉક્ત વ્રતાદિકને સર્વથા નહિતો કેટલાક અંશે આદરી પાળી શકે છે, એમ અંશથી આદરવામાં આવતાં ઉક્ત વ્રતો પાંચ અણુવ્રત અથવા સ્થુલ વ્રતના નામથી ઓળખાય છે, તે ઉપરાંત ઉક્ત અણુ વ્રતોને ગુણકારી હોવાથી બીજાં ત્રણ ગુણવ્રત રોજ અભ્યાસરૂપે રોજ કરવા યોગ્ય માટે બીજા ચાર શિક્ષાવ્રત પણ પાળવામાં આવે છે, તે સર્વ મળીને શ્રાવકના બાર વ્રત કહેવાય છે. "સદ્ગુરૂ સમીપે સ્વકર્તવ્ય સંબંધી સારી રીતે સમજ મેળવવા નમ્ર ભાવે શ્રવણ કરે, શ્રવણ કરેલ વિષયનો વિવેકથી વિચાર કરે, અને યથા-

શક્તિ તેને ક્રિયામાં મૂકે, તે પરમાર્થથી શ્રાવક કહેવાય છે, સ્વ-શક્તિ અનુસારે વ્રત પ્રતિજ્ઞા આદરી, તેને પ્રાણની પરે યત્નથી પાળનાર શ્રાવક પવિત્ર જિન આજ્ઞાનો આરાધક થઇને અલ્પકાળમાં ઉત્તમ સામગ્રી યોગે સ્વપુરૂષાર્થ ફોરવી અનુક્રમે શુદ્ધ ચારિત્રના બળે સકળ કર્મનો ક્ષય કરી પરમપદ-મોક્ષનો ભાગી થઇ શકે છે, તો પછી સ્વર્ગાદિક સંબંધી પ્રાસંગિક સુખનું તો કહેવુંજ શું? હવે પ્રથમ અનાદિ મિથ્યાવાસના ( મિથ્યાત્વ ) નો પરિહાર શુભ વાસનારૂપ સમ્યક્ત્વ અંગીકાર કરવાની અત્યંત જરૂર છે.

## ૨ ( સમકિત અથવા સમ્યક્ત્વ. )

જેમણે રાગ દ્વેષ અને મોહ પ્રમુખ સમસ્ત દોષોનું ઉન્મૂલન કરી સકળ અંતરંગ કર્મ મળને ટાળી મહા અતિશય ધારી અરિહંત પદ પ્રાપ્ત કર્યું છે, તે દેવાધિ દેવનેજ આ ભવ સમુદ્રનો પાર પામવા માટે શુદ્ધ દેવ તરીકે માનવા, સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપ અતિ ઉજ્જવળ રત્નત્રયીનું અહોનિશ સેવન કરતા જેઓ નિર્દોષ મોક્ષ માર્ગમાં પોતે પ્રવર્તે છે અને નિસ્પૃહપણે અને યોગ્ય જનોને સહાય આપી તેમાં પ્રવર્તાવે છે, તેવા નિગ્રંથ-સાધુ મુનિરાજ જ આ ભવ સમુદ્રને પોતે તરવાને તેમજ બીજાને તારવા સમર્થ હોવાથી માતા પિતાદિક કરતાં અત્યંત ઉપકારી જાણી સદ્ગુરૂ તરીકે તેમનેજ અવલંબવા યોગ્ય છે, તેવા શુદ્ધ સદ્ગુરૂનુ શરણુ આદરી કઇક ભવ્યાત્માઓ તરી ગયા છે, તિર્થંકર ગણધર પ્રમુખ પ્રમાણિક પુરૂષોએ પ્રરૂપેલ દાન, શીળ, તપ અને ભાવના લક્ષણ અથવા સમ્યગ્દર્શન, જ્ઞાવ અને ચારિત્ર લક્ષણ ધર્મજ ભવ્ય જનોને દુર્ગતિથી બચાવી સદ્ગતિ આપવા સમર્થ છે, એમ સમજી અનન્ય શ્રદ્ધારૂપ શુધ્ધ પ્રેમથી ઉક્ત ધર્મનું આરાધન કરી લઇ સ્વમાનવ ભવ સફળ કરવો એજ પૂર્વ પુણ્ય યોગે પ્રાપ્ત થયેલ સકળ સામગ્રીનું સાર્થકપણું છે, પૂર્વોક્ત શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મ ઉપર અનન્ય પ્રેમ ભક્તિથી અનાદિ મિથ્યા વાસનારૂપ મિથ્યાત્વ નાશ પામે છે, અને શુદ્ધ વાસનારૂપ સમ્યક્ત્વ પ્રકટે છે, સમકિત રૂચિ જીવ સ્વકલ્યાણાર્થે નીચેની ગાથાનુ સદાય રટન કરે છે.

અરિહંતો મહદેવો, જાવજજીવં સુસાહુણો ગુરૂણો;
જિન પન્નત્તં તત્તં, ઈય સમ્મત્તં મએ ગહિયં.

ભાવાર્થ—અરિહંત તેજ મારા દેવ છે, જાવ જીવ શુદ્ધ સાધુ મારા ગુરૂ છે, અને શ્રી જિન પ્રણીત તત્વ તેજ મારો ધર્મ છે, આવું સમ્યક્ત્વ મારે ગ્રહણ છે.

(૧) શુદ્ધ વસ્ત્રાદિક ધારણ કરી શ્રી જિનેશ્વર ભગવાન્‌ને ભેટવા નિયમસર જવું, અને વળી બની શકે ત્યાં સુધી જયણા (જીવ-રક્ષા) પૂર્વક શુદ્ધ જળથી સ્નાન કરી ઉત્તમ દ્રવ્યો (પૂજોપગરણ) મેળવી શ્રી જિનેશ્વર દેવની ત્રિકાળ પૂજા અર્ચા પણ કરવી, જ્યાં નજદિક દેરાસર પ્રમુખનો યોગ ન હોય ત્યાં ઇશાન કોણ તરફ શ્રી સીમંધર પ્રભુ સન્મુખ રહી સ્થિરતા પૂર્વક સ્તુતિ-સ્તોત્ર સહિત ત્રિશાળ ચૈત્યવંદન કરવું, અથવા નવ પદ (સિદ્ધ ચક્ર) પ્રમુખની સ્થાપના સ્થાપી અંતર લક્ષ રાખી નિત્ય નિયમ સાચવવો.

(૨) અખંડ ઉત્તરાસંગ પ્રમુખ પાંચ અભિગમ સાચવી, શ્રી સદ્‌ગુરૂના દર્શન વંદનાર્થે તેમજ બની શકે ત્યાં સુધી ધર્મ દેશના સાંભળવા, વ્રત, પચ્ચખ્ખાણ કરવા, તેમજ સામાયક, પોષધ, પ્રતિ ક્રમણાદિક ધર્મ કરણી નિવૃત્તિથી કરવા નિયમસર જવું અને ત્યાં અતિ આદરપૂર્વક ગુરૂ મુદ્રા સામીજ દ્રષ્ટિ સ્થાપી, ત્રિકથાદિક પ્રમાદ પરિહરિ સંઘ સાધર્મિક સમુદાય સાથે અપૂર્વ જ્ઞાનાદિક ગુણોનો અદ્‌ભૂત લાભ લેવો.

(૩) આપણી ધર્મ-વૃત્તિ સદાય સતેજ રહે, તેમાં ખામી આવવા ન પામે તેટલા માટે સાવધાનપણે નિત્ય નિયમ પાળવા ઉપરાંત પર્વ દિવસો અને કલ્યાણક દિવસોમાં વિશેષે કરીને તીર્થ-યાત્રા પૂજા પર ભાવના યોગે દાન, શીલ, તપ, અને ભાવના પ્રમુખ શુદ્ધ ધર્મની વૃદ્ધિ કરવી; સંઘ-સાધર્મિક જનોની યથાયોગ્ય ભક્તિ કરવી, તેમજ આપણી ધર્મ-કરણીના અંતરંગ હેતુ સમજી લક્ષ રાખી વિધિ સહિત તે પ્રેમપૂર્વક કરવા દિન દિન ખપ કરવો.

(૪) ધર્મ રત્ન પ્રકરણમાં શ્રી શાન્તિ સૂરિજીએ કહેલા અક્ષુ-દ્રતાદિક ઉત્તમ ૨૧ ગુણો આપણામાં સંપૂર્ણ ખીલી નીકળે. ક્ષુદ્રતાદિક

દોષ માત્ર સમૂળગા દૂર થઈ જાય, તેમજ શ્રી હરિભદ્રસૂરિજીએ ધર્મ-બિન્દુ પ્રમુખ ગ્રંથોમાં સ્પષ્ટપણે બતાવેલા માર્ગાનુસારીપણાના ૩૫ લક્ષણો ( સત્ય, પ્રમાણિકતા, નમ્રતા પ્રમુખ ) જેમ આપણામાં સંપૂર્ણ આવી શકે તેમ રાત દિન લક્ષ રાખી સરલ અકુટીલ વ્યવહાર સેવવો.

( ૫ ) પૂર્વાચાર્ય રચિત સમ્યક્ત્વ સિત્તિરીના આધારે મહોપાધ્યાય શ્રીયશોવિજયજીએ કરેલ સમકિતની ૬૭ બોલની સઝ્ઝાય સારી રીતે અર્થ સહિત અવધારી સમકિતને શોભાવનારાં કારણો સદાય સેવવા અને મલીનતા કરનારાં કારણો સદાય તજવા પુરતી કાળજી રાખવી, જેમ જેમ ઉલટભર ખંતથી તેનો અભ્યાસ કરવામાં આવશે તેમ તેમ આત્મામાં સ્વાભાવિક ગુણોની પ્રાપ્તિ થતીજ જશે અને અનુક્રમે ઉત્તમ પાંચ લક્ષણો વાળું શુદ્ધ સમ્યક્ત્વ ઝળહળતું આત્મામાં પ્રકટ થશે.

( ૬ ) ૧ શમ, ૨ સંવેગ ૩ નિર્વેદ ૪ અનુકંપા અને૫ આસ્તિકતા આ પાંચ તેનાં ઉત્તમ લક્ષણ છે, તેનો હમેશ સારી રીતે અભ્યાસ રાખવો, તેમાં પ્રમાદ એટલે ગફલત કરવી નહિ.

૧ શમ એટલે-અપરાધી જીવનું પણ અંતરથી અણહિત નહિં ઇચ્છતાં બની શકે તેટલું તેનું હિતજ થાય, તેમ આપણાં મન, વચન અને કાયાનો સદુપયોગ કરવો અને કરાવવો.

૨ સમવેગ એટલે–દુનિયામાં દેખાતાં દેવતા પ્રમુખનાં સુખ પણ ક્ષણભંગુર જાણી તેમાં સુખને પરિણામે અસાર સમજી તેમાં રતિ કર્યા વગર કેવળ મોક્ષનાં શાશ્વત સુખમાંજ પ્રીતિ જોડવી.

૩ નિર્વેદ એટલે–કર્મવશ સંસારને કેવળ કાળાગ્રહ અથવા નરક સમાન લેખી, પ્રાપ્ત સુખ દુઃખમાં સમભાવ રાખી સંસાર બંધનથી મુક્ત થવા અભિલાષા રાખવી.

૪ અનુકંપા એટલે–દીન દુઃખી અનાથજનોને યથોચિત અન્ન વસ્ત્રાદિકની સહાય કરવારૂપ દ્રવ્ય દયા અને યોગ્ય જીવોને ધર્મના

માર્ગે ચડાવી કાયમ માટે તેમને દુઃખ મુક્ત કરવારૂપ ભાવ દયા સહાય દીલમાં ધારવી. અંતર લક્ષથી કરવામાં આવતી ઉભય દયા, હિતકારીજ છે.

૫ આસ્તિકતા એટલે-સર્વથા રાગ દ્વેષ વર્જિત સર્વજ્ઞ સર્વદર્શી જિનેશ્વર ભગવાને જે જે અમૃત વચન કહ્યાં છે, તે સર્વથા સત્યજ છે, એવી અચળ શ્રદ્ધા અત્યંત આદરથી સેવવી યુક્ત છે

પવિત્ર જિન શાસનને દીપાવનાર, જિન આજ્ઞાને અખંડ ધારનાર અને સમસ્ત ગુણના આધારરૂપ શ્રી તીર્થંકર ભગવાનને પણ માન્ય, શ્રી ચતુર્વિધ સંઘનું પૂર્ણ પ્રેમથી વાત્સલ્ય કરવું, પ્રભુની પવિત્ર આજ્ઞાને પ્રાણની જેમ પાળનાર સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકારૂપ શ્રી સંઘનો જેમ અભ્યુદય થાય તેમ લક્ષ રાખી પ્રવર્ત્તવું.

વળી અનાદિ મિથ્યાત્વ કષાય. પ્રબળ પુરૂષાર્થ વગર ટાળી શકાય નહીં, માટે અનંત દુઃખદાયક તે દોષોને દૂર કરવા સર્વ સામર્થ્ય ફેરવવા ચૂકવું નહીં, અને ચિંતામણી રત્નથી પણ અધિક સુખદાયક સમ્યક્ત્વ પામી તેને પ્રાણની પેરે સાચવવું, પરંતુ મૂર્ખની પેરે તેને પ્રમાદથી ગમાવી દેવું નહીં, કેમકે સમકિત સહિતજ સકળ ધર્મ કરણી-વ્રત નિયમ પ્રમુખ મોક્ષદાયક થઇ શકે છે.

### ૩ શ્રાવક બાર વ્રત સ્વરૂપ.

#### ૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત.

સૂક્ષ્મ અને બાદર, ત્રસ અને સ્થાવર એમ બે પ્રકારનાં પ્રાણીઓ છે, તેમનો અતિપાત એટલે નાશ કરવો તે પ્રાણાતિપાત કહેવાય છે, જીવહિંસા એ તેનું બીજું નામ છે, તે થકી વિરમવું એટલે જીવહિંસાનો ત્યાગ કરવો, એ પ્રથમ વ્રત છે, મુનિરાજ તો તે વ્રત સંપૂર્ણ પાળી શકે માટે તેમનું તે વ્રત મહાવ્રત કહેવાય છે, ત્યારે ગ્રહસ્થ ફકત તેને અંશથીજ પાળી શકે છે માટે તેઅણુવ્રત કહેવાય છે, ગૃહસ્થે નિરપરાધી ત્રસ જીવને સંકલ્પીને વિના કારણે હણવો નહિ એમ સવા વસાની શુદ્ધ રીતે દયા પાળવી.

## ૨ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત (બીજું અણુવ્રત.)

ક્રોધ, માન, માયા, લોભ, ભય કે હાસ્ય યોગે મોહવશ જીવ જૂઠું બોલે છે તેનો સર્વથા ત્યાગ કષાય રહિત મુનિ-મહાત્માજ કરી શકે છે, તેથી તેમનું સત્ય વ્રત મહાવ્રત કહેવાય છે, ગૃહસ્થ-શ્રાવક તે મુજબ સર્વથા સત્ય વ્રત પાળી ન શકે તેથી તેનું વ્રત અણુવ્રત કહેવાય છે, સંસાર વ્યવહારમાં પણ અતિ હાનિકારક એવાં પાંચ મ્હોટા જૂઠાણાનો ત્યાગ કરવો, પરમાર્થ દ્રષ્ટિથી જોતાં તો શુદ્ધ દેવગુરૂની આજ્ઞા વિરૂદ્ધ આપ મતિથી ઉત્સૂત્ર કથન તેમજ ઉત્સૂત્ર (શાસ્ત્ર વિરૂદ્ધ) વર્તન પણ અવશ્ય પરિહરવા યોગ્યજ છે, મુનિ-મહાત્માઓને તો ક્ષણે ક્ષણે તેવા લક્ષની ખાસ જરૂર છે.

## ૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત (ત્રીજું અણુવ્રત.)

અદત્ત એટલે કોઇએ નહિં દીધેલું તેનું આદાન એટલે ગ્રહણ કરવું, મતલબકે પરાઈ વસ્તુ ધણીની રજા વગર પોતાની મેળે લઇ લેવી, એ તેનો સામાન્ય અર્થ છે, ગૃહસ્થ પ્રાય: ઉક્ત અર્થ અનુસારે સ્થૂલપણેજ વ્રત પાળી શકે છે.

### ત્રીજા વ્રતના રક્ષણ માટે

ખાસ લક્ષમાં રાખવા યોગ્ય નીતિના નિયમો.

૧ કોઇનું ખાતર પાડવું નહિ તેમજ બીજા પાસે પડાવવું નહિં.

૨ ચોરાઉમાલ જાણી જોઇને લેવો નહિં તેમજ તેવો સંકેત કરવો નહિં.

૩ કોઇની ખોવાએલી, પડી ગએલી કે વીસરી ગયેલી વસ્તુ છુપાવવી નહિં.

૪ દાણ ચોરી કરવી નહિં, તેમજ તેમ કરવા બીજાને ખોટી શિખામણ દેવી નહિં.

૫ કૂડાં કાટલાં માપાં કરી પર વંચન કરવું કે કરાવવું નહિં.

૬ પારકી થાપણ ઓળવવી નહિં તથા તેમ કરવા કોઈને ખોટી સલાહ આપવી નહિં.

૭ કોઇની લાંચ રૂશ્વત લેવી નહિં, તેમજ લેવરાવવી નહિં.

૮ આપણામાં વિશ્વાસ ભરૂંસો રાખનારનો કદાપિ વિશ્વાસઘાત કરવો નહિં.

૯ માતા, પિતા, પુત્ર, કે કલત્ર ( સ્ત્રિ ) સાથે ઠગાઈ કરવી નહિં.

૧૦ રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ન કરવાનું કામ કરવું નહિં.

૧૧ વ્યાપાર વણજમાં દગો ફટકો કરવો નહિં, સરલ વ્યવહાર રાખવો.

## ૪ સ્વદારા સંતોષ અથવા સ્થૂલ મૈથુન વિરમણ વ્રત

( ચોથું અણુવ્રત. )

દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામ ભોગની તૃષ્ણા તજી સહજ સંતોષ વૃત્તિ ભજવી-વિષય વિકારને વશ નહિં થતાં તેને સ્વવશ કરી લેવા, તે કામ દુષ્કર છતાં મુનિ-મહાત્માઓ તેમાં વિજય મેળવે છે. ઉત્તમ પ્રકારના જ્ઞાન કે જ્ઞાનીના આલંબનથી સાધુ પુરૂષો યથાર્થ બ્રહ્મચર્ય પાળી શકે છે. મન, વચન અને કાયાની ત્રિકરણ શુદ્ધિથી બ્રહ્મચર્ય પાળવું તે અતિ દુષ્કર મહાવ્રત કહેવાય છે, તેમાં મુખ્યપણે સ્વસ્ત્રી શિવાય દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી વિષય ભોગનો યથાયોગ્ય ત્યાગ કરવો પડે છે, અનાદિ વિષય વાસનાનું જોર મંદ પાડવા માટે તેમ કરવું બહુજ જરૂરનું છે, મતલબકે, સ્વદારા સંતોષ યા સ્વપતિ સંતોષ વ્રતથી સ્વસ્ત્રી કે સ્વપતિ શિવાય સ્ત્રી વર્ગને પુરૂષે સ્વમાતા સદ્રશ લેખવો જોઇએ અને સમસ્ત પુરૂષ વર્ગને સ્ત્રિએ સ્વપિતા સમાન લેખવો જોઇએ તેમની સંગાતે કોઇ પણ જાતની કામ ચેષ્ટાથી સદંતર દુર રહેવું જોઇએ, તેમજ મન વચન ને પણ બનતાં સુધી કબજે રાખી નિર્વિકાર રાખવાં જોઇએ, સ્વસ્ત્રિ કે સ્વપતિના સંબંધમાં પણ બની શકે

તેટલી સંતોષ વૃત્તિ રાખી કામ ભોગમાં થતી અતિ આસક્તિ વર્જવી જોઇએ.

૫ સ્થૂલ પરિગ્રહ પ્રમાણ વ્રત ( પાંચમું અણુવ્રત. )

મોહ મમતા જોગે ધન ધાન્યાદિક વિધ વિધ વસ્તુઓનો સંગ્રહ કરી રાખવો, તે બાહ્ય પરિગ્રહ અને મિથ્યાત્વ કષાયાદિક દોષોનું પોષણ કરવુ તે અભ્યંતર પરિગ્રહ જાણવો, તે બંને પ્રકારના પરિગ્રહનો સર્વથા ત્યાગ મુનિ મહાત્મા કરી શકે છે, તે તેમનું કઠણ મહાવ્રત છે, મુનિરાજને બાહ્ય પરિગ્રહની કશી જરૂર રહેતી નથી કેમકે તેમને નિર્દોષ ભિક્ષા વૃત્તિથીજ સંજમ જીવન ગાળવાનું હોય છે, પરંતુ ગૃહસ્થને તો તે વગર ગૃહ વ્યવહારજ ચાલતો નથી તેથી તેની જરૂર પડે છે, પણ જો જરૂર પૂરતા દ્રવ્યથી સંતોષ રાખવામાં ન આવે તો ગૃહસ્થને લોભ વશ મર્યાદા રહિત અનેક પ્રકારના પાપ વ્યવહાર કરવા સહજ પ્રવૃત્તિ થાય છે તેવી પાપ પ્રવૃત્તિનો સંકોચ કરી મર્યાદાસર ન્યાય વૃત્તિથી આજીવિકા ચલાવવા પૂરતાં સાધનમાં સંતોષ રાખવા માટે પરિગ્રહ પ્રમાણરૂપ અણુવ્રતની આવશ્યકતા સિદ્ધ થાય છે.

૬ દિગ્ પરિમણ વ્રત ( પ્રથમ ગુણ વ્રત. )

પૂર્વોક્ત પાંચ અણુવ્રતોને ગુણકારી જે ત્રણ ગુણવ્રત કહ્યાં છે તે માંહેલું પ્રથમ દિગ્ વિરમણ વ્રત સેવન કરવા ઇચ્છનાર ગૃહસ્થે ચાર દિશા ચાર વિદિશા અને ઉર્ધ્વ અધઃ એમ દશે દિશે વ્યાપારાદિ નિમિત્તે જવા આવવાનો અમુક નિયમ બાંધવો જોઇએ, તેનો ચોકસ નિયમ કરી ઉક્ત હદનું ઉલ્લંઘન કરવું નહિં, ( એટલે કે એક દિશાને સંક્ષેપી બીજી દિશાને વધારવી નહિં, એ વિગેરે તેના બધા અતિચાર વર્જવા. )

૭ ભોગોપભોગ વિરમણ વ્રત ( બીજું ગુણ વ્રત. )

ભોજન વિલેપન પ્રમુખ જે વસ્તુ, એકજ વખત ઉપયોગમાં લઇ શકાય, પછી તે નકામી થઇ જાય, તે ભોગ, અને વસ્ત્ર આભૂ-

પણ, સ્ત્રિ, ઘર, પ્રમુખ જે વસ્તુઓ અનેક વખત ઉપયોગમાં લઇ શકાય તે ઉપભોગ કહેવાય છે, તે સંબંધી બની શકે તેટલી મર્યાદા બાંધી વર્તવું તે બીજું ગુણ વ્રત છે.

### ચઉદ નિયમો પાળવા વિષે ટુંક સ્વરૂપ.

૧ સચિત્ત—બીજવાળાં ફળ, ફૂલ અને ધાન્ય પ્રમુખ (અપક્વિપકવ) ખાવાનું પ્રમાણ કરવું.

૨ દ્રવ્ય—જૂદા જૂદા સ્વાદનો અનુભવ થાય તેવા ખાવા પીવાના પદાર્થોનું પ્રમાણ કરવું.

૩ વિગઇ—દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને તળી તાવી (કડાઇ) વિગયોનું બને તેટલું પ્રમાણ કરવું.

૪ ઉપાનહ—પગરખાં તથા મોજાં પ્રમુખ પગે પહેરવાનું બની શકે તેટલું પ્રમાણ કરવું.

૫ તંબોલ—પાન, સોપારી, એલચી, લવીંગ, વીગેરે મુખવાસનું પ્રમાણ કરવું.

૬ વસ્ત્ર—પહેરવા ઓઢવા યોગ્ય વસ્ત્રો ઉપયોગમાં લેવાનું પ્રમાણ કરવું.

૭ કુસુમ—પુષ્પ, ફૂલેલ, અત્તર, પ્રમુખ સુંઘવા યોગ્ય દ્રવ્યોનું પ્રમાણ કરવું.

૮ વાહન—ગાડી, ઘોડા, ઊંટ, વહાણ, રેલવે, પ્રમુખ સ્વારીનું પ્રમાણ કરવું.

૯ શયન—જેના ઉપર બેસી કે સૂઇ શકાય તેવા પાટ, પલંગ, માચા, તળાઇ, ગાદી પ્રમુખનું પ્રમાણ કરવું.

૧૦ વિલેપન—ચંદન, બરાસ, પ્રમુખ શરીરે ચોપડવા યોગ્ય દ્રવ્યોનું પ્રમાણ કરવું.

૧૧ બ્રહ્મચર્ય—મન, વચન, કાયાથી સર્વથા કે દેશથી દિવસે કે રાત્રે પાળવા નિયમ રાખવો.

૧૨ દિશી--દિગ્ વિરમણુ નામના છઠ્ઠા વ્રતમાં કરેલા નિયમનો અત્રે સંક્ષેપ કરવો.

૧૩ સ્નાન--આખા શરીરે સર્વસ્નાન અને હાથ પગની શુદ્ધિ રૂપ દેશસ્નાનનું પ્રમાણુ કરવું.

૧૪ ભક્ત—ભોજ (ખાનપાન.) સંબંધી સુખે નિર્વાહ થાય તેટલું પ્રમાણુ કરવું.

અભ્યાસ યોગે જેમ જેમ સંતોષ વૃત્તિ વધતી જાય તેમ તેમ વસ્તુઓનો સંક્ષેપ કરવો, પંદર કર્માદાન પૈકી બધાનો કે બને તેટલાનો ખાસ ત્યાગ કરવો.

૮ અનર્થ દંડ વિરમણુ વ્રત (ત્રીજુ ગુણ વ્રત.)

જેમાં પોતાનો, પોતાના કુટુંબ પ્રમુખનો સ્વાર્થ-હિત હેતુ સમાયેલો ન હોય તેવા નકામાં અનર્થ કારક પાપ આચરણથી દંડાવું, તે અનર્થ દંડ કહેવાય છે, તેવા અનર્થ દંડથી વિરમવુ, એ સુજ્ઞ સદ્‌ગૃહસ્થોનું ઉચિત કર્તવ્ય છે.

૯ સામાયક વ્રત (પ્રથમ શિક્ષા વ્રત.)

સમભાવ—રાગ દ્વેષનો અભાવ અથવા સર્વ જીવ વર્ગ ઉપર સમાન ભાવવાળી બુદ્ધિનો અનુભવ જેમાં થાય, તેનું નામ પરમાર્થથી સામાયક કહેવાય છે, આવા ઉત્તમ લક્ષપૂર્વક પ્રતિદિન સામાયકનો અભ્યાસ કરવો યોગ્ય છે, શ્રુત સામાયક, સમકિત સામાયક, દેશ વિરતિ સામાયક, અને સર્વવિરતિ સામાયક એમ સામાયક ચાર પ્રકારનાં કહેલાં છે, તેથી ઉત્તરોત્તર અધિકાધિક લાભ સંભવે છે. શ્રુત જ્ઞાનના પ્રભાવથી સ્વપર (જડ ચેતનનું) સ્વરૂપ યથાર્થ સમજી શકાય છે, અને તેથી પરવસ્તુ સાથે લાગેલી પ્રીતિનુ બળ ઓછું થઇ આત્મબળ પ્રકટાવવાની ઇચ્છા વધતી જાય છે, જેથી અસ્થાને જોડેલી ખોટી શ્રદ્ધા દૂર થઇ શુદ્ધ દેવાદિક તત્ત્વમાં રૂચિ પ્રીતિરૂપ શ્રદ્ધા પ્રકટ થાય છે.

એવી રીતે સમ્યગ્જ્ઞાન અને શ્રદ્ધાના પ્રભાવથી, વૈરાગ્ય વૃદ્ધિ પામતાં અનુક્રમે દેશ વિરતિ અને સર્વવિરતિરૂપ સામાયકનો પણ લાભ મળી શકે છે. સર્વવિરતિ સામાયક જીવિત પર્યંતનું હોય છે, અને દેશવિરતિ સામાયક ઓછામાં ઓછું બે ઘડી પ્રમાણનુ હોય છે, મતલબ કે વ્રતધારી શ્રાવકે પ્રતિદિન નિયમસર ઉક્ત સામાયકનું સેવન કરવું જોઇએ.

### ૧૦ દેશા વગાસિક વ્રત (બીજું શિક્ષા વ્રત.)

છઠ્ઠા દિગ્વિરમણ નામના પહેલા ગુણ વ્રતમાં દેશપરદેશ સર્વત્ર ફરવા હરવા માટે રાખેલી વધારે છૂટ આ વ્રતમાં સંક્ષેપી લેવામાં આવે છે, તેમજ બીજા ગુણ વ્રતમાં જણાવવામાં આવેલી ૧૪ નિયમો-ની યાદિયો આ વ્રતમાં યથાર્થ ઉપયોગ કરવામાં આવે છે, અને એવો નિયમ બે ઘડીથી માંડી પ્રહર, દિવસ, માસ કે વર્ષ પર્યંત પણ ધારી શકાય છે, તેમાં ઘણો લાભ રહેલો છે.

હેતુ—જેમ સર્પ કે વિંછીનું ચઢેલું વિષ મંત્ર પ્રમુખના બળ-થી ઉતારી અમુક ભાગમાં આણી દેવામાં આવે છે, તેથી બીજો બધો ભાગ નિર્વિષ બની જાય છે, તેવી રીતે મોકળાં મન, વચન અને કાયાથી થતી અનેક પ્રકારની પાપ ક્રિયાની રાવી આ વ્રતના પ્રભા-વથી રોકી દેવામાં આવે છે, તેથી બહુ ભાગે લાગતી પાપ ક્રિયાનો રોધ થઇ જાય છે, માટે ધર્માર્થી જનોએ ઉક્ત વ્રતનું સેવન કરવુ બહુ જરૂરનું છે.

### ૧૧ પૌષધ વ્રત (ત્રીજું શિક્ષાવ્રત.)

જે શુભ કરણીથી, જ્ઞાન દર્શન અને ચારિત્ર પ્રમુખ આત્માના સ્વાભાવિક ગુણોને પુષ્ટિ મળે તે તે સદ્‌ગુણોની સારી ખીલવણી થાય, તેને તત્ત્વ જ્ઞાની પુરૂષો પૌષધ કહે છે, એવી આત્મ પુષ્ટિ કરવાનું અતિ ઉત્તમ કામ સુસાધુ પુરૂષો સદાય કર્યા કરે છે, તેવી ઉત્તમ કરણી બની શકે તો સદાય કરવી યોગ્ય છે, પરંતુ વ્યવહાર-ની ઉપાધિઓને લીધે ગૃહસ્થોથી સદાય તેમ બની ન શકે એ સુ-સંભવિત હોવાથી દરેક અષ્ટમી ચતુર્દશી પર્વ દિવસે સુશ્રાવકે તે

અવશ્ય કર્તવ્ય છે. દેશથી અને સર્વથી ઉક્ત પોષધ વ્રતના ચ્યાર પ્રકાર કહેલા છે.

૧ દેશથી ( અમુક અંશે ) અને સર્વથી આહાર ( ખાનપાન ) ત્યાગરૂપ પોષધ.

૨ „ „ અને શરીર સત્કાર ( દેહશોભા ) ત્યાગરૂપ „

૩ „ „ અને બ્રહ્મચર્ય ( નિર્મળ શિળ ) પાળવારૂપ „

૪ „ „ અને પાપ વ્યાપાર તજવારૂપ પોષધ „

ઉક્ત ચ્યારે પ્રકારના પોષધ એકી સાથે ઉક્ત પર્વ દિવસે નિયમિત વખતે વિધિપૂર્વક આદરી તેનો અખંડ નિર્વાહ ગમે તેવા વિષય સંયોગોમાં પણ કરવો; એ શ્રાવકનું ત્રીજુ શિક્ષા વ્રત છે.

૧૨ અતિથિ સંવિભાગ વ્રત ( ચોથુ શિક્ષા વ્રત. )

અતિથિ એટલે જેને આત્મ સાધન કરવામાં બીલકુલ આળસ નથી, સદાય સાવધાનપણે સ્વપર હિત સાધવામાંજ જે ઉજમાળ રહે છે, તેવા મહાત્મા મુનિ જનોને નિર્દોષ આહાર પાણી ભક્તિ ભાવથી આપીને પછી પોતે જમવું, તેનું નામ અતિથિ સંવિભાગ કહેવાય છે, ઘણું કરીને એ પ્રમાણે બની શકે તો સદાય એ વ્રત સેવવા યોગ્ય છે, પણ તેમ બની ન શકે એવુ હોય તો પૂર્વોક્ત પોષધ વૃતના પારણે અવશ્ય કર્તવ્ય છે, કદાચ તેવા મહાત્મા મુનિવરનો જોગ ન મળે તો ભોજન કરવા પહેલાં થોડો વખત રાહ જોવી અને જો દૈવયોગે તેવા મહાત્મા મુનિવર આવી ચઢે તો તેમને સદ્ભાવથી નિર્દોષ આહાર પાણી પ્રતિલાભીને, જિનેશ્વર પાસે નૈવેદ્ય ઢોકીને તેમજ સ્વશક્તિ અનુસારે સુશ્રદ્ધાવાન વ્રતધારી શ્રાવકને પણ જમાડી અને દીન દુઃખી જનોને યથોચિત આપી પછી પોતે ભોજન કરવું ઉચિત છે.

## દરેક સુજ્ઞ ભાઇ બ્હેન સુખે આદરી—પાળી શકે એવાં સમકિત સહિત બાર વ્રતની સંક્ષેપ ટીપ.

( સમકિત. )

૧ રાગ દ્વેષાદિક દોષ થકી સપૂર્ણ મુક્ત થયેલા સર્વજ્ઞ સર્વદર્શી અરિહંત પરમાત્માનેજ, શુદ્ધ દેવ માનું, અને જગત્ માત્રને પાવન કરનારા તેમનાં પવિત્ર નામ, સ્થાપના ( પ્રતિમા ) દ્રવ્ય અને ભાવનું સદાય રટણ કરૂં, નિરંતર અમુક વખત ચોખ્ખાઇ રાખી શ્રી જિન મંદિરે જઇ ત્યાં સ્થિર ચિત્ત રાખી પ્રભુના અદ્ભૂત જ્ઞાન. ક્ષમા, ગંભીરતા પ્રમુખ ઉત્તમોત્તમ ગુણ સંભારી મારા આત્મામાં તેવાજ ગુણો પ્રકટાવવા નિમિત્તે પ્રભુનાં દર્શન, પૂજા અને ચૈત્યવંદન કરૂં અથવા નવકાર મંત્રનો સ્થિર ઉપયોગ રાખી ૧૦૮ વાર જાપ કરૂં.

૨ શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞા અનુસારે જ્ઞાન વૈરાગ્ય જાગવાથી સદ્ગુરૂ સમીપે જઇ જેમણે મેરૂ પર્વત જેવા ભારે પાંચ મહાવ્રત ઉચ્ચરેલાં છે, અને મહાવ્રતોને જે રૂડી રીતે ગુરૂમહારાજની આણામાં રહીને પાળે છે, કંચન કામનીથી જે સદાય દૂર રહે છે. જયણાથી સઘળી સંયમ કરણી સાધે છે અને ભવ્ય જનોને સારો બોધ આપી સુધારે છે, તેવા મુનિ મહાત્માનેજ શુદ્ધ ગુરૂ માનું અને પ્રતિદિન જોગ હોય ત્યાં સુધી તેમને શુદ્ધ ભાવથી વંદન કરી તેમનાં વચનામૃતનું પાન કરૂં.

૩ સદ્ગુરૂની અમૃત તુલ્ય વાણી સાંભળી મારી છતી શક્તિ ગોપવ્યા વગર બની શકે તેટલી ગૃહસ્થ યોગ્ય ધર્મ કરણી કરવા નિરંતર ખપ કરૂં, દાન, શીલ, તપ અને ભાવનારૂપ ધર્મની શ્રદ્ધા રાખી યથાશક્તિ તેનો આદર કરૂં, સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ શુદ્ધ ધર્મનો મને યથાર્થ બોધ થાય, તેની યથાર્થ પ્રતીતિ થાય અને અનુક્રમે તેની પ્રકટ પ્રાપ્તિ થાય, તેવા લક્ષથી સદ્ગુરૂની આજ્ઞાને આધીન રહી તેમણે આત્મ-કલ્યાણાર્થે આપેલી રૂડી શિખામણને ધ્યાનમાં રાખી કાળજીથી અનુસરૂં, પ્રમાદવશ-

પણાથી તેમાં ભૂલ પડે તો ગુરૂમહારાજને નિષ્કપટપણે નિવેદન કરી, ક્ષમા માગી, ફરી તેવી ભૂલ ન કરવા વિશેષે કાળજી રાખું, તેમની પવિત્ર આજ્ઞાનુસાર પ્રતિવર્ષ શ્રી શત્રુંજયાદિક તીર્થની યાત્રાદિક કરૂં, અને આશાતનાદિક દોષને ટાળી, દેવગુરૂ સંઘ-સાધર્મિકની ભક્તિનો બની શકે તેટલો લાભ લઉં, અને વ્રત-પચ્ચખ્ખાણનો ભાવ રાખું.

૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત (પહેલું અણુ વ્રત.)

૧ મરણાદિક મહા ભયથી પ્રકટપણે કંપતા ત્રાસ પામતા કોઇ પણ નિરપરાધી જીવને કંઇ પણ પ્રબળ કારણ વગર તેના પ્રાણ નીકળી જાય તેમ જાણી બુઝીને મારાં મન, વચન અને કાયાથી હું જાતે હણું નહિં તેમ જે અન્યકને હણાવું નહિ.

૨ માસ, દારૂ, શિકાર, મધ, માખણ, રાત્રી ભોજન પ્રમુખ અભક્ષ્ય અને ડુંગળી, લસણ, ગાજર બટાટા પ્રમુખ જમીન કંદ વિગેરે અનંત કાય ભક્ષણ કરવાનો ત્યાગ કરૂં છું.

૨ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત (બીજું અણુ વ્રત.)

આ વ્રતમાં કન્યાદિક વિગેરે પાંચ મ્હોટા જૂઠાણાનો સદાય ત્યાગ કરૂં છું અને જિન વચનથી વિપરીત જાણતાં થકાં બોલવાનો ત્યાગ કરૂં છુ

૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત (ત્રીજું અણુ વ્રત.)

આ વ્રતમાં કોઈ પણ પ્રકારની ચોરી. વિશ્વાસઘાત, દાણ ચોરી ખોટી લેવડ દેવડ, દગાખોર ભેળસેળ, વિગરે ધર્મને કલંક લાગે તેવું કાંઇ પણ અપ્રમાણિક વર્તન કરૂ નહિં.

૪ સ્વદારા સંતોષ અથવા સ્થૂલ મૈથુન વિરમણ વ્રત

(ચોથું અણુ વ્રત.)

૧ સ્વસ્ત્રી કે સ્વપતિ સિવાય દેવ મનુષ્ય કે તિર્યંચ સંબધી વિષયભોગનો સર્વથા ત્યાગ કરૂં છું.

## ૫ પરિગ્રહ પ્રમાણ વ્રત (પાંચમું અણુ વ્રત.)

ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, સોનું, રૂપું, અન્ય ધાસ્તુ, દાસ, દાસી અને ગાય, બેલ, હાથી ઘોડા પ્રમુખ ચતુષ્પદ એમ નવ પ્રકારના બાહ્ય પરિગ્રહનું જૂદું જૂદું પ્રમાણ બાંધું છું, તેમ બની ન શકે તો તેમનું સમુચ્ચયે અમુક ચોકસ પ્રમાણ કરી તેથી અધિક દ્રવ્યની પ્રાપ્તિ થતાં તત્કાળ તેનો સદુપયોગ પરમાર્થ માર્ગે કરૂં, પરંતુ પ્રમાણથી અધિક થયેલું દ્રવ્ય દેખી સ્વનિયમ બગાડું નહિં.

## ૬ દિગ્પ્રમાણ વ્રત (પહેલું ગુણ વ્રત.)

ચાર દિશા, ચાર વિદિશા તેમજ ઉંચે અને નીચે એમ દશે દિશામાં સ્વાર્થવશ વ્યાપારાદિક કારણે જવા આવવા માટે અમુક મર્યાદા બાંધવી, કેવળ પરમાર્થ દાવે ગમે તેટલે દૂર જવા આવવાની જયણા રાખી શકાય.

## ૭ ભોગોપભોગ વિરમણ વ્રત (બીજું ગુણ વ્રત.)

એકજવાર ભોગવ્યા બાદ નિર્માલ્ય થઇ જાય, એવા પુષ્પ, ભોજન, પ્રમુખ ભોગમાં લેખાય છે; અને વારંવાર જેનો ઉપયોગ કરી શકાય તે સ્ત્રિ, મહેલ પ્રમુખ ઉપભોગમાં ગણાય છે, તે ભોગ તથા ઉપભોગ વસ્તુઓનું પૂર્વોક્ત ચૌદ નિયમાનુસારે પ્રમાણ કરૂં છું, સંક્ષેપું છું. અને એ રીતે સંતોષ વૃત્તિમાં વધારો કરી, પંદર કર્માદાનના મહા પાપ વ્યાપારનો પણ ત્યાગ કરૂં છું.

## ૮ અનર્થ દંડ વિરમણ વ્રત (ત્રીજું ગુણ વ્રત.)

જેમાં પોતાનો કે પોતાના સ્વજન કુંટુબાદિકનો નિકટ સ્વાર્થ ન હોય, તેવી નકામી બાબતમાં નાહક પોતાના મન, વચન કાયા અને ધનનો ગેરઉપયોગ કરવો તે અનર્થ દંડ છે એમ સમજી આતસબાજી, વેશ્યાનો નાચ, નાટક ચેટક તેમજ લોક રંજનાર્થેજ કરવામાં આવતા બીજા અનેક વગર જરૂરના ઉડાઉ કાર્યોની નિવૃત્તિ, સ્વદ્રવ્યાદિકનો જેમ બને તેમ સદુઉપયોગજ કરવો યુક્ત છે, વળી જુ-

ગાર પ્રમુખ દુર્વ્યસનો વિકથાદિક પ્રમાદ, અને શસ્ત્રાદિકનો દુરૂપયોગ પણ વર્જ્ય છે, ટુંકમાં જેથી પરિણામ મલીન થાય તેવા આચાર વિચાર તજવાનો ઉપયોગ રાખું.

૯ સામાયક વ્રત (પ્રથમ શિક્ષા વ્રત.)

પ્રતિદિન નિયમસર એક કે વધારે વખત મન, વચન, કાયાનો દુષ્ટ વ્યાપાર સંવરીને રાગ દ્વેષાદિક વિકાર દૂર કરી, સમભાવની વૃદ્ધિ થાય તેવા શુભ જ્ઞાન ધ્યાન પ્રમુખ ઉત્તમ આલંબન સેવવારૂપ બે ઘડીનું સામાયિક શાંતપણે સ્થિરતાથી સદ્ગુરૂ સમક્ષ કરૂં,

૧૦ દેશાવગાશિક વ્રત (બીજું શિક્ષા વ્રત.)

છઠ્ઠા દિગ્ પ્રમાણ વ્રતમાં રાખેલી મોકળાશતો અત્રે યથાશક્તિ સંક્ષેપ કરૂં છું તેમજ પૂર્વોક્ત ચૌદ નિયમોને પણ વિશેષ પ્રકારે ધારણ કરૂ.

૧૧ પોષધ વ્રત (ત્રીજું શિક્ષા વ્રત)

દરેક આઠમ ચૌદશ પ્રમુખ પર્વ દિવસે પૂર્વોક્ત ચારે પ્રકારનો પોષધ ચાર કે આઠ પ્રહર પર્યંત અંગીકાર કરી પ્રમાદ રહિત તેનું આરાધન કરૂં વિકથાદિક પ્રમાદ વડે તેનું વિરાધન કરૂં નહિં.

૧૨ અતિથિ સંવિભાગ વ્રત (ચોથું શિક્ષા વ્રત.)

તિથિવાર, પ્રમુખની દરકાર રાખ્યા વગર નિદ્રા પ્રમાદ રહિત આત્મ સાધનમાંજ ઉજમાલ મુનિજનો અતિથિ કહેવાય છે, તેવા મહાત્મા સાધુ જનોને સ્વકુટુંબાદિક નિમિત્તે કરેલ નિર્દોષ પ્રાશુક આહાર પાણી હર હમેશ કે છેવટ પોષધ વ્રતને પારણે શુદ્ધ ભક્તિ ભાવથી કેવળ કલ્યાણાર્થે વહોરાવી પછી પોતે જમવાનો ઉપયોગ બનતા સુધી રાખું.

પંચાચાર પાલન ટુંક સ્વરૂપ.

**૧ જ્ઞાનાચાર:**— ૧ જે જે ધર્મશાસ્ત્ર ભણવાં ગણવાં, તે બધા અકાળ વેળા (દરેક સંધ્યા વખત, મધ્યાન્હ સમય

તથા મધ્ય રાત્રી સમય ) વર્જી યોગ્ય અવસરેજ ભણવાં ગણવાં.

૨ ધર્મગુરૂ અને વિદ્યાગુરૂનો ઉચિત વિનય સાચવીનેજ ભણવું ગણવું.

૩ જ્ઞાન-જ્ઞાનીનો યોગ્ય સત્કાર કરી શુદ્ધ પ્રેમભાવથી ભણવું ગણવું.

૪ શાસ્ત્ર ભણવા માટે યોગ્યતા મેળવવા સારૂ યોગ-ઉપધાન કરીને તેનું પઠન પાઠન કરવું.

૫ જેમની પાસેથી આપણને જ્ઞાનનો લાભ થયો હોય તેનું નામ કોઇ પૂછે તો તરત જાહેર કરવું. પરંતુ ભય કે લજ્જાદિક કલ્પિત કારણોથી તે છુપાવવું નહિં કે બીજું ભલતુંજ કહેવું નહિ.

૬ જે શાસ્ત્ર ભણવુ તે અક્ષર કાના માત્રે અન્યૂનાધિક ભણવું ગણવું.

૭ તે શાસ્ત્રના અર્થ શુદ્ધ રીતે ગુરૂમહારાજ પાસે ધારી લઇને ભણવા ગણવા.

૮ તે શાસ્ત્રનું મૂળ તથા તેના અર્થ શુદ્ધ ગુરૂગમે ધારી પક્કા કરી લેવા પણ આપમત્યા થઇ, ગુરૂનો અનાદર કરીને સ્વચ્છંદીપણે અભિમાનથી કે મદથી, જિનાગમ કે અવર કોઇ પણ જ્ઞાનાભ્યાસ કરનારને યથાર્થ જ્ઞાન થવું તો દૂર રહ્યું, પણ ઉલટું જ્ઞાનાવરણીય કર્મનો ગાઢ બંધ થવાનો સંભવ છે; માટે ગુરૂગમ વિના સર્વ અભ્યાસ જાર પુરૂષથી રહેલ સ્રીના ગર્ભ સમાન છે.

૨ દર્શનાચાર:— ૧ સર્વથા રાગદ્વેષાદિક દોષ વર્જિત સર્વજ્ઞ વીતરાગનાં વચન સંપૂર્ણ સાચાંજ માનવાં.

૨ ઉક્ત સર્વજ્ઞ પરમાત્માના પવિત્ર શાસનનાજ રસિક થાવું. બીજા અન્ય મતની ઇચ્છા કરવીજ નહિં.

૩ સર્વજ્ઞ ભગવાને ભાખેલા દાનાદિક ધર્મના ફળનો સંદેહ કરવોજ નહિં.

૪ અન્ય મતના કષ્ટ, મંત્ર, ચમત્કાર કે પૂજા પ્રભાવના દેખી મૂઢદ્રષ્ટિ બનવું નહિં.

૫ સમ્યગ્દ્રષ્ટિ જનોની શુભ કરણી દેખી તેનું અનુમોદન કરવું ( પ્રશંસા કરી તેને પુષ્ટિ આપવી )

૬ સીદાતા સાધર્મી જનોને હરેક રીતે ટેકો આપી ધર્મમાં સ્થિર કરવા.

૭ સાધર્મી બંધુઓની ઉમદા ભાવથી સેવા ભક્તિરૂપ " સાહમ્મી વચ્છલ " કરવું.

૮ પવિત્ર જિનશાસનની જાહોજલાલી વધે તેવાં સત્કાર્યો સમજ મેળવીને કરવાં. તેમાં પણ સદ્ગુરૂગમ અભ્યાસ કરનારા સદાચારી શ્રદ્ધાળુ વિદ્યાર્થીઓ જેઓ નિરંતર જિનાજ્ઞાનુસાર સામાઇકાદિ વ્રત વિનયપૂર્વક જ્ઞાનાભ્યાસના પરમ અર્થી હોય તેવા જ્ઞાની તથા જ્ઞાનાર્થીઓને અનેક રીતે તન મન ધનથી સાહુજ કરવી.

૩ ચારિત્રાચાર:— પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિને સમ્યક્ પ્રકારે સંપૂર્ણ જિન વચનાનુસાર પાળવાનો ખપ કરૂં.

૪ તપાચાર:— અન્તરંગ તથા બાહ્ય એમ બાર પ્રકારનાં ઇચ્છા નિરોધરૂપ તપને યથાવસરે યથાશક્તિ કરવાનો આદર રાખું.

૫ વીર્યાચાર:— ૧ ધર્મ કામમાં પોતાનાં મન, વચન અને કાયાના છતાં બળ-વીર્યને ગોપવ્યા વગર યથાશક્તિ તેનો સદુપયોગ કરૂં. મતલબ કે સાધુ સાધ્વીએ સ્વસંયમ કરણી, પાંચ મહાવ્રતનું પાલન, પાંચે ઇંદ્રિયોનું દમન, ચાર કષાયનું જીપન, અને મન, વચન કાયાની શુદ્ધિ કરવામાં પોતાનું છતું

બળ-વીર્ય ગોપવવું નહિ. તેનો કોઇ રીતે ગેર-ઉપયોગ નહિં કરતાં સદાય સદુપયોગ કરવાજ લક્ષ રાખવું. તેમજ શ્રાવક શ્રાવિકાએ પણ સ્વ-ગૃહસ્થ ધર્મનું આરાધન કરવા સદ્દગુરૂનાં અમૃત-વચનનું આદર સહિત શ્રવણ કરી, સ્વશક્તિ અનુસારે પોતાનાં તન, મન, વચન અને ધનનો સદુપયોગ કરી લેવા ચુકવું નહિ. પોતાની છતી શક્તિનો જે સદુપયોગ થાય તેજ સાર્થક, બાકી જે તેનો ગેરઉપયોગ થાય તે તો સંસાર વૃદ્ધિ માટેજ સમજવો.

## ૬ શ્રાવક યોગ્ય અગીયાર પડિમાનું ટુંક સ્વરૂપ.

૧૧ પ્રતિમાનાં નામ તથા ટુંક શબ્દાર્થ યુક્ત ખુલાસો:—

૧ દર્શન (સમકિત) પ્રતિમા, ૨ વ્રત પ્રતિમા, ૩ સામાયક પ્રતિમા, ૪ પોષધ પ્રતિમા, ૫ કાયોત્સર્ગ પ્રતિમા, (અભિગ્રહ વિશેષરૂપ) ૬ મૈથુન વર્જન પ્રતિમા, ૭ સચિત્ત વર્જન પ્રતિમા, ૮ સ્વયં આરંભ વર્જન પ્રતિમા, ૯ પ્રેષ્ય (અન્ય સેવકાદિક પાસે પણ) આરંભ વર્જન પ્રતિમા, ૧૦ પોતાને નિમિત્તે કરેલું ભોજન-અશનાદિક વર્જન પ્રતિમા, ૧૧ શ્રમણ ભૂત-મુનિવત્ વર્તન-પ્રતિમા. પ્રતિમા શબ્દથી અમુક અભિગ્રહ યા નિયમ વિશેષ જાણવો. હવે દરેક પ્રતિમાનું અનુક્રમે કંઇક વિસ્તારથી કથન કરવામાં આવે છે. ઉક્ત દરેક પ્રતિમાનું કાળ માન તેની સંખ્યા પ્રમાણ જેટલા માસનું છે, (એટલે કે પહેલી પ્રતિમા એક માસની બીજી બે માસની ત્રીજી ત્રણ માસની એમ અનુક્રમે અગીયારમી ૧૧ માસની સમજવી.)

૧ દર્શન પ્રતિમા—શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકતા ગુણ સહિત તથા કદાગ્રહ અને શંકાદિક શલ્યથી સર્વથા રહિત નિર્દોષ સમકિતને યથાસ્થિત પાળવામાં આવે તે પહેલી દર્શન પ્રતિમા કહેવાય છે.

૨ વ્રત પ્રતિમા—શ્રાવક યોગ્ય પાંચ અણુવ્રત તેમજ ત્રણ ગુણ-વ્રત અને ચાર શિક્ષા વ્રતને કંઇ પણ અતિચાર પ્રમુખ દૂષણ લગાડયા વગર બે માસ પર્યંત પ્રથમ પડિમામાં જણાવેલા નિર્દોષ સમકિત ગુણ સહિત સેવવાં તે બીજી વ્રત પ્રતિમા જાણવી

૩ સામાયક પ્રતિમા—મન, વચન અને કાયા સંબંધી પાપવ્યાપારને વર્જી નિષ્પાપ નિર્દોષ વ્યાપારને સેવવારૂપ સામાયક પ્રતિદિન ઉભય કાળ અતિચારાદિક દૂષણ રહિત ત્રણ માસ પર્યંત કરવામાં આવે તે ત્રીજી સામાયક પ્રતિમા જાણવી.

૪ પોષધ પ્રતિમા—દરેક અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વ દિવસે સર્વથા આહાર ત્યાગ, શરીર સત્કાર ત્યાગ, મૈથુન ત્યાગ અને પાપ વ્યાપાર ત્યાગ એમ ચારે પ્રકારને પોષધ, અતિચાર દૂષણ રહિત ચાર માસ પર્યંત પાળવામાં આવે તે ચોથી પોષધ પ્રતિમા છે.

૫ કાયોત્સર્ગ પ્રતિમા—પૂર્વોક્ત પ્રતિમાઓમાં દર્શાવ્યા મુજબ સમ્યક્ત્વ અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષા વ્રત યુક્ત છતો, સ્થિર, સત્યવંત અને સુનિપુણ શ્રાવક દરેક અષ્ટમી અને ચતુર્દશીના દિવસે પોષધ ગ્રહી રાત્રીભર શુન્ય ગ્રહાદિકમાં કાઉસ્સગ્ગ ( કાયોત્સર્ગ ) મુદ્રાએ સ્થિત રહે ઉપસર્ગ પરિસહાદિકથી ડરે નહિં, નિશ્ચળ રહે.

૬ બ્રહ્મચર્ય પ્રતિમા—શ્રંગાર કથા, સ્નાન વિલેપન પ્રમુખ વિભૂષા સંબંધી ઉત્કર્ષ અને સ્ત્રી કથા ( સ્ત્રી સંબંધી અથવા સ્ત્રી સાથે એકાન્તમાં સરાગ વાર્તાલાપ ) નો ત્યાગ કરતો છતો શ્રાવક એક અબ્રહ્મ સેવાનો છ માસ પર્યંત સર્વથા ત્યાગ કરે તે છઠ્ઠી બ્રહ્મચર્ય પ્રતિમા જાણવી.

૭ સચિત્ત ત્યાગ પ્રતિમા—સાત માસ સુધી સચિત્ત ભોજનનો સર્વથા ત્યાગ કરે. તેમજ પૂર્વોક્ત પાછલી પ્રતિમાઓમાં સેવન કરવા યોગ્ય સર્વ અનુષ્ઠાનનું પણ સાથેજ સેવન કરે તે સાતમી પ્રતિમા જાણવી.

૮ સ્વયં આરંભ વર્જન પ્રતિમા—આઠ મહિના સુધી પોતે જાતે કોઇ પ્રકારના પાપ આરંભ કરે નહિ તે આઠમી પ્રતિમા જાણવી.

૯ અન્ય ( પ્રેષ્ય ) આરંભ વર્જન પ્રતિમા—નવ માસ સુધી અન્ય દાસ પ્રમુખ પાસે પણ પાપારંભ ન કરાવવારૂપ નવમી પ્રતિમા જાણવી.

૧૦ સ્વનિમિત્ત અશનાદિ વર્જન પ્રતિમા—દશ માસ પર્યંત પોતાના નિમિત્તે કરેલું ભોજન પણ ગ્રહણ કરાય નહી. વળી તેમાં કોઇક તો ખુર મુંડન કરાવે અથવા તો કોઈ શિખા ચોટલી ધારણ કરે, પૂર્વ પ્રતિમાઓની સર્વ મર્યાદા સાથેજ પાળે તે દશમી પ્રતિમા.

૧૧ શ્રમણભૂત વર્તન પ્રતિમા—ખુર મુંડન અથવા કેશ લુંચન કરવા વડે, રજો હરણ અને પાત્રાં પ્રમુખ સાધુ યોગ્ય સર્વ ઉપકરણો ગ્રહણ કરી ઉત્કૃષ્ટ અગીયાર માસ પર્યંત સાધુ–મુનિરાજની પેરે વિચરે તે અગીયારમી પ્રતિમા જાણવી.

[ મતાંતર—ઉક્ત પ્રતિમાઓ પૈકી પહેલાની ૪ શિવાય બીજી પ્રતિમાઓ આશ્રી શ્રી આવશ્યક ચુર્ણિમાં આવો લેખ છે કેઃ—

પાંચ માસ પર્યંત રાત્રી ભોજનનો પરિત્યાગ કરવો. તે પાંચમી પ્રતિમા.

સચિત્ત આહાર પરિત્યાગરૂપ છઠ્ઠી.

દિવસે બ્રહ્મચર્ય પાળવું અને રાત્રે તેનું પ્રમાણ કરવારૂપ સાતમી.

રાત દિવસ સર્વથા બ્રહ્મચર્યને દ્રવ્ય સ્નાન ત્યાગ. કેશ નખ રોમ પ્રમુખ સમારવા સંબંધી ઉપેક્ષારૂપ આઠમી.

સ્વયં આરંભ પરિત્યાગરૂપ નવમી.

પ્રેષ્ય ( દાસ પ્રમુખ પાસે પણ ) આરંભ વર્જનરૂપ દશમી.

ઉદ્દિષ્ટ ભક્ત ( પોતાના નિમિત્તે કરેલ ભોજન ) વર્જનરૂપ શ્રમણ-ભૂત પ્રતિમા અગીઆરમી.

એવી રીતે મતાંતર જાણવો. ]

આ પડિમાઓનું વહન તથા બીજા અભિગ્રહ, નિયમાદિકનો અભ્યાસ તુલનારૂપે જરૂર કરવા યોગ્ય છે, કાયર માણસનેજ બધું

કઠણ લાગે છે, પુરૂષાર્થી જનોને તે તેવું કઠણ લાગતું નથી, તે તો શકય સત્કાર્યમાં સદા ઉજમાળજ રહે છે, અને તેને ખંતથી આરાધી અનુક્રમે અખંડ આનંદ મેળવે છે.

## ૭ શ્રાવકના એકવીશ ગુણોનું વર્ણન.

આ ભયંકર અને પારાવાર સંસાર ભ્રમણમાં ભમતાં થકા જીવને મનુષ્ય જન્માદિ ઉત્તમ સામગ્રી મળવી અતિ દુર્લભ છે, કદાચ તે મળે તોપણ શુદ્ધ ધર્મની યોગ્યતા પ્રાપ્ત થવી બહુજ મુશ્કેલ છે, તો પછી શુદ્ધ ધર્મની પ્રાપ્તિની દુર્લભતાનું તો કહેવુંજ શું ? માટે જ્ઞાની મહારાજ ધર્મની યોગ્યતા પામવાના શ્રાવકના એકવીશ ઉત્તમ લક્ષણરૂપ એકવીશ ગુણોનું કંઈક ટુંક સ્વરૂપ બતાવે છેઃ—

## ૨૧ ગુણોનાં નામ તથા અર્થ.

૧ ક્ષુદ્ર નહિં—અક્ષુદ્ર ગંભીર આશયવાળો, સૂક્ષ્મ રીતે વસ્તુ તત્ત્વનો વિચાર કરવાને શકિત ધરાવનાર સમર્થ જીવ વિશેષ ધર્મ રત્નને પામી શકે.

૨ રૂપનિધિ—પ્રશસ્ત રૂપવાળો, પાંચે ઈંદ્રિયો જેને સ્પષ્ટ રીતે પ્રાપ્ત થયેલ છે એવો, અર્થાત્ શરીર સંબંધી સુંદર આકૃતિને ધારનાર આત્મા.

૩ સૌમ્ય—સ્વભાવેજ પાપ દોષ રહિત, શીતળ સ્વભાવવાન્ આત્મા.

૪ જન પ્રિય—સદાચારને સેવનાર લોકપ્રિય આત્મા.

૫ ક્રૂર નહિં—ક્રૂરતા યા નિષ્ઠૂરતા વડે જેનું મન મલીન થતું નથી એવો અકિલષ્ટ યાને પ્રસન્ન ચિત્ત યુકત શાંત આત્મા.

૬ ભીરૂ—આ લોક સંબંધી તથા પરલોક સંબંધી અપાયથી ડરવાવાળો અર્થાત્ અપવાદ ભીરૂ તેમજ પાપ ભીરૂ હોવાથી બધી રીતે સંભાળીને ચાલનાર, ઉભયલોક વિરૂદ્ધ કાર્યનો અવશ્ય પરિહાર કરનાર આત્મા.

૭ અશઠ—છળ પ્રપંચ વડે પરને પાસમાં નાંખવાથી દૂર રહેનાર.

૮ સુદખિન્ન—શુભ દાક્ષિણ્યવંત, ઉચિત પ્રાર્થનાનો ભંગ નહિં કરવાવાળો, સમય ઉચિત વર્તી સામાનું દિલ પ્રસન્ન કરનાર.

૯ લજ્જાલુઓ—લજ્જાશીલ, અકાર્ય વર્જી સત્કાર્યમાં સહેજે જોડાઈ શકે એવો મર્યાદાશીલ પુરૂષ.

૧૦ દયાલુઓ—સર્વ કોઇ પ્રાણી વર્ગ ઉપર અનુકંપા રાખનાર.

૧૧ સોમદિઠિ મજ્ઝથ—રાગદ્વેષ રહિત નિષ્પક્ષપાતપણે વસ્તુ તત્ત્વને યથાર્થ રીતે ઓળખી મધ્યસ્થતાથી દોષને દૂર કરનાર.

૧૨ ગુણરાગી—સદ્ગુણીનોજ પક્ષ કરનાર, ગુણનોજ પક્ષ લેનાર.

૧૩ સત્કથ—એકાંત હિતકારી એવી ધર્મ કથા જેને પ્રિય છે એવો.

૧૪ સુપખ્ખ—સુશીલ અને સાનુ કુળ છે કુટુંબ જેનું એવો સુભાગ્યવંત.

૧૫ દીર્ઘદર્શી-પ્રથમથી સારી રીતે વિચાર કરીને પરિણામે જેમાં લાભ સમાયો હોય એવાં શુભ કાર્યનેજ કરવાવાળો.

૧૬ વિશેષજ્ઞ—પક્ષપાત રહિતપણે ગુણ દોષ, હિત અહિત, કાર્ય અકાર્ય, ઉચિત અનુચિત, ભક્ષ્ય અભક્ષ્ય, પેય અપેય, ગમ્ય અગમ્ય વિગેરે વિશેષ વાતનો જાણ.

૧૭ વૃદ્ધાનુગત-પરિપકવ બુદ્ધિવાળા અનુભવી પુરૂષોને અનુસરી ચાલનાર, નહિં કે જેમ આવ્યું તેમ ઉચ્છૃંખલપણે ઇચ્છા મુજબ કામ કરનાર.

૧૮ વિનયવંત—ગુણાધિકનું ઉચિત ગૌરવ સાચવનાર સુવિનીત.

૧૯ કૃતજ્ઞણ—બીજાએ કરેલા ગુણને કદાપિ નહિ વિસરી જનાર.

૨૦ પરહિતકારી—સ્વતઃ સ્વાર્થ વિના પરોપકાર કરવામાં તત્પર, દાક્ષિણ્યતાવંત તો જ્યારે તેને કોઇ પ્રેરણા અથવા

પ્રાર્થના કરે ત્યારે પરોપકાર કરે, અને આતો પોતાના આત્માનીજ પ્રેરણાથી સ્વકર્તવ્ય સમજીનેજ કોઇની કંઇ પણ અપેક્ષા રાખ્યા વિનાજ પરોપકાર કર્યા કરે, એવા ઉત્તમ સ્વભાવને સ્વાભાવિક રીતે ધારનાર ભવ્યાત્મા.

૨૧ લબ્ધ લક્ષ—કોઇ પણ કાર્યને સુખે સાધી શકે એવો કાર્યદક્ષ.

## ૮ પાંચ આશય સ્વરૂપ.

અજ્ઞાન ક્રિયાનું તથા મલીન ચિત્તની કરણીનું ફળ શૂન્ય કે વિપરીત આવે છે તે દેખાડે છે.

જ્ઞાન વિના જે જીવ કેવળ ક્રિયા રૂચિ છે તેમાં ઘણા દોષની ઉત્પત્તિ છે, તે અજ્ઞાન ક્રિયાથી કર્મબંધ થાય છે, પણ સમતાનું સુખ જેમાં પરભાવની ઇહા નહિ, એવો જે સંતોષ તે અજ્ઞાનીને થતો નથી, લોકની દેખાદેખીએ ગતાનુગત ક્રિયા કરે, શુદ્ધ અધ્યવસાય વિના મલીન ચિત્તે કે શૂન્યપણે જે ક્રિયા અજ્ઞાની કરે તેને ભવ ઇચ્છાના જોરે બહૂલ કર્માપણાને લીધે સમ્યગ્‌જ્ઞાન વિનાની ક્રિયા માન કે પુદ્‌ગલિક સુખની વાંછારૂપ સંસાર પરિભ્રમણ ફળ છે, કામકુંભકે ચિંતામણી રત્ન અને કલ્પવૃક્ષથી પણ અત્યંત અધિક એવો મોક્ષ સુખ દાતા ધર્મ છે, તેનું ફળ અજ્ઞાની જીવો તુચ્છ યશ, માન, સ્વર્ગાદિક ફળ બતાવે છે તેથી તેને કેવળ જનરંજન નાટકકાર કે ભવાઇયા સરખું ફળ થાય છે, પણ મોક્ષ ફળને અર્થે ભવવાસી અજ્ઞાનીની ક્રિયા ન થાય, માટે ઉત્તમ જીવોએ નિર્મળપણે શુભ આશયથી શુદ્ધ ક્રિયા રસિકપણે કરવી; ક્રિયામાં શુભ આશય પાંચ કહ્યા છે, તે આ પ્રમાણેઃ—

૧ પ્રણિધી એટલે પ્રણિધાન સ્નેહયુક્ત હિણા જીવો ઉપર કરૂણા લાવવી, પણ દ્વેષ ન કરવો.

૨ પ્રવૃત્તિ એટલે કરવા માંડેલા કાર્યમાં સ્થિર ચિત્ત રાખવું, પણ તેને અવગણીને બીજી ક્રિયામાં મન કરીને પેલીને અધુરી મુક-

વી, વળી બીજી લીધી તે પણ અધુરી મુકી ઇત્યાદિ ચપળતાનો ત્યાગ કરવો તે.

૩ વિઘ્નજય એટલે ધર્મમાં ત્રણ પ્રકારનાં વિઘ્નો નડે છે. ૧ જઘન્ય વિઘ્ન, તે અતિ ટાઢ કે તડકો વિગેરે. ૨ મધ્યમ વિઘ્ન, તે રોગાદિક શરીરે બાહ્ય વ્યાધિ. ૩ ઉત્કૃષ્ટ વિઘ્ન. તે મિથ્યાત્વના ઉદયરૂપ અંતરંગ વ્યાધિ; આ અંતરાયોના ઉપાય અનુક્રમે કહેલ છે કે શીત તાપાદિક વિઘ્ન અશન સ્થિર કરવાથી ટળે છે, અને શુદ્ધ આહાર પ્રાણીના નિયમથી શારીરિક વ્યાધિ મટે છે, જેમ લંઘનથી તાવ જાય છે, તેમ કરે, અને સદ્‌ગુરૂગમ્ય દ્રઢ ચિત્તે જ્ઞાનાભ્યાસ નિરંતર વિનયપૂર્વક કરવાથી મિથ્યાત્વની પ્રબળ વ્યાધિ જે સર્વ વિઘ્નોનું મૂળ છે તે ટળે છે, માટે વિઘ્નજયવંત ક્રિયામાં થવું જોઇએ.

૪ સિદ્ધ નામાશય, તે અધિક ગુણવંતનો વિનય કરવો, મધ્યમ ગુણી ઉપર ઉપકાર કરવો અને હીણા ઉપર કરૂણા કરવી.

૫ વિનિયોગ આશય, તે અન્ય યોગ્ય જીવોને ધર્મને વિષે જોડવા, જેથી ભવાન્તમાં શુદ્ધ ધર્મ પરંપરા ત્રૂટે નહિ; એ રીતે પાંચ આશય શુદ્ધ થવા માટે ગુરૂગમ્ય યથાર્થ જ્ઞાનનો ઘણો ખપ કરવો જોઇએ. હવે પ્રભુની સ્તવના નિર્મળ ચિત્તે થઈ શકે છે પણ મલીન પરિણામે કે ભવવાસનાએ જિન સ્તુતિ રૂત શુદ્ધ સાલંબન કે નિરાલંબન ધ્યાય થતું નથી માટે આઠ પ્રકારનાં મલીન ચિત્તનો ત્યાગ કરવો જોઇએ તે મલીન ચિત્તનાં આઠ નામ તથા શબ્દાર્થ કહે છેઃ-

૯ આઠ ચિત્તદોષ પ્રકાર.

૧ ખેદદોષ—એટલે ક્રિયામાં થાકી જવાથી મનની ચપળતા થાય તેથી ક્રિયાનું ફળ નિરર્થક થાય છે.

૨ ઉદ્વેગ દોષ—એટલે ક્રિયામાં બેઠા બેઠા પણ અનેક પ્રકારની આર્ત ધ્યાનમાં પડે અને ક્રિયાને વેઠની માફક કરે તે.

૩ ભ્રમદોષ—તે ક્રિયામાં અમુક સૂત્ર પાઠ બોલાયો કે નહિ, અમુકે ક્રિયા થઈ કે નહિ તે ઉપયોગ ન રહે તેથી ક્રિયાનું ફળ વિપરીત બેસે.

૪ ઉત્થાન દોષ—એટલે અશાંત ચિત્તે કે ઉત્સુકપણે કષાય વિષય યુક્ત થકો ચપળપણે કે બેભાનપણે ક્રિયા કરે તે.

૫ ખેપદોષ--એટલે બીજા બીજા કામમાં ચિત્તને પ્રોવ્યા કરે તેથી આરંભેલી ક્રિયામાં યથાર્થ પૂળ ન લાગે.

૬ આસંગદોષ--એટલે કોઈ આરંભેલી ક્રિયામાંજ અત્યંત રક્ત થયો થકો તેનેજ કર્યા કરે પણ વિશેષ ગુણકારી ક્રિયા અનુષ્ઠાન હોય તેનો આદર પણ ન કરે અને જે કરતો હોય તેમાંજ દ્રઢ રાગ રાખે તેથી તેને તેજ ગુણઠાણે રહે પણ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ ન પામે માટે તે શુભ ક્રિયા છતાં પણ દોષરૂપ છે.

૭ અન્યમુદ્દ દોષ--તે માંડેલી ક્રિયાને અવગણીતે બીજી બીજી ક્રિયામાં ચિત્ત ઘાલે તેથી સર્વ ક્રિયા નિષ્ફળ થાય છે.

૮ રોગ દોષ—એટલે સમજણ વિના શુદ્ધ ક્રિયાનો ઉચ્છેદ કરીને પણ અશુદ્ધ ક્રિયા કરે ખરો, તેથી શુદ્ધ ક્રિયાને પીડા ઉત્પન્ન કરે તેને લીધે ક્રિયાનું ફળ વાંઝીયું જાણવું. એ પ્રમાણે ઉપરના આઠે દોષ રહિત જેનું ચિત્ત ક્રિયામાં હોય તેને શાંત અને ગંભીર ગુણવંત કહીએ, માટે ઉત્તમ જીવે વિષય કષાય રહિત ગંભીર આશયયુક્ત દેવગુરૂના ગુણાનુરાગે નિર્મળ મને ઉલ્લાસપૂર્વક ધર્મ કરણી કરવી.

## ૧૦ વિવિધ વિષયિક ગુણદોષ ભેદસ્વરૂપ.

### ૧ સુશાસ્ત્રના ૩૨ દોષો—ચોપાઇ.

અલિક,[૧] ઉપઘાતક,[૨] નિરર્થી,[૩] અપાર્થી;[૪] છળ,[૫] દ્રોહ,[૬] નિઃસાર,[૭] અધિકાર્થી;[૮] અયુક્ત,[૯] હીન,[૧૦] પુનરૂક્ત,[૧૧] વ્યાહત;[૧૨] ક્રમ,[૧૩] વચન,[૧૪] વિભક્તિ,[૧૫] લિંગઅસત્;[૧૬] અનવસ્થિત,[૧૭] છંદ,[૧૮] વિભાવ,[૧૯] વિષયાંતર;[૨૦] કાળ,[૨૧] યતિ,[૨૨] છવી,[૨૩] શાસ્ત્રાંતર;[૨૪] નિર્હેતુ,[૨૫] અર્થાપતિ,[૨૬] સમાસ,[૨૭] ઉપમાન;[૨૮] રૂપક,[૨૯] નિર્દેષ,[૩૦] પદાર્થઅજાણ;[૩૧] વળી સંધિ[૩૨] એમ એ દોષ બત્રીસ; ભાખ્યા શાસ્ત્રે શ્રી જગદીશ.

ઉપરનાં કાવ્યમાંના અઘરા શબ્દોના અર્થ:—

અલિક-જુઠું વચન; ઉપઘાતક-માર્ગઘાતી વચન; નિરર્થી-વધારે પડતું; અપાર્થી-અસંબંધક; અયુક્ત-અસ્પષ્ટ કે અઘટિત; વ્યાહત-પરસ્પર વિરોધી; ક્રમવચનાદિ-અનુક્રમ વગરનું તથા વચન વિભક્તિ લિંગભિન્ન વચનો, તે વ્યાકરણ નિયમોથી વિપરીત; અનવસ્થિત-મિથ્યા કથની તે ગપાષ્ટક; છંદ-આર્યાને બદલે અનુષ્ટુપ લખવો તે છંદદોષ; વિભાવ-અસ્વાભાવિક; વિષયાંતર-ચાલતી વાતને અધુરી મુકી વચમાં બીજી ચલાવવી તે; કાળ-વર્ત્તમાનને બદલે ભૂતકાળ વાપરવો ઇત્યાદિ કાળ દોષ; યતિ-અસાધુને સાધુરૂપે વર્ણવે તે; છબી-કુરૂપને સ્વરૂપવાન કહે તે; શાસ્ત્રાંતર-શાસ્ત્રથી વિરૂદ્ધ; નિર્હેતુ-હેતુ વગરનું; અર્થાપતિ-સ્વાર્થી કથન; રૂપક-અપૂર્ણ વર્ણનવાળું; નિર્દેષ-નહિં સમજાતું કે ગડબડીઉ કથન; પદાર્થ-ગુણને દ્રવ્ય અને દ્રવ્યને ગુણ કહે એમ અતાત્ત્વિક કથન; વળી સંધિ સમાસ વિગેરે અયુક્ત લખે તે સંધિ સમાસમાંના દોષો જાણવા.

૨ સુશાસ્ત્રના આઠ ગુણો—ચોપાઇ.

નિર્દોષ,[૧] સાર,[૨] સહેતુ,[૩] અલંકૃત;[૪]
ઉપનીત,[૫] સોપચાર,[૬] મિત્ત,[૭] મધુરશ્રુત.[૮]

અઘરા શબ્દોના અર્થ:—

ઉપનીત-ઉપસંહાર કે નિર્ગમન સહિત સંપૂર્ણ; સોપચાર-શુભ અક્ષરોથી ગુંથાએલું, સુશોભિત; મધુરશ્રુત-પ્રિયકારી, મધુર વચનવાળું.

૩ પ્રકારાંતરે સુશાસ્ત્રના છ ગુણ કહ્યા છે તેનાં નામ.

૧ અલ્પાક્ષર-કરેમિભંતે સુત્રની પેઠે થોડા અક્ષર છતાં ઘણા અર્થને સુચવનારૂં; ૨ અસંદિગ્ધ-સંદેહ રહિત; ૩ સારવંત-ઘણા પર્યાય યુક્ત કુંભ શબ્દની પેઠે પ્રધાન શબ્દોવાલું; ૪ વિશ્વતોમુખ-ચારે અનુયોગની વ્યાખ્યા જેમાંથી થઇ શકે તેવું; ૫ અસ્તોભંક-નિરર્થક શબ્દો જેવા કે ચકાર, હીકાર, ધિક્કાર, તિરસ્કાર આદિ રહિત કથન; ૬ અનવદ્ય-નિષ્પાપ કે નિર્દોષ કથન.

અવિનીત શિષ્યનાં ૧૪ લક્ષણો—ચોપાઇ.

અનુપકારી, સ્વચ્છંદી, પ્રસ્થિત; સ્વાર્થી, કઠોર, વામ્ય, છિદ્રચિત્ત; કૂપિત, કથાભંગી, ગુરૂત્રાસ્ત; વિનય ભીરૂ, કુતર્કી, કલેશી, મત્સરી દોષ એ ચૌદની ખાણ; અવિનીત શિષ્યને શ્રુતની હાણ.

અઘરા શબ્દોના અર્થ:—

પ્રસ્થિત-મીઠા બોલો, હાજી હા કરી સારૂં લગાડનાર; વામ્ય-પુટેલા ઘડાની જેમ ધારણ કરે નહિ તે; છિદ્રચિત્ત-દોષગ્રાહી, ગુરૂની ખામીઓ તરફ લક્ષ રાખે પણ ગુણ ગ્રહે નહિ એવો દુષ્ટ; કૂપિત-હિતોપદેશ દેતાં સામો કોપ કરે તે; વિનયભીરૂ-ગુરૂને વિનય કરવો ન પડે એવા ઈરાદાએ બિલાડીની જેમ જ્યાં ત્યાંથી પુછી પુછીને ચોરીથી શાસ્ત્ર ભણનારો મિથ્યાભિમાની; મત્સરી-અદેખો ગુણને નહિ સહન કરનાર

૫ સુબુદ્ધિના આઠ ગુણો—શ્લોક.

શુશ્રુષા,[૧] શ્રવણં[૨] ચૈવ; ગ્રહણં,[૩] ધારણં[૪] તથા;
ઉહા[૫] પોહોર્થ[૬] વિજ્ઞાનં;[૭] તત્ત્વજ્ઞાનં ચ ધીગુણાઃ.

( અર્થ કાવ્ય. )

ઈચ્છે, સાંભળે, ગ્રહે, ધારે; ઇહાપો કરી નિશ્ચય ચિત્ત કરે;
તર્ક પુછી સમાધાન લહે; તત્વજ્ઞાને ધીગુણા આઠ ગ્રહે.

અથવા મતાંતરે-૧ શુશ્રુષા, ૨ શ્રુતજ્ઞાન, ૩ વિરતિ, ૪ આશ્રવરેધ, ૫ સંવર, ૬ નિરીહ તપ, ૭ નિર્જરા, ૮ ક્રિયા નિવૃત્તિ અયોગીપણું એમ એ બુદ્ધિના આઠ ગુણ જાણવા.

૬ મૂર્ખનાં આઠ લક્ષણો—ચોપાઇ.

નિશ્ચિંત,[૧] ગૃધી,[૨] નિર્લજ,[૩] શયની;[૪]
જડ,[૫] મૂઢ,[૬] નીરોગી,[૭] દ્રઢાંગિની.[૮]

અઘરા શબ્દોના અર્થ:—

ગૃધી-બહુ ભોજન કરે; શયની-રાત દિવસ સુઇ રહે આળસુ હોય; મૂઢ-માન અપમાનમાં કંઇ સમજે નહિ; દ્રઢાંગિની-હૃષ્ટપુષ્ટ શરીરે હોય; જડ-અવિવેકી, કાર્યાકાર્ય કંઇ સમજે નહિ.

## ૧૧ કેટલીએક જૈન ઇતિહાસિક નોંધ.

શ્રી વીર પ્રભુના વખતમાં મગદ્ દેશના રાજા શ્રેણીક (બંભસાર) રાજગ્રહી નગરીમાં ચરમ તિર્થંકરના પરમ ભક્ત સમકિતી શ્રાવક અને આવતી ચોવીસીમાં થનાર શ્રી પદ્મનાભ નામા પ્રથમ તિર્થંકરનો જીવ, તેને મારો ત્રિવિધે ત્રિવિધે નમસ્કાર છે. તેની પાટે તેના પુત્ર કોણિકના પુત્ર કુણાલ (બિંદુસાર) નામે રાજા થયો, તેની પાટે અશોભચંદ્ર રાજા, વીરાત્ સં૦ ૧૯૯, તે પછી વીરાત્ સં૦ ૨૯૧ માં મહા શાસન પ્રભાવક શ્રી સંપ્રતિ રાજા થયા; તેની પાટે નવનંદ રાજા થયા, તેમાં પ્રથમ નંદરાજાનાં સકડાલ મંત્રિના કુટુંબમાં મહાત્માઓ શ્રી સ્થૂલીભદ્રજી તથા શીરીયાજી પુત્રપણે, અને જક્ષાજી પ્રમુખ સાત મહા સાધ્વી બહેનો પુત્રીપણે અને લાછલદે નામા પત્નીપણે ઉત્તમ જીવો થયા; છેલ્લા નંદની પાટે ચંદ્રગુપ્ત રાજા, વીરાત્ સં૦ ૩૧૦ માં થયો, વિરાત્ સં૦ ૪૫૩ માં પ્રથમ કાલકાચાર્ય થયા, પછી વીરાત્ સં૦ ૪૭૦ માં વિક્રમાદિત્ય પરદુ:ખ ભંજન રાજા થયો, અને તેનો સંવત્સર ચાલ્યો, વીરાત્ ૯૮૦ માં વર્ષે પ્રથમ પુસ્તકારૂઢ શાસ્ત્ર થયું, શ્રી દેવર્દ્ધિ ગણીક્ષમાક્ષમ મહારાજ તરફથી, વિ૦ સં૦ પાંચમાં સેકાની આદિમાં શ્રી હરિભદ્રસૂરિ મહારાજ જે શ્રી જિનેશ્વરસૂરિજીના શિષ્ય અને ૧૪૪૪ ગ્રંથોનાના કર્તા, વિ૦ સં૦ ૫૩૫ કે ૫૮૫ માં દેવલોક પામ્યા, વીરારાત્ ૬૦૯ દિગંબર મત નિકળ્યો, શ્રી જિનેશ્વર સૂરિજી વિ૦ સં૦ એક હજારના સૈકામાં થયા, જેમને દુર્લભસેન રાજાએ ચૈત્યવાસીઓને વાદમાં જીતવાથી ખરતર એવું બિરૂદ આપ્યું, જે નામે આજ ખરતરગચ્છ પ્રસિદ્ધ છે; વિ૦ સં૦ ૧૦૭૨ માં શ્રી અભયદેવ સૂરિજીનો જન્મ તથા વિ૦ સં૦ ૧૦૮૮ માં ૧૬ વર્ષની વયે આચાર્ય પદવી પામ્યા; અને વિ૦ સં૦ ૧૧૩૯ માં અનેક મહા જ્ઞાનાદિ ઉપગાર કરીને સ્વર્ગવાસ પામ્યા. વિ૦

સં૦ ૧૦૧ શ્રી વજ્ર સ્વામીની સહાયે ભાવડશાયે શત્રુંજય ઉદ્ધાર કર્યો. વિ૦ સ૦ ૫૨૩ શ્રી કાલકાચાર્યે ચોથની સંવત્સરી કરી. વિ૦ સં૦ ૮૦૨ વનરાજ ચાવડાએ પાટણ વસાવ્યું, તથા તેમના વંશજોમાં સિદ્ધરાજ જયસિંહ રાજાની પાટે ૧૨ સેકાની આદિમાં મહાન્ જિન ભક્ત અને ચરમ શાસન પ્રભાવક રાજા શ્રી કુમારપાળ મહારાજા થયા, જેમના ગુરૂ કલિકાલ સર્વજ્ઞ બિરૂદ ધારક શ્રી હેમચંદ્રાચાર્યજી થયા, તે ૩ાા કરોડ ગ્રંથોના કર્તા મહા પ્રભાવક થયા. વિ૦ સં૦ ૧૧૫૯ પુનમીયા ગચ્છ નીકળ્યો. વિ૦ સં૦ ૧૧૬૬ માં હેમાચાર્યજીને સૂરિપદ વિ૦ સં૦ ૧૧૬૯ માં અંચલ ગચ્છ નિકળ્યો. વિ૦ સં૦ ૧૧૮૬ માં શ્રી વિજયદેવસૂરિ થયા, જેનાથી દેવસૂરગચ્છ પ્રવર્ત્યો, વિ૦ સં૦ ૧૧૯૯ માં શ્રી કુમારપાળ[1] રાજ્યાસને બેઠા, વિ૦ સં૦ ૧૨૨૬ માં સાર્ધપુનમીયા ગચ્છ નિકળ્યો. વિ૦ સં૦ ૧૨૫૦ માં આગમિક ગચ્છ નિકળ્યો. વિ૦ ભં૦ ૧૨૮૫ માં તપાગચ્છ નામ બિરૂદ શ્રી ઉદેપુરના મહારાણા તરફથી આપાયું. વિ૦ સં૦ ૧૩૨૭ માં માળવામાં શ્રી દેવેન્દ્રસૂરિનો સ્વર્ગવાસ. વિ૦ સં૦ ૧૩૫૬ માં માધવ પ્રધાન કર્ણઘેલા વિરૂદ્ધ ગુજરાતમાં મુસલમાન પાદશાહને લાવ્યો.

વિ૦ સં૦ ૧૪૭૮ માં વડનગરમાં મુનિસુંદર સૂરિનું સૂરિપદ. વિ૦ સં૦ ૧૪૯૯ માં શ્રી સોમસુંદર સૂરિનો સ્વર્ગવાસ. વિ૦ સં૦ ૧૫૦૮ માં લુંપક એટલે ઢુંઢક મત નિકળ્યો. વિ૦ સં૦ ૧૫૭૦ માં ઢુંઢકમાંથી બીજો લોકા ગચ્છ નિકળ્યો. વિ૦ સં૦ ૫૭૨ માં પાયચંદ ગચ્છ ઉત્પત્તિ. વિ૦ સં૦ ૧૬૧૦ માં શ્રી હિરવિજયસૂરિને સૂરિપદ શિરોહિમાં. વિ૦ સં૦ ૧૬૧૨ માં અકબર બાદશાહ દિલ્હીની ગાદીએ આવ્યો; તેમણે શ્રી હિરવિજયસૂરિ મહારાજને ગુરૂ તરીકે માનીને શાસનની ઘણી પ્રભાવના કરી. વિ૦ સં૦ ૧૬૫૨ માં શ્રી હિરવિજયસૂરિનો ઉનામાં સ્વર્ગવાસ વિ૦ સં૦ ૧૬૭૨ માં વિજયસેનસૂરિ સ્વ-

---

૧ આ મહારાજા, શ્રી હેમાચાર્યજીના પરમ ભક્ત શિષ્ય, ચરમ જૈનરાજા અને આવતી ચોવીશીમાં પ્રથમ તિર્થંકર શ્રી પદ્મનાભના પ્રથમ ગણધર થનાર જીવ, મહા શાસન પ્રભાવક થયા તેને મારો ત્રિકરણ શુદ્ધે નમસ્કાર છે.

ર્ગવાસ વિ૦ સં૦ ૧૬૮૨ માં વિજયદેવસૂરિએ વિજયસિંહસૂરિને પાટ સોંપ્યો.

આ મહા પૂજય સૂરીશ્વર મહારાજનાં રાજયમાં તથા તે પછી કેટલાંએક વર્ષો સુધી એટલે છેક ૧૯ મી સદીની આદિ સુધીમાં સેંકડોગમે મહા બોધવાન્, ગુણવાન્, મહાત્માઓ કવીશ્વરો તથા પંડિતો થયા, જેમાં શ્રી ક્ષમાવિજયજી, જિનવિજયજી, રામવિજયજી, માનવિજયજી, ઉત્તમવિજયજી, પદ્મવિજયજી, શ્રી દેવચંદજી. વિનયવિજયજી, શ્રી યશોવિજયજી, મહોપાધ્યાયજી, યોગીશ્વર શ્રી અનંતઘનજી, તથા પદ્મ દ્રહસમાન પ્રૌઢ બોધ ભરપૂર શ્રી પદ્મવિજયજી, અને છેવટે પંડિતોમાં અગ્રેસર પદધારક, પૂર્ણ ભક્તિરસ આહ્લાદક પંડિત વિરવિજયજી તથા રૂપવિજયજી મહાત્માઓ પ્રસિદ્ધપણે થયા તેમને મારો નમસ્કાર છે; અને છેક હાલમાંજ એટલે વિ૦ સં૦ ૧૯૦૭ માં યોગીશ્વર શ્રી ચિદાનંદજી ( કે શ્રી કપુરચંદજી ) જેણે સ્વપર મહા ઉપકાર કરી શ્રી સમેત શિખર ઉપર સ્વર્ગવાસ કર્યો. શ્રી યોગીશ્વર કુટેરાવજી ( બુદ્ધિવિજયજી દાદા ) જેના ચાર મહાન્ શિષ્યો શ્રી વૃદ્ધિચંદજી, શ્રી મુલચંદજી, નીતિવિજયજી, અને આત્મારામજી અપર નામ શ્રી વિજયાનંદસૂરિ મહારાજ, વિદ્વાન્, મહા ભક્તિવંત, પ્રભાવિક પુરૂષો થયા; તેમાં છેલ્લા શ્રી આત્માનંદજી મહારાજ જે આધુનિક ઉત્તમ તત્ત્વ ગ્રંથ કરતા અને મહાન્ વાદી હતા તે વિ૦ સં૦ ૧૯૫૨ માં દેવલોક પામ્યા. વિ૦ સં૦ ૧૯૬૪ માં માગશર શુદી ૯ છેલ્લા મહાત્મા, શરળ શુદ્ધ માર્ગદર્શક શ્રાવક બાપાજી એ૦ ભ૦ સ્વર્ગવાસ પામ્યા; જે મારા પરમ ઉપગારી, પરમ પૂજય, ધર્મદાયક, સદ્ગુરૂ થયા, તેમને મારો ત્રિવિધે ત્રિવિધે નમસ્કાર હો.

---

# ૧૦ વિભાગ. ધાર્મિક-કથાના સદ્બોધક વિનોદી રસિક દ્રષ્ટાંતો ઉપનય સારાંશ સહિત.



## ૧ દેવું દેવાળું અને કર્મનો સંબંધ.

"દેવું" એ શબ્દ પાકટ ઉમરના દરેક ભાઇને તથા બાઇને જાણીતો છે, દેવું જેને હોય છે, તે દુઃખીયોજ રહે છે; તેથી નવ ગ્રહ જેમ અશુભ સ્થાને આવેલા પીડા કરે છે. તેમ આ દેવું પીડતું રહેવાથી તે દશમો ગ્રહ ગણાય છે, અને તેથીજ કહેવત પડી છે કેઃ-

ચલનો ભલો ન કોશકે, દુહિતા ભલી ન એક;
દેણો ( દેવું ) ભલો ન દામકો, જો પ્રભુ રાખે ટેક. ૧

દેવું જેને માથે હોય તેના ઉપર લેણદાર કોર્ટમાં ફરીયાદી કરી દાવો સાબીત થયે, તેનું હુકમનામું થાય છે, એટલે તેની મીલકત ઉપર જપ્તી આણી, તે મીલકત સરકાર કબજે કરી વેચીને લેણદારને આપે છે, જો મીલકત ન હોય, તો તે ધણીને પકડીને કેટલીક જગ્યાએ સાદી જેલમાં મોકલે છે, ત્યાં તેટલી મુદત સુધી ખાવાનું લેણદારને ભરવું પડે છે, પછી સરકારને માલુમ પડે કે તેની પાસે કાંઇ પુંજી નથી, એટલે તેને છોડી દે છે, કેટલીક જગ્યાએ તે લેણદારને હુકમનામું કરી આપેલું હોવાથી બીજો કોઇ ધીરે, તો તે પણ વસુલ લેવા માટે જપ્તી કરવાથી દેવાદારને કોઇ વેપાર માટે પણ નાણાં ધીરતું નથી, જેથી તે બીલકુલ વેપાર કરી શકતો નથી; તેથી પુંજી જવા સાથે વેપાર પણ ન ચાલવાથી બીચારો દેવાદાર તથા તેનું કુટુંબ ભૂખે મરે છે, અને લાજવાન દેવાદાર વખતે આપઘાત પણ કરે છે, તો તેનું આખું કુટુંબ ભારે વિપત્તિમાં આવી પડે છે; વળી કેટલીક જગ્યાએ તો પૂર્વે એવો રિવાજ હતો કે જેણે રકમ અપાવી હોય તે જામીનદાર ભાટ કે ચારણ તે દેવાદારને ઘેર ત્રાગું કરી લોહી છાંટતા; અથવા લેણદાર દેવાદારને ત્યાં જઇ લાંઘણ કરતા, જે દેખાવ પણ મહા ત્રાસદાયક હતો, આવી

રીતે દેવાનું દુ:ખ અનાદિકાળથી ઘણા માણસો ભોગવીને દુ:ખી થાય છે.

દેવું થવાનાં કારણો—જ્યાં સુધી હોજરી ભરવાની છે, ત્યાં સુધી દર વરસે ખોરાક માટે અમુક રકમ જોઇએ, અને તેટલીજ રકમ પરચુરણ ખર્ચ વસ્ત્ર, વાસણ, ઘરભાડાં વિગેરે માટે જોઈએ; જો આવક તેટલી ચાલુ રહે તો ઠીક, નહિ તો દેવું થાય, તેનું વ્યાજ ભરવું પડે, અને વળી વચમાં ઓને સુવાવડ, દીકરા દીકરીના લગ્નના કે બીજા કરીયાવર આવે, તો તે ખર્ચ વધી જાય છે, અને પેદાશ તો તેટલીજ હોય છે, તેથી દેવું વધ્યાજ કરે છે; જ્યાં સુધી ઘરનો ભરમ ન ફૂટે, ત્યાં સુધી તો ઘરનો માલિક આબરૂ રાખી એકના લાવી બીજાને પૂરા કરે છે, અને વખત સારો આવે કમાઇ વધે, કે બીજો કમાનાર દીકરો તૈયાર થાય તો પછી દેવું ચૂકાવી નાણાવાળો થાય છે, નહિ તો ઉપર લખ્યા પ્રમાણે દુ:ખી થાય છે. તેમ જેઓ મોટા વેપાર પારકે નાણે કરે છે, કે દરિયા માર્ગે જોખમના ધંધા કરે છે, અને કોઈ અકસ્માત રાજ્યદ્વારી ફેરફાર થાય, કે રેલ આવી, પુલ આગગાડી નાશ થતાં કે વહાણ ડૂબતાં, કે ભાવ ઓચિંતા ગરગડી જતાં, કે લુંટાઇ જતાં, ચોરાઈ જતાં, પણ ખોટ આવે છે, તેમ દુકાળ પડે તો ખેડુતને ધીરેલું નાણું ફોકટ જાય છે, કે સંઘરેલાં ઢોર ઘાસ મોંઘુ થતાં પાળી ન શકાયાથી વેચી નાંખવાં પડે છે, કે રોગ ચાલવાથી મરી જાય છે, ત્યારે પણ મોટી ખોટ આવે છે, અથવા કોઇ મોટી બેંક કે પેઢી દેવાલું કાઢે, કે ભાગીયા લુચ્ચા મલે, બાયડી કુભાર્યા મલે, કે છોકરાં કપૂત નીકળે, કે કુદરત દગો દેઇ કમાનાર પુત્રને કે ઘરના પાલક પિતાને મારી આખા કુટુંબને નિરાધાર કરે, તો પણ દેવું આવી જાય છે. કારણકે એક પણ દિવસ એવો નથી, કે ખર્ચ ન હોય! પણ કમાણી વિનાના તો ઘણા દિવસ ઘણા જણને અનુભવાય છે; માટે પુંજી થવી મુશ્કેલ છે, પણ દેવું થવું તો સહેલ છે. આ કારણથી દરેક દેશમાં વખતો વખત દેવાળાં નીકળે છે, અને ઘણા જણો પુંજીવાળા પણ તેના ઝપાટામાં આવી ભીખારી બની જાય છે, માટે કહ્યું છે કે:—

ફરતી રહેતી છાંયડી, ફરતી રહેતી રાત;
ફરતી ચપળા જાણવી, દુ:ખ સુખ સંગાત.

અર્થ—ઝાડની છાયા પણ સૂર્યને આધારે ફરતી રહે છે, અને રાત્રી પણ ચંદ્ર પાછળ અંધારી અજવાળી બને છે. તેમ ચપલા લક્ષ્મી પણ ઘર બદલતી રહે છે, તેમ દુઃખ તથા સુખ પણ સાથે રહે છે, એટલે દુઃખ થઇને સુખ થાય, અને સુખ જઇને દુઃખ પણ આવે છે. તે ઉપરથી લેવાની સમજણ એ છે, કે દેવું થતાં દુઃખી થવાય છે, અને તે દુઃખ અણુહદ હોવાથી કેટલાક એકાંતમાં બેસી રડે છે, અને પૂર્વના દિવસ સંભારી કેટલાક આપઘાત કરે છે. તેવા-ઓએ જાણવું, કે દુઃખ પછવાડે સુખ પણ આવે છે, પણ ધૈર્ય જોઇએ દિવસનો પ્રકાશ જોનારે અમાવાસ્યાની અંધારી રાત્રી પણ ગુજારી લેવી જોઇએ, જો ગુજારી સંતોષ રાખશો, તો પાછો દિવસ જોશો, અને અજવાળી રાત પણ જોશો, પણ જે મરી ગયો છે, તે પાછો કશું દેખવાનો નથી; કારણ કે "જીવતો નર ભદ્ર પામે." એ કહેવત સૌ જાણે છે. પણ કેટલાક દેવાળુ દેવાદારો, નામદાર સરકાર કે લેણદારને ઠગે છે. એટલે પારકે પૈસે પરમાનંદ, એટલે મોજમજા નફો થાય તે કરી જ્યાં સુધી બને ત્યાં સુધી તો ગાડીઘોડા દોડાવે, વાડી બંગલે સહેલ કરે, મિષ્ટાન્નની મજા લે, અને થોડું નાણું દાનમાં આપી મોટા દાનેશ્વરી કહેવડાવે. ગુરૂઓને પૈસા ખર્ચીને પગલાં કરાવી ભેટ કરી સંતોષે, પણ જ્યારે ખાદ થોડી પણ આવે, ત્યારે પારકું નાણું પાછું ન આપવા માટે મિલકતો બીજાના નામે ખોટા દસ્તાવેજ કરી ચડાવે. બાયડી, મિત્ર, કે પુત્રને નાણું આપી જુદા કરે, અને મોટી રકમનું દેવાળું કાઢી કોર્ટમાં ચોપડા ખોટા ના ખોટા બનાવી મૂકીને પોતે થોડા દિવસ વેપાર ન કરે, અને પછી પાછો રાખેલા નાણાથી સહેલ કરે, અને લજ્જા આણવાને બ-દલે ઉલટો લેણદારની છાતી ઉપર ચડવા માફક, તેની સામે બીજા નામે પેઢી કરી ધમધોકાર વેપાર ચલાવે, અને મોજમજા ઉડાવે છે આવા પુરૂષોને પુરાવા વિના સરકાર કાંઇ કરી શકતી ન હોવાથી ઘણા દુષ્ટો ફાવી જાય છે. પણ સત્યવાદીઓ જે આબરૂદાર હોય છે, તે તેવા પાપીઓને લીધે દુઃખી સ્થિતિમાં આવી પડે છે. એકનું દુષ્ટ કૃત્ય જોઇ બીજાને પણ તેવી દુષ્ટ બુદ્ધિ થાય છે, તેથી વેપારને ધક્કો પહોંચે છે, અને કોઈ ભલા માણસને પણ વખતે ના-

ણું ખરે વખતે મળી શકતું નથી, તેમ લેણદારોને પણ પછી ખોટા દસ્તાવેજ તથા સાક્ષીઓ કરવા પડે છે, અને એવડી ચીઠીઓ પણ લખવી કે લખાવવાની જરૂર પડે છે, તેમાં કોઇ વખત લુચ્ચા દેણદારની મિલકત પકડાય તો સાત વરસની સખત મજુરીની જેલ પણ ભોગવવી પડે છે, અને કેટલીક વખત એવડી ચીઠી લખાવનાર, કે ખોટા સાક્ષી ઉભા કરનાર પકડાતાં, લેણદાર પણ જેલમાં જાય છે; કારણ કે ન્યાયી રાજ્ય કોઇને પણ લુચ્ચાઇ કરવા ઉત્તેજન આપી શકતું નથી.

કેટલાક અધમો તો જાંગડ માલ લાવીને ગીરો મૂકી નાણા હોઇઆં કરી જાય છે, કેટલાક દુષ્ટ કારકુનો કે ઉઘરાણીવાળા ધણીના નાણાંનો જુગાર સટ્ટા ખેલી નાણું ગુમાવી ધણીના દેવાદાર થતાં. દગાના ગુનાહથી જેલમાં જાય છે, અથવા લુચ્ચાઓનો ભાગ કરી નાણું લુટાયું જાહેર કરી છુપી રીતે અડધો ભાગ ખાઇ ધણીને રડાવે છે; આવામાંના કેટલાક છૂટી જવાથી, કે કોઇએ થાપણ મૂકેલી સાક્ષી વિના પચી જવાથી એક પાપીના દાખલાથી બીજા કોમના બુદ્ધિવાળા ન બગડે, માટે શિખામણ આપવાની જરૂર છે, કે કોઇનું નાણું કે બીજું કંઇ પણ જ્યાં સુધી દેવું છે, ત્યાં સુધી તમારે તેનું બંધન છે, ભલે તમે પરદેશ ભટકો. દેવાળું કાઢો, કે બીજાના નામે ચઢાવી દો, કે મરી જાઓ, પણ આ ભવ કે પર ભવમાં તમારે પૂરૂં કરી આપેજ છૂટકો થવાનો છે, એક બ્રાહ્મણની ખોટી રકમ કોઇ શ્રીમંતે સાક્ષી વિના ના કબુલ જવાથી, બ્રાહ્મણ ઘેલો થઇ મરી જઇ, તે શેઠને ત્યાં પુત્ર થઇ ખર્ચ કરાવી હિસાબ ચૂકાવી મરી ગયો, અને વ્યાજ માટે વિધવા વહુને શેઠની છાતી ઉપર મૂકી ગયો. ચાલાક મુનિમે બ્રાહ્મણની રકમ શેઠે પચાવેલી જાણેલી હોવાથી શેઠના ઘરમાં ગર્ભથી માંડીને તેણે પુત્રના લગ્ન સુધીનો હિસાબ રાખ્યો હતો, તે જુજ રકમ ફકત શિલિક રહેવાથી લગન પછવાડે દાન પણ જે પરણ્યા પછી દેવાય છે, તે જો દેવાય તો રસ્તામાંજ વર મરી જાય, અને અત્યંત ત્રાસદાયક દેખાવ થાય, માટે મુનિમે દાન દેવા દીધું ન હતું, પણ વરકન્યાને જ્યારે વરની માતાએ પોંખી ઘરમાં પધરાવ્યાં, ત્યારેજ દાન દેતાં વર મૂઓ, અને વરનો બાપ પોકાર કરવા લાગ્યો,

કોઈ રીતે તેનો શોક દૂર થયેલો ન દેખાયો, ત્યારે મુનિએ પડદો ખોલી ખુલ્લી વાત શેઠને કહીને રડતા અટકાવ્યા, અને મનની વાત મનમાં સમજી ગયા; આ પ્રમાણે દરેકે સમજવાનું છે, કોઈનાં લેણા ડૂબી જાય છે, ખર્ચ કરેલા વ્યર્થ જાય છે, કેટલીક કોર્ટો લડી લડીને પણ હારજીત થઈ ખર્ચમાં ઉતરી પાયમાલ થવું પડે છે, તે સઘળું થવાનુ કારણ પૂર્વે બીજાને દગો દઇ નાણું પચાવી ગયા તેજ છે; માટે હવે સમજીને કોઇએ પણ કોઈનુ નાણું પચાવી જવાની ઇચ્છા રાખવી નહિ, તેમ દેવું રાખી મોજ ઉડાવવી નહિ, તેમ દેવું થાય તેવા વિવેક વિનાના ધધા ન કરવા. છતાં જો ભાગ્ય પણ દગો દે તો જેનું દેવું હોય તેને પગે લાગી ન્યાયથી જુજ ધંધો કરીને પણ થોડું થોડું દેવું ચૂકાવવું જોઇએ.

કોઇ કોઇ જગ્યાએ બાપની પુંજીનો વારસ છોકરો થાય છે, પણ બાપના દેવાનો દેવાદાર છોકરો થતો નથી, આમાં જો બાપને અકસ્માત્ ખોટ આવી હોય, અને પુત્ર પાસે પુંજી થઈ હોય, તો બાપને ઋણ મુક્ત કરવાની દીકરાની ખરેખરી ફરજ છે, પણ જો બાપ રંડીબાજી કે કુફેલ કરી કુમાર્ગે નાણું ઉડાવતો હોય, તો દીકરાએ તેનું દેવું ચૂકવવું કે નહિ, તે તેની ખુશી ઉપર છે, પણ ઉત્તમ બાપે કે ઉત્તમ પુત્રે દેવું રાખી કે દેણદારને દગો દઇ, કે દેવુ કરી મોજ ઉડાવવા વિગેરેનો સ્વપ્ને પણ વિચાર રાખવો નહિ; અને અધમ માણસોને શિખામણ હૃદયમાં ઉતરશે કે નહિ, તે પણ અચોકસ છે; પણ જેઓ કોમળ બુદ્ધિ છતાં પાપીઓના દાખલાથી તેવી પાપી બુદ્ધિ કરવા જાય કે લલચાતા હોય, તેવાને એજ શીખામણ છે, કે જેમ હજારો ગાયોમાં હજારો વાછરડાં પોતપોતાની માને ઓળખી ધાવે છે, તેમ કર્મ પણ દરેકને ઓળખી ઓળખીને વળગે છે, અને દેવું પણ ભવો ભવ સાથે જાય છે, પણ જો લેણદાર દેવાદારે એક બીજાને થોડું કે ઓછું વધતું લેઇ મુક્ત કર્યો હોય, તો તેથી છૂટી જવાય છે, કર્મની સત્તા અનેક પ્રકારે અનુભવાતાં છતાં, પણ કેટલાક ઇશ્વરને ભરોસે બેસી રહે છે, કે કર્મ ભોગવવાં પડતાં નથી, એવી ખોટી આશા રાખી બીજાને દગો દેઈ કુમાર્ગે દોરાય છે, તે દરેકને એજ શિખામણ છે, કે કર્મ ભોગવ્યા વિના કદી પણ

છુટવાનું નથી, અને રંગ, વેશ, કે દેશ બદલવાથી તમારા મનને તમે સમજાવોછો કે હવે છુટી ગયા પણ ના, તે તો કોઇ પણ દિવસ છુટવાનું નથી, માટે છેવટે એજ સલાહ છે, કે જેઓની બુદ્ધિ વિચક્ષણ હોઇ, ભવભીરૂ હોઇ તે દરેકે કર્મ ગ્રંથાદિનો અભ્યાસ કરવાની જરૂર છે, કે કર્મ અનાદિ કાળથી લાગેલાં છે, અને નવી ક્રિયા કરવાથી શુભ અશુભ નવાં બંધાય છે, અને ભોગવાય છે, અને સત્તામાં પણ રહે છે, તથા તપશ્ચર્યાથી તોડી પણ નંખાય છે, એ સઘળો અધિકાર સરળ રીતે શ્રી જૈન શાસ્ત્રમાં બતાવેલો છે, તેનો અભ્યાસ સદ્ગુરૂ પાસે વિનય પૂર્વક કરવાની દરેક બુદ્ધિમાન્ પ્રાણીને ખાસ જરૂર છે; ઉત્તમ શાસ્ત્ર શ્રવણ, મનન, ચર્ચા, કે પઠન, પાઠનાદિ અભ્યાસ ઉત્તમ, નિર્દંભી, નિર્મમત્વી ગુરૂ સન્મુખ કરનાર પ્રાણી ગમે તેવો પહેલાં કઠોર હોય, તો પણ તે સદ્ગુરૂના સત્સંગ વડે, તથા જિન વાણીના પસાયે, ઉત્તમ નીતિવાન્ થઇ અંતે સદ્ગતિને પામે છે.

લી૦ મુનિ માણેક.

( ચોપાઇ )

આહાર તેવા ઓડકારજ હોય, સંગત તેવી વાસના જોય;
આચારસમ પ્રાયે વિચાર પ્રમાણ, તેણે શુદ્ધ વ્યવહાર મન આણ.

૨ સંસારમાં આત્માર્થી સમ્યગ્દ્રષ્ટિ જીવનો વ્યવહાર.

દ્રષ્ટાંત—એક સુમતિચંદ્ર કરીને વિજયપુર નગરમાં ધનાઢય વ્યાપારી પોતાની એક શુશીલ પત્ની તથા એક બાળક પુત્ર સાથે સુખે રહેતો હતો; શેઠ પૈસે ટકે સુખી, નીતિવાન્ પરોપકારી, અને ન્યાયી હોવાથી શેહેરમાં તેની મોટી આબરૂ હતી, તથા રાજ્યમાં પણ તેને ઘણું સારૂં માન હતું; એકદા દૈવયોગે કોઇ અશુભ કર્મના ઉદયે શેઠે એક મોહજનિત ભૂલ કરી તે એ કે શેહેરમાં બળેવના મહોટા મેળા વખતે, પોતાના પાંચ સાત વરસની ઉમરના બાળકને આઠથી દશ હજારના દાગિના વિગેરે ઝવેરાત પહેરાવીને, શેઠજી એક નોકર સાથે મેળામાં પત્ની સહિત ફરવા નિકળ્યા, ત્યાં કોઇક સ્થળે કોઇ ગમત, રમતમાં, કે સુંદર દેખાવ જોઇને બાળક ત્યાં ઉભો રહ્યો,

જે વખતે તેનાં માબાપ થોડે આગળ નિકળી ગયાં હતાં, અને નોકરની નજર પણ મેળામાં આસપાસ તલ્લીન હોવાથી બાળક ઉપર કોઇનું પણ ધ્યાન બરોબર રહ્યું નહિ તેજ અરસામાં કોઇએક ઉઠાવગીર શેહેરી બદમાસ, જે, તે બાળકની પૂઠેને પૂઠેજ લાગી રહ્યો હતો, તેને આ તક મળતાં બાળકને ઉપાડીને એકદમ ભીડમાંથી બહાર લઇ જઇને મુખ દબાવીને એકાંત કોઇ ઘોર જગ્યામાં જઇ તેનું સર્વસ્વ અમૂલ્ય ઝવેરાત વિગેરે ઉતારી લઇને તેને એક કૂવામાં ફેંકી દીધો; આ વખતે રાતના આઠનો સુમાર હતો; પાંચેક મિનિટ નહિ થઇ હોય. તેવામાં દંપતી તથા નોકર બાળકને જોવા લાગ્યા, પણ તેને કયાંહી ન દીઠો, મોટી બૂમા બૂમ થઇ. શોધા શોધ થઇ; પોલીસને જાણ કરવામાં આવી. બીજી સવારે બાળકનું શબ કૂવામાંથી પોલીસને હાથ આવ્યું. અને પોલીસે તે બાળકના પિતા શેઠ સુમતિચંદ્રને બતાવતાં, તેણે પોતાના બાળકનું શબ ઓળખ્યું, પણ તે ઉપરનો અમૂલ્ય પોષાક, દાગિના, ઝવેરાત વિગેરે ગૂમ થયેલુ દીઠું; તે ઝવેરાતનુ વર્ણન પોલીસને બરાબર આપવામાં આવતાં, પોલીસે તે ઉપરથી તે ઉઠાવગીર બદમાસ ખૂનીને પકડી લાવી, શેઠની સાથે શેહેરના રાજા પાસે કચેરીમાં ખડો કર્યો, અને કહ્યું કે "ખુદાવિંદ નામદાર મહારાજા ધિરાજ! આ શેઠના બાળકનું, દાગિના માટે ખૂન કરનાર, આ ખૂનીને આ મુદ્દા માલ સહિત અમે આપની પાસે રજુ કરીયે છીએ, હવે જે હુકમ હોય તે ફરમાવો;" રાજા અદલ ન્યાયી, અને દીર્ઘ દૃષ્ટિએ પૂર્વાપર બરાબર વિચાર કરનાર હોવાથી હુકમ કર્યો કે, "આ બાળકનું ખૂન એના પિતાએજ કરાવેલ છે, અને તેણે મોહવશ થઇ ગફલતમાં પડીને આ ખૂનીને તે બાળકનું ખૂન કરવાની તક આપી છે, માટે તે ખૂનીની સાથે તે બાળકના પિતાને પણ એકજ બેડીમાં બન્નેના એકેક પગ સાથે રાખીને જન્મપર્યંત કેદખાનામાં રાખો, કે જેથી કરી એવા ખૂન કરનાર, તથા કરાવનાર, અજ્ઞાની મૂર્ખ, મૂઢ પ્રાણીઓને સખત દાખલો મલે.' આ

ચુકાદા પ્રમાણે શેઠ પોતાના બાળકના ખૂન કરનારનીજ સાથે અતિ પશ્ચાતાપપૂર્વક ઉદાસીનપણે લાચારીએ કાળ કાઢવા લાગ્યા.

ઉપનય—આ ઉપલા દ્રષ્ટાંત ઉપરથી વિવેકી વિચક્ષણ જનો તુરત સમજી શકયા હશે, કે અનંતા ગુણોથી ભરપૂર આત્મારૂપી બાળકનો, અશુદ્ધ ઉપયોગવંત પ્રાણી પિતાએ, અજ્ઞાન મોહ અને મિથ્યાત્વરૂપ અનાદિકાળના ચઉગતિ ભ્રમણરૂપ રમત, ગમત, અને બાળક્રીડારૂપ ખળેવના મેળામાં, આત્માને બેભાનપણે એકલો અરક્ષક મૂકયો, જેને પરિણામે દુષ્ટ મોહના દુષ્ટ સામંત મહા લોભે તે બાળકનો અંત આણ્યો; માટેજ કર્મ પરિણામ રાજાએ તે પિતાને તેની ભૂલ માટે તેના ખૂની લોભ એટલે પરપુદ્ગલિક મમતા, તૃષ્ણાની સાથે એકજ શરીરરૂપ બેડીમાં એકત્રપણે સાથે રહેવાનો અને સાથે સુખ દુઃખ ભોગવવાનો હુકમ ફરમાવ્યો; હવે જેમ તે બાળકના પિતાને પોતાના બાળકના ખૂન કરનાર, પોતાના મહા અપરાધી, પક્કા શત્રુ ખૂની બદમાસની સાથે જેવા મનથી રહેવું પડે છે, તથા તે બદમાસની મરજીને આધીન થઇને આહાર, પાણી, પેસાબ વિગેરે કરી શકે છે, પણ મનમાં આ બલામાંથી કયારે છૂટું, અને આ બદમાસનુ મુખ મારે કદી પણ જોવું ન પડે, એમ જેમ તે શેઠ બેડીમાં પડયો થકો, પોતાની ભૂલને નિંદતો થકો, ખરા છૂટકારાના સુખને ઇચ્છે છે, તેવીજ રીતે આ સંસારીક ખાન, પાન, વ્યાપારાદિ પાપ જનિત આરંભ પરિગ્રહવંત ગૃહપાસરૂપ બેડીમાં મોહરૂપ ખૂની બદમાસ સાથે રહ્યા છતાં પણ, તેનો અંતરથી અત્યંત તિરસ્કાર કરતાં થકાં સમ્યગ્દૃષ્ટિ જીવોને પણ મોહને આધીન કદાચ મન વિના પોતાના ધર્મ સાધનની મતલબ સાધવા માટે વર્ત્તવું પડે છે. માટેજ કહ્યું છે કે—

( દુહો )

પુદ્ગલ ખલ સંગીપરે, સેવે અવસર દેખ;
તનુ શક્તિ જ્યું લક્કડિ, ગ્યું જ્ઞાની મતિ પેખ.

૩ દરરોજ પક્કો શેર દહીં ખાવાની ઘણા કાળની કુટેવને સદ્ગુરૂએ કેવી યુક્તિથી છોડાવી ?

દ્રષ્ટાંત—કોઇએક વસંતપુર નામના નગરને વિષે મોહિતલાલ નામા એક મહા શ્રીમંત શેઠ વસતો હતો, તેને સ્વેચ્છાલાલનામે એકનો એકજ પુત્ર હતો, તે બીજી સઘળી વાતે તો કુશળ હતો, પણ તેને બાલ્યાવસ્થાથી દહીં ખાવાનો શોખ લાગ્યો હતો, તે એટલે સુધી કે દરરોજ તેને એક પકકો શેર દહીં સવાર સાંજ બે વખત ભોજનમાં ખાસ જોઇએ, તે વિના તેને ચાલેજ નહિ; આ હાનિકારક કુપથ્યથી તેનું શરીર ઘણુંજ નાતવાન થઇને તવાઇ ગયેલું હતું, અને દિવસે દિવસે મહાન અસાધ્ય ક્ષય રોગની સન્મુખ ધીમે ધીમે જવા લાગ્યું હતું, તેના માબાપને આથી ઘણો સંતાપ થતો હતો, પુત્રને ઘણુંએ સમજાવે, તથા સંખ્યાબંધ સમજુ વૈદો, ડાકટરો, અનુભવી શિક્ષકો, તથા તેના મિત્રો પાસે તેના પિતાએ તેને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ સ્વેચ્છાલાલ તો એકના બે થયાજ નહિ, એવામાં શેઠના તથા તેના પુત્રના સુભાગ્યે કોઇ એક વિવેકચંદ નામા નિપુણ, બુદ્ધિવંત, વ્યવહાર કુશળ પંડિત શેઠની પાસે આવીને તેના પુત્રને દહીંની કુટેવ થકી યુક્તિપૂર્વક છોડવવાનું કામ માથે લીધું, અને શેઠે તેના પુત્રને તેને સ્વાધીન કર્યો; પણ એવી શરતે કે જો તેનો પુત્ર તેની કુટેવથી મુક્ત થઇને સુધારા ઉપર આવી જાય તો એક હજાર સોનૈયા પંડિતને બક્ષિશ તરીકે આપે; નહિ તો પંડિતજીનો શ્રમ સર્વ નિષ્ફળ જાય, અને બીજાઓની માફક તેને પણ કાંઇ આપવામાં આવશે નહિ. આ શરત પંડિતે કબુલ કરી, અને તુરતજ તેના પુત્રની પાસે વિવેકચંદ ગયા. પડિતને જોઇને સ્વેચ્છાલાલ બોલ્યો કે "કેમ નવા પંડિતજી! તમે પણ મારૂ દહીં બંધ કરવા આવ્યા છો કે?" તે સાંભળીને પંડિતજી બોલ્યા કે "ભાઇ એ શું કહો છો? હું પોતે દહીનો પૂરો હિમાયતી છું, હું તે ખાવાનો ઘણો શોખ ધરાવું છું, અને તે ખાવામાં અસંખ્ય ગુણો છે, તે બધા તો હું અત્રે કહી શકું તેમ નથી, તોપણ તેના મ્હોટા ચાર ગુણ છે, તે હું તમોને જણાવું છું;" આટલી વાત સાંભળતાંજ સ્વેચ્છાલાલ આ પંડિતને દહીંનો શોખીન જાણી, અને તેના ગુણોનો વખાણનાર છે, એમ સાંભળતાંજ તેના ઉપર પ્રતીતિપૂર્વક પ્રેમ કરવા લાગ્યો, તો પણ તેની પક્કી ખાત્રી કરી લેવા માટે પોતાને સારૂ દહીં લેવા પંડિતજીને મોકલ્યા વિવેકચંદ તો આગલા પડિતોની મુસી-

બત જાણતા હતા, તેથી તેણે તો શેરની ઉપર પાશેરક દહીં વધારે જોખાવીને કુંવરને આપ્યું જેનું વજન જાણીનેજ કુંવરને પંડિત ઉપર બહુ ઇતબાર આવ્યો, અને પોતાનો ખરો હિતેચ્છુ જાણ્યો. અને પૂછ્યું કે "પંડિતજી દહીંના પેલા મોટા ચાર ગુણ તે કયા? તે મને કૃપા કરીને કહો," ત્યારે પંડિત બોલ્યા કે "અરે ભાઈ! એના ગુણની શી વાત કહું? એ દહીં અત્યંત ગુણકારી, સુખકારી, હિતકારી છે," ઇત્યાદિક પ્રશંસા પંડિતે સ્વેચ્છલાલને પોતાને સંપૂર્ણ અનુયાયી કરવાના હેતુથી કરી, અને પછી સ્વેચ્છલાલના ઘણા આગ્રહને લીધે દહીં ખાવાના મોટા ચાર ગુણ વિવેકદાસજીએ આ પ્રમાણે કહ્યા —

"૧ ભાઈ! એમાં એક તો મોટો ગુણ એ છે કે દહીં ખાનારને કૂતરૂં કદી પણ કરડે નહિ, ૨ તેના ઘરમાં ચોર આવી શકે નહિ. ૩ તેનું કૂવામાં પડીને કોઇ દિવસ મરણ થાય નહિ, ૪ તેને કોઇ વખત પણ હજામત કરાવવીજ ન પડે," આ સાંભળીને સ્વેચ્છાલાલ તો અજબ થઇ ગયો, અને પૂછવા લાગ્યો કે "સાહેબ! તે શી રીતે?" ત્યારે પંડિત બોલ્યા કે "જુઓ દહીં ખાનારને દહીંના શીતળ વિકારના પરિણામે તેના શરીરમાં શરદી રહે, હાથ પગમાં સંધીવા જણાય, તન કંપે, દમ ચડે, શ્વાસોશ્વાસ બહુમંદ અને તે પણ માંડ માંડ લેવાય, શરીરમાં સદાય ૧૦૨ થી ૧૦૩ ડીગ્રી સુધી તાવ રહ્યા કરે, અને અતિ નબલાઇને લીધે હાથમાં લાકડી હમેશાં રાખીને ચાલવું પડે, અને મુખ ઉપરથી દાઢી મૂછના, અને માથા ઉપરથી સર્વ વાળ ખરી પડે, તેથી મસ્તક ઉપર ટાલ પડે, વળી રાત આખી દમને લીધે ખાંસી આવ્યા કરે, ઇત્યાદિ શરીરની સ્થિતિને લીધે મેં તમને પૂર્વે કહ્યા તે મોટા ગુણોનો તેને લાભ થાય છે, હાથમાં લાકડી હોવાને લીધે કૂતરૂં તેની પાસે આવી શકતું નથી, તો પછી તેને કરડવાની તો વાતજ શી! આખી રાત ખાંસીને લીધે ખૂ ખૂ કરતાં થકાં જાગતો જાણીને ચોર તેના ઘરની સામું પણ જોઈ શકે નહિ, તો પછી તેને ત્યાં ચોરી કરવાની તો વાતજ શી! વળી તનમાં કંપારી અને શરદીને લીધે ઠંડા પાણીને પણ અડકે નહિ, તો પછી ઠંડા પાણીના કૂવા પાસે જવાની અને તેમાં પડી જવાની

વાતજ શી ! અને માથે ટાલ હોવાથી, અને વાળ તેનાથી રીસાય ગયેલા હોવાથી હજામતની તેને જરૂરજ શી ! આ શિવાય તેને શરીરમાં નિરંતર તાવ રહેતો હોવાથી શિયાળામાં તાપણી કરવી ન પડે, કંપારી છૂટતી હોવાને લીધે ગરમીમાં પંખો લેવો ન પડે, ઇત્યાદિક તેના કેટલા ફાયદા હું કહું ? મને તો દહીં બહુ સારૂં લાગે છે." સ્વેચ્છાલાલ આ વિવેકચંદની વાત સાંભળીને મનમાં હેબકાઇ જઈને ત્રાસ પામતો બોલી ઉઠયો કે "અરે ભલા માણુસ, ઓલિયાના પીર, અલ્લાના વલિ, આ તો દહીંના ભયંકર દુષણો, દારૂણ અવગુણો, અને મહાન ગેરફાયદા છે, તેને તમે મોટા ગુણ કહો છો ?" ત્યારે યુક્તિચંદ વિવેકચંદે કહ્યું કે "તે તો તમે જાણો, મને તો તેમાં કાંઈ નુકશાન જણાતું નથી;" ત્યારે સ્વેચ્છાલાલે કહ્યું કે "પંડિતજી ! તમે જેટલા આ શરીરના રોગ અતિ દહીં ખાવાના પરિણામે વર્ણવ્યા, તે સર્વેનો હું અત્યારે અનુભવ કરૂં છું અને મને તો તે મહા વિટંબણારૂપ છે, અને તમારા કહ્યા પ્રમાણે તે દહીંના વિકારો છે, એમ આજજ મને સિદ્ધ થયું, તેને તમે ગુણ કેમ કહો છો ? હું પ્રત્યક્ષ આ વ્યાધિઓ ભોગવું છું, તે શું દહીંના ફાયકા કહેવાય કે ?" વિવેકચંદજી કહે "કે ભાઇ મને તો મારા પરમ મિત્ર ધનવંતરિવૈદે તો દહીં ખાવાના આ બધાં ફળ કહ્યાં હતાં, તેથી જો કે હું દહીં ખાતો નથી, તો પણ તે ગુણ મેં યાદ રાખ્યા અને દહીંને તેથી હું વખાણું છું," સ્વેચ્છલાલને હવેથી દહીંનું નામ પણ બહુજ અકારૂં થઈ પડયુ, અને હવે તેનો કેમ ત્યાગ કરવો, તેની કોઇ યુક્તિ પંડિતજીને આજીજીપૂર્વક પૂછવા લાગ્યો; વિવેકચંદે ખરો અવસર જાણી તેને ધીમે ધીમે શેર ઉપરથી પોણોશેર, પછી અચ્છેર, પછી પાશેર, અને પછી કોઇ દિવસ લાવે, અને કોઇ દિવસ નહિ, એમ કરાવી કરાવીને સ્વેચ્છાલાલને દહીંની વિકાળ કુટેવનો ત્યાગ કરાવ્યો, અને તેથી તે સંપૂર્ણ નિરોગી થયો.

ઉપનય—અશુદ્ધ ઉપયોગરૂપ ધનાઢય શેઠ મોહિતલાલ જાણવો, અને મિથ્યાત્વ મોહ, અજ્ઞાનાદિ મિથ્યાભિનિવેશમમત્વી પ્રાણી સ્વેચ્છલાલ જાણવો, અને યુક્તિ, પ્રયુક્તિ, અવસર ઉચિત, તથા જીવોની વિચિત્ર પ્રકૃત્તિ, પરણતિ આદિ સર્વના યથાર્થ જ્ઞાતા મહા હિતકારી, સદ્ગુરૂ મહારાજા વિવેકચંદજી પંડિત જાણવા.

( ભવિકાની દેશી. )

( કાવ્ય. )

મૂરખ શિષ્ય નિપાઇ જે પ્રભુ, પહાણને પલ્લવ આણે;
તે ઉવજ્ઝાય સકલ જન પૂજિત, સૂત્ર અરથ સવિ જાણે. રે ભવિકા૦

૪ કઇ્યાપ્રકાર કુમતિ બાઇ કેવી રીતે ડાહ્યાં સુમતિબાઇ થયાં ?

દ્રષ્ટાંત—કનકપુરમાં પુનમચંદજી નામા એક બોહોળા કુટુંબ-વાળા વ્યવહારી શેઠ વસતા હતા, તેના મોટા પુત્ર ભોળાનાથને એક કુમતિબાઇ નામે મહા કલેશકારી, ક્રોધ મુખી, મૂર્ખ, આળસુ, હઠીલી, અને સ્વચ્છંદી વહુ હતી, તેના નિરંતર કલેશને લીધે આખું કુટુંબ તેનાથી ત્રાસ પામીને કટાલી ગયું હતું, તેને સુધારવા માટે શેઠે બહુ ઉપાયો યોજ્યા, પણ સર્વે વ્યર્થ; છેવટે લાચાર બનીને તેને તેના પિયરમાં મોકલી દેવાનો નિશ્ચય કરીને તે વહુના એકના એક સમજુ, વિવેકી જિનમતિ વાસિતભાઇ વિનયચંદ ઉપર પત્ર લખીને વિનતિ કરી કે "તમારી બહેનને હવે તો તમે પોતે આવીને તેડી જાઓ, અને તમારે ઘેર રાખીને સુધારો, અમને એક ઘડી પણ સુખે જંપવા દેતી નથી" ઇત્યાદિ લખેલ પત્ર, વહુના ભાઇ વિનયચંદને મળ્યો, તેણે તે વાંચ્યો, અને તેની બેનને સુધારવાનો મનમાં ઉપાય શોધી કાઢયો. પોતે અન્ન પાનાદિનો કાંઇક ત્યાગ કરી, ઉપવાસ આદિ તપસ્યા કરી, પંચ પરમેષ્ઠિ મહારાજના ધ્યાનપૂર્વક શરીરને ગાળી નાખ્યું; પછી બે ત્રણ માસ પત્ર આવ્યાને થયા, ત્યારે ફાટેલ તૂટેલ જીર્ણ વસ્ત્ર પહેરી હાથમાં લાકડી લઇને, પોતે શરીરે તો અતિ દુર્બળ થઇ ગયેલ હતો તેથી દીન, દરિદ્રી, દયામણા માંદા પુરૂષનો ડોળ ધારણ કરીને વીલે મુખે મહા ચિંતાતુરરૂપે પોતાની બહેન પાસે સિધો આવીને એકાંતે મળ્યો, અને નિરાશાથી પૂછયું કે "બોલ બહેન શું કામ છે ?" બહેન તો પોતાના એકના એક ભાઇનું આવું દુઃખમય શોકાતુર સ્વરૂપ દેખીને અતિ દુઃખ પામતી બોલી ઉઠી કે ' અરેરે ભાઇ આ તને શું થઇ ગયું ? આવા હાલ કેમ બન્યા ? અને તેં મને અત્યાર સુધી કાંઇ પણ કેમ ન જણાવ્યું ?" વિનયચંદે

ઠાવકું મ્હો રાખીને કહ્યું કે "બહેન કાંય બોલવાની વાત નથી ! કર્મની વિટંબણા છે, ધન બધું જતું રહ્યું, ચાકરી તૂટી ગઈ, શરીરે આજ છ માસ થયાં હેરાન છું, અને હવે તો આપણો જંડુ ભટ વૈદ અને મૂળચંદજી મહારાજ કહે છે કે, "તમારો રોગ મટવાનો એકજ ઉપાય રહ્યો છે, અને તે તમારી બહેનના હાથમાં છે,' પછી મેં તે ઉપાય તેઓને પૂછયો, તો જાણ્યું કે એ ઉપાય તો બહુ આકરો છે, મહારી બહેનથી કદી બને નહિ, અને હું એને મારે માટે દુ:ખમાં નાખીશ નહિ, ભલે મારૂં જે થવાનું હોય તે થાય,' ત્યારે તેઓએ કહ્યું કે "ત્યારે બીજો કોઇ ઉપાય ધર્મનો કે ઔષધનો અમારા જાણવામાં રહ્યો નથી, માટે અલ્પ કાળમાં તમારૂં આયુષ્ય થાકશે, માટે આત્મ કલ્યાણ થાય તે કરો," પછી મેં વિચાર્યું કે "બહેનને તો મળી આવું, પછી હું મારૂ જે બનશે તે ફોડી લઇશ, માટે બહેન ! બોલ; હવે તારી શી ઇચ્છા છે ?" આટલું વિનયચંદ ઘણા થાકલા ખાતો ખાતો અને આંખમાં આંસુ લાવતો દીન મુખે બોલીને મૂંગો રહ્યો; ત્યારે તેની બહેન કુમતિબાઇ તો છાતી ફાટ રોવા લાગી, અને વિલાપ કરતાં બોલી કે "અરેરે મારા એકના એક ભાઇને આ શું થયું ? હે ભાઇ ! તે ઉપાય જે મારા હાથમાં છે તે તો મને કહે તે ગમે તેવો આકરો હશે તો પણ તારે માટે હું કરીશ, મારા એકના એક ભાઈ માટે કરીશ, મારો જીવ આપીશ, પણ મારા ભાઇને ઉગારીશ, માટે બોલ ભાઇ ! તે ઉપાય તું મને જલદી કહે અને તે કરવાને હું હમણાંજ તયાર છું;' વિનયચંદે કહ્યું કે "બહેન ! ફોકટ હઠ કરમા, તે તારાથી બને તેમ નથી, બહુ આકરો છે, તેમાં બહુ સાવધાન રહેવું પડે તેમ છે, લેશ પણ ગફલતી ચાલે તેમ નથી, કુમતિબાઈ બોલી કે "ભલે; પણ તું મને તે કહે અને હું તે પ્રમાણે બરાબર વર્તીશ, મારા એકના એક ભાઈ માટે ગમે તેવું દુ:ખ હશે તો તે સઘળું સહન કરીશ." પછી વિનયચંદે કહ્યું કે "ત્યારે બહેન ! સાંભળ, મહારાજે કહ્યું છે કે જો તમારી બહેન મોઢામાં દોરો રાખીને છ મહિના સુધી બોલ્યા વગર સઘળું કામકાજ કર્યા કરે, ગમે ત્યાં જાય આવે, ગમે તેવું કોઇ પણ અણઘટતું બોલે કે ગાળો દે કે મારે કૂટે તો પણ તે છ મહિના સુધી એક પણ વચન બોલે નહિ, અને દોરો મુખમાથી કાઢે નહિ તો છ મહિનાને અંતે

તે તમારી બહેનના પવિત્ર વ્રતને લીધે તમારો સર્વસ્વ રોગ નાબૂદ થઈ જઇ, તમે સંપૂર્ણ આરોગ્યવંત દીર્ઘાયુ થશો;" બહેને આ વાત કબુલ કરી; બીજે દિવસે સવારથી મુખમાં દોરો રાખીને ઘરનાં સર્વે કામો કોઇના કહ્યા વિના પોતેજ બરાબર રીતે સર્વને સંતોષ પમાડતી કરવા મંડી ગઇ, અને તેની સાસુ, સસરા, જેઠ, દીયર વિગેરે ગમે તે કહે તો પણ પોતે તે સર્વ પોતાના ભાઇને માટે સહન કરીને બધાને અનુયાયીપણે વર્તવા લાગી, અને સર્વને સંતોષ ઉપજાવ્યો; કેમકે "જો હું તેમ ન વર્તું તો મારો ભાઇ મરી જાય," એવા ભયથી તેણે છ મહિના, બરાબર પ્રતિજ્ઞાપૂર્વક શાંતપણે નિર્ગમન કર્યા; તે દરમ્યાનમાં તેને બોલવાનું ન હોવાથી અને સાંભળવાનું ઘણું હોવાથી સહુનાં બોલવાનાં કારણોનો, કૃત્યાકૃત્યનો, લાભાલાભનો, હિતાહિતનો વિચાર સહેજ સ્ફૂરી આવ્યો, અને વિચારતાં પોતાની ભૂલ માલમ પડી, પોતાનો મહા દુરાગ્રહી સ્વભાવ સમજી, કુટુંબની વિચિત્ર વ્યક્તિઓના ભિન્ન ભિન્ન સ્વભાવ કેમ જાળવવા, અને પોતાની ચિત્તની સમાધિ રહે, મૌનપણાનો દોરો મુખમાંથી નીકળી ન જાય, તેની તેને બહુ કાળજી રહેવાથી મન વશ થયું અને ચિત્તમાં સમાધિ થઈ, સુવિચારની વૃદ્ધિ થઈ, શરીરને તથા આત્માને શાંતિનું સુખ થવા લાગ્યું, આખું કુટુંબ તેની ફરેલી પ્રકૃતિની વારંવાર પ્રશંસા કરતું હોવાથી તેના મનમાં કાંઇક નવીનજ આનદ ઉદ્ભવ્યો, અને છ મહિના સુધી શાંતપણે મૌનનું અવલબન કરતાં તે કુમતિબાઇનો મૂળ સ્વભાવ જે ઉગ્ર કજીયાખોર હતો તે ફેરવાઈને મહા શાંત, સમતાવંત થયો તેથી તે સાધ્વી સમાન પવિત્ર વૃત્તિવાળી સહુને લાગી, અને હવે તો શેઠે બહુજ પ્રસન્ન થઇને વિનયચંદ ઉપર વહુની ઘણી પ્રશંસાનો પત્ર લખ્યો, અને વહુ પ્રત્યેનો પોતાનો સંપૂર્ણ સંતોષ જાહેર કર્યો, તે પત્ર પહોંચતાં અને છ મહિનાની અવધી પણ પૂરી થતાંનેવાર વિનયચંદ કુમતિબાઇ જેનું નામ હવે તેના સસરાએ ફેરવીને સુમતિબાઇ રાખ્યું હતું, તેને આવી મળ્યો, અને તુરતજ બહેનનું સઘળું સ્વરૂપ એકાંતમાં જાણી લીધું; બહેન પણ પોતાના ભાઇને પૂરે પૂરો આરોગ્યવંત, બળીષ્ટ, તેજસ્વી, આનંદિત ચહેરાયુક્ત, મહા મૂલ્યવાન વસ્ત્રાલંકારમાં સજ્જ થયેલો દેખીને બહુ ખુશી થઈ; એટલુંજ નહિ પણ પોતાની સુધારણા કરવા માટેની તેની ઉત્તમ

યુક્તિ માટે ઘણોજ આભાર માન્યો, અને હવેથી ભાઇનો પ્રેમ તે ખરેખરો ધાર્મિક, પરમાર્થિક. ગુણાનુરાગી પ્રેમ થયો, પછી વિનયચંદે તેના સસરા પુનમચંદજી પાસે આવીને કહ્યું કે "આલો શેઠ વહેલા થાઓ, તમે મને મારી બહેનને તેડી જવાનો પત્ર લખ્યો હતો, માટે તેડવા આવેલો છું, માટે મોકલો, હું તેને તેડી જાઉં, ત્યારે પુનમચંદજીએ તથા તેના સમગ્ર કુટુંબીઓએ વહુની ફેરવાઇ ગયેલી ઉત્તમ વર્તણુકનાં બહુ વખાણ કર્યાં, અને "વહુ તો અમારે હવે કુંકુમને પગલે આવેલી પુન્ય પનોતિ સૌભાગ્યવંતી લક્ષ્મી છે, સાક્ષાત્ સરસ્વતી છે, અમે તેને એક ઘડી પણ હવે અમારાથી અલગી નહી કરીએ અમારા પ્રાણથી પણ અધિક પ્રીય વસ્તુ છે અમારે સર્વે રૂડાં વાનાં તો તે વહુને લઇને છે; માટે તમે સુખેથી પધારો, અને હવે કોઈ પણ જાતની ચિંતા રાખવી નહિ;" આ પ્રમાણે વિનયચંદના યુક્તિપૂર્વક વિવેકના વિલાસથી સર્વે સગાં સ્નેહીઓ સુખી થયાં.

ઉપનય—ચેતનરૂપી પુનમચંદ શેઠ જાણવો, તેની કુમતિ એટલે માઠી મતિ અશુભ પરિણતિ તે કુમતિબાઇ વહુ જાણવી, સગાં સ્નેહી, કુટુંબ, તે પરિવાર સમસ્ત જગત્ જીવો જાણવા, અને પરમ હિતકારી, મહા વિવેકી, એકાંત હિતચિંતક, સદાગમાનુસાર શુભ મતિ દાયક, સદ્ગુરૂ મહારાજા રૂપે વિનયચદ જાણવો; અને શુભ પરિણતિ રૂપ ફેરવાયલી સુમતીબાઈ જાણવી.

( કાવ્ય. )

ભાવનાચંદન સમ રસ વયણે, અહિત તાપ સવિ ટાળે;
તે ઉવઝાય નમિજે જે વળી, જિન શાસન અજુવાળે. રે ભવિકા૦

૫ અવિચારી, કામાંધ મનવો ચંડાળ, કેવી રીતે મહા સદાચારી સંત મહાત્મા સાધુ થયો ?

દ્રષ્ટાંત—માધવપુર નામે એક નગરમાં ભદ્રિકસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો; તેને ગુણધર્મા નામે એક શુશીલ, ધર્માત્મા, ગુણવંતી રાણી હતી; તેજ નગર મધ્યે તે રાજાના મહેલનું પાયખાનું

સાફ કરનાર મનવો કરીને એક ચંડાળ, તેની વિષયા નામે ચંડાળણી સ્ત્રી સાથે વસતો હતો; એકદા તે મનવાએ પાયખાનું સાફ કરતાં કરતાં નિચેથી ઉપર જોતાં રાણીનું સ્વરૂપ દીઠું, અને અત્યંત મોહ પામ્યો, અને ત્યારથી તેને વિષે તે એટલો તો કામાંધ થયો, કે તે દિવસે દિવસે શરીરે લેવાતો ગયો, રાણીના સમાગમ વિના તેને ચેન પડે તેમ હતું નહિ, અને તે વાત તો છેકજ અશકય હતી, તેથી તે કોઇને કહી પણ શકે નહિ, અને કામ વિકારનો ત્યાગ પણ થાય નહિ, તેથી તેને તો સર્પે છછુંદર ગળ્યા જેવું થયું; તેની સ્ત્રી વિષયા પોતાના પતિને કોઇ મહા વ્યાધિ કે ચિંતાથી દુર્બળ થતો જાણીને મનવાને તેનું ખરૂં કારણ આગ્રહપૂર્વક પૂછતાં મનવાએ રાણી ઉપરનો પોતાનો વિકાર ભાવ જણાવ્યો, જે સાંભળીને વિષયાએ તેને ઘણો નિભ્રંછયો, અને કહ્યું કે "આમાં તો તાહરૂં મોત થશે અને કાંઇ વળશે નહિ, માટે સમજ અને દુર્ધ્યાનનો ત્યાગ કર," પણ મનવો એકનો બે થયો નહિ; પછી વિષયા લાચાર બનીને પોતાના પતિનું કામ કોઇ રીતે સિદ્ધ થાય એવા હેતુથી એક દિન રાજ મહેલની સામે આવીને રાણી સાંભળે તેવી રીતે છાતી ફાટ રૂદન કરવા લાગી, તેને ઘણા વખત સુધી અતિ કલ્પાંત કરતી જોઇને રાણીએ તેને પોતાની કાંઇક નજીક બોલાવીને પૂછયુ, કે "તને એવડું કયું દુઃખ છે કે આટલું બધું રડે છે?" વિષયા કહે કે, "અન્નદાતા, રાણીજી સાહેબ, કંઇ કહી શકાય તેવી વાત નથી અને દુઃખથી રહેવાતું નથી માટે રડુ છું;" રાણી મહા દયાળુ ધર્માત્મા હોવાથી બહુજ મીઠે વચને વિષયાને આસના વાસના કરીને પૂછતાં તેણે પોતાના પતિની જે હકીકત હતી તે શરમાતાં શરમાતાં નિવેદન કરી અને કહ્યુ કે "મારો પતિ જરૂર મરણ પામશે, માટે હવે હું શું કરૂં?" રાણીએ કહ્યું કે "ફીકર નહિ, હું તને જે ઉપાય બતાવું છું તે પ્રમાણે જો તારો પતિ બરાબર કરે, તો તેની મુરાદ બર આવશે; તે ઉપાય એ છે કે, આપણા શહેરના મ્હોટા માણેક ચોકના મધ્ય ભાગમાં જયાં ચાર રસ્તા ભેગા થાય છે, તે ઠેકાણે જોગીને વેશે એક મહિના સુધી ઉપવાસ સહિત સર્વથા પ્રકારે મૌનપણે નાસિકાના અગ્ર ભાગ ઉપર નેત્રને સ્થાપી, ઉભો ઉભો એકાગ્ર ચિત્તે મ્હારૂં ધ્યાન કર્યા કરે, અને તે દરમ્યાનમાં બીજે કયાંઇ પણ તેનુ

ચિત્ત જો જાય નહિ તો એક માસને અંતે હુ તેની પાસે હાજર થ-ઇશ, પણ જો તેના ધ્યાનમાં લેશ: પણ ખામી આવી જાણીશ તો તેનો સર્વ શ્રમ તથા મનોરથ વ્યર્થ થશે, તેની આસપાસ ફરતા મારા ચોકીદારો રાત દિવસ રહેશે. માટે જો બની શકે તો પૂછી આવ, અને હા પાડે તો કાલ સવારથી તે પ્રમાણે કરવું શરૂ કરે."

પછી વિષયાની વાત સાંભળતાં મનવો જે મરણ પથારીએ પડયો હ-તો. તે તુરતજ હોંશમાં આવી ગયો, અને મળવાનો કોઇ પણ ઉપાય છે, અને તે પણ રાણીએ પોતેજ કહેલો હોવાથી તત્કાળ બીજી સવા-રથી જોગી બનીને માણેક ચોકની વચમાં જઇને એકાગ્ર ચિત્તે રાણીનું ધ્યાન કરતો ઉભો રહ્યો; કેટલાએક દિવસ એમ વિત્યા, તેટલામાં તો નગરના ભોળા મરદો તથા સ્ત્રીયોનાં ટોળે ટોળાં આ મહાત્મા તપસ્વી યોગીના દર્શનાર્થે, સેંકડો ભેટસોગાદ, નજરાણાં, બક્ષિસો લઇને નિકળી પડયા, અને મનવાની આગળ તો હીરા, માણેક, મોતી, વિગેરે ઝવેરાત, તથા સોના રૂપાના સિક્કાઓનો, તથા અમૂલ્ય વસ્ત્રા-લંકારોનો મોટો ઢગ થયો, જેની કિંમત કરોડો રૂપીયાથી પણ અ ધિક થતી હતી, તે સર્વની ચોકી રાણીના શુભટો ત્યાં ફરતા રહી કરતા હતા. એમ કરતાં કરતાં મહોટા શેઠશાહુકારો, અમલદારો, અને છેવટે મંત્રી વર્ગ તેમજ રાજા પણ આ મનવા યોગીશ્વરની પૂજા, ભક્તિ, સેવા અર્થે અવાર નવાર પધારવા લાગ્યા, અને ગામો ગામ મનવાની કીર્તિ પ્રસરી ગઇ, હજારો ગાઉથી લોકો તેની જાત્રાને અર્થે આવતા હતા; અંતે એક માસ પૂરો થયો, તેવારે મનવે અવધિ પૂરી થઇ જાણીને ધ્યાન સમાપ્ત કર્યું, અને પોતાની આગળ જૂએ છે તો લાખો લોકો અને પુષ્કળ દોલત ચોપાસે ફરી વળેલ દીઠાં, જે ઉપરથી વિચાર કરવા લાગ્યો, કે " અહો ? આ શું માનપણે દ્રઢ ચિત્તે તપ યુક્ત કરેલ અશુભ એકાગ્ર ધ્યાનનો પણ મહિમા તો જૂઓ ! હા હા ! આ સર્વે કષ્ટ, માત્ર મારા દુષ્ટ વિકારની પુષ્ટિ માટે કરૂં ? નહિ નહિ, લોકોએ મને તેવો જાણીને, આ ભક્તિ કરી નથી, પણ બહારનારૂપ પ્રમાણે અંતરનું શુદ્ધ માનીને કરે છે, જૂઓ, આ તેઓ મારી પ્રશંસા કરી રહ્યા છે; માટે મારે તો આ ધ્યાનમાંથી દુષ્ટ વિ-કારી આશીભાવ કાઢી નાખીને ભલા ભગવાન જે પરમાત્મા તેનુંજ હવે આ પ્રમાણે નિરંતર ધ્યાન કર્યા કરવું, અને તે પ્રભુનુંજ મને

શરણુ હો; તે મહાત્મા રાણી સાહેબનું સદાકાળ ભલું થાઓ, જેણે મને આવી ઉત્તમ યુક્તિથી સર્વોત્તમ માર્ગે ચડાવ્યો; અહો આ વેશનો પ્રભાવ! અહો આ ક્રિયાનું સુખ! તેથી મને શાંતિમય પરમ આલ્હાદ સાક્ષાત્ કેવો અનુભવવામાં આવે છે! અહો? હું એક નીચ ચંડાળ દુરાત્મા, પાપીષ્ટ છતાં મ્હોટા મ્હોટા રાજાઓ તથા શ્રીમંતોનો પૂજનિક થયો; તે શાથી? જરૂર જરૂર પૂર્વે થઇ ગયેલા મહાત્મા યોગીઓની વાનકીથી પણ મને તો માત્ર બાહ્ય ક્રિયાડંબરે મને આટલો બધો લાભ જણાય છે, તો જો હું શુદ્ધ મને શુદ્ધ પરમાત્મ ધ્યાનજ કરૂં, તો હું ખરેખરો યોગી થઇ મારા આત્માને વૈકુંઠમાં મોકલી શકું; માટે બસ, આ સર્વ મિથ્યા ટોપ અસત્ય ડોળ અને માયા પ્રપંચથી સર્યું બસ મ્હારે તો હવેથી માસ માસના ઉપવાસ આવી રીતે શુદ્ધ ધ્યાનપૂર્વક કરવા, મહારાણી સાહેબનો સદાય ઉપકાર માનવો, અને સર્વથા ત્યાગી રહીને આજ સ્થળે મારો દેહોત્સર્ગ, સુખ સમાધિમાં થાઓ એવી હું દ્રઢ પ્રતિજ્ઞા કરૂં છું." આમ વિચાર કરે છે, તેવામાં રાણી એકદા બપોરે ત્રણ બજે ભાત ભાતના ભોજન ખાનપાનાદિ અતિ સુંદર મધૂર પદાર્થોથી ભરેલા સુવર્ણ થાળ, ફળ ફૂલથી ભરેલી સુવર્ણ રકાબીઓ, તથા સુગંધિ મિષ્ટ જળમય રત્ન જડિત સુવર્ણ કલશા અને વિવિધ તાંબુલ મુખવાસ પ્રમુખ લઇને સોળે શણગાર સજી, "મનવાની સન્મુખ, રાજા સહિત આવીને હાજર થઇ, અને મનવાને બોલાવ્યો કે "બોલ હવે તારી શી ઇચ્છા છે? હું આ તારી પાસે ઉભી છું."

મનવો લજ્જા પામતો થકો પણ આંખમાં પરમ હર્ષનાં આંસુ લાવીને અતિ નમ્ર થયો થકો બે હાથ જોડીને રાણીને મહા ભક્તિપૂર્વક પગે લાગ્યો, અને બોલ્યો કે "હે માતા! હે ધર્માત્મા! હે દયા મૂર્તિ! અહો મારી પરમ ગુરૂણી પરમ સુખદાતા, તમારૂં જુગોજુગ પર્યંત કલ્યાણ થાઓ, ચિરંકાળ સુખમાં રહો, અને મારો અપરાધ ક્ષમા કરીને મને આવી રીતે મ્હારૂં આત્મ કલ્યાણ કરવામાં સદા સહાયભૂત થાંઓ." પછી રાણીએ તેની ઘણી પ્રશંસા કરી, તેને સારી રીતે ભોજન કરાવ્યું, હવે તે દિવસથી મનવો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યો; અને તેને પરિણામે તેની પરમ સદ્-

ગતિ થઇ અને તેની સર્વ દોલતમાંથી ચોથો ભાગ તેની સ્ત્રીને તથા બીજો ચોથો ભાગ તેના કુટુંબ પરિવારને, શેષ સાર્વજનિક કલ્યાણાર્થે અર્પણ કરવામાં આવ્યું.

ઉપનય—વિષય કષાય યુક્ત દુર્ધ્યાનવાળું પ્રાણીનુ મન તે મનવો જાણવો. અજ્ઞાની બાહ્ય દેખાવ, બાહ્ય ક્રિયા, અને બાહ્ય આટોપથી ભોળવાઇ જતા એવા ધર્માંધ પેમલા પેમલીરૂપ જે ભોળા લોકો તે રૂપ ભદ્રિકસિંહ રાજા જાણવો, અને વિષયાધીન અશુદ્ધ વહેવાર પ્રવર્તક મૂઢ મતિરૂપ વિષયા જાણવી, તથા સદાગમે દ્રઢ પ્રતીતિપૂર્વક, નિપુણ દયામય જિન મતિરૂપ તે ગુણધર્મા રાણી જાણવી, અને સંત, સદાચારી મહાત્મા યોગીરૂપે સુધરેલા શુદ્ધ ચેતનને સુમતિવત સંત મનવો જાણવો; તથા દંભિ, વેષધારી, બાહ્યાડંબરી, પાખંડી કુગુરૂઓ, માત્ર નામધારી સાધુ, જોગી, સન્યાસીરૂપ પૂર્વાવસ્થાનો અશુદ્ધ મનવો જોગી જાણવો.

( કાવ્ય. )

સોના તણી પરે પરિક્ષા કીજે, દિન દિન ચઢતે વાને;
સંજમ ખપ કરતા મુનિ નમીયે, દેશકાળ અનુમાને રે. ભ० ૧
અપ્રમત્ત જે નિત્ય રહે, નવિ હરખે નવિ સોચે રે;
સાધુ સુધા તે આતમા, શું મૂંડે શું લોચે રે. ભ० ૨

( પદ. )

જોગ જુગતિ જાણ્યા વિના, કહા નામ ધરાવે;
રમા પતિ કહ્યા રંકકું, ધન હાથ ન આવે. જોગ० ૧
ભેખ ધરી માયા કરી, જગકું ભરમાવે;
પુરણ પરમાણંદકી, શુદ્ધિ રંચ ન પાવે. જોગ० ૨
મન મૂંડયા વિણ મૂંડકુ, અતિ ઘેટ મૂંડાવે;
જટા જુટ શિર ધારકે, કોઉ કાન ફ્રરાવે. જોગ० ૩
ઉર્ધ્વ ભુજા અધો મુખે, તનુ તાપ તપાવે;
ચિદાનંદ સમજ્યા વિના, ગિનતી નહી આવે. જોગ० ૪

———

## ૪૦ વિભાગ. શ્રાવક મનોરથ ભાવના.

( દુહા. )

સમરી સરસ્વતિ ભગવતિ, પ્રણમી પાસ જિણંદ;
ભવિક જીવના હિત ભણી, કરશું શુદ્ધ પ્રબંધ. ૧

શ્રાવક એમ ધ્યાવે સદા, ત્રણ મનોરથ સાર;
સંક્ષેપે તે વર્ણવું, ભવિક જીવ હિતકાર. ૨

કરૂં બાલાવબોધ ભાષામય, જ્યાં નિશ્ચય વ્યવહાર;
હલુ કર્મા સમજે તુરત, સમજ્યા હોય સુખકાર. ૩

હવે ભાવનાનું સ્વરૂપ ભાષામાં લખે છે—પ્રથમ પ્રભાતે ચાર ઘડી રાત લઇને સુશ્રાવક ઉઠે; ઉઠીને શી કરણી કરે ? તો કે તે મનને વિષે ત્રણ મનોરથ વિચારે; તેનાં નામ; ૧ આશ્રવ થકી મૂકાયાનો વિચાર કરવો; ૨ કયે દિવસે સર્વ વિરતિરૂપ ચારિત્રદશા પામીશ, એમ ચિંતવે; ૩ સંથારાપૂર્વક શુદ્ધ આરાધનાની ભાવના યુક્ત સમાધિ મરણનો મનોરથ કરે, હવે તેમાં પ્રથમ આશ્રવ નિવૃત્તિ ભાવના ભાવે છેઃ–આશ્રવ કહેતાં જે રાગ, દ્વેષ, વિષય, કષાયાદિ મોહની અશુદ્ધ પરિણુતિએ કરી, અશુદ્ધ નિમિત્તને રાત દિવસ સેવતો થકો, આ જીવ આ સંસારને વિષે, જ્ઞાનાવરણાદિ કર્મદલીક સમય સમય અનંતા અનંત ગ્રહણ કરવારૂપ આશ્રવથી નિજ આત્માને ભરી, તે ભારે કરી, નર્ક, નિગોદ, તિર્યંચઆદિ દુર્ગતિને વિષે અનંતકાળ પર્યંત ભટકયો; અને જ્યાં સુધી હે ચેતન, તું આ અઢારે પાપ સ્થાનકના સેવન પરિણામરૂપ આશ્રવને તજીશ નહિ, ત્યાં સુધી તેજ પ્રકારનું મહા દુઃખમય જન્મ મરણરૂપ ભ્રમણ અનંતકાળ સુધી કરવુંજ પડશે, માટે ચેત ચેત ! આ અજ્ઞાન, મોહ, મિથ્યાત્વાદિ મૂઢ દશાને તજીને, સમ્યગ્જ્ઞાનપૂર્વક સદ્ગુરૂ સમાગમમાં રહી, સમ્યગ્માર્ગનું સેવન કર, જેથી તે ભ્રમણ ટળે, અને આત્મા ખરી રીતે સુખી થાય; આ હિંસાદિ પંચાશ્રવને વશ પડયા થકા, જીવો ધર્મને પામી શકતા નથી; તે આશ્રવના મૂલ ચાર કારણ છે; ૧ જિ-

ન વચનથી વિપર્યાસ બુદ્ધિ તથા મમત્વ ભાવરૂપ મિથ્યાત્વ; ૨ અવ્રત એટલે વ્રત નિયમાદિ ગ્રહણ ન કરે, ઇચ્છાનો નિરોધ થાય નહિ, અને સદાકાળ પુદ્ગલિક આશક્તિ વર્તે તે અવિરતિનાં પરિણામ; ૩ કષાય, તે કામ, ક્રોધાદિ ચિત્તની મહા મલીનતા, સંક્લિષ્ટ પરિણતિ; ૪ યોગ, તે અશુભ મન વચન, કાયાની પ્રવૃત્તિએ અશુભ આરંભાદિ કાર્યોનું ચિંતવન, તથા ભાષણ, તથા કરવાપણું, તે યોગ નામા આશ્રવ જાણવો; આ આશ્રવની પરિણતિ જીવને અનાદિ કાળથી પુદ્ગલ સંયોગે ભવ વાસનારૂપ ચેતનાને વિષે પ્રણમી રહી છે, તેને સદ્જ્ઞાને કરી, વૈરાગ્ય વાસનાપૂર્વક, ગુણાનુરાગી કરીને, દેવ, ગુર્વાદિકના ગુણ ગ્રામાદિ ભક્તિ રસમાં ભીની રાખવી; જેથી ભવ વાસના ઘસાઇ જશે, અને સુગંધી આત્મવાસના પ્રગટ થશે; આ જીવને ખરેખર સર્વ દુઃખનું મૂળ કારણ તો મિથ્યાત્વ છે, તે પર એટલે પોતા થકી ભિન્ન, જે પરપુદ્ગલિક પદાર્થો, દેહ, ધન, સ્ત્રી, પુત્રાદિકને વિષે મારાપણાની બુદ્ધિ, મિથ્યા મમતા, તથા કુદેવ, કુગુરૂ, કુધર્મને વિષે, સુદેવ, સુગુરૂ, સુધર્મની બુદ્ધિ, વળી જીવને અજીવ; અજીવને જીવ, તત્ત્વને અતત્ત્વ, અતત્ત્વને તત્ત્વ, સન્માર્ગને ઉન્માર્ગ, ઉન્માર્ગને સન્માર્ગ, હિતને અહિત, અહિતને હિત, ઇત્યાદિ વિપરીત માનવાપણું, કદાગ્રહપૂર્વક અજ્ઞાન દશા, તે સર્વ મિથ્યાત્વની પરિણતિ જાણવી; અને જ્યાં સુધી હે જીવ! તને આ વિપર્યાસ મતિ છે, ત્યાં સુધી તારૂં સંસાર ભ્રમણ પણ દીર્ઘ, સ્થિર, અને દ્રઢ છે, એમ નક્કી સમજજે; કેમ જે, આ મિથ્યાત્વ છતાં, સર્વ પાપારંભ, દુરાચરણ, અને સમસ્ત દુર્ગુણોના સમુહવાળી અધમ અવસ્થા પણ કદી ટળે નહિ, માટે સત્સંગે જિનાગમ શ્રવણ, સદભ્યાસપૂર્વક, આ મિથ્યાત્વને ટાળવાનો પ્રથમ ઉદ્યમ કર, એટલે પછી, ખરૂં અને ખોટું પારખવાની શક્તિ આવશે; અને ખરૂં જણાશે, ત્યારે ખોટાનો ત્યાગ થશે, અને ખોટાનો ત્યાગ થતાં, ચિત્તની પરિણતિ નિર્મળ, શાંત, શીતળ, સમતામય સર્વ જીવને હિતકારીપણે વર્તશે, તે વિના તો સર્વ તારી ધમા ધમીવાળી ધર્મ પ્રવૃત્તિ, અને સંસાર પ્રવૃત્તિ, બન્ને, એકજરૂપ, ફોતરા ખાંડવા સમાન જાણવી, અર્થાત્. નિષ્ફળ છે; કર્મ બાંધતાં જીવને કાંઇ પણ ઉપયોગ સારાસારનો રહેતો નથી, વિષય,

કષાયાદિમાં મૂઢ થયો થકો, પોતાનું ભાન ભૂલીને, પાપ તથા તેના દારૂણ વિપાકથી પણ નહિ ડરતો, જીવ નીચે દુર્ગતિમાં ઉતરતોજ જાય છે, સદ્‌ગુરૂની શિક્ષા વારંવાર કાને સાંભળે છે, તો પણ પોતાની મતિનું સ્વચ્છંદીપણું, દુરાગ્રહ બીલકુલ છોડતો નથી; આ સર્વ મિથ્યાત્વનું પરિણામ છે, તે મિથ્યાત્વ જતાં, એટલે અનંતાનુબંધી ક્રોધ, માન, મદ, ને લોભ, સમકિત મોહિની. મિશ્ર મોહિની, અને મિથ્યાત્વ મોહિનીરૂપ સાત પ્રકૃતિનો શુદ્ધ ક્ષયોપશમ થાય છે, ત્યારે જીવને સમ્યગ્જ્ઞાનરૂપ સમ્યક્ત્વ એટલે ચોથા ગુણઠાણાની પરિણતિ પ્રકટ થાય છે, ત્યારેજ પોતાને પોતે ઓળખે છે, અને પરને પરપણે જાણીને સર્વ સયોગીક ભાવ થકી વિરમવાનાં પરિણામ થાય છે, માઠી ભવવાસનાનો ખેદ, પ્રશ્ચાતાપ થાય છે, શુદ્ધ આત્મનિંદા પૂર્વક ગુણવંત મહાત્માઓની પરિણતિ તથા પ્રવૃત્તિની અનુમોદના સ્ફૂરે છે, અને આવી ભાવનાનો ગાઢ અભ્યાસ થતાં વિરતિભાવ દેશ થકી. એટલે થોડે અંશે પણ પરિણતિરૂપ પાંચમા ગુણઠાણાની વિશુદ્ધિને અનુસારે પ્રકટે છે; ત્યારે આ જીવ, કોઇ પણ ત્રાસ જીવને નિષ્કારણ, સંકલ્પીને, નિરપેક્ષ, નિરપરાધીને હણુ નહિ, એવી સવા વસાની દયાવાળો સુશ્રાવક જિન વચનને અનુસારે ગણાય છે, માટે હે ચેતન! એવો થા, અને જ્યાં સુધી એવી પરિણતિ થાય નહિ, ત્યાં સુધી તું પોતાને એવો માન નહિ. પણ એવા સમ્યગ્દ્રષ્ટિ પરિણતિવંત મહાત્મા શ્રાવકો, આણંદ, કામદેવાદિના ગુણોને સંભાર, પુણીય શ્રાવકની લુખ્ખી વૃત્તિનો વિચાર કરી, તેની સમતા અને સામાયિક દશાનો અનુભવ કર, અને પછી તું તારામાં શ્રાવકપણાનું ગુમાન રાખ; નિગોદ અને નર્કનાં દુ ખ, શાસ્ત્રાનુસાર સમજીને પ્રતીતિ આણ, અને આ પ્રત્યક્ષ કોગડા, કૂતરા, ઘોડા, બળદ, વિગેરે, તિર્યંચનાં મહા પરવશપણાનાં અવાચ્ય ઘોર દુઃખોને, સાક્ષાત્ નજરે જોઇને સુવિચારપૂર્વક, પાપ કરતાં ત્રાસ પામ, અને કઠોરતાનો ત્યાગ કર, જયણાએ પ્રવૃત્તિ કર; રાગ, દ્વેષાદિ વિભાવ આશ્રવને છાંડ, અને નિજ સ્વરૂપને વિષે રમણ કરવા માટે શુદ્ધ ચારિત્ર પરિણતિની અભિલાષા રાખ; આ મલીન આરંભી ગૃહસ્થાશ્રમનો કયારે હું ત્યાગ કરીને શુદ્ધ અણગારપણું અંગીકાર કરીને અનંત સુખમાં ઝીલી રહીશ! એવી બીજા ચારિત્ર મનોરથની ભાવના ભાવવી, તે બીજી ભાવના જાણવી.

૨ તે ભાવના હવે ભાવે છે:—હે ચેતન! ચારિત્રમાં અલ્પ માત્ર દુઃખ, અને અનંતું સુખ છે, શા માટે જે, મુનિ પરિણતિ સદા આત્મ ધ્યાનમય હોવાથી સત્ય સુખને વેદે છે, ચિત્તના આશય, અત્યંત ઉજ્વળ વર્તે છે, તેથી સમતાનું અનંતું સુખ સ્વપરદાયક થાય છે; વળી તદ્દ્ભવ મોક્ષ પામે, તો ત્યાં અનંતા સુખમાં સદાકાળ લીન રહે. એવું આ ચારિત્ર, ગુણનું ધામ છે; વળી જેને વિષે પાંચ મહાવ્રત રહ્યાં છે, પાંચ સમિતિ છે, ત્રણ ગુપ્તિ છે, પાંચ આશ્રવ ગયા છે, પાંચે ઈન્દ્રિઓને સવરીને ચાર કષાય ટાલ્યા છે. ચાર વિકથા છોડી છે, ચાર સંજ્ઞા જેહની પાતળી પડી છે, ત્રણગારવે કરીને રહિત છે, ત્રણ દંડે કરીને વિરમિત છે ત્રણ વિરાધના જેણે તજી છે. ત્રણ આરાધના જેણે અંગીકાર કરી છે. છ કાયના પ્રતિ પાલક છે, સાતે ભય નિવાર્યા છે, આઠ મદ જીત્યા છે, આઠ પ્રવચન માતાના ધારક છે, નવવિધ બ્રહ્મચર્યના પાલક છે, દશવિધ યતિ ધર્મ અંગીકાર કર્યો છે, અને સર્વ લોકસંજ્ઞાના ત્યાગી છે, એમ અનેક ભેદ યુક્ત વ્યવહાર ચારિત્ર છે, તેને હે ચેતન! તું શુદ્ધ રીતે આદર; અને નિશ્ચય ચારિત્રનું સ્વરૂપ ચિંતવ; કેમ જે હે ચેતન! નિશ્ચય ચારિત્ર પ્રકટ થયે કલ્યાણ થાય, શા માટે જે વ્યવહાર ચારિત્ર તો અભવીને પણ હોય છે, આ જીવ અનંતીવાર આદરી ચૂક્યો પણ કાંઇ કામ આવ્યું નહી, માટે હે ચેતન! તું તારા સ્વભાવ થકી નિશ્ચય ચારિત્રને પ્રકટ કર, જેહ થકી મોક્ષરૂપીણી સ્ત્રી મલે; ચારિત્ર નામ આત્માનું છે, તે માટે આત્માને ઓળખ્યા વિના જે ક્રિયા કરે, તે લેખે આવે નહિં, માટે હે ચેતન! તું તારા સ્વરૂપની ઓળખાણ કર; આત્માનું ઘર, જ્ઞાન, દર્શન, સ્વભાવ છે, તેને વિષે જે સ્થિર પરિણામે રહેવું, તેને ચારિત્ર કહીએ, માટે હે ચેતન! પ્રથમ તું તારા જ્ઞાન દર્શનની શુદ્ધિ કર; પ્રથમ દર્શનની શુદ્ધિ જોઇએ, તે દર્શન સમકિતને કહીએ; અહીંયા કોઈ તર્ક કરશે, જે ચારિત્રના ભાવને વિષે સમકિતનો ભાવ કેમ કહ્યો? કેમ જે ચારિત્ર શુદ્ધિ સાતમે ગુણઠાણે છે, અને સમકિત શુદ્ધિ ચોથે ગુણઠાણે છે, નિચલા ગુણઠાણાનો મુખ્યના ભાવ ઉપલા ગુણઠાણામા પણ મુખ્યતાપણે કેમ કહ્યો? તેને કહીયે જે, તમારો તર્ક બરોબર છે, પણ અહીંયાં કાંઇ દૂષણ નથી, કેમ જે ચોથા ગુણઠાણાની સમકિત શુદ્ધિ કરતાં,

સાતમા ગુણ ઠાણાની સમ્યક્ત્વ વિશુદ્ધિ ઘણી વિશેષ હોય, કારણ કે ઘણી સંક્લિષ્ટ કર્મ પ્રકૃતિઓનો ક્ષયોપશમ થયેલ હોય છે, માટે સમ્યક્ત્વ શુદ્ધિ તો મૂળમાંજ અવશ્ય સર્વત્ર પ્રબળ હોય, તોજ જ્ઞાન અને ચારિત્રની વિશુદ્ધિ પણ પ્રબળપણે સ્ફૂરે છે, તેજ વાત જ્ઞાની મહારાજાએ પણ કહી છે કેઃ—

"સમ્યક્ત્વમેવ તન્મૌનં, મૌન સમ્યક્ત્વમેવ ચ." એટલે સમ્યક્ત્વ એજ મુનિપણું, અને મુનિપણું તેજ સમ્યક્ત્વ છે, એટલે ખરી આત્મદશા છે, બાકી નામ માત્રે કે વેશે કરીને શું હોય? માટે હે ચેતન, દર્શન શુદ્ધિ, શુદ્ધ દેવગુર્વાદિની ભક્તિ કરીને, કર; પછી જ્ઞાનની શુદ્ધિ કરવી, તે આવી રીતે કેઃ–પાંચ જ્ઞાનને યથાર્થ જાણે, દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક નયોના ભેદો, તથા ખટ્ દ્રવ્યના ગુણ પર્યાય, તે બે નયે કરીને, તથા સાત નયના ભંગંતરે કરીને નિક્ષેપ, પ્રમાણ, સમવાય પૂર્વક ખટકારક, તથા આઠ પક્ષાદિ સ્વરૂપનું યથાર્થ જાણપણું કર, તેથી વસ્તુનું યથાર્થ ભાસન શુદ્ધિ થશે, તે ચારિત્ર ભાવમાં શુદ્ધાત્મ સ્વરૂપ ધ્યાન ચિંતવવું, રૂપી, વિનાશી, અનિત્ય એવો જે પર પુદ્ગલિક ભાવ, તે થકી પોતાને જુદો ઓળખીને નિજ રૂપમાંજ રમણ કર, ભાવ થકી પાંચ મહાવ્રતનું ચિતવન કર, અને ચિત્તવૃત્તિને મહા જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય રસથી કોમળ રાખ, કે, હે ચેતન, તું એકલો આવ્યો છે, અને એકલો જઇશ, સાથે નિજ શુભાશુભ કરણીનો પુન્ય પાપ રૂપ પોટલો ભેળો આવશે, અને તે પ્રમાણે ગતિ જાત્યાદિક કર્મનો નાટક વારંવાર ભજવ્યો, અને ભજવવો પડશે, માટે મિથ્યા મમતાનો ત્યાગ કર, સહુ સ્વાર્થે મળ્યું છે, સ્વાર્થનેજ ચહાય છે, અને સ્વાર્થનેજ રડે છે, તારા ૪ પરમાર્થને ચાહીને હિત કરવાવાળા તો તારા ધર્માચાર્ય, સદ્ગુરૂ મહારાજ છે, અને તેમણે દર્શાવેલા શુદ્ધ દેવની ઉપાસના, અને શુદ્ધ ધર્મની પ્રવૃત્તિ છે, માટે કર્મબંધથી ડરીને, તે કર્મનો જેમ બને તેમ ક્ષય થાય, અને શીઘ્ર, સ્વસ્થાન, સકળ કર્મ ક્ષયરૂપ, જે આત્માનું મોક્ષ સ્વરૂપ, શુદ્ધ પરમાત્મ દશા. તે પ્રત્યે, પ્રાપ્ત થવાય, તેમ કર; અને ચિંતવ કે, અહો, તે દિન કયારે આવશે, કે હું આ મારા આત્માને, આત્મ હિંસાથી છોડવીને હું પરમ સમતામય નિજ અનંત જ્ઞાનાદિ ગુણવંત આત્મ ધ્યાનમાં તલ્લીન રહીશ! કયારે એવી રીતે સ્વાત્મ રક્ષણ

કરતો થકો સ્વપર હિતકારી પણે, જિનાજ્ઞાનુસાર, ગુરૂચરણ સેવતો થકો, પ્રભુના શાસનને આરાધીશ!" ઈત્યાદિ ભાવ, ચારિત્રને વાંચ્છતો છેવટે શુદ્ધ સમાધિ મરણની વાંચ્છા યુક્ત ભાવના ભાવે; તે આવી રીતે:—

૩ હવે અવસાન અવસર જાણીને ઉત્તમ શ્રાવક પોતાના સર્વ સ્વજન, કુટુંબ, પરિવારાદિને પોતાની પાસે બોલાવી, તેમને યથા-યોગ્ય હિતશિક્ષા દઇને, પ્રત્યેકને ઉચિત ભલામણ કરીને, સર્વ સાથે વૈરભાવ ટાળવા પૂર્વક ખમામણા (ક્ષમાપ્રા) કરીને, પછી પોતે સાવ-ધાન થયો થકો, જાણે મહોત્સવ અવસરજ સમીપ ન આવ્યો હોય ! એમ ઉજમાળ થઇ સંથારાની ભૂમિને યતનાપૂર્વક પ્રમાર્જી પૂંજીને જળાદિકે તેને શુદ્ધ કરી, તે ઉપર ભલે પ્રકારે ડાભનો કે કોઇ ઉચિત વસ્ત્રાદિકનો સંથારો કરે; પછી તે ઉપર પોતાની કાયાને સ્થિર સ્થા-પન કરીને, આસન દ્રઢ કરી મહા સમતામય શાંત વિશુદ્ધ મને ચોરાશી લાખ જીવાયોનીને ઉપયોગ પૂર્વક ખમાવીને, સમસ્ત જગત્-જીવોને પોતાના આત્મવત્ જાણતો થકો, તે સર્વ સાથે આ ભવ તથા પરભવ, તથા ભવોભવના સમગ્ર અજ્ઞાન યોગે થઇ ગએલ પાપાદિ વૈર, વિરોધ, અપરાધને પોતે ખમતો, તેમને ખમાવતો, અઢારે પાપ સ્થાનકને ત્રિકરણ શુદ્ધિએ વોસિરાવતો, સાગારી કે અણગારી અણ-સણ આરાધે; ત્યાં પ્રથમ પોતાનું અણાહારી પદ સંભારતો થકો, સર્વ પરપુદ્ગલિક ભાવની ઇચ્છા મૂર્ચ્છાના ત્યાગપૂર્વક ચારે આહારના પચ્ચખ્ખાણ કરે, અને જીવને શિક્ષા આપે કે, હે ચેતન, આ અપાર, અનંત સંસારમાં ચારે ગતિમાં રોળાતાં તેં અનંતાનંત આહારાદિ, ભક્ષ્યાભક્ષ્યના ઉપયોગ વિના, આશક્તિએ નિઃશંક પણે કીધાં, તો પણ હજી લેશ માત્ર તું તૃપ્ત થયો નહિ, માટે હવે સંતોષ પામ; તેં પુદ્ગલના સંયોગે તે નાના પ્રકારનાં અનેક પાપાચરણ કરી કરીને આ તારા પુદ્ગલ પીંડને તથા તારા સ્વાર્થી સ્વજનાદિ કુટુંબ પીંડને પોષીને, ઘણી કદર્થનાને અજ્ઞાતપણે અનુભવી; માટે હવે સાવધ થા; તારા આત્મા થકી સર્વ ભિન્ન, પરભાવથી ઉદાસીનપણે વિરતિપૂર્વક શુદ્ધ સ્વરૂપમાં નિમગ્ન રહે; એમ પરમ સતોખ ભાવને ભજતો, ધન્ય છે તે મહાત્માઓ, ગજ સુકુમાલજી, મેતાર્યજી, સાગર ચંદ્રકુમાર, ખંધક આચાર્ય, સુકોસલ, તથા અર્ણીક મુનિવરો, ધન્ના અણગાર

તથા શાલિભદ્રજી, અને પાપી પાલકે ઘાણીમાં ઘાલીને પીલવારૂપ ઘોર ઉપસર્ગને પ્રાપ્ત કરેલ, એવા ખંધક આચાર્યના પાંચસો શિષ્યો, જેઓ પ્રાણાંત કષ્ટને સમતાભાવે સહતાં, ઉત્કૃષ્ટ આત્મવીર્યે રહ્યા, તેઓના મહા જ્ઞાનનું હૃદયમાં સ્મરણ કરતો, શુદ્ધ જ્ઞાનાનંદમાં ઝીલતો, સર્વ શરીરાદિ મૂર્ચ્છા થકી ભિન્ન થયો થકો, શુદ્ધાત્મ સ્વરૂપને તદાકારપણે અનુભવતો, શ્રી પંચ પરમેષ્ટિ મહારાજના પરમ ધ્યાનમાં તન્મય પણે લીન થયો થકો, શુદ્ધ સમાધિપૂર્વક જીવ, આ વિનાશી દેહનો ત્યાગ કરીને, ઉત્તમ સ્વર્ગના સુખોને પણ સમ્યગ્જ્ઞાન દ્રષ્ટિએ જિન ભક્તિપૂર્વક ભોગવીને, અનુક્રમે શ્રેષ્ઠ મનુષ્યભવ પામીને પરમ પદને વરે; અને ત્યાં સદા સર્વદા અવ્યાબાધપણે, સાદિ અનંતકાળ પર્યંત, નિરાબાધ, અક્ષય, અનંત અને અત્યંત શાતામય સ્વરૂપ સુખમાં વિલાસ કરતો થકો, લોકાગ્ર ભાગે અનંત જ્યોતિમાં જ્યોતિ પણે મળ્યો થકો, સહેજાનંદમાં નિરંતર ઝીલી રહે; એવા સિદ્ધ પરમાત્માને અમારો ત્રીકરણ શુદ્ધિએ નમસ્કાર હો; અને અમારો પણ ત્યાં શીઘ્ર વાસ થાય, એવો ઉત્તમ અવસર પરમ પ્રભુ શીઘ્ર આપો; તથાસ્તુ, શુભં ભવતુ, કલ્યાણમસ્તુ; શ્રી શાંતિ: શાંતિ: શાંતિ:

---

## ૫૦ વિભાગ. હિતોપદેશ રત્ન ચિંતામણિ પ્રશ્નોત્તરમાળા.



૧ પ્રશ્ન—ધર્મ પામ્યાનો સાર શું ?

ઉત્તર—સ્વપર જીવની ઉપર દયાવંત ચિત્ત રાખવું, ઇંદ્રિયોનું દમન કરવું, અને સત્ય વચન બોલવું.

૨ પ્રશ્ન—જૈન મુનિ ધર્મનો પરમાર્થ શું ?

ઉત્તર—રૂડા આચારરૂપ શીળનું કદાપિ ખંડન ન કરવું, દુરાચારી કુશીલિયાની સંગત નહિ કરવી, અને ગુરૂવચન કદી લોપવું નહિ.

૩ પ્રશ્ન—નિંદાખોર, દુર્જન, ચાડિયા લોકો કોને કાંઇ કરી ન શકે?

ઉત્તર—જે પુરૂષ છાકટ્ પણે ચપલ ચાલ ન ચાલે, ઉદ્ભટ્ અછાજતો પોશાક ન પહેરે, તથા વાંકી દ્રષ્ટિ એટલે ખોટી નજરે ન જૂએ, તેને દુર્જન શત્રુઓ પણ કાંઇ કરી ન શકે.

૪ પ્રશ્ન—દુષ્ટ કળીયુગ કોનો પરાભવ ન કરી શકે?

ઉત્તર—જે પોતાની જીભ વશ રાખે, કોઇ પણ વગર વિચાર્યું કામ ન કરે, તથા પોતાનો ઉત્તમ કુલાચાર ન છોડે, તેને કળિકાળ કાંઇ હરકત ન કરી શકે.

૫ પ્રશ્ન—સજ્જનનો દુષ્કર માર્ગ કયો?

ઉત્તર—પારકા જનોના મર્મ ખુલ્લા ન કરે, કોઇને પણ આલ કદાપિ કાળે ન દીએ, અને કોઇના ઉપર દ્વેષ બુદ્ધિથી આક્રોશ ન કરે, એવો સજ્જનોનો દુષ્કર માર્ગ છે.

૬ પ્રશ્ન—ડાહ્યા પુરૂષનો કેવો ઉપદેશ હોય છે?

ઉત્તર—સર્વ પ્રાણીઓ પ્રત્યે યથાશક્તિ ઉપકાર કરવો, કરેલો ઉપકાર કદી ભૂલવો નહિ, દુઃખી નિરાશ્રિત જનોને દિલાસો દઇ આશ્રય આપવો.

૭ પ્રશ્ન—જાવજીવ સુધી કઇ પ્રતિજ્ઞા રાખવી?

ઉત્તર—કોઇની પાસે કોઇ પણ કાળે આશીભાચે જાચના કરવી નહિ, કોઇની પણ પ્રાર્થનાનો છતી શક્તિએ ભંગ ન કરવો, તથા દીનતાવાળું વચન કોઇ પણ વખત બોલવું નહિ.

૮ પ્રશ્ન—ખરી મોટાઇ કેમ પમાય?

ઉત્તર—પોતાની પ્રશંસા પોતાને મુખે કદી પણ કરવી નહિ, તેમજ ઘણું હસવાની ટેવ રાખવી નહિ, અને દુર્જનોની કદાપિ કાળે નિંદા નહિ કરવી.

૯ પ્રશ્ન—ખરો ન્યાયનો માર્ગ કયો?

ઉત્તર—શત્રુનો વિશ્વાસ ન કરવો, તેમજ વિશ્વાસુને કદી પણ ઠગવો નહિ, કૃતઘ્નિ થાવું નહિ, એટલે કરેલા ગુણનો ચોર ન થવું.

૧૦ પ્રશ્ન—ચતુર પુરૂષની કસોટી એટલે પરીક્ષા કઇ ?

ઉત્તર—ઉત્તમ ગુણોને વિષે રાચવું, સ્નેહ રહિત જનોની સાથે સ્નેહ નહિ કરવો, અને ઉત્તમ પાત્રની પરીક્ષા કરવી.

૧૧ પ્રશ્ન—જગત્‌ને વિષે આપણો જસવાદ કેવી રીતે બન્યો રહે ?

ઉત્તર—અકાર્ય કદી પણ ન આચરે, લોકોને વિષે નિંદા થાય એવાં કામમાં ન પરે, અને સાહસિકપણું કદી ન છોડે તો જગત્‌માં તેનો હાથ ઉંચો રહે.

૧૨ પ્રશ્ન—ધૈર્યવંત પુરૂષોનું, તરવારની ધારા સરખું, ઉત્તમ વૃત કયું ?

ઉત્તર—કષ્ટને વખતે કદી પણ અકળાય નહિ, પણ ધીરજ રાખે. ઉત્તમ ધર્મની ટેક પ્રાણાંત કષ્ટે પણ ન છોડે, અને તમામ ધન વૈભવનો નાશ થયે છતે પણ દાન દેવાની ઉદાર બુદ્ધિ રહે.

૧૩ પ્રશ્ન—સંસારને વિષે સાધારણ, એવાં સર્વ દુઃખોનો અંત કયારે આવે ?

ઉત્તર—અત્યંત પ્રેમ કોઇ ઉપર અથવા કોઇ ચીજ ઉપર ન કરવો, પોતાના સ્વજન મિત્રો સાથે વારંવાર રીસાવું નહિ, અને કલેશને ઉગતોજ દાબવો, અર્થાત્, કલેશ વધારવો નહિ.

૧૪ પ્રશ્ન—લોકને વિષે અપજશ કયારે ન બોલાય ?

ઉત્તર—માઠી સોબત ન કરે, બાલકનું પણ હિતકારી વચન ગ્રહણ કરે, અને અન્યાય અને અનીતિથી નિવર્તે એટલે દૂર રહે.

૧૫ પ્રશ્ન—સંપત્તિ કે વિપત્તિમાં સમભાવે શાથી રહેવાય ?

ઉત્તર—સંપત્તિને વખતે મદોન્મત્ત ન થાય, અને વિપત્તિને વખતે દીનપણે વિખવાદ ન કરે, શુભાશુભ કર્મના ઉદયને વિષે મધ્યસ્થપણે વર્તે.

૧૬ પ્રશ્ન—પોતાની મહત્ત્વતા શાથી ઓછી ન થાય ?

ઉત્તર—ચાકર નોકરોને પછવાડે ન વખાણતાં તેને મોઢેજ તેનાં કામનાં અથવા ગુણનાં વખાણ કરવાં, પોતાના પુત્ર તથા શિષ્યનાં વખાણ તેના સાંભળતાં કદી પણ કરવાં નહિ.

અને પોતાની સ્ત્રીનાં વખાણુ તો તેના મોઢા આગળ કે તેની પછવાડે પોતે ભરતારે કરવાં નહિ, જેથી લોકમાં હલકાઇ ન થાય.

૧૭ પ્રશ્ન—અમૂલ્ય વશીકરણુ મંત્ર કયો ?

ઉત્તર—પ્રિયકારી મિષ્ટ વચન બોલવું, વિનય કરવો, દાન દેવું, તથા પારકાના ગુણુ ગ્રહણુ કરવાથી ગમે તેટલો વિરોધી પણુ વશ થાય છે.

૧૮ પ્રશ્ન—પોતાના સર્વ અર્થ એટલે મન કામનાઓ સિદ્ધ શાથી થાય ?

ઉત્તર—અવસર ઉચિત બોલવું, ભર સભામાં ખળ એટલે દુર્જનોનું પણુ સન્માન કરવું, અને નાના મોટાનો વિવેક ઉચિત રીતે સાચવવો.

૧૯ પ્રશ્ન—ઉત્તમ કુલીનતા એટલે ખાનદાનપણું શાથી જલવાય ?

ઉત્તર—મંત્ર તંત્રાદિક કદી જોવા નહિ, તેમ તેની કડાકૂટમાં કદી પડવું નહિ, પારકા ઘરમાં પોતે એકલા જવું નહિ તથા પોતે લીધેલી પ્રતિજ્ઞા ગમે તેવું વિઘ્ન આવતાં પણુ સંપૂર્ણુ રીતે પાલવી.

૨૦ પ્રશ્ન—પોતાના સ્નેહી સાથે પ્રેમ કાયમ શાથી બની રહે ?

ઉત્તર—સ્નેહીને ઘેર પોતે જમવા જવું, અને તેમને પોતાને ઘેર નોતરવા, તેમની આગળ પોતાની મનોગત ગુપ્ત વાત અથવા દુ:ખ નિવેદન કરવું, તથા તેમની મનોગત વાત પૂછવી, અથવા તેમનું સંકટ જાણુવું ને ટાળવું, તેમજ ઉચિત વસ્તુની લેવડ દેવડ પ્રેમપૂર્વક કરવી

૨૧ પ્રશ્ન—આ જગત્‌માં કાંઇ પણુ આશ્ચર્ય થવા જેવું નથી, તે શી રીતે ?

ઉત્તર—કોઇને પણુ હલકો જાણી તુચ્છતાથી તિરસ્કાર કરી તેની અવજ્ઞા કરવી નહિ, પોતાના ગુણુનો ગર્વ કરવો નહિ, તેમજ

કોઇ પણ અદ્ભૂતતા દેખી વિસ્મય થવું નહિ, કેમકે આ પૃથ્વીમાં શેરને માથે સવાશેર તેવાં ઘણાં પુરૂષ રત્નો પડેલાં છે, માટે વ્યામોહિત થવું નહિ.

૨૨ પ્રશ્ન—ખરૂં મોટાઇપણું કેમ પ્રાપ્ત થાય ?

ઉત્તર—કામની શરૂઆત પહેલ વહેલાં નાની કરવી, અને પાછળથી મોટું કામ કરી દેખાડવું, અને કોઇ પણ ભારી કામ કરીને ઉત્કર્ષ એટલે અભિમાન ન કરવું.

૨૩ પ્રશ્ન—આ ચતુર્ગતિ ભ્રમણરૂપ સંસારમાંથી કેમ છુટકારો થાય ?

ઉત્તર—સદાકાળ પરમાત્મ સ્વરૂપનું ધ્યાન કરવું, તથા સર્વ જીવોને પોતાના આત્મા સમાન ગણવા, અને કોઇ પણ પ્રાણી સાથે રાગ દ્વેષ ન કરવો, પણ પરમાર્થ બુદ્ધિએ વસ્તુ સ્વરૂપને સમજી ભવ થકી વિરક્ત બુદ્ધિ રાખી ગુણગ્રાહી થઇને મધ્યસ્થપણે આત્મ સાધન ચોકખી શ્રાદ્ધ દ્રષ્ટિએ કરવું.

૨૪ પ્રશ્ન—આ ઉપદેશ રત્નમાળાનો મહિમા કેવો છે ?

ઉત્તર—આ ઉપદેશ પ્રમાણે વર્તનારનાં સમસ્ત દુઃખ દુર્ભાગ્યનો નાશ થાય છે, અને તેના ખોળામાં શિવ સુંદરી સ્વેચ્છાએ રમણ કરે, અર્થાત્, તે મોહનુભાવ મોક્ષ સુખ પામે. તથાસ્તુ.

---

## ૭ વિભાગ. ૧ નીતિ અને ધર્મ વિષયિક વિવિધ સુભાષિત વચનામૃત (સંસ્તકૃ.)



(અનુષ્ટુપ્ છંદ) જૈન ધર્મ કોને કહીએ ?

**स्याद्वादो वर्तते यस्मिन्, पक्षपातो न विद्यते ।**
**नास्त्यन्यपीडनं किंचित्, जैन धर्मः स उच्यते ॥ १**

અર્થઃ—જેને વિષે, સર્વ નય આશ્રિત, અનંત ધર્માત્મક પદાર્થના સ્વરૂપમાં યથાર્થ અને એકાંત કથન સત્યપણે, વ્યાપી રહ્યું છે;

